# ચુંટી કાહાડેલાં લખાણો

એના બનાવનાર

૧૪૦૫

શોરાબજી શાપુરજી બંગાલી

ની

કલમથી જુદી જુદી વેલાએ લખાએલી બાબદો મધેથી,

બે દફતરોમાં.

---

દફતર ૧ લું.

---

મુંબઈ,

દફતર આશકારા છાપાખાના મધે,

રૂસતમજી નવરોજજી ખંબાતાએ છાપયું છે.

કોટ—બેહરામજી હોરમજજી સ્ટ્રીટ, ના૦ ૬ તથા ૧૧.

સન ૧૮૮૦ ઇસવી.

# દીબાચો.

માહારી જીનદગીની મુસાફરી તરફ પાછું વલીને જોતાં તેહનાં એક પરીનામથી આએ બે દફતરો છપાવી પરસીધ કરવાનો વીચાર માહારાં મનમાં ઊપજીઓ હતો. આજ આસરે ૩૦ વરશનાં દરમેઆનમાં માહારા હાથથી થાએલાં લખાણો થોડુંએકની વાત ઊપર એકવાર પાછાં જોઈ વાલતાં તેઓ માહેલો કેટલોએક ભાગ ફરીને છપાવવાની માહારાં દીલમાં ખાએસ થાઈ હતી, અને તે ખાએસ મુજબ આ સંગરહ પરસીધ કરવામાં આવેઓછે.

એ સંગરહમાં દાખલ કરેલી (બે તરણ વીના) સરવે બાબદો આગલ છપાઈ ચુકેલીછે, તેઓ જે જે ચોપડી, ચોપાનીઊં, અથવા વરતમાંન પતર મધે અવલમાં પરગટ થાઈ હતી તેનું નામ તથા વખત દરએક બાબદની શેવટે જણાવેલાંછે. દરએક બાબદ તેહેની એબારત સુધાં અસલની માફકજ રાખેલીછે, માતરે જાંહાં જરૂર માલમ પડીઊં તાંહાં જુજ ફેરફાર કીધોછે, તોપણ ઠેકાણે ઠેકાણે નવી ઈઆદી વધારવાને દરૂસત વીચારવામાં આવેઊંછે.

**શો. શા. બંગાલી.**

મુંબઈ, ડીસેમબર ૧૮૮૦.

# શાંકલીઉં
## દફતર ૧ લાંનું.

### ભાગ ૧ લો.
### પુરાતમ ઈરાનનાં બાંધકામ, કોતરકામ, અને સીકા સંબંધી.



---

### ભાગ ૨ જો.
### પુરાતમ ઈરાનની ભાશાઓ,
તથા
### એ ભાશાઓમાં લખાએલાં પારસી લોકોનાં ધરમ પુસતકો સંબંધી.

---

## ભાગ ૩ જો.

### પારસીઓની તવારીખ સંબંધી.



---

## ભાગ ૪ થો.

### પારસીઓના ધરમ સંબંધી છુટક બાબદો.

---

## દફ્તર પેહલાં મધે જોડેલાં ચીત્રો, ઈતીઆદી.

(જુઓ સફે ૧)




પરીઆળોનું તખતે જમશેદ.

# ઈસતખર અથવા તખતે જમશેદ.

પુરાતમ જમાનાની તવારીખ અને પુરાતમ લોકોની હાલત તથા ચાલચલણની સોધ કરનાર અભીઆસીઓને અંજાણું નથી કે આજ એકથી તે ચેઆર હજાર વરશના દરમેઆન આપણી દુનીઆંમાં તરેહે વાર રાજપાતો અને પાદશાહીઓ એક બીજાથી ચહડતી મોતેબર ઓજોરગી તથા જાહોજલાલી ભોગવીને તદન ગુમ થાઈ ગએઆંછે. ઈરાન, ઈઊનાંન, અને રોમ એ તરણે દેશોએ વારાફરતી આ દુનીઆંમાં મોહોટી સાહેબી મેલવીછે, અને આપણી પરૂથવીનો મોહોટો ભાગ પોતાના તાબામાં રાખીઓછે. દુનીઆંની તે સાહેબીમાં આગલું ઈરાન પણ એક નામીચો દરજ્જો ધરાવેછે. આજ ચેઆર હજાર વરશની શક ભરેલી તવારીખ આપણે છોડી દઈજીએ અને ૧૫૦૦ થીતે ૨૫૦૦ વરશની ઈરાનની શેહેનશાહોની હકીકત ઊપર ધેઆન પોંહોંચાડીએ તો આપણા જોવામાં આવશે કે ઈરાનના મુલખની હકુમત એક કરતાં વધારે વાર મીસર અને ઈઊનાનની હદથી તે ચીનનાં નાકાં સુધી પોંહોંચી હતી, અને તે વેલાએ એ દેશનેં પરૂથવીનો માલેક, અને તેહના શેહેનશાહ ઓને શેહેનશાહઓના શેહેનશાહનો ખેતાબ મલીઓ હતો.—હેવા ઈરાનના દબદબા અને જાહોજલાલી ભરેલા વખતની તવારીખ (ફીટકાર હોજો તેહેનો નાશ કરનારાઓપર) આજ ઘણુંકરીને ગુમ થાઈછે, કે જેથી તે ફરીને તાજી અને દુનીઆંમાં રોશન કરવાને કાબેલ લોકોને મોહોટી મેહેનત પડેછે તથા તે સાથે તકરાર ઊઠેછે. આગલા જમાનાની હાલત અને ઓજોરગીનું જે વેલાએ કેતાબોની મદદથી બેઆન મલી આવતું નથી, તેવારે કાબેલ લોકો તેમાં અગત કરીને ઇઊરોપીઆંનો પરૂથવીના જુદા જુદા દેશોની કદીમ ચીજો જેહેવું કે મોહોર, સીક્કા, અને ઈમારતો તથા નકશાઓ તપાસીને તથા પુરાતમ જુબાનના હરૂફે

વાંચીને પોતાની સોધનો પાએઓ બાંધેછે, અને તે ઊપરથી પુરાતમ તવારીખ લખનારોની સચાઈનો અટકલો કરેછે. ઈરાનનો આજ ૪૦૦૦ વરશની વાતપરની મોહોટાઈ અને જાહોજલાલી કેતાબો કરતાં સરશ રીતે તાંહાંની પુરાતમ વખતની ઊંચી ઈમારતોથી તથા તખતીઓથી તથા નકશાઓથી હવડે આપણને માલમ પડી આવીછે. નકશે રૂસતમ તથા માદરે સુલેમાન તથા નકશે રજબ તથા તખતે જમશેદ તથા તખતે બોસતાન અને એ વગરે બીજા કેટલાએક મુકામોપર પાહડોની કઢણોમાં પથરમાં કોટરી કાહાડેલાં ચીતારો તથા પુરાતમ શેહેરોની ભાગી પડેલી ઈમારતોની ઊમદા કારીગરીની મદદથી એ દેશની આગલી સુધરાઈ અને મોતેબરી આ જમાનાના લોકોને સારી રીતે જાહેર થાએછે; કે જે ઈમારતો તથા ચીતારો જોઈને તથા તપાસીને આ જમાનાનો કોઈબી માણસ હેવું નહી કેહેશે કે તે કદીમ વખતના લોકો અનઘડ અથવા અપટ હતા અથવા દુનીઆંના આદમીઓની મોતેબર કારીગોરીથી નાવાકેફ રહી સેહેલાઈથી ઠગાતાં હતાં. પણ તે જોઈ સરવે કોઈ વીચાર દોડાવનાર શખસોના મનમાં ખરેખર હેવો વીચાર પેદા થાશે કે તે જમાનો હુનરમાં કાંઈ કમ હતો નહી, પણ જેમ તે કદીમ નીશાનો હાલ પડી ભાગીછે તેજ પરમાણે તે જમાનાનો એલમ પડી ભાગેલોછે, અને હવડે આપણો જમાનો જે એલમ અને કારીગરી જાણેછે તે સાથે ઈરાન દેશની ઈમારતોપરથી તેહની આજ ૪૦૦૦ વરશની હાલત આપણે સરખાવોએ તો એક ચંચલ ઈઊરોપીઆનનાં જણાવીઆ પરમાંણે "આપણે હવડે ફુકરાજી કરીએચ કે આપણો એલમ સરવે પાંતીએ મોતેબરછે તે ફુકરાજી તમામ શેકટછે." હેવીરીતે આગલો ઈરાનદેશ પોતાની માહબારત કારીગીરીથી આપણા જમાનાપર સરદાર થાઈ ગએલોછે.

ઈરાનની સંગલી પુરાતમ બાંધનીમાં તથા ઊમદા ઈમારતોમાં તથા નકસીદાર ચીતારોની કારીગીરીમાં ઈસતખર અથવા તખતે જમશેદ પેહેલો દરજ્જો ધરાંવેછે. એ તખત અથવા પુરાતમ શેહેરનાં

બાંધકામની કારીગીરી ઊમદાછે, અને તેહેની સાથે આગલા અથવા હવડેના જમાનાનું કોઈબી બાંધકામ સરશ થાઈ શકીઊં નથી, એટલુંજ નહી, પણ તે આજ પરૂથવીમાં સઊથી કદીમ ગણાએછે. એ તખતને ગરંથકારો ઈસતખર, ચેહેલમીનાર, હજાર સતુન, ખાનેદારાં તથા પરસીપોલીસને નાંમે ઓલખી ગએઆછે, અને આ છેલું જણાવેલું નામ ઈઊનાની ગરંથકારોનું આપેલુંછે, તેહેનો અરથ ઈરાન અથવા ઈરાનના લોકોનું શેહેર કરીને થાએછે, પણ તે નામ કોઈબી જમાનામાં કદીમ ઈરાનીઓએ પોતે આપીઊં હોએ હેવું નથી, કાંએકે એ નામ તમામ આથમણ પરાંતનો ભાશામાંથી નીકલેલું પુરવાર થાએછે, અને એજ પરમાણે આગલા ઈઊનાનીઓ બેઢંગી રીતે ઈરાનનાં જુદાં જુદાં શેહેરોને તથા પાદશાહઓને નામ આપી ગએઆછે, અને તે ઊપરથી ઈરાન દેશની તવારીખ લખવામાં ઈઊનાની અને ઊગમણ પરાંતના શાએરો વચે જગાઓ તથા આદમીઓના નામોનો મોહોટો તફાવત પડી ગએલોછે તે વીશે ખોલાસો થાએછે. પણ આગલા ઈઊનાનીઓ જે ઈરાનનાં પરસીપોલીસ શેહેર વીશે લખી ગએલાછે તે અને હવડેનું ઈસતખર અથવા તખતે જમશેદ એ એકજછે તે વાતમાં કાએલ ઈઊરોપીઆન ગરંથકારોની કીધેલી સોધોની મદદથી હવડે કસો શક રહેઓ નથી. સર રાબરટ કે પોરટર તથા મી૦ મારીઅર તથા સર ઊલી અમ આઊસલે તથા નેઓબર તથા શારડીન તથા બીજા નામીચા મુસાફરો એ વાત વીશે એકમત થાએલાછે.

ઈસતખર એ શબદના અરથ વીશે ફરહંગે બુરહાને કાતેમાં જણાવેછે કે ફારસના મુલખના એક કીલાને તે નામ આપેલુંછે કે જાંહાં પાદશાહ દારાબના બેટા દારાંએ પોતાને કોજે રેહેવાનો મુકામ બનાવીઓ હતો, અને બીજા કેટલાએક ફારસી ગરંથકારોના જણાવીઆ પરમાંણે એ શબદનો અરથ પાણીનો એક મોહોટો તલાવ અથવા ચશમો કરીને થાએછે કે જે નામ એ મુકાંમની પડોસમાં પાણીનાં એક મોહોટાં તલાવથી નીકલીઊંછે. ચેહેલ મીનાર અથવા હજાર સતુન કરીને એ

જગાને જે નામો આપીઆમાં આવીઆંછે તેહેનો અરથ ચેઆલીસ અથવા હજાર મીનારાનો મેહેલ અથવા કીલો કરીને થાએછે, પણ એ નામ જાહાજો પુરાતમ ધારીઆમાં આવતું નથી. એ જગાને ખાનેદારાં એટલેજે પાદશાહ દારાંનો મેહેલ કરીને પણ કેહેછે તેહેનું કારણ ફરહંગે બુરહાને કાતેમાં ઊપર જણાવેલી રીતે જણાવીઊંછે. હવડે ઈરાનમાં એ મુકામ ઘણું કરીને તખતે જમશેદને નામે ઓલખાએછે, અને તાંહાંના લોકો એ જગાને પાદશાહ જમશેદનો તલેસમ કરીને કેહેછે. પણ તખતે જમશેદ એ નામ આજ માતરે આસરે ૨૦૦ વરશની વાત પર આપીઆમાં આવીઊં હોએ હેવું ધારીઆમાં આવેછે, કાંએકે કોઈબી પુરાની કેતાબમાં એ નામ મલી આવતું નથી, પણ સંગલી જગાઓમાં તેહેને ઈસતખર કરીને લખેલું જોવામાં આવેછે. તખતે જમશેદ એ નામ પુરાતમ નહી હોએ તોપણ જે પાદશાહનાં નામ સાથે તે હવડે સંબંધ રાખેછે તેહેનાજ વખતમાં એ શેહેર બનેલુંછે અને તેહાર પછીના ઈરાનના પાદશાહોએ તેહેને સુધારેલું અથવા વધારેલુંછે હેમાં જાહાજો શક નથી. એ વાત સર ઊલીઅમ જોનસ તથા સેંટ કરોઆ નામના ગરંથકારો કબુલ રાખેછે. શારડીન નામનો એક નામીચો ફરેંચ ગરંથકરતા જે આસરે ૧૦૦ વરશની વાતપર ઈરાન દેશમાં મુસાફરી કરી આવીઓ હતો તે ધણી એ તખતને ૪૦૦૦ વરશ પુરાનું ગણેછે, અને તવારીખની મુદતો મુકરર કરનાર બીજો એક નામીચો ઈઊરોપીઆન નામે બેલી જેણે જોતીશ શાસ્રની મદદથી આગલા વખતની તવારીખની મુદતો મોહોટી મેહેનતથી મુકરર કીધી ઓછે તે નામીચા શખસે ઈઊનાની લોકોના આગલા હુનરની સોધનું એક કીમતી પુસતક બનાવીઊંછે, તે પુસતકમાં એ ધણી પોતાની ગણત રીથી પાદશાહ જમશેદની પાદશાહી ઈસવી સનેની ૩૨૦૯ વરશ આગમજ શરૂ થાએલી જણાવેછે, અને એજ પુસતકના પાછલા ભાગમાં કદીમ ઈરાનની હાલત વીશે હાનકરવીલ નામના નામીચા ફરેંચે એક બાબદ લખીછે તે ધણી પાદશાહ જમશેદના જમાનાની આ મુદત વીશે

બેલીના મત સાથે મલતો આવેછે તે ઊપરથી એ મુકામ આજ ૪૦૦૦ થીતે ૫૦૦૦ વરશનું પુરાનું છે તે ભુલની ધાસતી વગર સુખેથી કેહેવાઈ શકાએછે. સેકંદર રૂમીએ જેવારે આજ આસરે ૨૧૮૦ વરશની વાત પર ઈરાનનો મુલખ ફતે કીધો તેવારે પરસીપોલીસ અથવા ઈસતખર પોતાની પુર આબાદાનીપર હતું તેથી અલબત તેહેની ઘણાં વરશ આગમજ એ શેહેર ઊભું થાવું જોઈએ, અને તે ઊપરથી શારડીન, બેલી, હાનકરવીલ, આઊસલી અને બીજાઓનો વીચાર ખરો ધારી આમાં આવેછે. પારસીઓના વંદીદાદની બીજી પરગરદમાં વરજમ ગરદ અથવા જમગરદ અથવા જમકનદ કરીને જે નામ આવીઊંછે તે નામ આ તખતે જમશેદનું જછે હેવી ધારણા આવેછે, કાંએકે વરજમગરદ અને તેહેની આસપાસના મુકામની હાલત તથા તે દેશ કેહેવો ફલવાન તથા સરદી ગરમી તાંહાં શી તરેહથી ચાલેછે તે વીશે જે કાંઈ વંદીદાદમાં લખેલુંછે તે તખતે જમશેદની હવડેની તથા આગલી હાલત સાથે લગભગ મલતુંછે.* હવડેના જમાનાના કેટલાએક મુસલમાન ગરંથકારો જેવો ઈસતખર અથવા "તલેસમે જમશેદ" જોઈને ઘણા હેરતમાં પડેલા હતા તેઓ હેવો મુકામ કોઈ આદમીઓથી બનીઓ હોએ તે કબુલ કરતા નથી, પણ દેવ અને પરીઓથી એ કાંમ બનીઊંછે, તથા ઈઆઊદીઓના પાદશાહ સુલેમાંને એ કાંમને પોતાની પેગમબરીના જોરથી મદદ કીધીછે હેવું તેઓ તાજુબીની મસતીમાં લખી ગએલાછે. પણ બીજા મોતેબર ફારસી તથા આરબી ગરંથકારો વધારે ભરોસો રાખવાજોગ ખબર આપેછે. તેમાં નીજામ-અલ તવારીખ નામની કેતાબનો બનાવનાર કાજી બીજાવી ઈસતખર અથવા તખતે જમશેદ વીશે હેઠલ જણાવીઆ પરમાણે લખી ગએઓછે. એ ગરંથકારનું મત બીજા ઘણાએક ફારસી ગરંથકારોનાં મતસાથે મલતું આવેછે. એ કાજી બીજાવી જેણે હીજરી ૬૭૪ ના વરશમાં પોતાની કેતાબ બનાવી હતી તે હેવું જણાવેછે કે—

* જુઓ આંકુટીલ ડ પેરેનો બનાવેલો ગરંથ—વંદીદાદ પરગરદ ૨ જી—પુસતક ૩ જું સફે ૨૭૪ તથા ૨૭૫ મે.

"ઈરાનના પાદશાહ કઈઓમરશે બે શેહેરો વસાવીઆં હતાં, તેમાં
"એકનું નાંમ ઈસતખર અને બીજાંનું દેમાવંદ કરી હતું. કઈઓમર
"શના બેટાનો બેટો હોશંગ ઈસતખરમાં પોતાનું પાએતખત કરી રેહેતો
"હતો, તેહારપછી એ મુકામ પાદશાહ જમશેદે એટલોતો વધારીઓ હતો
"કે ખાફરગની હદથી તે રામગરદનાં નાકાં સુધી બાર ફરસંગની જગા
"એ શેહેરથી રોકાઈ હતી. તાંહાં એ પાદશાહે એક માહાભારત ઈમારત
"બનાવી હતી કે જેહેના મીનારા તથા બીજી નીશાનો આજસુધી નજર
"આવેછે. તેહેને ચેહેલમીનાર અથવા ચેઆલીસ મીનારાનું શેહેર કરી
"કેહેછે. દુનીઆંમાં હેવાં બીજાં મુકામો કધી જોવામાં આવીઆં નથી.
"જેવારે જમશેદ પાદશાહે એ ઊમદા મુકામ બનાવી પુરો કીધો તેવારે
"જુદા જુદાં મુલખોના પાદશાહો તથા સરદારોને તેણે એકઠા બોલા
"વીઆ, અને જેવારે મેખ સંકરાનતી થાઈ ઈઆને રોશન આફતાબ
"મેશના બોરોજમા દાખલ થાએઓ, તે વખતે જમશેદ મેહેલમાં પોતાનાં
"તખતપર બેઠો, અને તે દાહડે જે કોરીઆ તથા દમદમામ કરીઆમાં
"આવીઓ હતો તેહેનું નામ "નોરોજ" અથવા નવો રોજ કરીને
"રાખીઊં હતું. એ પછે ઘણે વરશે જેવારે ઈરાનમાં ગોસતાસપની
"પાદશાહી થાઈ તેવારે જરતોસત માજદીઅશની ધરમ લઈ આવીઓ,
"અને આલમના લોકોને તે ધરમ કબુલ રાખવાનો પોકાર કીધો. એ
"જરતોસત ઈસતખરની પડોસમાં નફસટના પાહડ ઊપર રેહેતો હતો,
"અને એ પાહડ ઊપર તથા તેહેની પડોસમાં ઈરાનના આગલા પાદ
"શાહઓની કબરો તથા કોતરેલાં પુતલાંછે. ઈરાની લોકોમાં ઈસલામી
"ધરમ રેવાજ પામીઓ તેહેની અગાઊ ગુજરેલાં આદમીઓને દફના
"વાની તરણ રીતીઓ હતી. કેટલાએક ગુજરેલાં આદમીઓનાં બદનને
"પાહડોના ગોશમાં મુકી આવતા હતા, તથા બીજાંઓને પાહડો ઊપર
"દોખમામાં મુકતા હતા, અને કોઈઓનાં બદનને હાડકાંથી જુદાં પાડી
"બરની અથવા વાસણમાં ભરીને જમીનમાં ડાટતા હતા. જેવારે
"પાદશાહ ગોસતાસપે જરતોસતનો ધરમ કબુલ રાખીઓ તેવારે તે

"ઈસતખરમાં આવીને રેહેવા લાગો અને જંદ (નાં પુસતકો) વાંચવા
"લાગો અને આતશગાહો બાંધવાનો હોકમ કીધો. ઈસતખરના કીલા
"માંથી ગોસતાસપનો બેટો અસફંદીઆર પોતાના બાપના દુશમનોની
"સામણે લડવા ગએઓ હતો. કેટલીએક તવારીખોમાં જણાવેલુંછે તે
"ઊપરથી હોમાએ પાદશાહજાદી વીશે જાણીઆમાં આવેછે કે તેનીએ
"ચેઆલીસ મીનારાનો મેહેલ બંધાવીઓ હતો. અને જેવારે મુસલમાન
"લોકોએ ઈરાનનો મુલખ ફતે કીધો તેવારે એ મેહેલની તેઓએ મસજીદ
"બનાવી હતી. તે મસજીદ હવડે ભાગી પડીછે. અરદેસર બાબકાને
"આશકાનીઆન ઓલાદના પાદશાહઓની હકુમત તારાજ કીધી તેવારે
"તેણે ઈસતખર ઊપર હોમલો કીધો હતો, અને વલી બીજું એ કે
"સાસાની તોખમના પાદશાહ ખુસરૂપરવેજને તેહેના શીરૂહ નામના એક
"ઘાટકી દીકરાએ મારી નાખીઓ, અને તેહારપછી એ ધણીએ પોતાના
"૧૭ ભાઈઓ તથા ભાઈના છોકરાઓને કતલ કીધા, તે વેલાએ ઈઅજદજરદ
"જે તે વખતે ૪ વરશની ઊમરનો હતો તેહેને એક દાઈ લઈને ઈસતખ
"રમાં નાહાસી ગઈ હતી તાંહાં એ શાહજાદો પરવરશ થાએઓ હતો."*

ફીરદોસી તુસી પોતાનાં શાહનામાં મધે ઈસતખર વીશે પંદર અથવા વીસ વખત બોલી ગએઓછે. એ શાએરના જણાવીઆ પરમાણે પાદશાહ કેકોબાદ જેવારે અલબરોજ પાહડપરથી ઈરાનની હકુમત લેવાને આવીઓ તેવારે તેણે ઈસતખરમાં પોતાનો મુકામ કીધો હતો. પાદશાહ દારાંના વખતમાં સેકંદર રૂમીએ ઈરાનપર હોમલો કીધો તે વેલાએ દારાંની તરફથી ઈસતખરમાથી મોહોટું લશકર બાહેર નીકલીઊં હતું, તેહારપછી સેકંદરની ફતેહ થાઈ તેવારે એ ભાએગવાન સરદાર ઈરાનના તેજદાર પાએ તખતમાં દાખલ થાએઓ. નામીચો ગરંથકાર મીરખુંદ પોતાની રોઝતુલ સફામાં જણાવેછે કે ગોસતાસપ જેવારે બલખ શેહેરથી ઈસતખર આવીઓ તેવારે તેણે એક ગોશે બનાવવાને હોકમ આપીઓ હતો, તે ગોશામાં તેણે

* સર ઊલીઅમ આઊસલીની ઈરાનના મુલખમાં મુસાફરીનો ગરંથ પુસતક ૨ જું સફે ૩૪—૩૬૪—૩૭૦.

જંદ અવસતાનાં પુસતકો રાખીઆં હતાં, અને તે ઊપર આદમીઓની ચોકી રાખી હતી. એ પુસતકો ૧૨૦૦૦ ચામડાંઓ ઊપર સુનાં તથા રૂપાંના હરૂફેથી લખેલાં હતાં, તે ચામડાં કાગજની મીસાલે બારીક હતાં. એજ મુકામપર પાદશાહી એક નામીચું દફતરખાનું હતું, અને જેવારે સેકંદરે ઈસતખર પોતાને હાથ કીધું તેવારે એ દફતરખાનાં માહેલાં ઘણાંએક પુસતકોનો ઈઊનાની ભાશામાં તરજુમો કરાવીઓ હતો.†

બીજા કેટલાએક ઊગમણ પરાંતના ગરંથકારો એ ઈસતખર અથવા તખતે જમશેદ વીશે જે કાંઈ લખી ગએઆછે તેહેનો સંગલો સાર સર ઊલીઅમ આઊસલી નામના એક વીદીઆવાન ઈંગરેજે પોતાની ઈરાનની મુસાફરીનાં બીજાં દફતર મધે આપીઓછે. કાજી બીજાવી તથા ફીરદોસી તથા મીરખુંદ એ તરણે નામીચા ફાજેલોની ઈસતખર વીશે જણાવેલી હકીકત જે લખીછે તે સવાએ એ પુરાતમ અને અજાએબ જેહેવાં શેહેરની તવારીખ વીશે સર ઊલીઅમ આઊસલીએ બીજા ગરંથકારોની મદદથી સોધો કીધીછે, તેમાં—ઈબન આસીમ—તબરી—ઈબન હકાલ—મજમલ-અલ તવારીખનો બનાવનાર—શરીફ ઈદરીસસ—નીજામી—નુરૂદીન મહમદ ઓફી—સાઅદી—મનહાજ—ઈબન ખાલીકાન—જકરીઆ કજવીની—ફજલલા કજવીની—ખુંદમીર અને એ સવાએ આસરે બીજા પંદર નામીચા તવારીખ અથવા ભુગોલ વીદીઆનાં પુસતકો લખનાર તથા નજુમીઓનાં પુસતકો ઘણી ચોકસાઈથી તપાસીઆંછે, તે સંગલાં પુસતકોમાં ઈસતખર અથવા તખતે જમશેદ વીશે લખેલી હકીકતની મુખીઅ વીગતો એક બીજા સાથે મલતી આવેછે, અને માતરે કાંઈ જુજ વાતનો અથવા બાંધનીનો તફાવત પડેછે, તે નજીવોછે પણ તેથી હેવું પુરવાર થાએછે કે એ સંગલાં પુસતકો એક બીજાંથી એલાહેદા આધારો ઊપરથી લખીઆમાં આવીઆં હતાં.

† જુવો મી૰ વાકસનું બનાવેલું નીનવે એનડ પરસીપોલીસ નામનું પુસતક સફે ૩૨૯ તથા ૩૩૦.

ઈઊનાની ગરંથકારોની પારકાં દેશો વીશે અને તેમાં અગત કરીને ઈરાન વીશે સેકંદર રૂમીની આગમજની લખેલી બીના તથા તવારીખ ઘણું કરીને ભરોસો રાખવા જોગ દીશતી નથી, પણ સેકંદર રૂમી જેવારે ઈરાનપર ચહડી આવીઓ હતો તેવારે તેહેની સાથે કેટલાએક કાબેલ શખસો ગએલા હતા, તેઓ જે કાંઈ લખી ગએઆછે તે ઘણું કરીને માન આપીઆ જોગછે. ઈસતખર અથવા પરસીપોલીસ વીશે સેકંદરની આગમજના ગરંથકારો કાંઈબી રીતે ખોલાસાથી બોલી ગએઆ નથી, પણ સેકંદરના વખતના જે ગરંથકારો પરસીપોલીસને લગતો હેવાલ લખી ગએઆછે તે ખોટો નથી, કાંએકે તેઓ માહેલો દરએક જે કાંઈ લખી ગએઓછે તે એક બીજાની ગવાહીથી ખરૂં ઠડેછે, અને તે ઘણું કરીને ઈરાનીઓના પોતાના હેવાલ સાથે મલતું આવેછે. સેકંદર રૂમી પાદશાહ દારાં ઊપર ફતે પામીઓ અને એ બંધે પાદશાહઓને એકબીજા સાથે મોલાકાત થાઈ તે, તથા દારાંની બેટી રૂખશંગ સાથે સેકંદરે નેકા કીધા તે, તથા સેકંદર હએખસરૂનો ગોશો જોવાને ગએઓ એ સંઘલી હકીકત જે ઈસતખર અથવા તખતે જમશેદમાં બની હતી અને તેહેનું ઈઊનાની ગરંથકારોએ પોતાની નજરે જોએલું જે બેઆન કીધુંછે તે ભરોસો રાખવા જોગછે. ઈરાની લોકો એ બાબદ વીશે લખી ગએઆછે તેમાં ઈઊનનીઓ સાથે જુજ તફાવત પડેછે, તોપણ તે ઊપરથી ઈરાનીઓપર ગફલતીનો ઠપકો મજબુતીથી લાગુ પડતો નથી, કાંએકે તેઓના હેવાલની મુખીઅ હકીકત સચાઈથી દુર દીશતી નથી.

આપણે ઊપર જોઈઊંછે કે ઈરાનીઓ અને તેઓ સાથે મલતા થાએલા કેટલાએક ઈઊરોપીઆંનોના એતફાકી કોલથી ઈસતખર પાદશાહ જમશેદના વખતમાં બંધાએઊં હતું, અને તેહારપછી દારાંની પાદશાહી સુધી એ શેહેર મજબુતીથી કાએમ રહેઊં હતું, તથા તેમાં જુદા જુદા પાદશાહો વધારો કરતા આવીઆ હતા. દારાંની પાદશાહી તારાજ થાએઆ પછી સેકંદરના સરદારોએ ઈસતખર પોતાના અસતકમાં રાખીઊં હતું, તેહારપછી અરદેસર બાબકાને આશકાનીઆન ટોલાના પાદશાહો

'પાસેથી એ શેહેર છીનવી લીધું', અને તેહારપછી આજ આસરે ૧૨૦૦ વરશની વાંતપર સાસાની તોખમનાં છેલ્લા પાદશાહ ઈઅજદજરદની પાદશાહી ઈરાનના મુલખપરથી આખર થાઈ તાંહાંસુધી ઈસતખર જરતોસતીઓના હાથમાં હતું. ઈઅજદજરદ શેહેરીઆર વીશે કેટલાએક ગરંથકારો હેવું કેહેછે કે એ માથાંભાએગનો પાદશાહ મરવમા મારીઓ ગએઓ તેહારપછી તેહને ઈસતખરના પાહડ આગલ દોખમે ચહડાવીઓ હતો. મુસલમાન લોકોનો ઈરાનમાં દોર વધીઆ પછી ઈસતખરના પાદશાહી મેહેલને તેઓએ મસજીદ બનાવી હતી તે વીશે ઊપર જણાંવીશેંછે. તેહારપછી ઈરાનમાં ઘણીએક પાદશાહીઓ બદલાઈ ગઈ તેમાં ઈસતખરનો દમદમામ ઘટટો ગએઓ, અને પછવાડેના મુસલમાન પાદશાહોએ એ કદીમ જગાને એક બંદીખાનાં દાખલ કામમાં લગાડી હતી, પણ તે પછી આજ આસરે ૮૦૦ વરશમાં એ જગા તદન ભાગી પડવા માંડી તે હવડે વેરાન હાલતમાં આવી પડીછે.

ઊપલા સફાઓમાં જે કાંઈ બેઆન કરીઆમાં આવીશેંછે તે ઈસતખરની માતરે તવારીખ ચોકસાઈથી ચુંટી કાહાડીછે તથા તેહેનું પુરાતમપણું સાબેત કરી આપીઆમાં આવીશેંછે, પણ એ જગાની મોહોટાઈ જે તેહેના મુકામ તથા નકશીદાર ચીતારો તથા ઊમદા ઈમારતો ઊપરથી ગણાએછે તે હેવાલ જેવો રસીલોછે તેવોજ અગતનો અને જાણવાજોગછે.

પરસીપોલીસ અથવા ઈસતખર અથવા તખતે જમશેદ એ શેહેર મરદશતનાં મેદાનમાં આવેલુંછે, અને તે હવડેનાં શીરાજ શેહેરથી ૩૫ માઈલની વેગલાઈએછે. એ પુરાતમ શેહેર ઘણી મજબુત અને સગવડની જગોપર બાંધેલુંછે, અને તેહેની તરફ આવતાં સંગલી બાજુએ પાહડો નરેછે પણ માતરે બેએ મારગો ખોલ્લા મુકેલાછે. એ મારગો એટલાતો સાંકલાછે કે તરણ ચેઆર કરતાં વધારે આદમીઓથી એકદમ દાખલ થવાઈ શકાતું નથી તેથી એ જગો મોહોટી ચોકસાઈથી ચુંટી કાહાડેલી જોવામાં આવેછે. જેવારે સેકંદરે ઈસતખર ઊપર હોમલો કીધો તેવારે ઈરાનીઓનું લશકર પાહડનો મારગ સંભાલવાને મથાલાં ઊપર રાખી

આમાં આવીશું હતું, પણ માઠાં ભાએગથી ઈમારતનીઓ તેઓપર શવી નીકલીઆ અને તેવોની પાદશાહી પેહેલીવાર પડતી વખતે એ બેમુલા મારગોથી કસો બંચાવ થાઈ શકીઓ નહી. ઈસતખરની બાજુપરથી નીતરાં અને લેહેજતદાર પાણીની એક નદી વેહેછે, તેહેને "ખુર" કરીને નામ આપીઆમાં આવીશુંછે, અને એ નામ ઘણું પુરાતમ માલમ પડેછે. ઈસતખર તરફ જાતો રસતો ઘણો માહભારત દેખાવનો માલમ પડેછે તે વીશે એક ચંચલ મુસાફર લખેછે કે "બાંમદાદની નીશાન માલમ પડી એટલે હમો તરત ઘોડાઓપર જીન નાખીને નીકલી પડીઆ તે વેલાએ બાંમદાદના સુરજની રજાલો તખતે જમશેદના મીનારાઓપર પડતી હતી, અને તે મીનારા એક વેરાન પાહડની હેઠવાઈમાં આવીઆ હતા તેથી તેઓનો દેખાવ નવાઈ સરખો દીશતો હતો. મેં તાંહાં આગલા જમાનાની સંગલી મગરૂરી જોઈ કે જે મગરૂરી એ જગાથી વેગલા પડીઆના સબબથી આપણે ખોટી ધારતા હતા. જુહુના વખત પછી પાંચમી સદીમાં જે દમદમામ ભરેલી શેહેનશાહી ચાલતી હતી તેહેની મોતેબરીની આ મોહોટી શાખશીછે, અને એ શાખશી બીજું હેવું બતલાવેછે કે દુનીઆંની સઊથી સરશ કારીગીરીમાં આપણી (એટલેજે ઈઊરોપીઆન લોકોની) મગરૂરી ભરેલી સુધરાઈ ફેકટ ફુકરાજીછે. તેઓના હુનરની આપણે ચોક સાઈ નહી કરતે તો આજ સુધરાઈમાં વધીઆના કરતાં આપણે ખરેખર પાછા હટતે. એ અગતનું અને થાઈ ગએલું શેહેર તદન ભાગી પડેલુંછે, પણ તેહેની બરોબરની મોતેબરીનું આ જમાનામાં બીજું શેહેર કાંહાંછે?"

ઈસતખર અથવા તખતે જમશેદ જે કોઈ મુસાફરો જોઈ આવીઆછે અને તેહેનો જે કાંઈ હેવાલ લખેલોછે તેમાં નેઓબર, શારડીન, પોરટર, આઊસલી, મારીઅર તથા રાલીનસન નામીચા ગણાએછે, અને તેઓમાંથી સર પોરટર તથા સર ઊલીઅમ આઊસલી* એ બંધે જણાનો

* સર રાબરટ કે પોરટર ઇસવી સને ૧૮૧૮ નાં વરશમાં રૂશીઆથી ઇરાનની દરબાર ખાતે ગએઓ હતો, અને સર ઊલીઅમ આઊસલી સને ૧૮૧૧ ના વરશમાં પોતાનો ભાઈ સર ગોર આઊસલી જે ઇરાનમાં ઈંગરેજોની તરફનો એલચી હતો તેહેની સાથે ગએઓ હતો. એ બંધે શખસો ઊગમણ પરાંતના એલમમાં ઘણાં ફાજેલ ગણાએછે.

લખેલો હેવાલ ઘણો પકો અને બીજાઓનાં કરતાં વધારે ચોકસાઈ ભરેલો જોવામાં આવેછે, એટલા ઊપરથી એ પુરાનાં અને વીદીઆવાન લોકોને અભીઆસ આપનાર શેહેરની ઈમારતો તથા કારીગીરી ચુંટી કાહાડતાં હમોએ એ બંધે ગરંથકારોને વધારે પસંદ કીધાછે, અને હેઠલ લખેલા સફાઓમાં જે કાંઈ બેઆન કરીઆમાં આવીઊંછે તે એ બંધે ગરંથકારોની નજરે જોએલી હકીકતછે.

તખતે જમશેદ એક પાહડની હેઠવાઈમાં આવીઊંછે. તાંહાં દાખલ થાતાં દેખાવ ઘણો બુલંદ દીશેછે, અને તેહેના ઓટલા અથવા તખતનો પાએઆ જમીનથી આસરે ૪૫ ફીટ ઊંચોછે. તે આસપાસથી સંગલો સંગેમરમરથી બાંધી લીધેલોછે, અને તે ઊપર ચહડવાની બેએ માહબારત સીહીડીઓ મુકેલીછે, તે દરએક સીહીડી પણ એજ પથરથી બાંધેલીછે, તે આસરે ૨૨ ફીટ પોહોલીઓછે, અને તે ચહડવાની એટલીતો સેહેલીછે કે મુસાફરો પોતાના ઘોડાઓ સાથે સીહીડીપરથી ઊપર જણાવેલા ઓટલા અથવા તખતના પાએઆ ઊપર જાઈ શકેછે. એ ઓટલો મુકી આગલ ચાલતાં બીજું એક ઊંચું તખત અથવા ઓટલો નજર આવેછે, તેહેને પણ સીહીડીઓ મુકેલીછે, અને એજ પરમાંણે એક પછી બીજા ઊંચા પાંચ તબક્કા આવેછે ઈઆને એ તખત પાંચ તબક્કાનું બાંધેલુંછે. એ ઊપરથી કુરટીઅસ નામનો એક ગરંથકાર લખેછે કે "પરસીપોલીસ ઊગમણ પરાંતની મોહોટાઈની એક તેજ ભરેલી નીશાનછે અને હવડેના જમાનાનું કોઈબી શેહેર તેહેની બરોબરીનું સરખાઈ શકાતું નથી." એ તખતના પેહેલા તબક્કા ઊપર સીહીડીપરથી દાખલ થાતાં એક ચોક આવેછે અને તાંહાંથી આગલ જાતાં એક પછી એક ચેઆર દરવાજા આવેછે. તે દરવાજા હવડે ભાગી પડીઆછે, પણ તેઓનું બાંધકામ ઘણું માહબારત દેખાએછે, અને તખતે જમશેદની બીજી સંગલી ચીજોની માફક એ દરવાજા પણ ચલકતા સંગેમરમરથી બાંધેલાછે. એ દરવાજાઓની બાજુઓપર ગોયા ચોકીદારો દાખલ ઘોધાનાં મોહોટાં ચીતારો કોતરી કાહાડેલાંછે, અને તેઓની બાજુમાં મોહોટી પાંખો આપેલીછે. એ પુત

લાંઓ તમામ કાલા પથરનાંછે, તેવોના બાલ તથા બીજી નીશાનો ઘણી બારીકીથી કોતરી કાહાડેલીછે, અને તે ઘોધાઓ હવડેના જમાનાના એ જાતનાં ચોપગાંઓ કરતાં વધારે કદનાછે. એ ઘોધાઓને પથરના પાંચ ફીટ ઊંચા એક ચીરા ઊપર ગોઠવેલાછે, અને તેઓના ગલામાં ગોલાબનાં ફુલના હાર તથા બીજી ચીજોનો સંગાર આપેલોછે, તથા તેવોનાં માથાંપર ખીલારોકા હરૂફેથી તખતીઓ કોતરેલીછે.

એ દરવાજા પસાર કીધા પછી અંદર જાતાં ચેઆર મીનારાનો એક ચોક આવેછે, તેમાંના બેએ મીનારા કાએમછે. એ મીનારા સુમારે ૪૫ ફીટ ઊંચાછે, તેઓનાં મથાલાંપર હવડે કાંઈ દીશતું નથી, પણ સર પોરટરના ધારીઆ પરમાણે તે ઊપર કાંઈ ધરમની નીશાનની ચીજ હોવી જોઈએ. એ ચોક પછી પથરમાં કોતરી કાહડેલાં તરેહવાર ચીત્રો જોવામાં આવેછે તેમાં ઘણાંએક જાનવરોનાંછે, પણ તે મુરતીઓ અચરત સરીખી ઈઆને વાઘ અથવા સીંહના બદનની મુરતીને ગીદની સીકલ આપીછે, અને એજ પરમાણે ઘોધાના બદનને વાઘનું અને કોઈ વાર આદમીનું મોહોડું આપેલુંછે. હેવી બેશુમાર તખતીઓ હારબંદ તખતે જમશેદમાં જોવામાં આવેછે. એ નકશો મુકી આગલ ચાલતાં એક માહભારત તખત અથવા મેહેલની બેઠક નજર આવેછે, કે જેહેના ઊમદા મીનારાથી એ મુકામનું ચેહલ-મીનાર કરીને હવડે નામ પડીઊંછે, અને તખતે જમશેદના પાંચ તબક્કા માહેલો એ એક બીજો તબક્કોછે. સર પોરટર બોલેછે કે “એ તબક્કા આગલ આવતાં તેહેની ઊમદા સીહીડી જે ૨૧૨ ફીટ લાંમબીછે તેહેની કારીગીરી જોઈને આદમીની આંખ આનંદ પામેછે. એ સીહીડીનો આગલો ભાગ સંગેમરમરમાં કોતરી કાહાડેલાં ચીત્રોથી ભરાઈ ગએલોછે તે જોઈને આપણી નજર અવચરી જાએછે. આગલા વખતના ઈરાનીઓ જંગલનાં ફાડીખાનારાં જાનવરોનો શેકાર કરવાને ઘણો શોક રાખતા હતા તેહેની નીશાન દાખલ આ જગાપર તરેહેવાર નકશાઓ કોતરેલાછે.” એ સીહોડીની બોરદુમાંથી ઘણી વેગલાઈ સુધી હારબંદ મુરતીઓ કોતરેલીઓછે તેમાં આદમીઓ ભાંતભાંતની ચીજો

પોતાના હાથોમાં પકડી લઈ જાતા જોવામાં આવેછે, તે ઊપરથી હેવું ધારીઆમાં આવેછે કે ઈરાની લોકોના આગલા કાએદા પરમાણે નોરો જને દીને જુદાં જુદાં પરગણાંઓના સરદારો પાદશાહની હજુર નજરો લઈ આવતા હતા તે બતલાવવાને આ ચીત્રો આપીઆમાં આવેઆંછે.

"આગલ જાંહાં ચેઆલીસ મીનારાનો મેહેલ હતો તે જગોપર જાઈ ઊભા રેહેતાં", સર કેર પોરટર બોલેછે કે—"જે દેખાવ આપણી નજર સામણે આવેચ તેહેવા માહભારત, મોતબરી ભરેલા, ચુપ અને પડી ભાગેલા દેખાવ કધી આપણાં જોવામાં આવે હેવું નથી." સેકંદરે જે તખતપર ફતે મેલવી અને જાંહાં તેણે પોતાના દમદમામનો ઝુંડો ઊડારીઓ, તે મીનારા તથા મુરતીઓ તથા ઈમારતોના તરેહેવાર કટકાઓથી પંથરાઈ ગએલુંછે, કે જેહેની કોતરી કાહાડેલી નકશી ઘણીજ તારીફ લાએક કારીગીરીનીછે, અને તાંહાં ઘણાએક મીનારાઓ પડી ભાગેલાછે, પણ એક મીનારો ઊભોછે તે આસરે ૬૦ ફીટ ઊંચોછે. એ તખતની સાંમની બાજુપર પાદશાહ તથા તેહેની દરબારનાં આદમીઓને સુરજની રજાલથી બચાવ કરવાનો એક પરદો બનાવેલોછે, એ પરદો બીજા તબક્કાપરછે. હમોએ ઊપર બે તબક્કા વીશે જણાવેલુંછે તેમાં પેહેલા તબક્કામાં દાખલ થાવાના દરવાજા તથા ચોકછે, તથા બીજા તબક્કાપર ચેઆલીસ મીનારાનો મેહેલછે, તરીજા તબક્કાપર એક ઈમારત બાંધેલીછે, અને વલી તેહેનીથી દુર ઊંચા ચોથા તબક્કાપર ભાગી પડેલી ઈમારતોના ઘણાએક મીનારાઓછે. એ ચેઆર તબક્કા મુકીઆ પછી બીજો ઘણો ઊંચો પણ આગલના કરતાં નાધલો પાંચમો તબક્કો નજર આવેછે તે વીશે સર પોરટર હેવું ધારેછે કે પાદશાહને રેહેવાનો એ મુકામ હશે. આથમણ પરાંતના કેટલાએક ગરંથકારો હેવું લખી ગએઆછે કે સેકંદર રૂમી જેવારે પરસીપોલીસમાં આવીઓ તેવારે તેણે ઈરાનના પાદશાહોના મેહેલમાં આગ લગાડી હતી તેહેની સર પોરટરના ધારીઆ પરમાણે કાંઈ નીશાંન માલમ પડીછે. તરીજા તબક્કાપર ચીતારના કેટલાએક ચીરા હાથ લાગાછે. તે ઊપર પાદશાહ તથા તેહેની પછવાડે ચમરીબરદાર તથા બેએ છતરબર

(જુવો સફે ૧૬)



તખતે જમશેદના પાદશાહી મેહેલનો એક ભાગ (જેમ અસલમાં હોવો જોઇએ તેમ ગોઠવીને ચીતારેલું ચીત્ર.)

(જુવો સફે-૨૯)







તખતે જમશેદ- ચીતારાઓની કારીગીરી.

દારોની મુરતીઓ માલમ પડેછે. એજ તખતની વચમાંથી એક ભોંએરૂછે, તે મારગે પાણીના એક ચશમા તરફ જાવાનો જમીનની હેઠલથી રસતોછે. એ સવાએ તરીજા તબક્કાપર ચેહેલમીનારના મેહેલ જેવી એક મોતેબર બીજી ઈમારતછે પણ તે તદન ભાગી પડેલી માલમ પડેછે, અને તેહેના દરવાજાઓની બાજુપર પણ આગલ જણાવીઆ માફક ઘોધાઓની ચોકીની મુરતીઓછે. એ ઈમારતના એક દરવાજામાંથી પસાર થાઈ આગલ ચાલતાં એક તખતી નજર આવેછે તે તખતીમાં એક પાદશાહની મુરતી કોતરી કાહાડેલીછે. એ પાદશાહ એક ઊંચી ખુરસી જેહેવાં તખત પર બેઠેલોછે અને તેહેનાં માથાંપર ચંદરવો બાંધેલોછે, તેહેની આસપાસ નાજુક થાંભાછે અને તે ખુરસી ઝાલર તથા પરદા તથા બીજાં નકશીકા મથી સંગારેલીછે, તેમજ તેઓની બાજુઓપર ઘોધા તથા સીંહઓની મુર તીઓછે. એ ખુરસીને સીંહનાં પંજા આપેલાછે, અને તેહેની સાંમણે પાદશાહના પગ મુકવાનો એક નાધલો પાટલો બનાવેલોછે, તેહેને ઘોધાના પગના આકારના પાએઆ આપેલાછે. એ પાદશાહ કોણછે તે કેહેવાઈ શકાતું નથી, તેહેનો પેહેરવાસ પછવાડેનાં જમાનાના પાદશાહોની માફક ઝવેરાત ભરેલો નથી, પણ તેણે ઘણો સાદો પોશાક પેહેરેલોછે,અને તેહેના બાજુબંદ બાહેરથી દીસતાં નથી. એ પાદશાહે જમના હાથમાં પોતાની હકુમતની લાકડી પકડેલીછે, અને ડાબા હાથમાં એક ફુલ ધરેલુંછે. તેહેની પછવાડે એક ચમરીબરદાર તથા બીજા કમાન તથા શમશેરબર દારો ઊભેલાછે, અને બાજુપર લાંબા જભાવાલો એક મરદ ઊભેલોછે, તે પાદશાહનો વજીર હોએ હેવું લાગેછે. પાદશાહની સાંમણે થોડીએક વેગ લાઈએ બંધે બાજુઓપર આદમીઓની પાંચ પાંચ હારોછે, તે સંગલા તેહેના ખીદમતગારો અથવા દરબારના આદમીઓછે. એ પાંચ હારો માહેલી દર હાર વચ્ચે ગોલાબનાં ફુલની કંગંન મુકેલીછે, અને એ હારમાં પાદશાહે પોતાના સરદારોને પદવી પરમાંણે ચહડતા ઊતરતી ઊભા રાખેઆ હોએ એવું ધારીઆમાં આવેછે, તેમજ પાદશાહને તખતપર ચહડવાની પાંચ પગતીછે. એજ ઈમારતોમાંથી બીજા કોતરી કાહાડેલા

ચીતારોછે. તેમાં આદમીઓ અને હેવાન અથવા દેવો વચ્ચેની લડાઈના નમુનાછે. તે માહેલા એક ચીતારની હકીકત હમો પરગટ કરીએ છઈએ.

એ ચીતારમાં પાદશાહ કોઈ અજાએબ તરેહેનાં જાનવર સાથે લડાઈ કરતો માલમ પડેછે. તેણે પોતાના ડાભા હાથથી પોતાના દુશમનનાં માથાંપરનું સીગડું પકડીઊંછે, અને જમના હાથથી તેહેના પેટમાં તલવાર ચલાવી દીધીછે. એ જાનવરનું મોહોડું વરૂના જેહેવુંછે, તથા આગલા પગ સીંહના જેહેવાછે તથા પાછલા પગ ગીદના જેહેવાછે તથા તેહેની બાજુપરથી પીઠ સુધી પાંખોછે, અને એ નકશામાં જાનવરનાં હાડકાં તથા સાંધા હેવી રીતે પાડેલાછે કે જાનવરોની હાડવીદીઆ પુરતી રીતે સમજનાર શખસ વગર કોઈ બીજાથી કધી હેવું ચીત્ર બની શકે નહી.

એ તખતમાં બીજા તરેહેવાર ચીતારો તથા મુરતીઓછે કે જેહેનું જો આ જગોએ સંગલું બેઆન કરવા માડીઊં હોએતો એક મોહોટું દફતર થાએ, પણ ઊપર જે વીગત જણાવેલીછે તેથી અલબતે એ મુકામની ટુકામાં મોતેબરી માલમ પડી આવશે. માંડલીસો નામનો એક ઈઊરોપીઆન ઈસવી સને ૧૬૩૮ નાં વરશમાં ઈસફહાનથી હીંદુસથાન ખાતે મુસાફરીને કીજે નીકલીઓ હતો, તે મારગમાં પરસીપોલીસ અથવા તખતે જમશેદ જોઈ આવીઓ હતો, તે ધણી કાંઈએક રમુજ ભરેલો હેવાલ લખી ગએઓછે. એ લખનાર બોલેછે કે "પરસીપોલીસમાં ચેહેલ મીનાર નામનો એક મેહેલછે જેહેને ચેઆલીસ મીનારા ઊપરથી નામ આપીઆમાં આવીઊંછે, તે ઈરાની લોકોની મસજીદનાં થામા જેહેવું લાગેછે, પણ તેહાં કાંઈ ચંગો અથવા આવાજ મારવાની જગા નથી. ખરેખર દુનીઆંમાં કધી બીજો થાઈ ગએઓ નહી હોએ હેવા કોઈ મેહેલની એ ભાગી પડેલી નીશાનોછે, અને ઈરાનીઓ કેહેછે કે તેઓના આગલા પાદશાહ જમશેદે એ જગા બાંધી હતી, તથા કેટલાએક પાદશાહ દારાબનું પણ નામ દીએછે. શીરાજના કેટલાએક બોજોરગ આદમીઓએ મહને કહીઊં કે કએખસરૂનો મેહેલ એજ જગાપર હતો." એજ ગરંથકાર આગલ ચાલતાં બીજું હેવું જણાવેછે કે—"ચેહેલમીનાર મેહેલના

હવડાં (સને ૧૬૩૮ ના વરશમાં) ૧૯ થામો કાએમછે, તે થાંભાનો સંગે મરમર એટલોતો સફાઈદાર અને ઝલકતોછે કે તે મોહોડું જોવાની આરસીની માફક* કામ આવી શકેછે. તાંહાં ઓરડીઓમાં તખતીઓપર કેટલાએક અંજાણી જાતના (ખીલારોકા) હરૂફેછે કે જે હીબરૂ, ઈઊનાની, આરબી, અથવા હરકોઈ બીજી ભાશાને કસી રીતે મલતા આવતા નથી. તે હરૂફો હેવીતો રીતે કોતરેલાછે કે જે શખસ તે કામપર લાગો હશે તે કધી ગાફેલ કેહેવાઈ શકાએ નહી, અને તે વીશે કેટલાએકો હેવું ધારેછે કે તે છુપા તલેસમના હરૂફેછે તે વખત જાશે તેમ નજર આવશે. એ જગા પર એટલાતો નકશછે કે એક ચંચલ ચીતારાને તે ઊતારતાં છ મહીના જોઈએ. એ મુકામની પડોસના અનઘડ લોકો પોતાનાં બાંધકામને કીજે જે ઊમદા પથ્થરો લઈ જાએછે તથા ભાંજફોડ કરેછે તે વીશે અફસોસછે કે કોઈ અટકાવ કરી શકતું નથી."

ઈરાનના હવડેના અનઘડ લોકો એ કીમતી નીશાનોની જાલવણી કરતા નથી તે વીશેની માંડલીસોની ફરીઆદ ખરીછે, કાંએકે તેહેની પછી જે મુસાફરો ફરી આવીઆછે તેઓ આગલાં દફતરો તપાસીને હેવોજ ઠપકો દોએછે. તોપણ આજ ચેઆર હજાર વરશ થાએઆં એ મુકામ પોતાની માહભારત બાંધનીથી જબરજસતી સાથે કાએમ રહેઓછે નો બીજાં ઘણાંએક વરશ તે કાએમ રેહે હેમાં કસો સંધે નથી, પણ તેહેની મોતેબરી પીછાણવાની નીશાનો દરરોજ કમતી થાતી જાએછે.

હમોએ ઊપર જણાવીઊંછે કે ઈસતખર અથવા તખતે જમશેદ એક પાહડની હેઠવાઈમાં બાંધેલુંછે. તેહેની કારીગીરીનું દાસતાન આપતી વખતે એ પાહાડ ઊપરના નકશોનું બેઆન કરેઆ વગર આ બાબદ પુરી થાતી નથી. તખતે જમશેદમાં ચેઆલીસ મીનારાના મેહેલથી આસરે ૫૦૦ વારની વેગલાઈએ ડુંગરની બાજુની અંદર આસરે ૭૨ ફીટ પોહોલો અને ૧૩૦ ફીટ ઊંચો એક ખોહો પડેલોછે, અને તે ખોહોના મથાલાંપર પાહડની બાજુની ઊપર બેએ નકશછે તે બંધે એક

* શારડીન પણ આ વાતને મલતી શાખસી આપેછે.

બીજાને મલતા આવેછે. એ નકશો અજાએબ તરેહેનાછે અને તે જોવા પાહડની ઊપર જાવાનું અતીસે બીકટ પડેછે અને જાનની ઘણીવાર ધાસતી રેહેછે. એ નકશ ગોએઆ કોઇએ પાહડની અંદર કાંઈ ઘેર કોતરી કાહાડીઊં હોએ હેવા લાગેછે, અને બાહેરથી તેહેના થામો તથા દરવાજા તથા આડા ભારવટીઆ તથા તેહેની ઊપર માર હોએ હેવું સંગલું માલમ પડેછે. જેહેવા હીંદુસથાંનમાં ઘેરોના ઓટલાઓને બાહેરથી થામો હોએછે તેહેવા આ દરએક નકશમાં સરખા ચેઆર થામોછે. તે તમામ સંગેમરમરના બનાવેલાછે, અને તેજ જાતના પથ્થરના ખુબસુરત ગેનડા તેજ થામોનાં મથાલાંપર એકજ પથરમાંથી કોતરી કાહાડીઆછે. તે ગેનડાના સીંગડાંઓની અનીઓપર એક ઈમારત ઊભી રાખીછે, તે ઈમારતને તલીએથી ફરતી કોર તથા ઝાલર તથા બીજી કીમતી કોતરી કાહાડેલી નકશી આવેલીછે, તે ઊપર કબરના જેહેવા આકારની એક ઈમારતછે, તે ઈમારતપર પણ તરેહેવાર નકશીછે. એ કબરનાં માથાંની ઊપર અરદીબેહેશતનું તરણ તબક્કાના પાએઆપર તખત બનાવેલું છે, અને તે ઊપર રોશન આતશ બલતો હોએ હેવું ચીત્ર દેખાએછે, અને આતશનાં માથાંપર સુરજની મુરતીછે તથા તેહેની સામણે તરણ તબક્કાનાં પાએઆપર એક પાદશાહ ઊભેલોછે, તે ઊભો રહીને બંદગી કરેછે, અને તેહેનાં માથાંપર તેજ આકારના માણસનું અરધું બદન વાદલાંમાં લપેટાઈ એક ગોલ કરીમાંથી આસમાનપર ચહડતું હોએ હેવું દેખાએછે. એ કબરનાં મથાલાં ઊપર પાદશાહ આતશની સાંમણે બંદગી કરેછે, અને તેહેનાજ આકારનું બીજાં આદમીનું અરધું બદન આસમાન તરફ ઊડેછે, અને તેહેની બાજુપર સુરજની મુરતીછે તે વીશે ઘણાએક ઈઊરોપીઆનો જુદી જુદી રીતે વીચાર આપી ગએલાછે, પણ તેમાં ડાકટર હાઈડ નામનો એક વીદવાન ઈંગરેજ જેણે ઈરાની લોકોનાં આગલા ધરમ વીશે લાટીન ભાશામાં એક માહભારત ગરંથ બનાવીઓછે તે જે વીચાર આપી ગએલોછે તે હમારા ધારીઆમાં બીજાઓના કરતાં વધારે માનવા જોગ દીશેછે. એ ગરંથકાર જણાવેછે કે

એ કબર ઊપર જે પાદશાહછે તે એક તખતની સામણે ઊભા રહી પરમે શવરની ભગતી કરેછે, હેવાંમાં સુરજની રજાલ તે તખત ઊપર પડીછે, અને તેમાંથી રોશન આતશ નીકલી આવીઓછે, એ પાદશાહ ઘણો નેકછે, તથા તેહેની બંદગી હકની દરગાહમાં કબુલ રાખીઆ જોગછે, એટલા ઊપરથી તેહેનું ફરોહર અથવા રૂહ ખુશાલ થાએઊંછે, અને તે આકાશ તરફ ઊડીને બુલંદીને પોંહાચેછે. હમોએ ઊપર જણાવીઊંછે કે એ કબરને જે ચેઆર ધામોછે તેહેની અંદર એક દરવાજો દીશેછે, પણ એ બીકટ જગા ઊપર જાતાં એ દરવાજો ખરો નહી પણ માતર નકશીને કીજે કોતરી કાહાડેલો માલમ પડેછે, અને એ કબરની અંદર જાવાનો બાહેરથી કોઈ જાહેર મારગ નથી, તોપણ આદમીઓએ ખજાંનો મેલવ વાની આશાથી બાહેર એક નાંધલો દર પાડેલોછે તેમાંથી તેઓ ઊંદરની માફક જાઈ શકેછે. અંદર જાતાં ૪૬ ફીટ લાંબો અને ૨૦ ફીટ પોહાલો એક ઓરડો નજર આવેછે, અને તે ઓરડાનાં નાકાંપર ગોએઆ મરણ પામેલાં આદમીઓને રાખવાના તરણ ગાલાછે. તે ગાલામાં હવડે કાંઈછે નહી, પણ આગલા પાદશાહોએ મરણ પામેલાં આદમીઓને કીજે ગોશ દાખલ એ મુકામ બનાવીઓ હોએ હેવું લાગેછે. એ મીસાલની સંગલી મલીને તરણ કબરોછે, તથા પાદશાહ આતશની સામણે ઊભો રહી બંદગી કરેછે તેહેના સંગલા મલીને એ પાહડમાં સાત ચીતારોછે, તે સંગલા એક બીજાને ચોકસ મલતા આવેછે. ઊપર જણાવેલી કબરો માહેલી બેએ કબરો જોકે તે ઊપર જાવાનો મારગ ઘણો ધાસતી ભરેલોછે તોપણ કેટલાએક ઈઊરોપીઆંનો સારી રીતે જોઈ આવીઆછે. પણ તરીજી કબર ઊભા પાહડમાંછે અને તેહેનો મારગ હેવોતો બીકટછે કે હવડેના જમાનામાં તે ઊપર કોઈ જાઈ શકીઊં નથી. અને એ છેલી જણાવેલી કબર વીશે ઘણાએક ઈરાનીઓ કેહેછે કે તેમાં બેહદ ખજાનોછે, પણ તલેસમની ધાસતીથી તથા જાવાનો મારગ નહી મલીઆથી કોઈ અંદર પેસી શકીઊં નથી. બીજી એક તાજુબ જેહેવી વાતછે કે એ તરણે કબરોમાં બાહેરથી આદમીઓએ ઊપર જણાવીઆ પરમાણે જે

દર પાડીઓછે તે સવાએ અંદર જાવાનો બીજો કાંઈ મારગ નથી તેવારે આગલા વખતમાં એ કોટરીઓ કેમ બની હશે અથવા લોકો અંદર કેમ જાતાં હશે તે અચરત સરીખું લાગેછે, અને તે ઊપરથી ઘણાએક ઈઊરો પીઆન મુસાફરોએ મુકરર કીધુંછે કે એ કબરોમાં દાખલ થાવાનો અલબત ભોંએરાંમાંથી પાહડનાં મથાલાં સુધી જાવાનો છુપો મારગ જોઈએ.*

તખતે જમશેદની ઈમારતો તમામ કાળા સંગેમરમરની બાંધેલીછે. તે માહેલા કેટલાએક પથ્થરો એ તખતની આસપાસ નજદીક મલી આવતા નથી, પણ ધારીઆ મેલે કોઈ દુર દેશથી આવવા જોઈએ. એ દેશના રસતાઓ તથા મારગોમાં મોહોટા પાહડો તથા નદીઓની હાલતપર નેગાહ પોંહોંચાડતાં ઘણું અચરત સરીખું લાગેછે કે તખતે જમશેદનાં બાંધકામને વાસતે હેવા મોહોટા સંગેમરમરના પથરાઓ દુરના મુલકોથી કેમ આવી પોંહોંચીઆ હશે, કાંએકે એ ઈમારતોમાં સંગેમરમરના જે ચીરાઓ અથવા થાંભા કામે લગાડીઆછે તે અનીસે મોહોટા કદનાછે. તેહેનો એક દાખલો અતરે જણાવીએચ કે ચેઆલીસ મીનારાના મેહેલના જે નજદીક ૧૫ તાર પુર ઊંચા મીનારાઓછે તેઓ વીશે તપાસ કરતાં હેવું માલમ પડીઊંછે કે તે દરએક મીનારો માતરે તરણ પથ્થરના કટકાથી ઊભો કીધેલોછે, અને તે દરએક કટકા હેવીતો કારીગીરીથી વલગાવીઆછે કે નજદીકની ચોકસ તપાસ વગર સાંધા માલમ પડી આવતા નથી. એ ઊપરથી નેબોર નામનો એક જરમન લખનાર પોતાનો વીચાર આપી ગએઓછે કે તે જમાનાના ઈરાની “ઈનજીની અરો” અલબત ઘણા સરશ હોવા જોઈએ.

તખતે જમશેદમાં સંગલી ઈમારત તથા નકશી સેકંદરના વખતની આગમજ બનાવેલીછે. તે જમાનાની આગમજની ચાલચલણના એક દાખલા દાખલ આ વાત નોધી રાખવાજોગછે કે તાંહાં ફરી આવેલા મુસાફરોના જોવા પરમાંણે એ મુકામપર બીજાં કદીમ દેશોની માફક બેહાઈ ભરેલું અથવા બેઅંદાજે ઢાંકેલું કોઈબી મુરતી અથવા નકશ

* જુવો મી૦ મારીઅરનું બનાવેલું ઈરાનની મુસાફરીનું પુસતક.

જોવામાં આવીઊં નથી, તથા એ આખાં તખતમાં (ઈરાનના સાસાની આન પાદશાહોના વખતના નકશોથી ઊલટી રીતે) કોઈબી સ્રીની મુરતી માલમ પડતી નથી, તથા આદમીઓ પુતલાં પુંજતા હોએ હેવી નીશાન નથી.* ઈરાનની હવડેની ચાલ પરમાણે કોઈ આદમી પોતાના પગ વાલીને બેઠેલો માલમ પડતો નથી. હવડેના પારસી લોકો પાદશાહ કએખસરૂ તથા તેહેની મીજલસના ચીનાઈ ચીતારો પોતાનાં દેવાન ખાનાંઓમાં રાખેછે, તેમાં પાદશાહ તખત ઊપર બેઠેલો હોએછે, અને તેહેની મીજલસ તખતની હેઠલ પગ વાલીને બેઠેલીછે, તે ચીતારો તદન ખોટા અને આજ ૧૦૦—૫૦ વરશમાં ઊભાં કીધેલાં દીશેછે. એ નવાં ચીતારોમાં સરદારો તથા પાદશાહોનો પેહેરવાસ જે પાડેલોછે તે તખતે જમશેદ અથવા કોઈબી બીજી જગાના નકશોના પેહેરવાસ સાથે મલતો આવતો નથી. ઈસતખરના કદીમ નકશો ઊપરથી હેવું માલમ પડેછે કે આગલા ઈરાનીઓ ગુછાદાર દાઢી તથા ગરદનપર હમેશાં બાલ રાખતા હતા. ઈઊનાનમાં તથા મીસરમાં તથા સામના મુલખમાં તથા બીજાં ઠેકાણાંઓપર જાંહાં કદીમ ઈમારતો આવેલીછે તાંહાં આજસુધી બાંધ કામમાં લાકડાં તથા ઈંટરડીઓ મલી આવીઓછે, પણ તખતે જમશેદમાં હેવું કાંઈ મલી આવીઊં નથી. તેહેનું સંગલું બાંધકામ સંગેમરમરનુંછે, અને જો કદાચ લાકડાં કામમાં આવીઆં હોએ પણ આજ તેહેની કસી નીશાન માલમ પડતી નથી. એ તખતના ચીતારની કોતરની હેવીનો ઊમદાછે કે જે નકશો ઈસતખર મધે સંગેમરમરપર બારીકીથી કોતરી આછે તેહવા મીનપર આજ બનાવવા મુશકેલ પડેછે.

તખતે જમશેદનું ઊપલું બેઆન હમારીથી જેમ બની શકે તેમ હમોએ ટુકામાં જણાવીઊંછે, પણ એ માહાભારત કારીગીરીના અને દુનીઆંના કાબેલ મુસાફરોને હેરતમાં નાખનાર મુકામની પુરતી હકીકત થોડાએક સફાઓમાં વાજબી રીતે દાખલ થાઈ શકતી નથી. જે જે મુસા

* દબેસતાંન કેતાબનો બનાવનાર મોહશનફાની હેવું જણાવી ગએઓછે કે આગલા ઈરાનીઓ દેહેડાંઓમાં સેતારાઓની મુરતીઓ પુંજતા હતા તે વાતને તખતે જમશેદના હેવાલ ઉપરથી ટેકો મલી શકતો નથી.

ફરો એ કદીમ જગા જોઈ આવીઆછે તેઓ જેવા અજાએબ તથા હેરત મંદ થાએઆછે તેવા તેઓના આફરીનના આવાજને હમોએ ટેકો આપીઓછે, અને હમારા જાતભાઈઓના વડાવાઓની જાહોજલાલીની શેકટ તારીફ કરવા તથા અનઘટતી રીતે તેઓની મગરૂરી વધારવાનો કસો ઊપાએ કીધો નથી. સર આર. કે. પોરટર તથા સર ઊલીઅમ આઊસલીના ગરંથો માહેથી હમોએ ઊપલા હેવાલનો જે મોહોટો ભાગ ચુંટી કાહાડીઓછે તેઓ માહેલો છેલો જણાવેલો ગરંથકાર ઈસતખર અથવા તખતે જમશેદનું બેઆન કરી રેહા પછી હેઠલ જણાવેલી રીતે બોલેછે—

"પાદશાહ જમશેદનાં તખતની મોહોટાઈ મેં ખોટી રીતે વધારી નથી. જુવાન મુસાફરો પોતાનાં મગજમાં ઊછલતા વીચારો લઈને આવેછે તેઓ નહી, પણ શેઆના અને ઘણાં વરશની માહીતગારીવાલા મુસાફરો જેવારે આ બેજોરગ જગાની નજદીક આવેછે તેવારે તેઓનો જીવ ઊગમણ પરાંતના કીસાઓની અસરથી ભરપુર થાએછે, અને આ માહભારત કામ જોઈને તેઓ હેવા તો અચરતીમાં પડેછે કે તેહની તારીફ જણાવવાને તેઓને શબદો મલી આવતા નથી."

સર ટામસ હરબરટ નામનો એક બીજો મુસાફર બોલેછે કે—

"એ મેહેલની દેવાલે સમપુરણ હાલતમાં બોલી નહી શકાએ હેવી મોહોટાઈ અને એક્કાપણું શક વગર બતલાવીઊંછે." એજ લખનાર ઈસ પેન દેશની તરફથી ઈરાનના શાહ આબાસની દરબાર ખાતે ઈસવી સને ૧૬૧૯ ના વરશમાં સીનોર ફીગેરા નામનો એક ગરહસથ એલચી દાખલ ગએઓ હતો તેહના ઈસતખરની મોહોટાઈ વીશેના બોલો ટાંકી બતલાવેછે. એ એલચી પોતાના પાદશાહને હેવું લખેછે કે—"રોમમાં મેં જે કાંઈ જોઈઊંછે તે કરતાં આ મુકામ અતીઘણો માહાભારતછે. દુનીઆંમાં આગલા જમાનાની મોહોટાઈની આ એક ખરેખરી નીશાન રહી ગઈછે, અને પરથવીમાં આપણે જે કાંઈ મોજેજા આજ દીને સાંભ લીએ અથવા જોઈએ તેના કરતાં એ તખતની મોતેબરી મોહોટીછે.

તેહની બનાવટની ચીજો કીમતીછે, અને તે કરતાં કારીગીરી વધારે કીમતીછે. કુદરત અને આદમીના હુનરે જીગરની અચરતી અને મોજને વાસતે આ મુકામ બનાવીઓછે." શધર આંનજીલો બોલેછે કે—"બોજો રગ રોમ તખતે જંમશેદની આગલ જમીનદોસત જેહવું છે."

ટવનાટ નામનો એક ફરેંચ ગરંથ કરતા લખેછે કે—

"એકીનથી ઈરાનમાં આ જગા (એટલેજે ઈસતખર) આજ દીને મીસરની ઊમદા ઈમારતો કરતાં ઘણી ખુબસુરત અને ઊમદાછે."

શારડીન નામનો બીજો નામીચો ફરેંચમેન બેહદ તારીફથી લખી જાએછે કે—

"મેં આ દુનીઆંમાં હેવું મોહોટું અને માહભારત કામ કાંઈબી જોઈઊં નથી."

સર આર. કે. પોરટર પોતાનો વીચાર આપેછે કે—

"ખુબસુરતી અને મોતેબરી જોતાં મનની લેહેજત એ જગાપરથી જલદીથી સંતોશ પાંમી પાછી હટતી નથી."

અને એ સવાએ નેઓબર, લ બરન, ફરાનકલીન, રીચ, માન ડેલસો, રાલીનસન અને બીજાઓ જે એ મુકામ ખરેખર જોઈ આવેલાછે તેઓ મોહોટા હરખથી તેહની તારીફ કરેછે.

હમોએ ઊપર જણાવીઊંછે કે હમારા જાતભાઈઓના વડાવાઓની જાહોજલાલીની ફોકટ તારીફ કરવા તથા અણઘટતી રીતે તેઓની મગરૂરી વધારવાનો આ બીના લખતી વેલાએ હમોએ કસદ કીધો નથી, તે હમારાં બોલવાને ઊપર જણાવેલા ઈઊરોપીઆંન ગરંથકારોનાં મતથી ટેકો મલેછે. જો આજ ચેઆર હજાર વરશનાં આપણને દફતરો મલી નથી આવીઆં તો આ ઈમારતો એક ખરૂં દફતરછે, અને તેઓની અંદર ખીલારોકા હરૂફોની જે તખતીઓછે તેનું કોઈ હવેપછીના જમાનાના અખુ શજલની મદદથી જારે દાસતાન ખરેખર ખોલું થાશે તેવારે તે જમાનાની વધારે મોતેબરી આપણને માલમ પડશે. પણ તખતે જમ

શેદ વીશે હવડે આપણને જે કાંઈ જાહેર થાઈશીછે તે ઊપરથી આપણા વડાવાઓનો હુનર માન આપવા જોગછે હેવું સાબેત થાએછે.

[જગત પરેમી, આગસ્ટ ૧૮૫૧.]

---

*※ જગત પરેમી ચોપાનીઆં મધે આ બાબદને લગતાં જે ચીત્રો પરથમ જોડવામાં આવીઆં હતાં તેઓની જગોએ ચાર જુદાંજ ચીત્રો અતરે હમોએ આપીઆંછે. એ ચીત્રો અને આ દફતર માહેલાં બીજાં ઘણાંખરાં ચીત્રો પુરાતમ ઈરાન સંબંધી બે ફરેંચ ગરંથો ઊપરથી પસંદ કરીને હમોએ લીધાંછે, કે જે ગરંથો હમારા હાથમાં આગલા આવેલા નહી હતા. એ માહેલો એક ગરંથ જે મ. ફલાનડીન અને મ. કોસટાનાં નામોથી ઓલખાએછે તે છ મોહોટાં કદનાં દફતરોથી સમાપત થાએલોછે, તેહેનાં પાંચ દફતરો તમામ સુંદર અને આબેહુબ ચીત્રો તથા નકશાથી ભરેલાંછે, અને તેઓ વીશેનું વરણન તેહનાં પેહલાં દફતર મધે આવેલુંછે. હેવું જોવામાં આવેછે કે ઈ૦ સ૦ ૧૮૪૦—૪૧ નાં વરશમાં ફરાંસના પાદશાહની તરફથી ઈરાનના શાહાની દરબાર ખાતે એક એલચીને મોકલવામાં આવેઓ હતો, તે એલચીખાતાંની સંગાથે ફરાંસની "લ ઈનસટીટુટ" નામની વીદવાન મંડલીની ભલામણ તથા ગોઠવણથી ફરેંચ સરકારને ખરચે કેટલાએક પુરવીન ચીતારાઓ તથા ઈમારતના નકશા બનાવનારાઓને મોકલવામાં આવીઆ હતા, તેઓની કારીગીરી તથા મેહેનતનાં ફલ તરીકે આ ઊમદા ગરંથ ફરાંસની સરકારે પાછલથી મોહોટા ખરચે છપાવી પરસીધ કીધોછે. બીજો ગરંથ જેહનાં ચીત્રો પણ હમોએ ઊપીઓગમાં લીધાંછે તે મ. ટેકસીએનો બનાવેલો બે દફતરોમાં પરગટ થાએઓછે, તેહેનો છેલો ભાગ ઈ૦ સ૦ ૧૮૫૨ માં પારીસ મધે છપાએઓ હતો. એ ગરહસથ પણ ફરાંસની "લ ઈનસટીટુટ" મંડલી સાથે સંબંધ રાખતો હતો. ઉપલા બંને ગરંથો પુરાતમ ઈરાનનાં ચીત્રોની બાબદમાં આગલા સરવે ગરંથો કરતાં ઘણા સરસછે તેમાં કસો સંદે નથી.*

---

## ઈરાનનાં પુરાતમ ચીતારો—નકશે રૂસતમ તથા નકશે રજબ.

તખતે જમશેદ અથવા ચેઆલીસ મીનારાના મેહેલથી આસરે સાડાચેઆર માઈલની વેગલાઈએ નકશે રૂસતમ તથા નકશે રજબ હેવા નામથી ચીતારોના તથા ઈરાનના આગલા પાદશાહઓની કબરોના ગોશના પાહડો આવેલાછે, કે જેઓને કેટલાએક મુસાફરો પોતાનાં લખેલાં બેઆનમાં ઈસતખર સાથે મેલવી દીએછે, પણ ખરેખર એ નકશા અને તખતે જમશેદના ચીતારો વચ્ચે ઘણો તફાવત પડેછે, કાંએકે તેઓની બનાવટ તદન જુદા જુદા જમાનાઓમાં થાઈછે. ઈસતખર આજ ૪૦૦૦ વરશની વાતપર ઊભું થાએશે અને તેઆરપછી નજદીક ૨૦૦૦ વરશ સુધી

ઈરાનના પાદશાહો એ મુકામને સુધારતા તથા વધારતા આવીઆ તે વીશે કસો શક રહેઓ નથી, પણ સેકંદરે આજ આસરે ૨૧૮૦ વરશની વાત પર પાદશાહ દારાં પાસેથી ઈરાનનો મુલક પોતાને હાથ કીધો તેઆર પછી એ ઈસતખર અથવા તખતે જમશેદ ભાગી પડવા લાગું તેટલા ઊપ રથી તાંહાંના સંગલા નકશો સેકંદર રૂમીની આગમજના પાદશાહોના વખતમાં બનેલા સાબેત થાએછે. બીજા હાથપર નકશે રૂસતમ અને નકશે રજબ એ બેએ જગાપર જે કબરોના ગોખ આવેલાછે તે તથા તે વત રોગે પાહડની બાજુપરના બીજા સંગલા ચીતારો આજ આસરે ૧૬૨૫ વરશ ઈઆને પાદશાહ અરદેસર બાબકાનના વખતમાં અને તે પછી સાસાની તોખમના પાદશાહઓના હોકમથી પાડેલાછે. એ ઊપરથી ઈરાનમાં આસરે એક હજાર વરશની પછીની હાલત તથા સુધરાઈ વીશે આપણને વીચાર કરવાને બની આવેછે, અને એટલા ઊપરથી નકશે રૂસતમ અથવા નકશે રજબના ચીતારોનું બેઆન કરીઆ અગાઊ એ નકશોની કારીગીરી જે આસરે ૧૪૦૦ થીતે ૧૬૦૦ વરશની વાતપર બનીછે તે સાથે આજ ૨૧૦૦ થીતે ૪૦૦૦ વરશની કારીગીરીનો હમો મુકાબલો કરીએ છઈએ. એ મુકાબલો ઘણો અગતનોછે, કાંએકે હેવા હુનરમાં ઈરાનનો મુલખ પછવાડેથી સુધરીઓ ઈઆ પડી ભાગો તે વીશે આપણી પુરતી ખાતરી થાએછે. જો કે સાસાની ઓલાદના પાદશાહ પેહેલા શાપુર તથા નોશેરવાંન અદલના વખતમાં ઈરાન ઘણો દબદબો અને મોહોટાઈ ધરાવતું હતું, પણ તે મોહોટાઈ કેઆની તોખમના પાદશાહોના અમલ સાથે સરખાવતાં ઊતરતી નજર આવેછે, અને ઈરાનમાં પછવાડેથી સુધારો થાએઆને બદલે ઊલટો બીગાડ થાએઓછે તે સંગલું આ હેટલ પરગટ કીધેલી હકીકતપરથી જોવામાં આવશે.

સાસાની અને કેઆની તથા પેશદાદીઆન હકુમત વચ્ચે નકશી કાંમ અને બાંધકામ તથા હેવાંજ બીજાં કાંમનો મુકાબલો તથા તફાવત હમારી તરફથી બતલાવીઆને બદલે હમોએ એ કામસર પરોફેસર એ. એચ. એલ. હીરનનું મત સોધી કાહાડીશેંછે. એ ઘણી જરમની દેશનો

" રેહેવાસીછે, અને તે તવારીખની સોધની બાબદમાં ઈઊરોપખંડમાં હવડે ઘણોજ નામીચો ગરંથકાર ગણાએછે. એ હીરને પરૂથવીના આગલા લોકોની ચાલચલણ તથા રવઈઆ તથા વેપાર તથા રાજપાટની તવારીખ તરીકે સોધ કાહાડીને છ માહભારત પુસતકો બનાવીઆંછે, તેમાં બેએ પુસ તકો એશીઆખંડનાં પુરાતમ દેશોને લગતી સોધોમાં રોકીઆંછે, તે માહેલાં એક મધે ઈસતખરના ચીતારો તથા બાંધકામની કારીગીરી વીશે દુની આંનાં બીજાં દેશો સાથે સરખાવતો એ ગરંથકાર હેઠલ જણાંવેલી રીતે વીચાર આપી જાએછે—

"ઈરાન મધે લોકો ખરેખર મુરતી પુંજવાનાં દેહડાંઓ રાખતાતા નહી એટલા ઊપરથી ઈસતખરમાં તેહેવી કાંઈ નીશાન માલમ પડતી નથી, પણ તાંહાંની ઈમારતો ઈરાનની જાહોજલાલીના વખતમાં પાદ શાહોને રેહેવાના મેહેલો હતા. એશીઆખંડનાં બીજાં શેહેરોની માફક પાદશાહોએ રેહેઠાંણ કીધાથી એ મુકામ વધીઓ હતો. તેહારપછીના જમાનામાં તે પાએતખત રહીઊં નહી, તોપણ એજ જગાપરથી ઈરાની ઓનો (મજદીઅશની) ધરમ ઊભો થાએઓ તથા તેઓની પાદશાહીની મોહોટાઈ થાઈ ગઈ એટલા ઊપરથી સઊ કોઈ તેહેને માન આપતા આવીઆ હતા; તેમજ પાદશાહો મુવા પછી તેઓનાં બદનને રાખવાનો એ એક મુકામ ગણતા હતા એટલા ઊપરથી એ મુકામ દેહેડું નહી પણ આખી કોમની એક પાકીજે જગા ગણાએઆમાં આવીછે. અને વલી બીજું એકે ઈરાનના આગલા દબદબાના પરતીબીંબ દાખલ આ મુકામ સંગરેલોછે, તે ઊપરથી એક નરમાઈ ભરેલાં રાજના આસરા હેઠલ ઊગ મણ પરાંતના દેશોના ધારા પરમાણે પાદશાહથી તે સઊથી હલકામાં હલકી રઈઅતે શું ફરજો બજાવવી જોઈએ તે સંગલાના એક થંડા ચીતાર દાખલ આ જગા એક જીવતો દાખલો બતલાવેછે. પુરાની તવા રીખપરથી આપણને માલમ પડેછે તે પરમાણે ઈસતખર ઈરાનના આખા દેશનું પાએતખત હતું, અને ઈઊનાનથી 'માસેડોનીઆના દેવાનાએ' (સેકંદરે) એ જગા તારાજ કીધી તેહેનું કારણ શું હશે તે વીશે આ વાત

ઊપરથી આપણે ખેઆલ દોડાવી શકીએ છઈએ. ઈસતખર ભાગું એટલે સરવે આસપાસનાં દેશોની ખાતરી થાઈ કે ઈરાનનું જોર નબલું પડીઊં, અને ઊગમણુ પરાંતુને માથે એક બીજો સેતારો ઊગીઓ.

"આ માહારા વીચારો આપતી વેલાએ ઊગમણુ પરાંત મધે આગલા વખતમાં ચીતાર અને નકશીકાંમ તથા હેવા બીજા હુનરોની કેહેવી હાલત હતી તે વીશે ઈસતખરનો નમુનો લઈ હું કાંઈએક બોલવા ચાહુંછું. એ શોધ ઘણી ખુશી ભરેલી અને જાણવાજોગછે, કાંએકે તે ઊપરથી આપણને નવાઈ જેહેવી વાતો જાહેર થાએછે, અને નવા વીચારો માલમ પડેછે. એ સોધમાં ફતેની આપણે વધારે હીમત ધરાવીએચ, કાંએકે પોરટર જેહેવા કાબેલ શખસે તેઓની નકલો કીધીછે, તથા ઓસ તવારીથી તેહેનું બેઆન કીધુંછે. આગલતો આપણને શક ભરેલું હતું, પણ હવડેતો આપણે ચોકસાઈથી કહી શકીએચ કે સેકંદરની ઘણી મુદત આગમજ ઈરાનમાં પથ્થરપર નકશો કોતરવાનો એલમ હવડે કેટલાંએક માણસો કબુલ કરેછે તે કરતાં ઘણોજ વધારે સમપુરણ હાલતપર આવવો જોઈએ. એ વાતનો જો કોઈ શક લઈ જાએતો તેણે કબુલ કરવું જોઈએછે કે એ સંગલું જાદુઈથી થાઈઊંછે. એ મુકામની ઈમારતોપરથી આપણને દાખલો મલેછે કે જે વખતે તે બાંધીઓ હશે તેવારે સીલપ વીદેઆ અજાએબ રીતે લોકો પકી જાણતા હશે. ઈસતખરમાં જેહેવી પથ્થરની દેવાલોછે તેહેવી દેવાલો (કદાચ મીસર દેશ વતરોગે) બીજે કોઈબી ઠેકાણે આ દુનીઆંમાં મલી આવતી નથી. એ બાંધકામ કરનારને તે દેવાલો બાંધવાના પથ્થરો પડોસના પાહડોમાંથી મલી આવીઆ તેથી તેહેને મેહેનતમાં ઘણો લાભ થાએઓ હશે, પણ એ મુકામપર જેહેવા મોહોટા સંગેમરમરના કટકા જોડેલાછે તેહેવા એલમની કોઈબી બીજો દેશ કાંઈ નીશાન બતલાવતો નથી. કેટલાએક લોકો વગર સમજવે મીસર દેશનાં બાંધકામ સાથે એ કાંમને સરખાવેછે, પણ મીસરથી એ કારીગીરી તદન જુદીજ તરેહેનીછે, અને હું જો ચુક કરતો નહી હોઊં તો બાંધકામ તથા ચીતારપરથી એ બંધે કોમવાલાઓની • આગલી હાલત આપણને

માલમ પડી આવેછે. જે ધણી મીસરની પુરાની ચીજો જોઈ આવીઓ હશે તેહેની ખાતરી થાશે કે એ દેશની સંગલી ઈમારતો બેઅંદાજે મોહોટી તથા ગોશા જેહેવીઓછે, તે ઉપરથી એ દેશના સઉથી અસલ વતનીઓ પાહડોના ગોશાઓમાં તથા ખાડાઓમાં રેહેતા હના હેવું માલમ પડેછે. મીસરનાં લોકોએ ટીબસ અને ફીલેઈના જેહેવાં નામીચાં અને ઘણાંજ મોહોટાં દેહડાંઓ બનાવીઆંછે, તેઓની બનાવટ પાહડના ગોશાઓના આકારપરથી ઊતારો કરી લીધેલી માલમ પડેછે. પાહડમાં કોતરી કાહાડેલા ગોશાઓમાં જેમ મથાલેથી ભારી વજનને ટેકો આપવાને નાખલા થાંભો હોએછે તેજ પરમાણે આ દેહડાંઓને પણ ટુકા થાંભા આપેલાછે, અને તેઓ સંગલી પાંતીએ ગોશાઓની માફક દીશેછે. બીજા હાથપર ઈસ તખરની ઈમારતો હેવું બતલાવેછે કે તાંહાંના સઉથી અસલ ઈરાનીઓ કાંઈ પાહડોના ગોશાઓમાં રેહેતાતા નહી, પણ છુટાપણાથી પાહડોપર અને જંગલોમાં ફરતા હતા, અને જેવારે તેઓએ પોતાને કીજે રેહઠાંણ બનાવીઊં તેવારે તે હેવી રીતે બનાવીઊં કે તેથી તેઓનું આગલું છુટાપણું કાએમ રેહે. એ જગાની ઈમારતોનાં તખતો જે પાહડોના જેહેવા સરખા આકારનાં માલમ પડેછે, તથા તાંહાંના બેશુમાર મીનારાઓ તથા ફુઆરા સાથેના પાણીના ચશમા તથા બુલંદ સીહીડીઓ કે જેપર ઊંટ પણ સેહલાઈથી ચહડી શકેછે, તે ઊપરથી તે આગલા લોકની હાલત માલમ પડેછે. ઈરાનીઓએ પોતાના ઊદીઓગથી એ મુલખને આ દુની આંનું સવરગ બનાવીઊં, અને જમીન ખુશાલી ભરેલી રહી તે સંગલું આ હેવાલપરથી ખરૂં ઠડેછે. ઈસતખરના મીનારા નખરાં સાથે પણ મજબુતીથી ઊભા રહેલાછે અને તેઓની બનાવટમાં ઝાડપાનનો આકાર કામે લગાડીઓછે. મીસરમાં જેમ સંગલી ચીજો ઢાંકેલી તેજ પર માણે આ જગાપર સંગલી ચીજો છુટી અને ખોલ્લી મુકેલીઓછે, તે સંગલું એ દેશનાં લોકો સુરજ તથા બીજા તતવોની ખોલ્લી જગાઓપર આરાધના કરતા હતા તે ચાલને અજાએબ રીતે મીઠા સથી મલતું આવેછે.

"ઈસતખરના ચીતારનો એલમ બીજું હેવું બતલાવેછે.કે આગલા ઈરાનના લોકો બેજોરગી ભરેલા અને ધીરી બુધીવાલા હતા. એ જગા પર એક દરબારનો, ચીતાર આપેલોછે તે ઊગમણ પરાંતના કાએદા પરમાણેછે. કોઈ સ્ત્રીનો અથવા બેઅંદાજે ઢાંકેલો ચીતાર એ જગાપર દીશતો નથી, કાંએકે સ્ત્રીઓને રેહેવાનો મુકામ તેઓ એલાહેદો રાખતા હતા. જે ચીતારો મરદોનાછે તેમાં કોઈ પોતાનું બદન તાનીને અથવા કાંઈ બીજી રીતે અવચરેલી સ્થીતીમાં ઊભેલા દીશતો નથી. પાદશાહ અને જાનવરો વચ્ચેની લડાઈની જે મુરતીઓ આપેલીછે તેમાં પણ પાદ શાહ દબદબાથી ઊભો રહેલોછે, પણ જાંહાં બેએ જાનવરોને એક બીજાં સાથે લડાઈ કરતાં પાડેલાંછે તાંહાંજ તે જાનવરોનું આંગ મરડાએલું અને ઊછલતું પાડેલું છે. દરબારના જે ચીતારો આવેલાછે તેઓમાં દરબારના કાએદાથી કોઈબી ઊલટો ચીતાર આપેલો નથી. બીજી એક વાત ઈઆદ રાખીઆ જોગછે કે એ ચીતારો જે ગંભીર હાલતમાં પાડેલાછે તેથી તેઓનો દેખાવ સુસત લાગતો નથી, પણ એ ચીતાર પાડનારની મતલબ ખુબસુરતી કરતાં દબદબો બતલાવવાની વધારે માલમ પડેછે તે વીચાર પુરતી રીતે પાર પડીઓછે. એ મુકામપર તદન છુટા પથ્થરનું કોતરી કાહાડેલું કોઈબી પુતલું નજર આવીઊં નથી, પણ સંગલા ચીતારો પથ્થરપર ઊપસાવીઆ હોએ એ રીતે કોતરેલાછે. એ સંગલા ઊપરથી મીસર અને ઈરાન દેશોની કારીગીરી વચ્ચે કેહેવો તફાવત પડેછે તે દેખઈ આવેછે. મીસરના ચીતારોમાં માતરે લડાઈ અને તમાસો નજર આવેછે, તાંહાંનાં ચીતારાએ ધામધુમ બતલાવીછે, પણ આ ઈસતખરના ચીતારાએ આરામ દેખાડીઓછે. ચીતારની બાબદમાં ઈરાન શાથે મીસર તથા હીંદુસથાનને તફાવત પડેછે. એ જગોપર ફરોહર અને ઈઅજદોની નીશાનો પાડેલીછે, તોપણ તેમાં તેઓ પરમેશ્વરની મુરતી બતલાવતા નથી, પણ સરવે નકશો તાંહાંની ઈમારતોનાં કામ સાથે મલતા આવેછે. એ ઈમારતો ઊંચી અને સોભઈતી હતી તેજ માફકના નકશો પણ મલતાછે, અને તે સંગલું કામ સારુંછે. એ પુરાતમ કારીગરોએ એક બીજા સાથે

મલીને ઈમારત તથા ચીતારનું કામ એકમેક સાથે મલતું કીધુંછે. જે પર માણે જુદા જુદા ભીગો બાંધીઆથી એક મોહોટી ઈમારત પુરી થાએછે તેજ પરમાણે આ જુદા જુદા ચીતારો એકઠા મલીને એક સમપુરણ નકશ બતલાવેછે, અને તે સંગલું આગલા ઈરાનીઓના પોતાના ધરમના વીચાર સાથે મલતું આવેછે. જાંનવરોની મુરતી સવાએ એ જગાપર સંગલા ચીતારો ખરેખરાછે, પણ જાનવરોના ચીતારોમાં સીંહ, ગેનડો, ઘોધો, ગરૂડ પખશી, ઈતીઆદી હેવા આકારો મેલીને સીંહની હીમત, ગેનડાનું જોર, ઘોધાની ચાલાકી અને ગરૂડ પખશીની ઝડપ હેવી સંગલી જોડાએલી શકતી વીશે સમજ આપવાને કીજે એ નકશો પાડેલાછે, પણ કાંઈ બીનશેકટ હેવા આકારો લીધા નથી. પુતલાં પુંજનારોના સરેસતા પરમાણેની એ જગાપર કોતરણી નથી, પણ ખરેખરા આકારો તેમાં બતલાવેઆછે. એ નકશોનો પાડનાર પરૂથવીના ઘણીએક જાતના લોકોથી વાકેફગાર હોએ હેવો માલમ પડેછે, કાંએકે તેણે ઘણીજ બારી કીથી માણસોના ચેહેરા પાડેલાછે. જે પરમાણે ચોકસાઈથી સીધીઓના જાડા હોટ તથા માથાંપર ઊનના જેહેવા બાલો કોતરેલાછે તેહેવીજ બારી કીથી હીંદુસથાનના લોકોના હાથ પગ પાડેલાછે. જેમ ઈમારતોમાં સંગલું કામ બારીકીથી લીધેલુંછે તેજ પરમાણે નકશોમાં પણ બારીકી પડતી મુકી નથી. એ નકશોની બારીકી હેવીતોછે કે જાંહાં પાદશાહની ગાડીનો ચીતાર પાડેલોછે તે ગાડીના ચાકને કેટલા ખીલા જડેલા હતા તે પણ ઊતારવાને પડતું મુકીશું નથી. એ સંગલી બારીકી કોતરણીના એલમના પેહેલા ઊભા થાવા વખતે ઘણીજ ચાલુ હતી, અને જાંહાં ચીતારો ખુદરતપરથી પોતાનાં નમુના લેવા લાગો તાંહાં તે ખુબસુરતીને કીજે ખરો ચીતાર કધી પડતો મુકે નહી, એ સંગલા ઊપરથી જે હાથની મેહેનત આએ જગોએ કાંમ લાગીછે તે થોડી અજાએબ થાવાજોગ નથી."*

હીરનના પુસતકોપરથી ઊપલો ફકરો હમોએ લંબાણ ઊતારો ઓછે તેહેનો સબબ એછે કે, કેટલાએક ગરંથકારો ઈસતખરનાં બાંધકામ

* હીરનસ હીસટારીકલ રીસરચીસ, એશીઆ, પુસતક ૧ લું સફે ૨૫૦ થી તે ૨૫૪.

તથા ચીતારની શાબાસી મીસર દેશના લોકોને આપવાને વાજબી ધારી ગએઆછે, તેઓ હવે વીચાર દોડાવેછે કે કએખસરૂની પછવાડેના પાદ શાહોના વખતમાં ઈરાનીઓએ મીસર દેશ પોતાના તાબામાં કીધો હતો તે વખતમાં મીસરથી કારીગરોને લાવીને ઈરાનીઓએ આ માહભારત કામ શિકાવીશિં હોએ, પણ પરોફેસર હીરનના વીચાર પરમાણે એ બંધે દેશોની કારીગીરીમાં ઘણો તફાવત પડેછે, અને તેઓની રોનક તથા ચીતાર એક બીજા સાથે કસી રીતે મલતા આવતા નથી, તેથી એ સંગલી બનાવટ ઈરાનીઓના પોતાના હાથનીછે હેમાં કાંઈ સંધે નથી, અને વલી એ પછેના જમાનામાં ઈરાન મધે જે કારીગીરી ચાલતી હતી તે ઊપરથી એ વાત વધારે ચોકસ ઠડેછે.

ઊપલો હેવાલ આપી રહેઆ પછી કેઆની અને પેશદાદીઆન હકુમતના વખતના ચીતારો સાથે સાસાની જમાનાના ચીતારોનો મુકાબલો બની શકેછે. ઈઊરોપીઆન મુસાફરોએ પુરાતમ ઈરાનની ઈઆદગારી રાખવાને કીજે તાંહાંની ઈમારતો તથા નકશોના ચીતારો લઈ આવી તેઓનો હેવાલ પરગટ કરીઓછે ને ઊપરથી એ મુકાબલો કરવાનું આપણથી ઘણું સારી રીતે બની આવેછે. તખતે જમશેદની ઈમાર તોની બાંધની અને ચીતારોની તારીફ હમોએ આગલ જણાવીછે. એ ચીતારો સંગલા નોકદાર સોભઈતા અને જીવતા દેખાવનાછે. બીજા હાથપર એ પછી એકહજાર વરશની કારીગીરીના સાસાની ચીતારો જે કોઈ મુસાફરો જોઈ આવીઆછે તેઓના જણાવીઆ પરમાણે જો કે એ ચીતારો ઘણા સારાછે, તોપણ કેઆનીઓના વખતની કારી ગીરી સંગાથે તે કસી પાંતીએ બરોબરી કરી શકતા નથી. ઈસતખ રના ધીમા અને બેજોરગી ભરેલા આકારની જગોએ સાસાની નક શોમાં લડાઈ, શેકાર અને હેવી હેવી બીજી અદા બતલાવીછે તે ઘણું માહભારત લાગતું નથી. ઈસતખરમાં જેહેવા ચીતારો નોકદારછે અને ગોએઆ આજેજ ઘડી કાહાડેલા માલમ પડેછે તે પરમાંણે સાસાની ચીતારો માલમ પડતા નથી. ખરૂં છે કે ઈરાન મધે આજ થોડીએક

સદીમાં મુસલમાન પાદશાહોએ ઈરાનીઓના આગલા ધરમની અંતસથી તેઓની જાહોજલાલીની સંગલી નીશાનો ગુમ કરવાની તજવીજ કીધી હતી, અને તેમાં અગત કરીને આજ આસરે ૨૫૦ વરશની વાતપર ઈરાનના મુસલમાન પાદશાહ શાહ આબાસનાં મરણ પછી તેહના વલી હદના વખતમાં તેહના એક કમઅકલ વજીરે ઘણાંએક માણસોને હેવી ચીજોનો નાશ કરવાને કેટલાએક મહીના સુધી જાથુક કામે લગાડીઆં હતાં, પણ એ સંગલું ફના થાએઆબાદ હવડે જે કાંઈ આપણી નજરે પડેછે તે ઊપરથી પુરવાર થાએછે કે સાસાની જમાનાના ચીતારોનો મુકાબલો કરતાં તેવોથી લાંબી મુદત આગલના થાઈ ગએલા જમાનાના ચીતારો સાથે તે બરોબરી કરવા લાએક નથી. સાસાની નકશોમાં જો કે કેટલેએક ઠેકાણે ખુબસુરતી દીશેછે, તોપણ તેઓની ટપછપ અને તેજી ઈસતખર સાથે મલતી આવતી નથી. એ સાસાની નકશોના આકારો કઠણ દીશેછે અને તેઓની રોનક ઈસતખરની માફક પસંદ પડતી લાગતી નથી. એ મુકાબલો વધારે સમજ પડતો કરવો હોએતો જે પરમાણે હાલના વખતમાં આપણે ઈઊરોપના સુધરેલા કારીગરોને હાથની પાડેલી તસવીરો જોઈએછે, અને તે સાથે ચીના તથા ઊગમણ પરાંતનાં બીજા કારીગરોને હાથની તસવીરો તે કરતાં ઘણી ઊતરતી નજર આવેછે, તેજ પરમાણે એ બંવે જમાનાના ચીતારો એક બીજા સાથે સંબંધ રાખેછે. પરૂથવીની આજ બેએ હજાર વરશની તવારીખપર જેહારે આપણે નેગાહ પોંહોંચાડીએચ, તેવારે આપણા જોવામાં આવેછે કે એ મુદતમાં ઈઊનાન દેશ એલમ અને હુનરમાં ઘણો પુર તથા નામીચો થાએઓ હતો, અને તેઆર પછી રોમની શેહનશાહી હકુમત ઘણી જોરમાં ચાલતી હતી, અને તે શેહનશાહતના આસરા હેઠલ વીદેઆવાન લોકોને ઘણી મદદ મલતી હતી, અને એલમનો સંગલી પાતીએ ફેલાવો થાએઓ હતો, તે વખતથી તે ઈરાનના પાદશાહ ખુસરૂ પરવેજના વખત સુધી ઊગમન અને આથમણ પરાંતના લોકોને ઈઆને ઈરાની અને રોમના લોકોને ઘણો સંબંધ ચાલતો હતો, અને લડાઈઓમાં તેઓ એક

બીજાની હીકમતોથી તથા એલમથી વાકેફ થાએઆ હતા, અને દરએક રાજવાલા પોતાના દુશમનનાં મુલખમાંથી નામીચા કારીગરોને પકડી લાવતા હતા તેહેવા વખતમાં ઈશીનાન તથા રોમની મદદથી સાસાનીઆનોના વખતમાં હેવો હુનર ઘણો સમપુરણ થાવો જોઈએ તેહેની જગોએ એ એલમ પડી ભાગેલો જોઈ આપણને ઘણી અચરતી લાગેછે. એ ઊપરથી એક વાત પુરવાર થાએછે કે સેકંદરના આવીઆ પછી તેહેની આગમજનો ઈરાનનો સંગલો એલમ તદન પડી ભાગો, અને આશકાનીઆન દોરમાં ઈરાનના ધરમ તથા દબદબાની નીશાનો ઘણીજ ઊતાવલથી ફના થાતી ગઈ, તથા પછવાડેથી જે કાંઈ રહીઊં તે ઘણું જુજ હતું, અને તે સાથે આથમણ પરાંતનો એલમ ભેગો મલેલો હતો તે મલેલા એલમની નીશાનો દાખલ નકશે રૂસતમ અને નકશે રજબના ચીતારો આજ આપણા જોવામાં આવેછે, પણ જે કારીગીરી ઈરાનમાં એકવાર થાઈ ગઈ હતી તે ફરીને પરૂથવીના કોઈબી દેશમાં તાજી થાઈ નહી.

નકશે રૂસતમ એ એક પાહડનું નામછે કે જે તખતે જમશેદથી આસરે ૪॥ માઈલની વેગલાઈએ આવેલોછે. એ પાહડ સીધો ઊભોછે, અને તે તમામ સફેદ પથ્થરનો બનેલોછે. એ જગાપર કેટલાએક ચીતારો તથા ચેઆર કબરના ગોખ્રાઓ આવેલાછે. તે ગોખ્રાઓ સેકંદરની આગમજના ઈરાનના પાદશાહોના વખતના બનાવેલાછે, પણ ચીતારો તેહાર પછીના વખતનાછે. એ ચીતારોનું બેઆન કરીઆ અગાઊ નકશે રૂસતમની કબરો વીશે હમો થોડોએક હેવાલ હેઠલ પરગટ કરીએ છઈએ. એ હેવાલ સર રાબરટ કે. પોરટરના નામીચા ગરંથમાંથી હમોએ ઊતારી લીધોછે. એ ગરંથકાર એ કબરો માહેલી એક કબર જે બીજીઓના કરતાં જમીનની ઘણી નજદીક હતી તે સારીપેઠે જોઈ આવીઓ હતો, તે નીચે જણાવીઆ પરમાણે પોતાની તપાસ વીશે બોલી જાએછે.

"નકશે રૂસતમના પાહડપર ચહડવાને—" સર પોરટર બોલેછે કે "મેં કસદ કીધો. એ પાહડપર જવાનો કાંઈ મારગ હતો નહી, પણ તેહેનાં મથાલાંપર કોઈ મજબુત માણસ જાઈને હેઠલ દોરડું નાખે, અને

તે દોરડું હું માહારી કમરે બાંધું, પછી તે ધણી મહને ઊપર ખેંચી લીએ એજ એલાજ નજર આવતો હતો. પછી મેં માહરાં આદમીઓ પાસે મદદ માગી. માહરો મેહેમાનદાર* તેહેની સદાની આસરમ પરમાણે માહારી આગલ હેવી તલેસમની જગોના ગપાટા મારી દેહશત આપવા લાગો. પણ એ જગાના ગામડીઆઓ તલેસમ અને જીન અથવા રાખશના ખોટા વેહેમની કંઈ દેહશત ખાતા નથી, ને સબબથી એક ગામડીઓ જે બીજાવોના કરતાં વધારે જોરાવર દીસતો હતો તે ગોએઆ દેવાલપર ઊંદર ચહડતો હોએ એ રીતે પાહડપર ચહડી ગએઓ, અને મથાલે જાઈ હેઠલ એક દોરડું નાખીઊં. તે દોરડાંની મદદથી બીજા કેટલાએક ગામડીઆઓ ઊપર ચહડી ગએઆ. પછી તેઓએ પાછું દોરડું હેઠલ નાખીઊં, તેહેનો છેડો મેં માહરી કમર સાથે બાંધીઓ, અને પછી તેઓ મહને દોરડાંએ બાંધેલો ઊપર ખેંચવા લાગા. એ રીતે પાહડના મથાલાંપર મહને ખેંચતા હતા, અને હું ટીંગાએલો હતો, એટલામાં મહને થોડોએક વીચાર કરવાને બની આવીઊં. તે વખતે માહારો જાંન બીજાઓના હાથમાં હતો, તોપણ મેં આગલ એક વાત વાંચી હતી તે મહને ઈઆદ પડી. મેં વાંચીઊં હતું કે આગલા વખતમાં દારાએસ હીસતાસપીસ નામના ઈરાનના એક પાદશાહે પોતાના જીવતાજીવત એ પાહડપર પોતાને કોજે એક કબર બનાવાનો હોકમ આપીઓ હતો, તે કબર તઈઆર થાઈ હતી, પણ તે વખત સામના મુલખથી પાદશાહની દરબાર ખાતે કેટલાએક નજુમીઓ આવેલા હતા તેઓએ પાદશાહને એ કબર જોવા જાવાની મનાઈ કીધી, અને જો જાએતો તેહેની સલામતીને મોહોટો ધોકો પોંહોંચે હેવું જણાવીઊં. પાદશાહ એ વાત સાંભલી ડરીઓ, પણ તેહેનાં કુટંબના કેટલાએક શાહજાદાઓએ તે કબર અથવા ગોરો અંદરથી

* હવડાં ઈરાનમાં એક કાએદોછે કે જેવારે કોઈ નામીચો પરદેશી એ દેશમાં જાએછે તેવારે પાદશાહ તેહેને એક મેહેમાનદાર આપેછે. તે મેહેમાનદાર સંગલી ખોરાકી પોહોંચાડેછે, અને જેવારે તે પરદેશી મુસાફરીએ જાએછે તેવારે મેહેમાનદારના હોકંમથી મુસાફર તથા તેહેના રસાલાનાં સંગલાં આદમીઓને ગામવાલાઓ મુફત ખોરાક પોહોં ચાડેછે. એ જુલમ કોઈવાર હેવો થાએછે કે જો મુસાફરનો રસાલો મોહોટો હોએ, અને ગામ કંગાલ હોએછે તો તાંહાંના રેહેવાસીઓ પોતાનું વતન છોડીને નાહાશી જાએછે.

જોવાની ઘણી ખાએસ રાખી. તેઓ એ પાહડ આગલ ગએઆ પછી કેટલાએક મોબેદોએ પાહડનાં મથાલાંપર જાઈને હેઠલ દોરડાં નાખી શાહજાદાઓને ઊપર ખેંચવા લાગા, તે શાહજાદાઓ જમીન અને આકાશ વચે ટાંગાએલા હતા, એટલામાં હેવો બનાવ બનીઓ કે પાહડ માંથી કેટલાએક સરપો નીકલી આવીઆ, તેઓને જોઈને મોબેદો ઘણા બીધા અને ધાસતીના મારીઆ પોતાના હાથમાનાં દોરડાં છોડી દીધાં, તે સમેદ શાહજાદાઓ હેઠલ પડી ફાટીને મરણ પામીઆ. એ અનીઆ એના અવેજમાં પાદશાહે ગોસામાં તે સંગલા મોબેદોને કતલ કરવાનો હોકમ આપીઓ. હું પાહડપર ખેંચાતો હતો તે વેલાએ આ વાત મહને ઈઆદ આવી હતી. ધાસતીથી માહારો બંચાવ કરવાને એ કબરો માહેલી સઉથી નજદીકની કબર જોવાજાવાને મેં ઠેડાવ કીધો હતો, તે પણ જમીનથી ૬૦ ફીટ ઊંચી હતી, અને હું ટાંગાતો ઊપર ચહડીઓ તે વેલાએ ડુંગર સાથે અઠડીને મેં આચકા અથવા જખમ કાંઈ થોડા ખમીઆતા નહી,"*

એજ ધણીના બેઆન કરીઆ પરમાંણે (કે જે બેઆન બીજા મુસાફરો કરતાં ઘણું સમજ પડે હેવી રીતે જણાવેલુંછે તે મુજબ) એ એક કબરનો ગોશે ૩૪ ફીટ લાંબો અને ૯ ફીટ ઊંચોછે. એ ગોશાની બાહેર જે ચીતાર પાડેલોછે તે તખતે જમશેદની પછવાડેના ડુંગરપર એક પાદ શાહ ઊભો રહીને આતશની સનમુખ પરમેશ્વરની ભકતી કરેછે, કે જેહેની વીગત આગલ પરગટ કીધોછે તે ચીતારને બરોબર મલતો આવેછે, અને તેહેની બાહેરના થામો તથા દરવાજા જેહેવા આકારો પણ તેહેવાજ પાડેલાછે. એ ગોશે અથવા કબર અંદરથી કેહેવીછે તે વીશે સર પોરટર આ રીતે લખી જાએછે—"હું પાહડનાં મથાલાંપર ગએઓ, અને કબ રના ખોલ દરવાજામાં હેઠલથી એક દર પાડેલો હતો તે મારગે બેએ ફીટ ઓસારની દેવાલમાંથી હું અંદર દાખલ થાએઓ. અંદર એક

* પોરટરસ ટરાવેલસ પુસતક ૧ લું સફે ૫૨૧—૨૨.

કોઠરી મ્હારા જોવામાં આવી, તે કોઠરી મથાળાંપરથી ગોળ વાળી લીધેલી હતી, અને આતશ અથવા બતીના ધુમાડાથી તદન કાળી થાઈ ગઈ હતી. એ કોઠરીનાં બીજાં નાકાંપર તરણ ઊંડા ગાળા પાડેલા હતા, અને તેઓની ઊપર આરકાં વાળી લીધેલાં હતાં. એ ગાળાઓ ડુંગર માંથી ખોદી કાહાડેલા હતા, અને તેઓ દરએકનાં મોહોડાંપર એક એક પથ્થર ગોઠવેલો હતો. તે મોહોડાં ઊપરથી ગાળાની અંદર શું મુકેલુંછે તે જોવાને કોઈએ પથ્થર ભાંજીને છેદ પાડેલાં માલમ પડેછે. મેં એ જગોએ એક બતી મંગાવી અને તે કબરના ગાળાઓમાં શું છે તે જોઈઊં, તે ગાળા તદન ખાલી હતા અને કાંઈ ખાખબી નજર આવતીતી નહી. એ ગાળાઓપરના મોહોડાંપરના પથ્થરો કોઈએ ખીસાડીઆ હોએતો માહરા ધારીઆમાં આવેછે કે તેણે તે પાછા ચોકસ જડી લીધેલાછે, એ ગાળા જે મુવેલાં આદમીઓનાં બદનને રાખવાના દીશેછે તે દરએક ૮ા ફીટ લાંબા અને ૫ ફીટ પોહોળાછે. એ કોઠરી માહેલી તરણે કબરોને જુદી રાખવાનો એક પથ્થરનો દરવાજો વચમાં મુકેલો હોએ હેવું માલમ પડેછે, કાંએકે તે દરવાજો ઊભો રાખવાના નર માદાને કીજે બાજુપર ખાડા નજર આવેછે. હેવો મોહોટો દરવાજો શી તરેહથી ફરતો હશે તે તપાસવાને મેં આસપાસ નજર કીધી, પણ લોકો તે દરવાજાનું લોહોડું તથા સીસું કાહાડી લેવાની લાલચથી સંગલું ભાંજી ફોડી અને ખરાબ કરી ગએઆ હતા તેથી માહારી મતલબ પુરી પડી નહી. આ જગોએ મહને એક વીચાર આવીઓ કે પાદશાહોનાં રાજપાટ સાથે તેઓની કબરો પણ આ રીતે ફના થાએછે; તે કબરો પઈસાની લાલચથી લોકો ખરાબ કરેછે તો પાદશાહની કબર કરતાં એક મીસકીનની કબર કેહેવી સરશછે કે તેહને કોઈ હાથ લગાડતું નથી."† એ પાહડપર સંગલા મલીને જે ચેઆર ગોશાઓછે તેમાં એક ગોશો ખુણામાં આવેલો તેથી તે ઊપરની નકશીને જાહાજું નુકશાન પોહોંચીઊં નથી. તાંહાં ખીલારોકા હરૂફોની તખતીઓ જોવામાં આવેછે.

† પોરટરસ્‌ ટરાવેલસ પુસતક ૧ લું સફે ૫૨૩.

સર પોરટર આગલ ચાલતાં બોલેછે—"પાહડનાં મથાલાંપર મેં જે કબરોનું બેઆન કીધુંછે તે કબરો સેકંદરની આગમજના ઈરાનના પાદશાહોની જાણવી. હવે એજ પાહડના હેઠવાઈના ભાગમાં જે નકશોછે તે ઊપર હું ધેઆન પોંહોંચાડુંછું. એ ચીતારો આશકાનીઆન તથા સાસાનીઆન ટોલાના પાદશાહોના વખતનાં કેહેવાએછે. આશકાનીઆન ટોલાની ઊપજ હેવી થાઈછે કે સેકંદરે ઈરાન ફતે કીધા પછી આસરે ૧૦૦ વરશે તેહેના સરદારોની નસલ પાસેથી આશકાન નામના એક શખસે રાજ છીનવી લીધું તે ઊપરથી તેહેની પછવાડેના પાદશાહોને એ નામથી ઓલખતા હતા. (એ પછી અરદેસર બાબકાને તાજ હાથ કીધાથી જરતોસતી પાદશાહોની સાસાની તોખમ જારી થઈ.) હવે જેવારે આપણે ઘણા આગલા વખતનાં અને આએ સાસાનીઆન તથા આશકાનીઆન વખતના નકશોનો મુકાબલો કરીએછેઈએ તો ઈઊનાનીઓ જે તે વખતમાં સરવેથી નામીચા અને પુરવીન ગણાતા હતા, અને તેઓ સાથે ઈરાનીઓને ઘણો સંબંધ હતો, તોપણ એ કારીગીરી પડી ભાગેલી જોઈ આપણથી અજબ થાએઆ વીના રેહેવાતું નથી."

નકશે રૂસતમના પાહડપર કબરોની હેઠલ સાસાનીઆનોના વખતના છ ચીતારો આવેલાછે તેઓનું બેઆન સમજ પડે હેવી રીતે હેઠલ પરગટ કરીઊંછે.

પેહેલો ચીતાર પાહડની ઊગમણ દશા તરફછે. એ ચીતાર મધે બેએ મરદ અને એક ઓરતની તસવીર પાડેલીછે. એ માહેલો એક મરદ જે તેહેનાં માથાંપરનાં ગોલ ઊપસેલાં તાજથી પાદશાહ માલમ પડેછે, તેણે પોતાના હાથમાં એક કડું પકડીઊંછે, અને પાદશાહ તથા તેહેની રાણી એક બીજાની સાંમણે ઊભાં રહી તે કડું વચમાંથી પકડી રહેઆંછે. એ ચીતાર ઘણો ખરાબ થાએલોછે તોપણ તેમાં પાદશાહનો પોશાગ ઘણો દબદબા ભરેલો દીશેછે. પાદશાહની ગરદનની પછવાડે જુલતા બાલ પાડેલાછે તેથી તેહેનો ચેહેરો ઘણો સોભઈતો લાગેછે. એ પાદશાહએ મોહોટી મુછ રાખેલીછે અને તેહેની ડાઢીની° ગોઠવણ અજબ જેહેવી

દીશેછે. બીજા સાધારણ લોકોની ડાઢીની માફક એ ડાઢીના બાલ ચેહેરાપરથી છાતી સુધી ઊતરતા નથી, પણ તેહેની હનવટી કે જેહેને આપણે ઠુંડી કરીને કહીજીએચ તેહેની હેઠલથી બાલ સાંકલા કરીને એક ગાંઠ મારેલોછે, અને તે ગાંઠની હેઠલથી બાલ પાછા વીખરાએછે, તેહેનો દેખાવ ઠુંડીની હેઠલ રેશમનો એક ગોટો અથવા જીમકો વલગાવીઓ હોએ હેવો માલમ પડેછે. ડાઢીના બાલને વચમાંથી ગાંઠ મારવાનો સાસાની પાદશાહોમાં રવઈઓ ચાલીઓ હોએ હેવું લાગેછે, કાંએક બીજા ચીતારોમાં પણ હેવીજ નવાઈ જોવામાં આવેછે. પાદશાહનાં તાજપરથી કપડાંના જેહેવી કેટલીએક પટીઓ આગલ પાછલ ઊડેછે તે પણ રવઈઓ બીજા સંગલા પાદશાહોના ચીતારમાં જોવામાં આવેછે. એ પાદશાહનો પોશાગ સીપાહી જેહેવોછે, તેણે પોતાના દગલાપર કમરબંધ બાંધીઓછે, અને જમના હાથે ઊપર જણાવેલું કડું પકડીઊંછે, અને ડાબે હાથે ધારી આમેલે તલવારની મુઠપર પોતાનો હાથ મુકીઓછે. એ પાદશાહના જમના કાનનાં ચાપકાં હેઠલથી એક મોહાટું મોતી ઝુલતું નજર આવેછે, અને તેજ જીનસની બેવડી માલા તેણે પોતાનાં ગલાંમાં નાખીછે. રાણીનો પોશાગ પણ ઘણો સારો નજર આવેછે, તેણીએ પણ દગલી જેહેવું કપડું પેહેરીઊંછે, અને છાતીપર એક ચોલીની માફક પેહેરવાસ રાખીઓછે. તેહેનાં ગલાંમાં મોતીની માલાછે, તથા તેજ પરમાણે બેએ મોહાટાં મોતીનો કસ છાતી ઊપરથી કપડાં સાથે તાંકી લીધોછે, તથા કમરબંધ બાંધીઓછે. એ નકશનો વચલો ભાગ આજ ભાગી ગએઓછે, પણ તેહેની આગલ જે તસવીર ઊતારી લીધી હતી તે ઊપરથી જોવામાં આવેછે કે એ પાદશાહ તથા તેહેની રાણી વચ્ચે તેઓનો શાહજાદો ઊભો રહેલો હતો, પાદશાહની પછવાડે જે તરીજો શખસ ઊભો રહેલોછે તે તેહેનો શમશેરબરદાર ધારીઆમાં આવેછે. પાદશાહનો ચીતાર જે અરધો જમીનમાં દટાઈ ગએઓછે તેહેનો બાકીનો ભાગ ૭ ફીટ ૮॥ ઈંચ લાંબો નજર આવેછે, તથા તેજ માફક રાણીનો અરધો ચીતાર ૭ ફીટ ૫ ઈંચ તથા શમશેરબરદાર ૫ ફીટ ૧૦ ઈંચ લાંબો દેખાએછે.

એ હીસાબથી એ દરએક ચીતારો આસરે ૧૨ થીતે ૧૩ ફીટ ઊંચા જોઈએ તે કદી ખરૂં કદ હોએ નહી, અને કેઆની ચીતારો સાથે સર ખાવતાં સાસાની વખતમાં એલમ પડી ભાગેલા માલમ પડેછે, તેહેની ગફ લતીની આ એક બીજી નીશાન નજર આવેછે. આગલા ઈરાની પાદ શાહોના વખતના કેટલાએક સીક્કાઓ જે હવડે હાથ આવીઆછે, અને તેઓના ઘણાએક નમુનાઓ ઈઊરોપખંડનાં ચમતકારીક પદારથ સંગર હસથાનોમાં રાખેલાછે, તે માહેલા એક સીક્કા ઊપર જે પાદશાહ તથા તેહેની રાણી તથા તેઓનાં ફરજંદની એક બાજુએ જે તસવીર પાડેલીછે તે સીક્કાપરની તસવીર આ નકશને મજબુત મલતી આવેછે. તે સીક્કા પર પેહેલવી હરૂફેથી "વહરાન" કરીને નામ લખેલુંછે, અને જીનત-અલ તવારીખના બનાવનારે પેહેલા ઈઅજદજરદના બેટા બેહેરાંમ બાબે તથા તેહેની પોતાની રાણીપર પેઆર વીશે જે કાંઈ બીના પરગટ કીધીછે, તે ઊપરથી મુકરર થાઈ શકેછે કે સાસાની તોખમનો પાદશાહ પાંચમો બેહેરામ, જેહેને ઘણા લોકો બેહેરામગોરને નામે ઓલખેછે, તે પાદશા હનો તથા તેહેની રાણી તથા તેઓનાં ફરજંદ તથા એક શંમશેરબર દારનો આ નકશ પાડેલોછે. ઈરાનના જે પુરાતમ સીક્કાઓ હાલ હાથ લાગા તથા વંચાએઆછે, તે વીશે વીગતવાર બીના જે હવેપછી હમારા વાંચનારાઓના જોવામાં આવશે, તે વેલાએ બેહેરામગોર તથા તેહેની રાણી તથા તેઓનાં ફરજંદ એ તરણેની તસવીરો સીક્કાપર તથા પાહડમાં નકશોપર એકઠી શું કારણથી આવેછે તે વીશે પુરતો ખોલાસો મલશે.

એ ચીતાર મુકીને આગલ ચાલતાં એક બીજો ચીતાર દેખાએછે. તેમાં બે પેહેલવાનો ઘોડાઓપર સવાર થઈ લડાઈ કરતા માલમ પડેછે. એ ચીતાર ઘણોજ ભાગી પડીઓછે, તોપણ તેહેનો જે કાંઈ થોડોઘણો ભાગ નજર આવેછે તે ઊપરથી તેહેની બનાવટ ઘણી સારી દીશેછે. એ બેએ પેહેલવાંનો નેજાથી લડાઈ કરેછે તેમાના એકનાં માથાંપર જે તાજ મુકેલુંછે તથા બીજી જે નીશાનો નજર આવેછે તે ઊપરથી એ ચીતારમાં પણ પાદશાહ બેહેરામગોર પોતાનાકોઈ દુશમન સાથે લડાઈ

કરતો હોએ હેવો દેખાવ માલમ પડેછે. પાદશાહની કમર હેઠલથી તીરનો એક ભારો બાંધેલોછે, અને તેહેના પોશાગના આકારપરથી હેવું ધારીઆમાં આવેછે કે એ લડાઈ કરતી વખતે તેણે પીતલ અથવા કાંઈ બીજી ધાતુનું બનાવેલું બખતર પેહેરેલુંછે. એ પાદશાહની પછવાડે એક શખસ ઘોડાપર ઝુંડો લઈ બેઠેલોછે. તે ઝુંડો ઈરાનીઓ લડાઈમાં કેઆનીઓની આગમજનો જે ગાવીઆની ઝુંડો લઈ આવતા હતા તે અથવા તેહેને મલતા આકારનો જોઈએ. એ ઝુંડો આ નીશાન (†) ના જેહેવો લાગેછે, તેહેની આડી લાકડીનાં બંધે નાકાં હેઠલથી બેએ જુમકા બાંધેલાછે, અને એ ઝુંડાની ઊભી લાકડીનાં માથાંપર એક ગોલ કરી જડી લીધેલીછે. એ સવાએ તેમાં કાંઈ બીજું નવાઈ જેહેવું નજર આવતું નથી.

નકશે રૂસતમનો તરીજો ચીતાર ઊપર જણાવેલા બેએ ચીતારો કરતાં સારી હાલતમાં બચેલોછે. એ ચીતારમાં એક પાદશાહ કે જે અરદેસર બાબકાનનો બેટો શાપુર જાણીઆમાં આવીઓછે, તે એક ઘોડાની ઊપર સવાર થાએલોછે, અને તેહેની સાંમને રોમનો શેહેનશાહ વાલરીઅન વાંકો વલી ગુઠણ મરડીને આજેજી કરેછે, અને તેહેનીજ બાજુપર એક બીજો જુવાન પુરસ પોતાના બંધે હાથ જોડી ઊભેલોછે, તે હાથ પાદશાહે પોતાના હાથમાં પકડી લીધાછે. પાદશાહની પછવાડે એક મરદ ઊભેલોછે, તેહેને પોતાના હાથનું એક આંગલું મોહોડાં આગલ પકડીઊંછે, અને ગોએઆ કોઈને ચુપ રેહેવાને ફરમાવતો હોએ હેવું લાગેછે. નકશે રૂસતમના પેહેલા ચીતારમાં પાદશાહ બેહરામગોરના જે પેહેરવાસ વીશે હમોએ વીગત જણાવીછે તેજ પરમાણે આ શાપુરશાહનો પણ પેહેરવાસ માલમ પડેછે. એ ધણીએ પણ કાનમાં મોતી તથા ગલાંમાં મોતીની માલા લગાવીછે, અને તેહેનો દબદબો ખરેખરો પાદશાહી જેહેવો માલમ પડેછે. એ પાદશાહની ડાઢીને સરેશતા પરમાણે વચમાંથી ગાંઠ મારેલોછે, અને તેહેના તુમાનની બાજુપરથી ઝાલર ઊડેછે. એ પાદશાહના ઘોડાનો સાહાજ સાદોછે,

અને તેહેનું પુછડું કાંઈ કપડાંથી ગુંદી લીધેલુંછે. એ પાદશાહની સામણે મીનંત કરનાર બંધે શખસોના પગમાં બેડીઓછે. એ નકશ ૩૭ ફીટ લાંબોછે, તેમાં માતરે ઘોડાથી ૧૪ ફીટ જગા રોકાએલીછે, પણ એ કદ ઘણું વધારેલું જાણવું. આ જે ચીતાર આપીઓછે તે કહી તવારીખને લાગુ પડેછે તે વીશે હમો કાંઈએક બોલવા માંગીએ છઈએ. ઈસવી સનેની તરીજી સદીની અધવચમાં રોમના લોકોપર વાલરીઅન નામનો એક શેહેનશાહ હકુમત ચલાવતો હતો. રોમ તે વખતમાં પરૂથવીમાં ઘણું નામીચું ગણાતું હતું. શેહેનશાહ વાલરીઅન પોતાનાં રાજદરબારી કામમાં જાહાજું કશિવત ધરાવતોતો નહી. એ શેહે નશાહનો માકરીઆનસ નામનો એક વજીર હતો, તે ઘણો જુલમગાર હતો, અને તેહેનાં કરવાને બાહાલ રાખીઆથી શેહેનશાહપર પણ તે દપકો લાગુ પડતો હતો. ઈરાનની પડોસમાં હવડેનો શામ, એલપ, દમસક અને એ લતા તરફના મુલખો એ વખતમાં રોમનોના અસતેકમાં હતા તે જીતી લેવાને શાપુરશાહે તજવીજ કીધી હતી, અને એ પાદશાહ ઈસવી સને ૨૬૦ નાં વરશમાં ઈડરાસ નામના એક કીલ્લા આગલ લડાઈમાં રોમન લોકોપર ફતે પાંમીઓ હતો. રોમનોએ પોતાનો છુટકારો કરવાને કીજે પાદશાહ શાપુરને ઘણુંએક નાણું આપવા કહીશિં, પણ તે વાત તેણે માની નહી, અને કાંઈએક ઈશિક તીથી શેહેનશાહ વાલરીઅનને પોતાના હાથમાં કેદ પકડીઓ, અને તેહેનાં લશકરનાં હથીઆર છોડાવીઆં, પછી સીરીઆડીસ નામનો એક બીજો સખસ કે જે રોમનોનાં લશકરમાં રહી શાપુરશાહનો છુપી રીતે મેલાપી હતો તેહેને શાપુરે શેહેનશાહી આપી.* આ ચીતારમાં જે શખસ ગુઠણ મરડીને આજેજી કરેછે તે એ શેહેનશાહ વાલરીઅનછે, તથા જે ધણી હાથ જોડી ઊભો રહેઓચ અને તે હાથ પાદશાહે પોતાના હાથમાં પકડી લીધાચ તે દગાખોર સીરીઆડીસછે. પાદશાહ શાપુરે

* જુવો, મ ગુહજોનાં ઉપરીપણાં હેઠલ એડવરડ ગીબનનો રોમની તવારીખનો ગરંથ પુસતક ૧ લું સફે ૧૧૧.

આ મોહોટી ફતે મેલવી તેહેની ઈઆદગારી રાખવાને ફુકરાઇથી હાવો નકશ ઊતરાવેલો ધારીઆમાં આવેછે. તેમાં પાદશાહ પોતે દબદબાથી ઘોડાપર બેઠેલોછે, અને પોતાના લાચારી હાલતમાં આવી પડેલા પણ નામીચા દુશમનને ઘણીજ હલકી પદવી આપીછે. એ શાપુર વીશે કેહેછેકે શેહેનશાહ વાલરીઅનપર ફતે મેલવીઆ પછી તેણે પોતાના દુશમનને માન આપવાને બદલે ઘણોજ ધીકારીઓ હતો. શાપુર વાલરીઅનને તેહેનો શેહેનશાહી લેબાશ પેહેરાવીને બેડી જંજીર સાથે સંગલા લોકોને બતલાવવાને બજારોમાં ઊભો રાખતો હતો, અને જેવારે શાપુર ઘોડાપર સવાર થાવાનો હતો તેવારે વાલરીઅનને નજદીક લાવતા હતા, પછી તેહેની પીઠપર પગ મુકી શાપુર સવાર થાતો હતો. વલી એ જુલમ એટલો તો વધારેલો કેહેછે કે જેવારે વાલરીઅન દુખથી બંદીખાને મરણ પાંમીઓ તેવારે તેહેનો જરવાડો કાહાડી લઈને તે મધે ઘાસ ભરી રાખીઊ હતું, અને તે મુરદાંને ઘણાં વરશ સુધી સરવે કોઈને દેખાઈતું રાખીઊં હતું. શાપુરે પોતાપર અથવા પોતાની ઓલાદના કોઈબી પાદશાહપર વાખો આવી પડે તે વીશે કસો વીચાર કીધોતો નહીં, અને હમોને જોવાથી દલગીરી લાગેછે કે એક બેએ વતરોગે ઈરાનના સાસાની તોખમના સંગલા પાદશાહો જુલમ કરવામાં અથવા ઘાટકીપણામાં હવડેનાં ઊગમણ પરાંતનાં રાજો કરતાં ઘણા થોડાજ કમ હતા. રોમનોનાં લશકરનાં જે આદમીઓને શાપુર પકડી લાવીઓ હતો તેઓ પાસે તેણે એક નવું શેહેર બંધાવીઊં હતું, અને તે શેહેરનું નામ શાહપુર કરીને રાખીઊં હતું, અને સર પોરટરના ધારીઆ મેલે નકશે રૂસતમના કેટલાએક ચીતારો રોમના કારીગરોને હાથના પાડેલાછે, પણ એ શેહેર તથા નકશો આગલા જમાના સાથે મેલવી જોતાં પોતાની બનાવટમાં કાંઈબી તારીફ કરવા લાએક નીશાન બતલાવતા નથી.

નકશે રૂસતમમાં ચોથો ચીતાર ઊપર જણાવેલા બીજા આંક વાલા ચીતારની માફકછે. તેમાં પાદશાહ બેહેરામગોર કોઈ તુરકી સાથે નેજાથી લડાઈ કરેછે. હેવાજ આગલા ચીતાર કરતાં આ ચીતાર કાંઈ

(જુઓ સફે-૫૫)



અરદેશર બાબેકાન. ઓરમઝદ.

નકશેરુસ્તમ.

એક સારી હાલતમાંછે, અને તે ઊપરથી આગલા ઈરાનીઓના લશકરી પોશાગ વીશે સારી પેઠે સમજ પડી શકેછે. એ વખતના સીપાહીઓ ઘણું કરીને ધાતુનાં બુનાવેલાં બખતરો પેહેરતા હતા, અને તે ચાલ લાંબી મુદતથી ઊતરી આવેલી ધારીઆમાં આવેછે. એ પેહેલવાંનોના હાથ માહેલાં હથીઆરોમાં નેજા, ઘાલ, તલવાર, તીર, કમાન ઈતીઆદી નજર આવેછે, તે વીગત ફીરદોસીનાં શાહનામાં મધે જાણા વેલી બીના સાથે ચોકસ મલતી આવેછે. ઈરાનીઓના તીરથી તેઓનાં દુશમનો હમેશાં દરતા હતા તે બાબે પલુટારક નામનો એક ઈતિહાની લખી ગએઓછે. એ ગરંથકાર હેવું જણાવેછેકે રોમન લોકો ઈરાનીઓનાં એ હથીઆરનો ઘણો દર રાખતા હતા, કાંએકે તેઓના તીર હવાનો બનાવેલા હતા કે તે લાગીઆથી માણસને ઘણુંજ દુખ ઊપજતું હતું. કેહેછે કે કરાસસ નામનો એક રોમન સરદાર ઈરાનીઓ સાથે એકવાર લડાઈમાં ગુંતેલો હતો, તે વેલાએ તેહેનું લશકર ઈરાનીઓની સામણેથી હટી ગએઊં હતું, તે વખત એક જોરનો હોમલો કરવાને કરાસસે પોતાનાં લશકરને ઘણું ઊસકેરીઊં, તેહેના જવાબમાં રોમનાં લશકરનાં આદમીઓએ પોતાના સર દારને પોતાના હાથ બતલાવીઆ તે હાથ ઘાલની સાથે તીરથી ગોએઆ સીવાઈ ગએલા હતા.*

એ જગાના પાંચમા ચીતારનું હવે હમો બેઆન કરીએ છઈએ. એ ચીત્રની એક નકલ હમોએ અતરે જોડેલીછે. એ ચીતારમાં બેએ સવારો જે પોતાના દબદબાથી પાદશાહો જેવા નજર આવેછે, તેઓ એક બીજાની સામણે પોતાના ઘોડાઓનાં માથાં અડાવી ઊભેલાછે, તેમાં એક સવાર જેણે પોતાના હાથમાં એક લાકડી અથવા આસો પકડીઓછે, તે પોતાની સામણે ઊભા રહેલા સવારને એક ગોલ વીતી જેહેવું ચકર આપેછે, તે ચકરની સાથે કપડાંની પટી જોડેલીછે તે ઊપરથી તે પાદશાહીની કાંઈ નીશાન જેહેવું માલમ પડેછે. એ ચકર લેના

* પલુટારકસ લાઇફ આવ કરાસસમાંથી પોરટરસ ટરાવેલસ પુસતક ૧ લું સફે ૩૪૬.

રની પછવાડે એક ચમરી બરદાર ઊભેલોછે. દરએક સવારોના ઘોડાના પગ તલે એક એક આદમી ઊંધે મોહોડે પડેલોછે, તે ઊપરથી એ સવારો પોતાના કોઈ દુશમનપર ફતે પાંમીઆ હોએ હેવું માલમ પડેછે. ઈરાનની તવારીખ ઊપરથી આપણા જોવામાં આવેછે કે ઈસવી સને ૨૨૩ નાં વરશમાં અરદેસર બાબકાને આશકાનીઆન ટોલાના પાદશાહોની હકુમત ઊઠારી નાખીને ઈરાનનો મુલક પોતાને હાથ કીધો, અને પોતાના વડાવાઓનો જરતોસતી ધરમ પાછો તાજો તથા દબદબા ભરેલો કીધો, તેઆરપછી એ પાદશાહે મોહોટાં માન સાથે ચઊદ વરશ સુધી ઈરાનમાં રાજ ચલાવીઊં હતું. તે બાદ પાદશાહી પોતાના બેટા શાપુરને અસનેક કરીને એ પાદશાહ ગોશેનશીન થાએઓ હતો. તે હઈઆતીમાં બખશેલી પાદશાહીની ઈઆદગારી દાખલ આ નકશ પાડેલો હોએ એવું આગલ ધારીઆમાં આવતું હતું, પણ તેઆરપછી એ બંધે સવારોના ઘોડાઓપરના જે હરૂફો વાંચીઆમાં આવીઆછે તે ઊપરથી એ ધારણા તદન ઊલટી ગઇછે. એ હરૂફો એક કરતાં વધારેવાર એક સરખી રીતે પેહેલવી તથા ઈઊનાની ભાશાઓમાં લખેલાછે. તે બંધે સીલવસટર ડ સાસી નામના એક વીદઆવાન ફરેંચે ઊકલાવીઆછે તે ઊપરથી એ બંધેનો અરથ એક સરખો નીકલેછે. જે સવાર પોતાનો હાથ લાંબો કરીને ચકર લીએછે તેહેના ઘોડાની બાજુપરના પેહેલવી તથા ઈઊનાની લેખોનો તરજુમો આ રીતે થાએછે—

હોરમજદના ફરમાબરદાર.

અરદેસર ઈઅજદાનીની તસવીર.

ઈરાનનો પાદશાહ.

ઈઅજદાનથી ઊતરી આવેલો, બાબક ઈઅજદાનીનો બેટો, પાદશાહ.

એ ઊપરથી મુકરર થાએછે કે જે પાદશાહ ઘોડાપર બેસીને ચકર લેવા હાથ લાંબો કરેછે તે સાસાની તોખમનો પેહેલો પાદશાહ અરદેસર બાબકાનછે. એ પાદશાહના વખતના જે સીક્કા હાથ લાગાછે તે ઊપરની તસવીર આ ચીતારના આકારને મલતી આવેછે તે ઊપરથી આ વાત

વધારે ચોકસ થાએછે. એ પાદશાહની સામણી બાજુએ હાથમાં આસો પકડીને જે સવાર ઊપર જણાવેલું ચકર આપી દીએછે તેહેના ઘોડાની બાજુપર જે પેહેલવી• તથા ઈઊનાની હરૂફે લખેલાછે તેહેનો અરથ મ સાસીએ આ રીતે કીધોછે—

આ આકાર વિશ્વેશ્વર ભરેસપતીનોછે.

આગલા ઈઊનાની લોકો પોતાનાં દેહેડાંઓમાં ગરહો તથા સેતા રાઓની મુરતીઓ રાખતા તથા પુંજતા હતા. તેમાં જુપીટર અથવા ભરે સપતીને તેઓ એકબાલ એટલેજે નસીબનો ખાવંદ ગણતા હતા, અને તેહેને પોતાનાં દેવલોમાં વડાપણું આપીઊં હતું, તે ભરેસપતીએ પોતાની બખશેશથી અરદેસર બાબકાનને ઈરાનનું રાજ આપીઊં તેહેની પરો ખશ નીશાન દાખલ આ ચીતાર ઊતારેલો ધારવામાં આવેછે. હમોએ આગલ જણાવીઊંછે કે આગલા ઈરાનીઓ સેતારાઓની મુરતીઓ અથવા પુતલાં પુંજતા હોએ હેવી કોઈબી નીશાન તાંહાંના કોતરી કાહા ડેલા નકશોપરથી જોવામાં આવતી નથી, પણ આ ચીતારમાં એક સવા રની તસવીર આપીને તેહેને ભરેસપતી અથવા પરમેશ્વરનું નામ આપી ઊંછે, તે ચાલ ઈઊનાની લોકોનીછે તે એ ચીતારપરના ઈઊનાની હરૂ ફેથી સાબેત થાએછે, અને એ નકશમાં જે કારીગીરી વાપરેલીછે તેમાં આગલ જણાવીઆ પરમાણે ઈઊનાની તાલુકો ઘણો દેખઈતોછે. એ ચીતારનું કામ ઈઊનાનીઓના હાથમાં આવીઆથી તેઓએ પોતાના ધરમને લગતી રીતે આ ઈઆદગારી રાખીછે, તે વીશે સર આર. કે. પોરટર તેઓને આ રીતે ઠપકો દીએછે—"આ બેએ જુદા ધરમ (એટ લેજે ઈઊનાનીઓના અને જરતોસતીઓના ધરમોપર) નેગાહ પોંહોં ચાડતાં એક ધરમવાલાઓ (એટલેજે જરતોસતીઓ) ની સફાઈદાર અને ખરી ફીલસુફીને માન આપીઆ વગર આપણીથી રેહેવાતું નથી, અને તેજ પરમાણે બીજા ધરમવાલાઓ (એટલેજે ઈઊનાનીઓ) ના સાધા રણ ઊપદેશપર ગુસે થાવાની જરૂર પડેછે. ઈરાનીઓનો પરમેશ્વર પોતાની ખુબીનું નુર મોકલેછે કે જે નામથી• તેહેના પેગામની સમજ

પડેછે. બીજા હાથપર આગલા ઈરાનાની લોકોના પરમેશ્વરે (તેઓના ધારીઆ પરમાણે) જગતને ઊતપન્ન કીધા પછી તેહેની સંગલી દરકાર છોડી દીધીછે, અને તેહેની વતી ઓલીમપસના પાહડપર બીજા સેતારાઓની સાથે ભરેસપતી ખોદાઈ દાવો રાખી બેઠોછે. એ ઊપરથી તેઓનો ધરમ ખોદાઈ દબદબો બતલાવેછે, પણ ઈશ્વરી ગુણો દેખાડતો નથી."*

હવે નકશે રૂસતમના છઠા અને છેલા ચીતારની હમો વીગત જણાવીએછે. એ ચીતારમાં એક પાદશાહ દરવાજામાં અથવા ઊપદેશ પીઠમાં ઊભો રહીને કાંઈ ભાશાણ કરતો હોએ હેવું લાગેછે. સાસાની હકુમત ચલાવનારાઓના રવઈઆ પરમાણે એ પાદશાહે પોતાનાં માથાંપર ઊંચું અને ઊપસેલું તાજ મુકીઊંછે, તથા તેહેનાં ગલાંમાં મોતીની માલાછે, અને તે પોતાનાં પેટ આગલથી એક તલવારનો ટેકો લઈ ઊભેલોછે. એ પાદશાહની બાજુપર બેએ પરદાછે, તે પરદાની અંદરથી એક બાજુએ પાંચ અને બીજી બાજુએ તરણ આદમીઓ ઊભાં રહેલાંછે, તે સંગલાઓનાં ગલાંમાં મોતીની માલાઓછે, અને તેઓ ધેઆન રાખીને પાદશાહનું બોલવું સાંભલતા હોએ હેવું લાગેછે. એ સંગલા ઊપરથી પાદશાહ પોતાના વજીર અથવા સરદારોને કાંઈ નશીઅત અથવા મસલહત કરતો હોએ હેવું નજર આવેછે. એ પાદશાહ કોણછે તે કસી રીતે ચોકસાઈથી કેહેવાઈ શકાતું નથી.

ઊપર જણાવેલા છ ચીતારો સવાએ બીજા ચીતારો એ જગાપર હતા તેમાં કાંઈ સંધે નથી, પણ તે સંગલાં હેવાંતો પડી ભાગાંછે કે આજ તેહેની ઘણી થોડીજ નીશાન માલમ પડેછે, તેથી કોઈબી મુસાફરને તે ચોકસાઈથી તપાસવાને બની આવતું નથી. એજ નકશે રૂસતમ પાહડની હેઠલથી જાણે ઊપર જણાવેલા ચીતારોની બાજુપર સંગેમરમરનું બાંધેલું એક આતશ કદેહછે. એ આતશ કદેહનો હેઠલનો ભાગ મટોડીથી પુરાઈ ગએઓછે, પણ જેટલું તે જોવામાં આવેછે તેટલાંની ઊંચાઈ ૩૫ ફીટ અને પોહોલાઈ આસરે ૨૩ ફીટછે. એ ઈમારત ઊપરથી તથા હેઠ

* પોરટરસ ટરાવેલસ પુસતક ૧ લું સફે ૫૫૫.

લથી સંગલી બાંધકામથી પુરી નાખીછે, અને અંદર માતરે૰૧૨ ફીટ ચોરસ અને ૧૬ ફીટ ઊંચો ઓરડો રાખીઓછે, તેમાં બાહેરથી રોશની આવવાની કાંઈબી જગા રાખી નથી. એ ઈમારત આગલ ઈરાની ઓનું આતશખાનું હતું તેમાં કાંઈ શક નથી, કાંએકે તે અંદરથી તમામ ધુંમાડાએ કાલી થાઈ ગઈછે, અને બીજી આતશકદેહઓને મજબુત મલતી આવેછે. એ આતશખાનાંમાં જાવાનો બાહેરથી દરવાજાનો એક ગાલો મુકેલોછે, પણ તે સાથેનો દરવાજો કોઈએ કાહાડી લીધેલોછે, તોપણ દરવાજાને ઊંઘાડવા ધાંકવાની નીશાન દાખલ સરેહેતાથી જમીનપર જે ગોલ ચકરો પડેલાંછે તે ઊપરથી હેવું પુરવાર થાએછે કે એ આતશખાનું આગલ ઘણું વપરાતું હો. એ આતશખાનાંની મોહોટી ઈમારત સંગલી ઊપર હેકલથી પુરી લઈને અંદર માતરે ઊપર જણાવેલો ૧૨ ફીટનો ચોરસ ઓરડો અથવા તખતની જગા રાખીછે, અને તેમાં સોજી હવાને આવવા જાવાના દરવાજા સવાએ મારગ નથી, તેથી હેવું ધારીઆમાં આવેછે કે એ આતશખાનું સરવે કોઈએ અંદર જાઈ આરાધનાં કરવાને બાંધેલું નહી હોએ, પણ માતરે જરતોસતી ધરમનાં ફરમાન મુજબ આતશને સંભાલીને રાખવાને કીજે બાંધીઊં હોએ. એ આતશખાનાંનો દરવાજો વચમાંથીછે, તેહેની હેકલની અંદર સુધાં તમામ જગા બાંધકામથી પુરી લીધીછે, તેહેની અંદર કાંઈ ખજાનો હોએ હેવી ધારીઆમેલે આશાથી થોડોએક ભાગ કોઈએ ભાંજેલોછે, પણ જાંહાં ખોધે તાંહાં બાંધકામ હાથ લાગાથી તેણે તે કામ જલદીથી પડતું મુકેલું માલમ પડેછે. એ ઈમારત તમામ મોહોટા સંગેમરમરના ચીરાઓથી બાંધી લીધેલીછે, અને તેહેનાં માથાંપર આસરે ૨૩ ફીટ લાંબો પથ્થરનો એકજ ચીરો સોભાને કીજે નકશીદાર કોતરીને ગોઠવેલોછે, તે બનાવટ તારીફ કરવા લાએકછે.

નક્શે રૂસતમ પાહાડ આગલ આગલાં ઈરાનની ઈઆદગારીની એક બીજી નીશાન જોવામાં આવેછે. એ પાહાડની ઓરદુપર એક નાધલો ડુંગર આવેલોછે, તે ડુંગરના મથાલાંપર એકજ પથ્થરમાંથી બેએ ગુંબજ

કોતરી કાહાડેલાછે. એ ગુંબજ એક બીજાની પાસે આવેલાછે, અને તે દરએકને ચેઆર ખુણાં આગલથી ચેઆર થામો આપેલાછે. એ ગુંબજની હેઠલનું તલીઉં તથા મથાલું તથા થામો એ સરવે પાહડના એકજ પથ્થરમાંથી કોતરી કાહાડેલાંછે. એ દરએક ગુંબજ આસરે ૭ ફીટ ઉંચોછે અને બાજુઓપરથી ૪ા ફીટ પોહોલો થાએછે. શક વગર એ ગુંબજ આતશ રાખવાનાછે, પણ તે બંધ રાખવાના કાંઈ દરવાજા પાડીઆ નથી, તેથી હેવું ધારીઆમાં આવેછે કે કાંઈ અગતની ક્રીઆ કરતી વખતે મોબેદો આતશને એ ગુંબજપર લઈ જાતા હશે. એ ગુંબજો અરદેસર બાબકાનના વખતમાં બનીઆ હોએ હેવી ધારણા દોડેછે.

પુરાતમ જમાનાની ઉપલી સંગલી નીશાનો મુકીને આગલ ચાલતાં તખતે જમશેદથી એક ફરસંગ કરતાં કાંઈએક વધારે વેગલાઈ પર એક પાહડ આવેછે, તેહેને હાલના લોકો નકશે રજબ કરીને કેહેછે. એ પાહડના કેટલાએક ટુકડા મથાલેથી બાહેર નીકલી આવીઆછે, તથા તેઓની હેઠલની જમીનમાંથી તે પરમાણે ડુંગર નીકલીઓ નથી તેથી તાંહાં એક ખુદરતી ગોશે બની રહેઓછે. એ ગોશામાં ઈરાનની આગલી તવારીખ વીશે સમજ આપનાર કેટલાએક ચીતારો પાડેલાછે, તે ચીતારો નકશે રૂસતમની માફક સાસાની વખતના બનાવેલાછે, તોપણ તેઓના જેહેવા સોભઈતા બનાવેલા નથી. એ જગા મધે પેહેલો ચીતાર આવેલોછે તેમાં બેએ સવારો ઘોડાઓનાં માથાં આગલથી પોતાના હાથ લાંબા કરીને એક ગોલ કડી પકડી રહેઆછે તે માહેલો એક સવાર કડી આપેછે અને બીજો લીએછે. નકશે રૂસતમના પાંચમા ચીતારમાં ભરેસપતી અને અરદેસર બાબકાનની જે તસવીર પાડેલીછે અને તેહેની બીના હમોએ ઉપર પરગટ કીધીછે તેહેને આ ચીતાર બરોબર મલતો આવેછે. એ ચીતારમાં એટલોજ તફાવતછે કે ભરેસપતીએ પોતાના હાથમાં આસો પકડીઓ નથી, ઈઆનો તે ભાગો ગએઓછે તેથી નજર આવતો નથી. નકશે રૂસતમના ચીતારમાં એ સવારોના ઘોડાઓના પગ તલે જે આદમીઓ ઉંધાં નાખીઆંછે તે પરમાણે આ જગોએ કાંઈ

નજર આવતું નથી. એ ચીતારનો આકાર કઠણ પાડેલોછે અને તે ઊપરની કારીગીરી પણ હલકી દીસેછે. નકશે રજબના સંગલા ચીતારો હવા અથવા પાણીથી સંભાલ થાએ હેવી જગાપર ઊતારેલાછે, પણ તે ચીતારનારોના પછવાડેના જમાનાના દુશમનોએ સંગલાનો નાશ કીધોછે. સારડીન નામના એક ગરંથકારના લખીઆ મુજબ હમોએ આગલ જણાવીશું છે કે ઈરાનના નામીચા મુસલમાન પાદશાહ આબાસની પાદશાહી પછી તેહેના વલીહદના વજીરે કેટલીએક મુદત સુધી ૬૦ આદમીઓને ઈરાનની સંગલી પુરાતમ નીશાનોનો નાશ કરવાને જારી કાંમે લગાડીઆં હતાં, તે નાશ કરનારોના હથીઆરોના જખ્મોની નીશાન આ નકશમાં તથા બીજી જગાઓમાં ખોલ્લી રીતે મુસાફરોના જોવામાં આવેછે.

એ મુકામના બીજા ચીતારમાં પણ ઊપલી તવારીખ જાહેર કીધીછે. તેહેમાં પણ બેએ શખસો પોતા વચ્ચે એક કડી પકડી રહેલાછે, તેઓ ઘોડાપર સવાર થાએઆને બદલે પાશીંપેઆદા ઊભેલાછે, અને તેઓની આસપાસ માણસો ઊભેલાંછે, તથા એ બંધે શખસોની વચમાં બેએ આદમીઓ એક ઝુંડો લઈ ઊભેલાંછે. એ સવાએ એ ચીતારમાં બીજું કાંઈ જાણવા જેહેવું જોવામાં આવતું નથી. ઊપર જણાવેલો પેહેલો અને આ ચીતાર બંધે નજદીક એકજ કદનાછે, તેઓની લંબાઈ ૧૫ ફીટ થાએછે.

તરીજો ચીતાર મોહોરો અને જોવા લાએકછે, પણ મુસલમાનોએ તેહેની ઘણી ખરાબી કીધીછે, અને એ ચીતારમાં જેટલાં માણસો પાડેલાંછે તેઓ સંગલાઓનાં મોહોડાં ભાંજી નાખેલાંછે, તે હેવી રીતે કે તે ઊપરથી કોઈબી માણસનો ચેહેરો જોવામાં આવતો નથી. એ નકશમાં પાદશાહ એક ઘોડા ઊપર સવાર થાએઓછે, અને તેહેની પછવાડે નવ શખસો હારબંધ ઊભેલાછે. એ શખસોનો પોશાગ એકજ તરેહનોછે, તે ઊપરથી તેઓ લશકરી સીપાહીઓ હોએ હેવું ધારીઆમાં આવેછે. એ શખસોની તલવારો કમરની બાજુપર બાંધીઆને બદલે પેટની હેઠલથી બાંધેલીઓછે, અને એજ માફક બીજા ચીતારોમાં પણ જોવામાં

આવેછે, તેથી હેવું ધારોઆમાં આવેછે કે એ રીતે તલવાર બાંધવાનો ઈરાનમાં રવઈઓ ચાલતો હશે. એ ચીતારમાં ઘોડાની તેજી તથા પાદશાહનો દમામ સારી રીતે નજર આવેછે. એ પાદશાહે પોતાની બાજુપર એક ખંજર ખોસીઉંછે તથા મોતીથી જડી લીધેલો એક કમરબંધ બાંધીઓછે. નકશે રૂસતમમાં પાદશાહ શાપુરના ઘોડાનીજ માફક આ ઘોડાની ટપ આવેલીછે, અને આ ચીતાર પણ તેજ પાદશાહનોછે તે એ નકશપર કોતરેલા હરૂફેથી સાબેત થાએછે. આ ચીતારમાં ઘોડાની છાતીપર પેહલવી અને ઇગ્રિનાની ભાશામાં કેટલાએક હરૂફે કોતરેલાછે. તેઓનો ઉપર જણાવેલા ફરેંચ વીદેઆવાન મ સાસીએ હેઠલ જણાવેલી રીતે તરજુમો કીધોછે—

આ આકાર હોરમજદના ફરમાબરદારનોછે.

શાપુર ઇઅજદાંની.

ઈરાનનો તથા તુરાનનો તથા પાદશાહોનો પાદશાહ.

હોરમજદના ફરમાબરદાર અરદેસર ઇઅજદાંનીનો બેટો.

પાદશાહોના પાદશાહ, ઈરાનનો પાદશાહ.

ઇઅજદાંની ઓલાદનો બાબક ઇઅજદાંનીનો દોતરો, પાદશાહ.

આ લેખ ઉપરથી સાબેત થાએછે કે એ ચીતાર પાદશાહ અરદેસર બાબકાનના બેટા શાપુરનોછે. તે પોતાનાં આદમીઓને લઈને કોઈ ઠેકાણે જાતો હોએ હેવું લાગેછે.

એજ પાહડ તથા તેહેની બાજુનું મેદાન જે તખતે જમશેદને લગતું આવીઉંછે તાંહાં બીજા થોડાએક નુકસાન પામેલા ચીતારો તથા ભાગી પડેલી ઈમારતોના ટેકડા આવેલાછે, પણ તેમાંથી કાંઈ પરગટ કરવા જોગ બીના મલતી નથી. હમારા વાંચનારાઓ જોશે કે ચીતારો તથા ઈમારતોથી હરકોઈ દેશની તવારીખ કેહેવી ફાએદાર થાએછે, તથા તેમાંથી કેહેવી નવાઈ જેહેવી અને કેટલીક તવારીખોમાં શક ભાંજનારી નીશાનો માલમ પડી આવેછે, વાસતે હેવી શોધો હમેશાં અગતની અને જાણવાજોગ હોએછે.

હમોએ જાણાવવું જોઈએછે કે ઈસતખરની પડોસના ચીતારોને નકશે રુસતમ કરીને જે નામ આપીઊંછે તે પાહડમાં ઈરાનના રુસતમ નામના નામીચા પેહેલવાનની કાંઈ તસવીર અથવા નીશાન આવી નથી, પણ હવડેના જમાનાના ઈરાની લોકોએ એ નકશ માહેલા બુલંદ કદના ચીતારો જોઈને તે ચીતારો રુસતમ પેહેલવાન અથવા તેહેની સાથના આદમીઓના હોએ હેવું ધારી ગાએલીઅતથી એ નામ આપેલુંછે. એજ પરમાણે પછવાડેના જમાનાના એક પેહેલવાંનનાં નામ ઊપરથી નકશે રજબ નામ પણ નીકલીઊંછે.

[જગત પરેમી, અપરેમબર ૧૮૫૧.]

---

# શાહપુર.

શાહપુર કે જેહેને પેહેલવી ભાશામાં શાપોરી કરી કેહેછે, તે ઈરાનનું એક નામીચું અને પુરાતમ શેહેર થાઈ ગએઊંછે. એ શેહેર પારસનાં પરગણાંમાં બુશેરથી શીરાજ જાતા રસતાપર કાજરુનથી થોડીએક વેગલાઈએ આવેલુંછે. એ શેહેર ઈરાનના સાસાની તોખમના પેહેલા પાદશાહ અરદેસર બાબકાનના બેટા શાપુરે બંધાવીઊં હતું, અને તે પાદશાહના વખતમાં તથા તેહારપછી છેલ્લા ઈઆજદજરદના વખત સુધી તે મોહોટો દમામ તથા આબાદાની ધરાવતું હતું, અને એ પાદશાહોના વખતમાં કોઈ કોઈવાર તે ઈરાનના મુલખનું પાએતખત ગણાતું હતું. એ શેહેર શાપુરે બંધાવીઆને આજસુધી આસરે ૧૫૮૫ વરશ થાએ આંછે તે વખતથી ૨૦૦ વરશ સુધી એ શેહેર ઘણું માતબર હતું, અને તાંહાં માજદીઅશનાનોનાં ઘણાંએક આતશકદેહ તથા તેઓના ધરમને લગતા બીજા મુકામો હતા, અને જેવારે આજ આસરે ૧૨૦૦ વરશની વાતપર આરબોએ ઈરાનનો મુલક પોતાને હાથ કીધો તેવારે બીજી જગાઓની માફક તેઓએ શાહપુર પાએમાલ્લ કીધું નહી, પણ તે રંજ

અને શક્તીના વખતમાં આરબ લોકોની કાંઈ ગફલતથી ઈઆ કાંઈ બીજા કારણો ઊપરથી એ શેહેર બચી ગએઊં હતું, અને આરબોથી તેહેને કશું નુકશાન પોંહોંચીઊંતું નહી, અને મુસલમાનોનું રાજ થાએઆ પછી સેંકડો વરશ સુધી માજદીઅશની ધરમ પાલનારોનો એક ટોલો એ શેહેરમાં કાએમ હતો. તેઓ પોતાના ધરમને લગતી કીરીઆને કીજે ઘણાંએક આતશકદેહો તાંહાં જાલવી રાખતા હતા. ઈસવી સનની ૧૦ મી સદીમાં ઈઆને આજ આસરે ૯૦૦ વરશની વાતપર ઈબન હોકાલ નામનો એક ફારસી ગરંથકાર જેણે ભુગોલ વીદીઆનું સુર અલ બલ દાન નામનું એક પુસતક બનાવીઊં હતું, અને જેહેનો ઈંગરેજી તરજુમો આજ આસરે પચાસ વરશની વાતપર લંડન મધે પરગટ થાએઓ હતો, તે ગરંથકારે પોતાનાં પુસતકમાં ફારસનાં પરગણાને લગતું જે કાંઈ બેઆન કીધુંછે તેમાં તેહેના જણાવીઆ પરમાણે આજ ૯૦૦ વરશની વાતપર શાહપુર મધે જરતોસતી લોકોનું એક મોહોટું આતશખાનું હતું, કે જેહેને તેઓ "ગાવસર" ને નામે ઓલખતા હતા, અને તેજ વખત પર તાંહાં મુસલમાન લોકોની કેટલીએક મસજીદો હતી. ખલીફાઓનો દોર પડી ભાગીઆ પછી ઈરાન મધે રાજપાટોને ખાતર જે લડાઈ અને જુલમાત આજ ૧૦૦ વરશની વાત સુધી ચાલતો આવીઓ હતો તેમાં ઘણાંએક શેહેરો પાએમાલ તથા ઊજડ થાઈ ગએઆં હતાં, અને શાહપુર પણ તેજ મીસાલે પાએમાલ થાઈઊં હતું; ને હેવું કે તાંહાંની પુરાતમ મસજીદો તથા આતશખાનાંઓ તથા નામીચા કીલ્લાઓ આજ સંગલા ભાગીને એક ટેકડો થાઈ પડેલાછે, અને તાંહાં હાલમાં એક પણ આદમી વસતું નથી. તોપણ આજ લગભગ ૪૦૦ વરશની વાતપર હીંદુસથાનના નામીચા શેહેનશાહ અકબરના વખતમાં તેહેની દરબારના અબુ ફજલ નામના એક નામીચા ઓલમાએ આઈને અકબરી નામનો જે નામીચો ગરંથ બનાવીઓ હતો, તે મધે નજુમની ગણતરીથી શાહપુર શેહેરનો મુકામ જણાવેલોછે, તે ઊપરથી હેવું માલમ પડેછે કે તે વખતમાં પણ ઈરાનનાં શેહેરો વચ્ચે શાહપુર કાંઈએક દરજજો રાખતું હતું.

ફારસનું પરગણું જેમાં શાહપુર આવેલુંછે, તે પરગણું લાંબી મુદતથી ઈરાનમાં ઘણું નામીચું અને અગતનું ગણાતું આવીઊંછે. ઈસતખર, માદરે સુલેમાન, નકશે રૂસતમ અને હેવા બીજા મુકામો એજ પરગણામાંછે, અને ઈરાનની આગલી હાલતની ઘણીખરી નીશાંનો પણ તાંહાંજ મલી આવેછે. પાદશાહ કએખસરૂના વખતથી એ પરાંતને ઈરાનનો એક અગતનો ભાગ ગણતા હતા, તે આજ પણ તાંહાં શીરાજ શેહેર આવી આથી નામીચું ગણાએછે.

એ પરાંતને લગતી બીજી એક બીના અગતનીછે. ચોકસ તવારીખથી આપણે જાણીએછે કે ઈસવી સનની આસરે ૩૦૦ વરશ આગમજ ગરાનીકસ, ઈસસ, અને આરબેલા* ની તરણ મોહોટી લડાઈઓમાં સેકંદર રૂમીએ ઈરાનના પાદશાહ દારા એબને દારાબપર ફતે મેલવી હતી, અને ઈસતખર શેહેર પોતાને હાથ કરી ઈરાનની શેહેનશાહી પોતાને અસતેક લીધી હતી. સેકંદરના હાથથી ઈરાનની આગલી બોજોરગી તથા ધરમની કેટલીએક ખરાબી થાઈ તેમાં કસો શક નથી, તોપણ કેટલાએક ગરંથકારો લખી ગએઆછે તે પરમાણે સેકંદરના આવીઆથી જરતોસતી ધરમનો નાશ થાએલો માલમ પડતો નથી. સેકંદર આવીઆ પછી અને આશકાનીઆન ટોલાની પાદશાહીના દોરમાં લગભગ ૫૦૦ વરશ સુધી ઈરાન જે પારકા અંમલ તલે પડેલું કેહેવાતું હતું તે વખતમાં ફારસના એક ભાગ મધે જરતોસતી મજહબ પાલનાર પાદશાહો રાજ ચલાવતા હતા, અને તેઓએ સંગલી પાંતીએ પોતાનો ધરમ જેમ બને તેમ તાજો રાખીઓ હતો.† ઈસવી સન ૨૨૩ નાં વર

* એ ગામડું હજુર સુધી આરબીલને નામે ઓલખાએછે.

† મી૦ રાબરટ હારી ઈંગલીસ ઉપલી બાબદ નીચે હેઠલ જણાવેલા ગરંથકારોની સતા જણાવેછે.

સટરેબો પુસતક ૧૫ મું સફે ૭૦૮.

સીલવીસટર ડ સેસી સુર લે આંટીકીટે ડ લા પરસ સફે ૩૪.

આર્ટીકલ ઇઉનીવરસલ હીસટરી પુસતક ૧૧ મું સફે ૬૬.

સર જાન માલકમ પણ એજ પરમાણે લખી જાએછે અને તેહેના બોલવાને એક બેએ ફારસી ગરંથકારોથી ટેકો મલેછે.

શમાં અરદેસર બાબકાને આશકાનીઆન ટોલા પાશેથી ઈરાનની હકુમત છીનવી લીધી તેવારે માજદીઅશની દીન તે પાછી તેહેની પરથમ આબાદાનીપર લાવીઓ હતો, તે પાદશાહ પણ એજ પરગણાંમાં રેહેતો હતો. એ પાદશાહ વીશે ગરંથકારો જુદી જુદી રીતે લખી ગએઆછે. કોઈ કેહેછે કે તે એક ભરવાડનો છોકરો હતો, પણ કએખસરૂ તથા ફરેદુનની બુનીઆદથી ઊતરી આવેલો હતો. બીજાઓ કેહેછે કે તેહેનો બાપ એક સારી પદવી ધરાવનાર સરદાર હતો, અને તેહેના મરણ પામીઆ પછી અરદેસરે પોતાની સરદારીનાં કશીવતથી તથા પોતાની જેહેન તથા ચંચલાઈની મદદથી પાદશાહી મેલવી હતી. આ છેલ્લી જણાવેલી વીગત બીજી વાતો કરતાં વધારે ભરોશો રાખવાજોગ દીશેછે, પણ એ પાદશાહની જે તસવીરો ઈરાનના પાહડોમાં કોતરેલીઓછે તેના લેખમાં તે પોતાની બુનીઆદની આ રીતે ઈઆદગારી રાખી ગએઓછે—"હોરમજદનો ફરમાબરદાર અરદેસર ઈઅજદાની, બાબક ઈઅજદાનીનો બેટો, પાદશાહ." એ ઊપરથી હેવું જોવામાં આવેછે કે અરદેસર પોતાના બાપને પાદશાહ ગણતો હતો.

એ ફારસનાં પરાંતના સાસાની પાદશાહોએ ચેઆર ભાગ પાડીઆ હતા, અને એ પરાંત તેઓની તથા તેઓની આગલના કેઆની પાદશાહોની ઈઆદગારીની ઘણીખરી નીશાનો રાખેછે, તેથી એ પરાંત પુરાતમ જમાનાની શોધ કરનારને ઘણું અગતનું છે. મરદસતનું મેદાન, શાહપુર, ફીસા, દારાબગરદ અને હેવાં બીજાં કેટલાંએક મુકામો જે મુસાફરોના રસતામાં આવીઆંછે તેઓ વીશે આપણને ઘણીખરી ખબર મલીછે, પણ તે સવાએ એ પરાંતમાં જશીર અથવા ફીરોજાબાદ, તથા ખુજીસતાનમાં શુસતર તથા આહવાજ અને બીજી કેટલીએક જગાઓ જેમાંથી ઘણીએક નામીચી શોધ નીકલી આવે હેવું ધારીઆમાં આવેછે, તેઓની આજ સુધી કોઈએ આપણને ચોકસાઈથી ખબર આપી નથી.

શાહપુર શેહેર જો પણ શીરાજ જાતાં રસતાથી થોડુંજ દુરછે, તોપણ તે વીશે ઘણાજ થોડા મુસાફરો બોલી ગએઆછે. એ રસતેથી

સર આર. કે. પોરટર પસાર થાઈ ગએઓ હતો તે કાંઈ પણ બોલી ગએઓ નથી. સારડીન, ટાવરનીઅર, ઠવેનાટ, ઈસકાટ, વારીગ અને બીજા મુસાફરો તેજ•પરમાણે મુગા થાઈ ગએઆછે. એ પુરાતમ શેહેર વીશે આપણને હવડે જે કાંઈ ખબર મલીછે તે વીશે ઘણુંકરીને મી૦ જેમસ મારીઅર નામના એક મુસાફરનો આપણે ઊપકાર માનવો જોઈએછે. ઈસવી સન ૧૮૦૯ ના વરશમાં સર હેરફરડ જોનસ ઈંગલંડથી ઈરાનની દરબાર ખાતે એલચી દાખલ ગએઓ હતો, તેહેની સાથે એ ધણી પાદશાહ ૩ જા જારજના મુકરર કીધેલા "સેકરેટેરી" નો ઓધો લઈ ફરી આવીઓ હતો. સર ઊલીઅમ આઊસલે હેવાજ ઓધાપર બીજા એક એલચી સાથે ફરી આવીઓ હતો. તેણે શાહપુર જોઈઊં હતું, તે પણ કેટલીએક અગતની બીના અને તે સાથે ઊગમણ તથા આથમણ પરાંતના ગરંથો માહેલી સોધો જણાવી ગએઓછે, અને તેજ પરમાણે મી૦ રાબરટ હારી ઈંગલીસે મી૦ મારીઅરનાં પુસતકની પછવાડે શાહપુર શેહેર વીશે એક બીના લખી કાહાડીછે, તે સંગલા ઊપરથી પુરાતમ શાહપુરનું આ બેઆન હમોએ લખી પરગટ કરીઊંછે.

હમોએ ઊપર જણાવીઊંછે કે કાજરૂનથી આસરે પંદર માઈલની વેગલાઈએ શાહપુર આવેલુંછે. મી૦ મારીઅર હેવું લખી જાએછે કે— "હું કાજરૂનથી આસરે સાત માઈલની વેગલાઈએ દરસીસ નામનાં એક ગામડાં આગલ ગએઓ હતો. તે ગામડું હવડે પડી ભાગેલી હાલતમાં આવી પડીઊંછે. એ ગામડું મુકીને આગલ ચાલતાં એક રસતો આવેછે. તે રસતાની બંધે બાજુઓપર એક એક કબરછે, એ મુકીને હું આગલ ચાલીઓ તેવારે એક સુકાઈ ગએલી ખાડી મહને નજર આવી. તે ખાડીમાંથી નલો વરે પાણી લઈ જાવાની એક ટાંકી બાંધેલી હતી, અને તે ખાડીની બંધે બાજુએ પડી ભાગેલી ઈમારતોના ટેકડા પડેલા હતા. એ સુકાએલી ખાડી મુકીને આગલ વધીઆથી એક ખુશનુમા નદી વેહેતી માલમ પડેછે. તે નદીની સાંમણી બાજુએ શાહપુર આવેલુંછે. એ રસતાપર પુરાની ઈમારતોનો કેટલોએક સામાન પડેલોછે. તેઓનાં

કદ ઉપરથી હેવું ધારીઆમાં આવેછે કે તે ઈમારતો નામીચી અને માહભારત હશે."

મી૦ મારીઅર બોલેછે કે—"નદી પાર કરીને હમો સાંમણે કીનારે આવી પોહોંચીઆ તાંહાં પુરાતમ શાહપુર શેહેર ભાગી પડેલું હતું. એક ટેકડા ઉપર ઉભા રહીને હમોએ સંગલી તરફ નજર કીધી તેવારે એ પડી ભાગેલાં શેહેરનો ચકરાવો આસરે છ માઈલનો હમોને માલમ પડીઓ. એ ચકરાવાની અંદર થોડીએક ખોલ્લી જગાછે, અને તેહેની વચમાં એક ડુંગર આવેલોછે. એ ડુંગરનાં મથાલાંપર એક કીલ્લો બાંધેલોછે, તે કીલ્લો બુલંદ અને સોભઈતો દીશેછે. કાજરૂનનાં મેદાનની ઊગમણ દસા તરફ પાહાડોની હાર આવેલીછે, તે પાહાડોમાનો આ કીલ્લાનો ડુંગર એક ભાગછે, પણ તે ડુંગર જે પાહડોથી છુટો પડેલોછે તે ખુદરતી બનાવથી છુટો પડેલોછે, ઈઆ આદમીની મેહેનતથી છુટો પડે લોછે તે હવડે કસી રીતે કેહેવાઈ શકાતું નથી. એ કીલ્લાની સાંમણે એક બીજો ડુંગર આવેલોછે. તે બંધેની વચેથી એક નાધલી પણ સુંદર નદી વહેછે. એ બંધે ડુંગરો એક બીજાથી ૬૦ વારની વેગલાઈએ આવેલાછે, તે નાધલી જગા તમામ લીલોતરીથી ભરેલીછે. જે ડુંગરપર કીલ્લો આવેલોછે તે તમામ ભાગી પડેલી દેવાલો તથા બુરજોથી પંથરાઈ ગએઓછે. એ ડુંગરની ઊગમણ દસાએ કીલ્લાની બાંધની સારીપેઠે અને સેહેલાઈથી માલમ પડી આવેછે. ડુંગરમાં જે મોહોટા ખોહો તથા છુટા પડેલા પથ્થરોથી ખાલી જગાઓ આવેલીઓછે તે સંગલું દેવાલો બાંધી પુરી લીધેલું છે, તે સંગલા ઉપરથી એ કીલ્લો બચાવને કીજે ઘણોજ મજબુત અને અચરત થાવા જોગ માલમ પડેછે.

"એ ડુંગર તરફ જાતાં જે ચીજપર હમારી પેહેલવેહેલી નજર પડી તે પથ્થરપર કોતરી કાહાડેલો એક નકશ હતો. તેમાં બેએ મોહોટા સવારો ચીતારેલા હતા. એ નકશ ઘણો ભાગી પડેલી હાલતમાંછે. એ ચીતારમાં એક ઘોડાના પગ તલે એક માણસ ઊંધે મોહોડે જમીન પર પડેલોછે. તે માણસનો પેહેરવાસ રૂમી જેહેવો નજર આવેછે. એ

(જુવો સફે. ૫૮)



રોમના શેહનશાહ વાલરીઅનનું ઈરાનના પાદશાહ શાપુરને તાબે થવું.

ઘોડા તથા તેહેના સવારની સાંમણે બીજો એક રોમન આજેજી કરતો હોએ હેવી અદાથી ઊભેલોછે " *

બીજો એક ચીતાર ઊપલાનીજ માફક શાહપુરના કીલ્લાના ડુંગરમાં કોતરેલોછે, અને તે હવડે સમપુરણ હાલતમાંછે. એ ચીતારના તરણ ભાગ કીધેલાછે, તે માહેલા વચલા ભાગમાં એક શખસ ઘોડાપર બેઠેલોછે, તે પોતાના પોશાગ તથા દબદબાથી પાદશાહ નજર આવેછે. એ ચીતારની એક નકલ આએ બાબદ સંગાથે હમોએ આપીછે. એ પાદશાહનાં માથાંપર સોનાની રવઈઆનું એક તાજ મુકેલુંછે. તે તાજપર સરેશતાની માફક એક ગોલ દડો આવેલોછે. એ આકારનાં માથાં પછવાડેથી બાલનો એક ગુછો ગરદનપર ઊતરેછે, અને તેહેનો ચેહેરો મગરૂરી અને મોહોટાઈ ભરેલો નજર આવેછે. એ પાદશાહે એક મોહોટો દગલો પેહેરીઓછે તે તેહેનાં બદનપર કરચલી લઈને કમર આગલ દબાએલોછે, અને તાંહાંથી છુટ્ટો થાઈને પગ સુધી પાછો હેઠલ ઊતરેછે. એ પાદશાહની જમની જાંગની બાજુપર તીરનો એક ભારો બાંધેલોછે, અને તે પોતાના જમના હાથે ઘોડાની સાથે ચાલનાર એક બીજા શખસનો હાથ દાબી પકડી રહેઓછે. તે શખસે રૂમી પોશાગ પેહેરેલોછે. પાદશાહના ઘોડાની સાંમણે એજ રૂમી જાતના પોશાગથી એક બીજો શખસ પોતાનાં ગુઠણ મરડી આજેજી કરતો ઊભેલોછે, અને ઘોડાના પગની તલે એક મરદ ઊંધે મોહોડે પડેલોછે. ગુઠણ મરડીને ઊભા રેહેનાર શખસની બાજુપરથી તેહેનીજ જાતના પેહેરવાસનો એક શખસછે, અને એ બંધેની પછવાડેથી એક તરીજો શખસ ઊભેલો માલમ પડેછે. તેણે પોતાના હાથ કાંઈ આજેજી કરતો હોએ એ રીને લાંબા કીધાછે. એ છેલ્લો જણાવેલો મરદ કોઈ ઈઊરોપીઆન અથવા મીસરનો માણસ હોએ હેવું મી૦ મારીઅર તેહેની સીકલ ઊપરથી ધારેછે, પણ તેહેની તલવાર રાખવાની રોનકથી જો આપણે વીચાર દોડાવીએ તો તેહેને ઈરાની ગણવો જોઈએ. પાદશાહ અને તેહેના ઘોડાનાં મોહોડાંની વચ્ચે

* મારીઅરસ ટરાવેલસ સફે ૮૧—૮૭.

ખાંચની જગામાં એક નાધલો બાલક પાંખોથી હવામાં ઊડતો નજર આવેછે. તે બાલકે પોતાના હાથમાં એક લાંબું કાગજ અથવા કાંઈ કપડાંનો કટકો પકડેલોછે. એ છેલ્લો જણાવેલો આકાર ફતેમંદીની નીશાનછે, ઈઆને ફતેમંદીનું ઊછલતું બાલક પાદશાહની હજુરમાં રૂડા સમાચાર લાવતો હોએ તે નીશાન બતલાવવાને કીજે એ આકાર પાડેલો લાગેછે. એજ ચીતારની બાજુપરના ભાગોમાં છ ગાલાનો એક નકશ આવેલોછે. તે દરએક ગાલામાં તરણ તરણ માણસોના આકારો કોતરેલાછે, અને તે દરએક ગાલાનાં માણસોનો પેહેરવાસ તથા ચેહેરો એકબીજાથી જુદો લાગેછે, અને તેઓ હેવી રીતે ઊભેલાછે કે ગોએઆ બંદીવાનો અથવા જીતેલા દુશમનો શકતીમાં આવી પડીઆ હોએ હેવું લાગેછે. એ નકશ તેહેની આગલ જણાવેલા નકશની જમની બાજુએ આવેલોછે, અને તેહેની બાજુએ પણ તેહેવોજ એક ચીતારછે. એ ચીતારમાં કેટલાએક સીપાહીઓ ઘોડાઓપર સવાર થાઈને હારબંધ ચાલતા હોએ હેવું માલમ પડેછે. એ સવારોના પેહેરવાસની ઢપ ઊપર જણાવેલા પાદશાહના જેહેવીજ લાગેછે, અને તેઓ પાદશાહની ફોજનાં માણસો હોએ હેવું ઊંઘાડું દીશેછે.

મી૦ મારીઅર ઊપલા સંગલા નકશો વીશે બોલેછે જે—"આ સંગલા જાણવાજોગ ચીતારો ઘણાજ કઠણ પથ્થરપર કોતરી કાહાડેલાછે, અને તે પથ્થર ઘસીને ઘણો ચલકતો તથા સફાઈદાર બનાવેલોછે. એ પથ્થર ઊપર તપાસ કરતાં હમોને હેવું માલમ પડીઊં કે તે એક જાતનો પોખરાજછે. હું તથા માહરી સાથેનાં માણસોને તાંહાં ખોટી થાવાનો જાહાજો વખત હતો નહી, તેથી તાંહાંના ઘણાએક એકીનથી ઊતારેલા ચીતારોની નકલ કરવાને માહરાથી બનીઊં નહી. એ ચીતારોનો જથ્થો પાડનાર કારીગરે તે માહેલા જુદા જુદા આકારોની સુરત તથા પેહેરવાસ જે બારીકીથી પાડીઓછે તે ઊપર ચીત લગાડીને કોઈ સોધ કરે તો તે માણસો કહા કહા દેશોનાછે તે માલમ પડી આવે, અને તેમાંથી તવારીખની ઘણીએક અગતની વાતો આપણને ખબર પડે, અને તેહની

સાબેતીમાં ડાહાપણ ભરેલા અને માનવાજોગ દાખલા જાહેર થાએ. ઊપલા પેહલા બેએ નકશોમાં ઊભા રહેલા માણસો કદમાં ૫ ફીટ ૯ ઈંચ ઊંચા હતા, અને ઘોડાપરનો આકાર ૬ ફીટ ૫ ઈંચ લાંબો હતો, અને બીજા નાંધલા આકારો ૪ ફીટ ૧૦ ઈંચ ઊંચા હતા."*

એ ચીતાર તપાસીઆ પછી ઊપર જણાવેલી નાધલી નદી પાર કરીને મી૦ મારીઅર સામણેના ડુંગર આગલ ગએઓ હતો. એ ડુંગરની બાજુપર કેટલાએક ચીતારો કોતરી કાહાડેલાછે, તેમાં એક લાંબો કોતરેલોછે. એ ચીતારના વચલા ભાગમાં પાદશાહ પોતાની તલવાર પેટ આગલ રાખીને તે ઊપર ટેકો દઈ ઊભેલોછે, અને તેહેની આસપાસ ઈરાની અને રોમન લોકો હારબંધ ઊભેલાછે. તેમાં ઈરાનીઓ રોમનોને બંધવા દાખલ લઈ જાતા હોએ હેવું નજર આવેછે. સામણી બાજુએ એક શખસ ઈરાની પોશાગ પેહેરીને પાદશાહની હજુરમાં આવતો માલમ પડેછે. તેણે પોતાના હાથમાં એક આદમીનું ડોકું ધરીઊંછે, અને તે પાદશાહને નજર કરતો હોએ હેવું નજર આવેછે. એ ડોકું ધારીઆ મેલે પાદશાહના કોઈ દુશમનનુંછે, તેહેને કતલ કરીને કોઈ સરદાર પાદશાહની હજુરમાં સરફરાજ થાવા ચાહેછે.† એ ચાલ ઘણી ઘાટકી અને નજીસછે, અને તેહેવા દાખલા એક કરતાં વધારે વાર આપણા જોવામાં આવીઆછે, તે ઊપરથી સાસાની પાદશાહોનાં દઆલુ દીલ, નરમાસ, અને બેજોરગીની મોહોટાઈ વીશે આપણા મનમાં ઘણા સારા વીચારો આવતા નથી. તવારીખથી અને તેજ પરમાણે આ નકશોથી સાબેત થાએછે કે એક બેએ વતરોગે એ ટોલાના પાદશાહો ઘણા ઘાટકી હતા, અને ખુન તથા જબરદસતી કરવાને કસો વીલમ લગાડતાતા નહી; એટલુંજ નહી, પણ આદમીનાં રગતમાં હાથ બોરવાને તેવો આચકો ખાતાતા નહી. એ એબ તેઓના અંમલને ઘણી ખાંમી પોહોંચાડેછે,

* મારીઅરસ ટરાવેલસ સફે ૮૮—૮૯.

† એડવરડ ગીબનના જણાવીઆ મુજબ એ ડાકું અરમાનીઓના પાદશાહ બાસફનું હોવું જોઈએ. એ પાદશાહે શાપુરશાહ સાથે ૩૦ વરસ સુધી લડાઈ કીધી હતી, પણ તેમાં કાંઈ વલીઉં નહી, તેથી શાપુરે તેહેને દગાથી મરાવી નાખીઓ હતો.

અને તેઓ જે જરનોસતી ધરમ પાલતા હતા તેહની નરમ અને મીઠાસ ભરેલી નીતીની સાંમણે ચલાવેલી માલમ પડેછે. આપણે જાણીએચ કે ઊગમણ પરાંતના દેશોની માફક ધારા અથવા બંદોબસત વગર એક શખસ પાદશાહ તરીકે લાખો બલકે કરોડો આદમીઓનાં જાન તથા માલપર સતા ધરાવેછે, અને ઘણાખરા આદમીઓ ભલમનસાઈની જગોએ સાહેબીથી અંમલ ચલાવવાનો ઘણુંકરીને ખવાસ રાખેછે, તેવારે એક માણસ જે લાખોપર સરદારી ભોગવેછે તેહની ચાલપર અટકાવ નહી રહીઆથી તે જુલમગાર થાએછે, તેવારે તેઓની હાવી દુખભરેલી ચાલ વીશે અચરત થાવાનું જાહાજું કારણ આપણને મલી આવતું નથી. એ વાત સાથે બીજું હેવું ઈઆદ રાખવું જોઈએચ કે પાદશાહોની હેવી ચાલથી આપણે હેવું નહી સમજવું કે તે વખતના સંગલા લોકો પણ તેહવાજ હશે, કાંએકે ધરમ એલાહેદો રાખીને જે લોકો આ દુનીઆંમાં પોતા ઊપર કોઈનો દર રાખેછે, અને જે લોકો તેહવો દર રાખતા નથી તે બંધેની નીતીમાં હમેશાં ઘણો તફાવત પડી જાએછે.

ઊપલા નકશની પાસે એક બીજો ચીતાર આવેલોછે. તેમાં કેટલાએક માણસો એકબીજાની ખાંધપર હાથ રાખી ઊભેલાછે, અને તેહની હેઠલથી પાંચ મરદો આવેલાછે. તે માંહેલો એક મરદ એક ઘોડાને લેઈ ચાલેછે, તે ઘોડાપર લગાંમ સવાએ કાંઈ શાહાજ મુકેલો નથી. એ ચીતારની બીજી બાજુપર બેએ ગાલામાં આઠ આઠ માણસો હાર બંધ ઊભેલાછે, તે સંગલા ઊપરથી પાદશાહ પોતાની દરબાર ભરી પોતાના તથા આસપાસના મુલખોના સરદારોની વચમાં બેઠેલોછે તે બતલાવવાને કીજે એ નકશ પાડેલો માલમ પડેછે. એ ચીતાર ૩૩ ફીટ ૪ ઈંચ લાંબોછે. એ મોહોટા ચીતારની ડાબી બાજુએ બેએ મોહોટા ઘોડેસવારો પોતા વચ્ચે એક ગોલ કરી પકડી રહેલાછે. એ છેલ્લા જણાવેલા ચીતાર વીશે મી૦ મારીઅર કેહેછે કે—"તેઓ ઘણા બારીકીથી તથા તારીફ કરવા લાએક ચીતારેલાછે, અને તેમાં માણસો ની સીકલ તથા ઘોડાનાં આંગના સંગલા ભાગો જીવતા નમુના લઈને

ઘણીજ સારી ચોકસાઈથી ઉતારેલાછે, તે હેવું કે ઘોડાઓના પગ તથા પેટ ઉપરની એકેએક રગ સારીપેઠે દીશતી કીધીછે."

એ ચીતાર મુકીને આગલ ચાલતાં એક બીજો લાંબો અને મોનેબર ચીતાર નજર આવેછે. તેહેની હેઠલનો ભાગ તમામ ભાગી ગએઓછે, અને ઉપલા ભાગમાં પાદશાહનું અરધું કદ દેખાએછે. તે પોતાના હાથમાં બેએ તીર તથા એક કમાન પકડી ઉભેલાછે, અને તેહેની સાંમણે કેટલાએક માણસો ઉંઘાડે માંથે ઉભેલાછે, ને રોમન લોકોછે હેવું ધારીઆમાં આવેછે. બીજા એક મરદે ટોપી પેહેરેલીછે, અને તેહેની બાજુપર ઉંટો તથા ઘોડાઓ ઉભેલાછે. એ ચીતાર પાદશાહ શેકાર કરવા જાતો હોએ તેહેની સવારી જેહેવા લાગેછે, અને મી૦ મારીઅરે એ ચીતારની પોતાના પુસતકમાં એક નકલ આપીછે તે જો ચોકસ હોએતો એ ચીતારની બનાવટ ઘણી ખુશનુમા લાગેછે.

મી૦ મારીઅર બોલેછે જે—"ઉપલો ચીતાર જોએઆ પછી એક બીજો મોહોટો ચીતાર હમારી નજરે પડીગો, ને બીજાઓ કરતાં ઘણો સમપુરણ હાલતમાં હતો, અને તે વધારે જોવા લાએક પણ હતો, તથા તેમાં ઘણા જુદી જુદી જાતના આકારો પાડેલા હતા. એ જગાએ ડુંગરની બાજુની સપાતી સરખી નથી, પણ તેહેની સંગલી ખાંચોમાં ચીતારો આવેલાછે. એ નકશના વચલા ભાગમાં ઉપર જણાવેલા બીજા ચીતારની માફક પાદશાહ તથા તેહેની સાંમણે ઉભો રહી આજેજી કરનાર રોમનનો ચીતાર આવેલોછે, પણ એમાં એક બીજો મરદ હાથમાં કરી પકડી પાદશાહની સાંમણે બતલાવતો માલમ પડેછે. એ ચીતારના ઉપલા ભાગમાં કેટલાએક મરદો પોતાના હાથ અદબ કરીને હારબંધ ઉભેલાછે, અને વલી તેઓની બાજુપરથી બીજા કેટલાએક મરદોનું એક ટોલુંછે તેઓમાંથી થોડાએક પોતાનાં માથાંપર ટોપલીઓ લઈ ચાલતા માલમ પડેછે. એ આકારોનાં એક ખુણામાં એક માણસ એક સીંહને તેહેનાં ગલાંમાં સાંકલ નાખી લઈ જાએછે. પાદશાહની સાંમણે માણસોનું એક બીજું ટોલુંછે તેઓનો પેહેરવાસ છુટો અને બારીકછે,

અને તેઓ હીંદુસથાનથી આવેલાં માણસો માલમ પડેછે. એ હીંદુસ થાનનાં આદમીઓ માહેથી એક જણ પાદશાહને કીજે સાહજ સાથેનો એક ઘોડો લઈ આવેછે, અને બીજો એક હાથી લઈ આવેછે. એજ ચીતારમાં બીજા કેટલાએક રોમનો બેએ ઘોડા જોતરીને પાદશાહને કીજે એક ગાડી લઈ આવેછે."* એ ગાડીનો આકાર હવડેના વખતની કોઈબી ગાડીને મલતો આવતો નથી, પણ તે ગાડી તરણ પગતીની એક સીહીડી જેહવીછે—માતરે તેહને હેઠલથી ચાક આપેલાંછે તે સવાએ તે ગાડીમાં અને હવડેના વખતની એક સીહીડીમાં કસો તફાવત નથી. એ ગાડીની ડાબી બાજુપર પાંચ ગાલા પાડેલાછે તેમાં ઈરાની લશકરના સવારો હારબંધ ચીતારેલાછે. એ સવારોનો દેખાવ ઘણો દમામ ભરેલો અને ખરા સીપાહીઓ જેહવોછે, અને તેઓનો દેખાવ તથા ઢપ હવડેના ઈરીરોપીઆન ઘોડેસવારોના જેહવી માલમ પડેછે.

હમોએ જણાવવું જોઈએછે કે એ સવારોના ઘોડાઓને જીન તથા લગામછે પણ પાવરા નથી. એ ચીતાર એક નાકાંથી તે બીજાં નાકાં સુધી ૪૨ ફીટ લાંબોછે.

"આ શોભઈતો"—એજ મુસાફર કેહેછે—"અને ઈઆદગારી રાખવા જોગ નીશાનોની આસપાસ હમો ફરીઆ, તાંહાં પાણીનો એક બંદ આવેલોછે તે પછવાડેથી બનાવેલો જણાએછે. શાહપુરના કીલ્લાની આસપાસ રસતાપરથી ડુંગર સુધી પાણીની કેટલીએક નીખો ખોધેલીછે, અને તે સવાએ બીજા ઘણાએક ઊંડા કુવાઓ તાંહાં આવેલાછે. નદી પાછી પાર કરીને હમોએ મારગમાં પુરાતમ શાહપુર શેહેરની પડી ભાગેલી ઈમારતોના કેટલાએક ઢગલા જોએઆ, તે જો કોઈ ખોધીને તપાસે તો આગલા વખતની ઘણીએક નીશાનો આપણને તાંહાંથી માલમ પડી આવે. હમારી સાથે કેટલાએક ગાંમડીઆઓ આવેલા હતા તેઓએ મહને એક મોહોટી અને ઘણી સારી દેવાલ દેખાડી. તે દેવાલની બના વટ મેં જે નામીચી ઈરીનાની દેવાલો જોઈ હતી તેહના કરતાં ઊતરતી

* મોરીઅરસ ટરાવેલસ સફે ૯૦.

હતી નહી. એ દેવાલનાં મથાલાંપર હમોએ બેએ દરીઆઈ ઓરતોનાં પુતલાં જોએઆં. એ દેવાલની અંદર જતાં આગલા વખતમાં એક મેહેલ હતો. એ દેવાલમાં એક બારી હતી તેહેના ઉપલા ભાગમાં પથ્થરથી આરકું વાલેલું હતું. એ મેહેલની પછવાડે ઈરાનાનીઓના તમાશાનાં ઘેર જેહેવા આકારની હમોએ એક ઈમારત જોઈ. એ ઈમારત તપાસતાં હમારા ધારીઆમાં હેવું આવીઉં કે તેહેને લગતી બીજી ઈમારતો આગલા વખતમાં તાંહાં હોવી જોઈએ. કાજરૂનના લોકો હમોને કેહેતા હતા કે એ શેહેરમાં કેટલીએક ઈમારતોની હેઠલથી જમીનમાં છુપા મારગો પાડેલાછે."*

શાહપુર શેહેરની હવડેની પડી ભાગેલી હાલત વીશે ઉપલી હકીકત આપી રહેઆ પછી એ શેહેરની ઉતપતી અને તેહેને લગતી બીજી કેટલીએક જાણવાજોગ બીના હમો આ જગોએ પરગટ કરીએછે. હમોએ આગલ જણાવીઉંછે કે એ શેહેર સાસાની તોખમના પેહેલા પાદશાહ અરદેસર બાબકાનના બેટા શાપુરે બંધાવીઉં હતું. એ પાદશાહે રોમન લોકોપર મોહોટી ફતે મેલવી હતી તેહેની ઈઆદગારી રાખવાને કાજે એ શેહેર બંધાવીઉં હતું, અને તે રીતે ફતેની ઈઆદગારી રાખવાનો રવઈઓ બીજા ઘણાએક પાદશાહોએ ચલાવેલો જોવામાં આવેછે. ઈરાનાની ગરંથકારો લખી જાએછે કે ઈરાનના પાદશાહ સાએરસ અથવા કએખસરૂએ આજરબીજાન જીતીઉં તેહેની ઈઆદગારીમાં પાસાગરડી નામનું શેહેર† બંધાવીઉં હતું. એબન હકાલના ફારસી ગરંથમાં બોલીઆ પરમાણે અરદેસર બાબકાને આશકાનીઆનોપર ફતે મેલવી તેહેની ઈઆદગારી રાખવાને કાજે જરીર શેહેર બંધાવીઉં હતું. શાપુર ઝુલકતફે હેવાંજ કારણસર કસવીન શેહેર બંધાવીઉં હતું, અને તેહેના બેટા (ચોથા) બેહેરામે કેરમાનશાહ ઉભું કીધું હતું.‡ મીરખુંદ

* મારીઅરસ ટરાવેલસ સફે ૯૧—૯૨.

† એ શેહેરને મુસાફરો હવડેનું પાસા અથવા ફાસા શેહેર કરી ધારેછે.

‡ આંટીકિલ ઈઉનીવરસલ હીસટરી, પુસતક ૯ મું સફે ૧૫૯.

નામના નામીચા ગરંથકારના જણાવીઆ પરમાણે આ પેહેલો શાપુર ઘણાંએક શેહેરો બાંધનાર થાઈ ગએઓછે, કે જેથી એ મુકરાજી ભરેલા પાદશાહે પછવાડેના જમાનાને કીજે પોતાની ઈઆદગારી રાખીછે.

સર વિલીઅમ આઊસલી પોતાની મુસાફરીના ગરંથમાં નોજ હત અલ-કુલુબના બનાવનાર હમદલા કજવીની નામના એક ઊગમણ પરાંતનાં ગરંથકારની સતા ઊપરથી જણાવેછે કે, શાહપુર શેહેરનો હાલ મુકામછે તાંહાં "આગલા વખતમાં તેહેમુરસ દેવબંદે એક શેહેર બંધા "વીઊં હતું, કે જેહેને દીનદીલાદર કરી કેહેતા હતા. સેકંદર રૂમીએ "ઈરાન ફતે કીધું તેવારે તેણે આ શેહેર પાએમાલ કરી જમીન બરોબર "કીધું હતું, અને તેઆરપછી અરદેસર બાબકાન પછીના જમાનામાં "તેહેના બેટા શાપુરે ફરીને બાંધીઊં હતું, અને તે શેહેરને પેહેલવેહેલું "બીનાએ શાહપુર ઈઆને શાપુરનો મેહેલ હેવું નાંમ આપેલું હતું, તે "નામ રફતે રફતે ટુકું થાઈને પછવાડેના જમાનામાં બશાવર થાઈ "પડીઊં હતું."*

હાફીજ અબરૂ નામનો એક ફારસી ગરંથકરતા પોતાનાં તવારીખે હાફીજ અબરૂ નામનાં પુસતકમાં બોલેછે કે "ફારસનાં પરગણામાં ઈસ "તખર સવાએ બીજું કોઈ શેહેર હતું નહી, તે વખતમાં તેહેમુરસે એ "શેહેર ઊભું કીધું હતું, અને તેહનું નામ દીનદીલા કરી રાખીઊં હતું, "પણ પછવાડેથી સેકંદરે તેહેને હેવું તો પાએમાલ કીધું હતું કે શાપુરે "ફરીને બંધાવીઊં તે વેલાએ તેહેની કાંઈ નીશાન રહી હતી નહી." બીજા ઘણાએક ફારસી ગરંથકારો પણ એજ રીતે લખી જાએછે.†

હવડેનાં શાહપુર શેહેરની જગાપર આગલ ગમે એ શેહેર હોએ, પણ સંગલા ગરંથકારો એકમતથી કબુલ થાએછે કે શાપુરે જે શેહેર બાંધીઊં અને તેહેને પોતાનું નામ આપીઊં તે વખતમાં આગલાં શેહેરની કસી નીશાન રહી હતી નહી. હમોએ નકશે રૂસતમ વીશેની હકી

* આઊસલેસ ટરાવેલસ ઈન પરશીઆ, પુસતક ૧ લું સફે ૨૯૭.

† એજ પુસતક સફે ૨૯૮.

કતમાં આગલ જણાવીઊંછે કે ઈરાનની પડોસમાં હવડેનો શામ, એલપ, દમસક, અને એ લતા તરફના મુલખો ઈસવી તરીજી સદીની શરૂઆતમાં રોમનોના અસતેકમાં હતા તે જીતી લેવાને અરદેસર બાબકાનના બેટા શાપુરે તજવીજ કીધી હતી, અને એ પાદશાહ ઈસવી સન ૨૬૦ નાં વરશમાં ઈડેસાના કીલ્લા આગલ લડાઈમાં રોમન લોકોપર ફતે પાંમીઓ હતો. એ ફતે ઘણી મોહોટી ગણાઆમાં આવી હતી, અને તેથી રોમનોનો શેહેનશાહ વાલરીઅન તથા તેહેનો દેશ ઈરાનીઓના હાથમાં આવી પડીઓ હતો, ને માહભારત બનાવની ઈઆદગારી રાખવાને કાજે શાપુર શાહે પોતાના દેશના જુદા જુદા ભાગોમાં પાહડોમાં ચીતારો કોતરાવીઆ હતા, અને તેમાં પોતાની સરફરાજી તથા રોમન શેહેનશાહનું પડવું બતલાવવાની ધારણા રાખી હતી. એ માહેલા કેટલાએક ચીતારોની વીગત નકશે રૂસતમનું બેઆન કરતી વખતે હમોએ જણાવીછે. શાહપુર શેહેર પણ એ નામના પાદશાહે એજ ખુશાલીનાં કારણસર વસાવીઊં હતું. એ શેહેર કાંહાંસુધી આબાદાનીથી ચાલીઊં તેહેની વીગત આ બીનાની શરૂઆતમાં હમોએ જણાવીછે.

આ બાબદમાં શાહપુરના કીલ્લાની હેઠલના પેહેલા તથા બીજા ચીતારોની વીગત હમોએ જણાવીછે, તે ચીતારો ઊપલાજ સબબને કાજે ઊતારેલાછે. તેમાં સંગલી જગોએ પાદશાહ પોતે બીજાઓના કરતાં બુલંદ કદના ઘોડાપર સવાર થાએલો નજર આવેછે, અને તેણે પોતાની પાદશાહીનાં કઊવતથી રોમનોને જેર કીધા તે બતલાવવાને કાજે પોતાના ઘોડાના પગ તલે એક રોમનને ઊંધો નાખીઓછે, અને જે શખસ પોતાનાં ગુઠણ મરડીને શાપુરશાહની હજુરમાં નમી ઊભેલોછે, તે રોમનોનો શેહનશાહ વાલરીઅનછે.

એજ જાતના અને એજ કારણ બતલાવવાને કાજે ઈરાનનાં ઘણાંએક મુકાઓપર ચીતારો આવેલાછે, તે સંગલાને એકસરખું બેઆન લાગુ પડેછે. આગલ પરગટ કીધેલી બીનામાં રોમન બંધવાઓને ઈરાનીઓએ પકડી જાતા ચીતારેલાછે તે પણ એજ હકીકત બતલાવેછે, અને

શાહપુરના ડુંગરપર પાદશાહની દરબારમાં રોમન સવાએ હીંદુ અને બીજી જાતવાલાઓના આકારો પાડીઆછે ને તેઓનાં દેશની ઈરાનના હાથ તલેની તાબેદારી બતલાવેછે, અને રોમનોની ગાડીઓ તથા હીંદુઓના હાથીઓ શાપુરશાહની ચાકરી બજાવવાને આવીઆ હોએ હેવું લાગેછે. આગલ જણાવીઊં છે કે એ ડુંગરના નકશમાં એક માણસ સીંહને ગલાંમાં સાંકલ બાંધી લઈ ચાલતો દેખાએછે તે પણ શાપુરશાહે પોતાના દુશમનોપરની મોહોટાઈ બતલાવવાને નીશાન દાખલ ઊતરાવેલો દીશેછે.

નકશે રૂસતમની માફક આ જગોના સંગલા ચીતારો પણ ઈઊનાનીઓના હાથથી અથવા તેઓની મદદથી બનાવેલાછે. શાપુરશાહે જેવારે ફતે પાંમીઓ તેવારે તે પોતાના દુશમનના મુલખમાંથી ઘણાએક નામીચા કારીગરોને પકડી લાવીઓ હતો, અને તેઓ પાસે તેણે શાહપુર શેહેર બંધાવીઊં હતું, તથા પાહડોપર તરેહેવાર નકશો કોતરાવીઆ હતા. ઈરાનની તવારીખમાં શાપુરશાહની એ ફતે ઘણી મોહોટી અને નામીચીછે, પણ તે વીશે રોમન ગરંથકારો જે રીતે ખોલાસાથી બોલી ગએઆછે તે રીતે ફારસી ગરંથકારો બોલી ગએઆ નથી, તે ઊપરથી એડવરડ ગીબન નામનો એક વીદેઆવાન ગરંથકાર ઊગમણ પરાંતના લખનારાઓને મોહોટો ટપકો આપેછે, અને તે હેવો વીચાર જણાવેછે કે મુસલમાનોના દોરથી ઈરાનનાં સંગલાં પુસતકોનો હેવોતો નાશ થાએઓ હતો કે અરદેસર બાબકાનના બેટા શાપુરશાહે રોમનોપર જે મોહોટી અને વખાણએલી ફતેમંદી મેલવી તે ફતેમંદી ઈરાનીઓનાં તવારીખનાં પુસતકોમાં જરૂર આવવી જોઈએ, પણ આ વખતના ઈરાનીઓ તે વીશે કાંઈબી ખબર રાખતા નથી.

ઘણાએક લોકો જેવો ઈરાનીઓની લખેલી તવારીખની નીનદા કરવા ચાહેછે તેઓએ મી૦ ગીબનનો લખેલો આ ટપકો ઘણીવાર ઊતારી લીધોછે, અને તે કેટલાંએક પુસતકોમાં હમારા જોવામાં આવી ઊંછે. હમોએ આગલ વાંચેલું સારીપેઠે દીઆદછે કે હીરાડોટસ નામના એક ઈઊનાની ગરંથકારે ઈરાનીઓની તવારીખને લગતી કેટલીએક

ભુલો કીધીઓછે, અને તે ભુલો એક ઈઊરોપીઆન ગરંથકારે (રીચરડસને) બતલાવી આપીછે, તે ભુલોનું વજન તપાસીઆને બદલે હીરાડોટસનાં પુસતકના ઈંગરેજી તરજુમો કરનાર મી૦ બેલોએ ઊપર જણાવેલો મી૦ ગીબનનો લખેલો ફકરો પોતાના તરજુમાંની હેઠલથી ઊતારી લઈને જવાબ તરીકે મુકીઓછે, અને તેમાં હેવું બતલાવીઊંછે કે ઈરાનના પાદશાહ પેહલા શાપુરને રોમનો સાથે નામીચી લડાઈ થાઈ, અને તે બનાવ મોતેબર હતો, પણ મી૦ ગીબન ઠપકો આપેછે તે ઊપરથી જુવો કે ઈરાની સાએરો પાસે પોતાની તવારીખ લખવાનું વજુદ ચોકસ હતું નહી. તેથી આ માહભારત બીના તેઓ પડતી મુકી ગએઆછે, તેઆરે તેઓની લખેલી બીજી તવારીખોપર આપણે શી રીતે ભરોસો લાવીએ. મી૦ ગીબનના ઊપલા ફકરાએ ઈરાની લખનારોની ચોકસા ઈપર મોહોટો શક નાખીઓછે, તથા તેઓને માટું લગાડીઊંછ, અને તે ફકરો ઘણા (તેમાં કેટલાએક નામીચા) લખનારાઓ અંજાણપણાથી આજસુધી ઊતારતા આવીઆછે તથા કબુલ રાખેછે, પણ સોધ કીધાથી બીજી ઘણીએક બાબદોની માફક ઈરાની લખનારાઓપરની આ મોહોટી બદનામી દુર થાએછે તે વીશે હમો વીસતારીને લખીએ છઈએ.

જાંણવું કે મી૦ એડવરડ ગીબન નામનો વીદેઆવાન લખનાર જેણે રોમની તવારીખનો એક સંગલાથી નામીચો ગરંથ બનાવીઓછે, અને જેણે એક ફકરામાં ઊપલો ઠપકો આપીઓછે, તે ધણી પોતાના ગરંથની શરૂઆતમાં જણાવીઆ પરમાણે ફારસી તથા આરબી તથા ઊગમણ પરાંતની કોઈબી ભાશાથી વાકેફ હતો નહી. તે એક જગોએ આ રીતે પોતાની તંગી જણાવી જાએછે—"આ ગરંથમાં હું ઘણાએક ઊગમણ પરાંતનો એલમ બતલાવશ, પણ માહરે કબુલ કરવું જોઈએછે કે હું તે તરફની ભાશાઓથી તદન અંજાણો છઊં." એટલે કે રોમની તવારીખ લખવામાં તે તવારીખ સાથે સંબંધ રાખનાર ઊગમણ પરાંતના દેશોની તવારીખ તેણે અસલ જુબાનમાંથી લીધીતી નહી, પણ ઈઊરોપીઆન ગરંથોથી તેણે પોતાનાં કામસર મદદ મેલવી હતી. એ

વખતમાં ફરાંસમાં મ ડ હરબલાટ નામનો ઘણો વીદાઆવાન તવારીખ લખનાર થાઈ ગએઓ હતો. તે લખનારથી ગીબને મોહોટી મદદ મેલવી હતી, પણ તે વખતમાં હવડેની માફક શીગમણ પરંતનાં પુસતકો ઈશીરો પમાં જાહેર થાએઆંતાં નહી, અને એ ગરંથકારને તપારાપરથી હેવું માલમ પડીશીં હતું કે હવડેના જમાનાના ઈરાનીઓ શાપુરશાહની રોમ નોપરની ફતેથી તદન અંજાણા હતા.* બીજું ને વખતમાં ખુંદમીર અને તેહેના દીકરા મીરખુંદની લખેલી ઈરાનની તવારીખો ઈશીરોપ ખંડમાં જાહેર હતી, તેમાં કાંઈ ગફલતથી આ ફતે વીશે કાંઈ જણાવીશીંતું નહી, તે શીપરથી એ વાત ચોકસ થાએલી સમજીને ગીબને ઈરાનની તવારીખપર શીપર જણાવેલો નુકસાંન ભરેલો ટપકો મુકીઓછે, પણ તે ટપકો ઘટતોછે ઈઆ નથી તે હેઠલ પરગટ કીધેલી બીના વાંચીઆથી સારીપેઠ માલમ પડશે.

મી૦ ગીબને કહીશીંછે કે ઈરાનીઓની તવારીખ મુસલમાની દોરથી હેવી પાએમાલ થાઈ હતી કે તેઓ પોતાના દેશને લગતી એક અગતની વાતથી તદન અંજાણાંછે, ઈઆને તેઓનાં કોઈબી તવારી ખનાં પુસતકમાં શાપુર અને વાલરીઅન વચ્ચેની લડાઈ વીશે કાંઈ પણ લખેલું નથી. જો એ વાત ખરી હોએ તો ઈરાનીઓની લખેલી હકીકત પરથી આપણે તદન એતબાર શીઠાવી નાખવો જોઈએ, પણ સલામ હોજો ઈશીરોપીઆનોના એલમને અને તેઓની કોશેશને કે પરાઆ દેશની ખરી હકીકતો મેલવવાની તેઓની મેહેનતથી આજ આપણને સરફરાજ થાવાનો આધાર મલેછે. ઈરાનની આગલી બુજોરગી તથા મોહોટાઈ જણાવવાની તથા ખરી ખોટી તવારીખો જુદી પાડવાની કેટ

* મી૦ મારીઅર પોતાનાં પુસતકને સફે ૨૦૧ માં કેહેછે કે ઈંગલંડ અને ઈરાનની સરકાર વચ્ચેના કોલકરારના લખતપર સહી લેવાને તે તેહેરાન મધે અમીન અદ દઉલાને ઘેર ગએઓ હતો, તાંહાં એક મીરજાં સાથે તેહેને વાતચીત થાઈ હતી, તે મીરજાં માતરે ફારસી તવારીખોથી વાકેફ હતો, તોપણ તેણે શાપુરશાહની રોમન શેહેનશાહપરની ફતેમં દીની કેટલીએક વાતો કીધી હતી, તે ઉપરથી હાલના જમાનાના ઈરાનીઓ તે વાતથી ડ હરબલાટના કહ્યા મુજબ તદન નાવાકેફ હોએ હેવું લાગતું નથી, મગર ડ હરબલાટને કોઈ ચંચલ ઈરાની મલી આવીઓ નહી હશે કે તે તેહેને સંગલી વાતોથી વાકેફ કરે.

લાએક એકીનવાલા ઈઊરોપીઆનોએ કોશેશ કીધીછે, અને તેથી ઊગમણ પરાંતના દેશોને શાબાશી આપીછે તેહેવું હવડેના વખતમાં આ તરફના કોઈબી ફાર્જેલોએ કાંઈ કીધું નથી, મગર તેઓએ પોતાની જીદ અને સુખનપરવરીથી સંગલું પાએમાલ તથા દુબાદુબ કીધુંછે તે હમારી દરેક સોધમાં જાહેર થાએછે, અને તેહેવું હવડે પણ થોડુંઘણું ચાલતું જોઈને આપણને અફસોસ કરવાનું કારણ મલેછે,

સર ઊલીઅમ આઊસલી જેણે ઈસવી સન ૧૭૯૦ નાં વરશથી નવ વરશ સુધી ફારસી, પેહેલવી, આરબી અને ઊગમણ પરાંતની બીજી ભાશાઓનો બીજું સંગલું કામ પડતું રાખીને જાથુક અભેઆસ રાખીઓ હતો, તથા તેઆરપછી તે ઈરાનમાં મુસાફરી કરી આવીઓ હતો, અને સન ૧૮૨૧ સુધી કેટલાંએક કીમતી પુસતકો છાપી પરગટ કીધાં હતાં,* તે ધણી મી૦ ગીબનનાં ઊપલાં બોલવાને રદ પાડી ગએઓછે. એ ગરંથકારના જણાવીઆ પરમાંણે તારીખે તબરીની મોતેબર કેતાબ જે અસલ આરબી ભાશામાં લખીઆમાં આવી હતી, અને હાલ માતરે તેહેનો ફારસી તરજુમો સલામત રહેઓછે, તે કેતાબમાં જણાવેછે કે શાપુરશાહને અરવાનુસ અથવા અરીઆનુસ સાથે અનાકીહડના કીલ્લાની પડોસમાં લડાઈ થાઈ હતી તેમાં શાપુર ફતેમંદ થાએઓ હતો, અને એ અરવાનુસ "મલક અજ રૂમ શામ" ઈઆને રૂમ શામનો શેહેનશાહ હતો. એ શેહેનશાહ અરવાનુસ શાપુરના હાથમાં બંદીખાને પડીઓ હતો, અને શાપુરે તે વખત શુસતરમાં કેટલાંએક માહભારત બાંધનીનાં કામ માંથે લીધાં હતાં, તાંહાં સતાથી શાપુરે અરવાનુસને પોતાની તાબેદારીમાં રાખીઓ હતો, તથા તેહેનીજ મારફતે રૂમથી કેટલાએક નામીચા કારીગરોને બોલાવીઆ હતા, અને પોતાનું કામ થાએઆ પછી શાપુરે એ શેહેનશાહને છોડી મુકવાને કબુલ કીધું હતું. શાપુર પોતાની કબુલાત મુજબ ચાલીઓ હતો, પણ તે શેહેનશાહને છોડી મુકતી

* સર ઊલીઅમ આઊસલી પાસે ઊગમણુ પરાંતનાં પુસતકોનો સંગરહ દુનીઆંમાં સઉથી નામીચો ગણાતો હતો.

વખતે તેહેને સદાની એબ પોંહાંચાડવાને કીજે શાપુરે તેહેનું નાખ કપાવી નાખીઊં હતું.

બીજી કેતાબ એક નામે તારીખે બીનાકતી અથવા બાહાર અલ ઈનસાબ જે ઈસવી સન ૧૩૧૭ નાં વરશમાં બીનાકતી નામના શાએરે જોડી હતી, તે કેતાબમાં લખેછે કે "રૂમમાં વાલરીઆનુસ તથા તેહેના "બેગ્ર ગાલીનુસ એ બંધેએ મલીને પંદર વરશ સુધી રાજ ચલાવીઊં "હતું. તેઓને ઈરાનીઓનાં લશકરે શેકસત કરી બંદીખાને નાખીઆ "હતા, અને ઈરાનનો પાદશાહ જેહવારે પોતાના ઘોડાપર સવાર થાતો "તેવારે તે વાલરીઆનુસની ગરદનપર પગ મુકી સવાર થાતો "હતો." એ બીનાકતીનો ઊપર લખેલો ફકરો કએસર અથવા સીજર જે નામથી રોમમાં શેહેનશાહો રાજ કરતા હતા તેઓની બાબદમાં લગતો આવેલોછે, અને સર આઊસલે હેવું ધારેછે કે એ કએસરોની બીના બીનાકતીએ ઈઊનાની તથા લાતીન ગરંથકારોમાંથી લીધેલી હોએ, તોપણ ઈરાનીઓનાં પુસતકોમાં શાપુરશાહની ફતેની કાંઈ પણ વાત આવી નથી હેવું મી૦ ગીબન જે કાંઈ લખી ગએઓછે તે લખવું ઊપલી કેતાબથી રદ પડેછે.

ફીરદોસીએ જો પણ અગત જેટલી તારીફ કીધી નથી, તોપણ તે પોતાનાં શાહનામાં મધે એ વાત પડતી મુકી ગએઓ નથી. એ ધણી લખી જાએછે કે, સાસાની તોખમના પાદશાહ પેહેલા શાપુરે પારસ અથવા ફારસમાં એક ઊમદા શેહેર બંધાવીઊં હતું, તે કામમાં તેહેને બરાનુસ અથવા બેજાનુશથી મોહોટી મદદ મલી હતી. એ બરાનુસ રૂમના શેહેનશાહનો એક સરદાર હતો, અને નામીચો લડાએક મરદ હતો, અને તે રૂમનો એક દાનેશ ફીલસુફ ગણાતો હતો, તથા શાપુરે બાકુનીઆની લડાઈમાં ફતે મેલવી તે વખતે તે કેદ પકડાએઓ હતો. એ ફતે થાઈ રહેઆ પછી શાપુર બરાનુસને લઈને અહવાજ ગએઓ હતો; તાંહાં શુસતર નદી પર એક પુલ બાંધવાને કીજે શાપુરે તેહેની મસલહત લીધી હતી. એ કામ પુરૂં થાએઆ પછી પાદશાહે બરાનુસને મોહોટું માન તથા ઈનામ આપી છુટો મુકીઓ હતો.

ઊપલી ઊગમણુ પરાંતની કેતાબોની હકીકત ઘણુંકરીને રોમના ગરંથકારો સાથે મલતી આવેછે, તેમાં તફાવત માતરે પછવાડેના વખતનો પડેછે. રોમના ગરંથકારો શરૂઆતમાં જુદી જુદી રીતે લખી જાઈ અંતે એકઠા મલી કેહેછે કે, તેઓના શેહેનશાહ વાલરીઅનપર શાપુરે ઘણો જુલમ પાડી અંતે તેહેને મારી નાખીઓ હતો, અથવા તેહેનાં આંગપરથી ચામડી ઊખેડી કાહાડી હતી, અને કેટલાએકના જણાવીઆ પરમાણે ઈરાનના પાદશાહે વાલરીઅનના મુવાપછી તેહેનાં બદનમાં ઘાસ ભરી એક આતશખાનાંમાં સઊ કોઈને બતલાવવાને રાખી મુકાઓ હતો. આ છેલ્લી જણાવેલી વાત કાંઈએક નહીં માનવા સરીખીછે, પણ તે ઊપરથી હેવું સાબેત થાએછે કે વાલરીઆનુસ ઈરાનીઓના હાથમાં કેદ પડીઆ પછી કધી પાછો પોતાને વતન ગએઓનો નહીં, અને તેહેનો અંત શી રીતે આવીઓ તે વીશે તેહેના જાતભાઈઓ જુદી જુદી રીતે લખી ગએઆ હતા; તોપણ શેવટમાં ફીરદોસી વગરે ઊપલા ઊગમણુ પરાંતના અને આથમણુ પરાંતના ગરંથકારો મલતા આવેછે. ફીરદોસીએ એ શેહેનશાહને રૂમી લશકરનો માતરે સરદાર ઠેરવી બરાનુસ નામ આપેઊંછે, તે ઊપરથી તેહેની લખેલી બીનાપર કદાચ શક જાને, પણ સર ઊલીઅમ આઊસલીએ બતલાવી આપીઊંછે કે ફીરદોસીનું આપેલું એ નામ નવાઈ જેહેવું નથી, પણ આગલા વખતમાં આગાઠીઆસ નામનો એક ઈઊનાની ગરંથકાર એ શેહેનશાહને બાલરીઆનુસ કરી લખી ગએઓછે તે ઊપરથી ફીરદોસીનું આપેલું નામ ખરૂં થડેછે.*

ગએઆં વરશમાં લંડન મધ્યે પરગટ થાએલાં નીનવેહ એનડ પરસીપોલીસ નામનાં પુસતકમાં મી૦ વાકસ ઊપર જણાવેલા ડ હરબલાટ તથા ગીબનના બોલવાને એકદમ રદ પાડેછે. એ ધણી કેહેછે કે શાપુરની વાલરીઆનસ સાથેની લડાઈ તથા મોહોટી ફતેની વાતો ઊગમણુ પરાંતનાં દેશોમાં બેશુમાર બોલાતી આવીછે.†

* આઊસલેસ ટરાવેલસ ઈન પરશીઆ પુસતક ૧ લું, સફે ૨૮૬, ૮૭, ૮૮, ૯૮.
† વાકસ નીનવેહ એનડ પરસીપોલીસ સફે ૩૫૩.

એ શાહપુર શેહેરથી થોડીએક વેગલાઈએ પાહાડના એક ખોહોમાં ભોંએરૂંછે, અને તેમાં પાદશાહના આકારનું એક મોહોટું પુતલું છે કે જેહને પછવાડેનાં જમાનાના ઈરાનીઓ માનતા ચહડાવતા હતા હેવું કેટલાએક ફારસી ગરંથકારો લખી ગએઆછે. તે ઊપરથી સર ઊલીઅમ આઊસલીએ તે ભોંએરૂં સોધી કાહાડવાની ઘણી મેહેનત કીધી હતી, પણ કાંઈ વલીઊંતું નહી. એ પછી કેટલેએક અઠવાડીએ મેજર ઈસટોન નામનો એક ઈંગરેજી અમલદાર ફરતાં ફરતાં તાંહાં જાઈ પોંહોંચીઓ હતો. તેણે એ પુતલું જોઈઊં હતું. એ પુતલું તમામ પથ્થરમાંથી કોતરી કાહાડીને પાહાડથી એલાહેદું રાખીઊં હતું, અને તે માતરે પગ આગલથી જમીન સાથે વલગેલું હતું, અને મેજર ઈસટોને જેવારે તે જોઈઊં તેવારે તે પગ આગલથી ભાગીને જમીનપર પડેલું હતું. એ પુતલાંપરથી પાદશાહનો પોશાગ કોઈબી ચીતાર કરતાં ઘણો સારી રીતે માલમ પડી આવતો હતો, એ પુતલાંનું કદ મેજર ઈસટોને ૧૫ ફીટ ૬ ઈચ ઊંચું જણાવીઊંછે. જે જમીનનાં ભોંએરાંમાં અથવા ખોહોમાં એ પુતલું આવેલુંછે તે વીશે હેવું કેહેછે* કે તેહેમાં આસપાસથી આવવાના મારગો ઘણાએક પાડેલાછે, અને તે ભોંએરાં માહેલા કેટલાએક ઘણાજ ઊંચા ઓરડાઓનાં મથાલાંપરથી બંધાએલાં પાણીના રેલા પડતા હોએ હેવા તરેહેવાર આકારના પથ્થરના રેલા આવેલાછે, તે ઊપરથી કોઈ વેહેમી શખસના દીલમાં એ જગો તલેસમ ભરેલી લાગે હેમાં કસો શક નથી. એ ભોંએરાંમાં મસાલ તથા બતીથી દાખલ થાઈ શકાએછે, અને તે બતીથી પથ્થરની બાજુઓપર કોઈ જીવતા રાખશો તાંહાં ઊભા રહીને આદમીઓને ખાઈ જાવા તપતા હોએ હેવા દેખાવ ઓલાથી નજર પડેછે, અને તેજ સબબથી સાધારણ લોકોને એ જગા દેહશત ભરેલી લાગે હેમાં કાંઈ સંધે નથી. કરનલ જાનસન નામનો એક ઈંગરેજી અમલદાર એ ભોંએરાંમાં ચાલતાં આસરે ૧૯૦ ફીટ અંદર દાખેલ થાએઓ હતો. તાંહાં તેણે એક મોહોટો ગોલ આકારનો ઓરડો જોએઓ હતો. સે

* જે. બી. ફરેજરસ પરશીઆ, બીજીવાર છપાએલું પુસતક, સફે ૧૭૪—૫.



ચેહરા તરફથી.



પીઠ તરફથી

પાદશાહ શાપુરનું બાવલું (ઓકસીને જીનોકરેલો ચીત્ર.)

ઓરડાની ઊંચાઈ જો કોઈ સાધારણ આદમી આપણને કેહે તો આપણાં માનીઆંમાં આવે નહી, પણ કરનલ જાંનસન ભરોસાથી જણાવેછે કે તે ઓરડો ૧૦૦ ફીટ ઊંચોછે, તે ઊપરથી હેવું ધારીઆમાં આવેછે કે એ ભોંએરાંનાં માથાંપરનો પાહડ તલીએથી ખોધીને તેમાં ઓરડો બનાવીઓ હોએ, પણ બીજા કેટલાએક ગરંથકારો વીચાર આપેછે કે એ ભોંએરૂં ખુદરતીજ બનેલુંછે. એ ભોંએરાંમાં ઊપર જણાવેલી રીતે ૧૯૦ ફીટ અંદર દાખલ થાએઆ પછી કરનલ જાનસન બીજી ૨૦૦ ફીટ આગલ વધીઓ હતો. તાંહાં પણ એક મોહોટો ખોહો હતો, પણ તે એક સરખો કોતરેલો દીશતોતો નહી. એ ખોહો મુકી આગલ ચાલતાં બીજા ઘણાએક વાલી લીધેલા ઓરડાઓ તથા ગલીઓ નજર આવેછે, તેઓનાં તલીઆંમાં કાદવ તથા પાણી પડેલું કરનલ જાનસનના જોવામાં આવીઊં હતું, તે પાણી અતીસે થંડું લાગતું હતું. એ ઓરડા મુકીને કરનલ જાનસન આગલ વધી શકીઓનો નહી, પણ તેહેની ખાતરી થાઈ હતી કે જેટલો તે ભોંએરાંમાં પેઠો હતો તે તેહેની પુરી લંબાઈનો અરધો ભાગ પણ હોએ નહી. એ ભોંએરાંનાં મોહોડાં આગલ કેટલાએક કોતરી કાહાડેલા નકશ તથા હરૂફેની નીશાનો માલુમ પડેછે, પણ તે હેવાતો ખરાબ થાઈ ગએઆછે કે તે ઊપરથી કાંઈ સમજ પડી શકતી નથી.

[જગત પરેમી, નોંમબર ૧૮૫૧.]

---

## મોરગાબનું મેદાન અથવા તખતે સુલેમાન.

ઈરાનની આગલી ઈઆદગારીને કીજે રૂએથી નામીચી અને જાણવાજોગ જગાઓમાં મોરગાબનું મેદાન ઓછી અગતનું નથી. ઈસતખર વીશે લોકો કાંઈએક વધારે માહીતગારછે, તથા તેહેની નીશાનો કાંઈએક વધારે સલામતછે, એટલા ઊપરથી મોરગાબનાં મેદાનને ઘણા

એક ગરંથકારો પડતું મુકી ગએઆછે, અથવા તેહેનું બેઆન ઈસતખર પછી લીધેલુંછે, પણ ખરૂં જોતાં એ મેદાન પુરાતમ જમાનાની સોધ કરનારને સારખી રીતે અગતનું અને તપાસ કરવા લાએકછે. મોરગાબનાં મેદાન વીશે ઈશિનાની અને ફારસી ગરંથકારોની આપેલી હકીકતો એક બીજા સાથે સરખાવવાની તથા મલતી કરવાની ઈશિરોપખંડના ઉસતાદોમાં જે કાંઈ તકરાર અને મેહેનત ચાલીછે, તથા તે તકરાર અને મેહેનતનું જે ભરોસો રાખવાજોગ શેવટ આવીઉંછે, તે ઉપરથી આપણા જમાનાના ઈશિરોપખંડના એલમને મોહોટું માન મલેછે, અને તે ઉપરાંત આપણા લોકોને ઘણીજ જરૂરીઆત ભરેલી અને સમજવાજોગ બીના તાજી થાઈ માલમ પડી આવેછે. હેવી બીનાઓ વાંચીઆથી આપણા લોકોમાં બોલાતી આવેલી વાતો અથવા પછવાડેના જમાનામાં લખેલી હકીકતો જેટલી ખરી ઠરેછે, તેજ પરમાણે કેટલીએક ખોટી પણ ઠરેછે, અને જે કેટલીએક વાતો સાંભલીને આપણે કોઈવાર તેહેનો અરથ સમજી શકતા નથી, અથવા તે વાતોમાં શાએરી દાખલ થાએઆથી આપણે તેહેનો ખરો અથવા ખોટો ભાગ પીછાણી શકતા નથી, તે સંગલાનો હેવી નીશાનો તપાસીઆથી ખોલાસો થાએછે. આપણી મતલબ સદા હેવીજ જોઈએ કે જે કાંઈ ખરી અને ભરોસો રાખવાજોગ હકીકત હોએ તે જાણવી તથા તપાસવી, અને તેહેનો ખોલાસો જો ભરોસો રાખવાજોગ હોએ તો તે કબુલ રાખવું, અને આપણા જે વીચારો વગર આધારના હોએ તેઓને બાતેલ કરવાને કસો આચકો ખાવો નહી. હેવું કીધાથી સચ્ચાઈને મુસતકીમપણું મલેછે, અને તે વાત કદાચ તરત આપણને હેવી લાગે કે તે સચ્ચાઈને તોડેછે, પણ શેવટમાં તેમ બનતું નથી, અને ખરી હકીકત પછવાડે ભટકીને ખરીજ વાત મેલવીઆથી આપણાં દીલનો ગુગરા વીચાર દુર થાએછે, અને જે ચીજ આપણે કબુલ કરીએ તે ઉપર આપણો ભરોસો વધેછે તથા એતબાર સલામત રેહેછે. વાસતે ઈરાનની પુરાતમ હાલતને લગતી હમોએ જે કાંઈ બાબદો આગલ પરગટ કીધીઓછે તે હમારા ભાઈબંધોના બાંધેલા વીચારને મલતી આવી હોએ,

અને આ મોરગાબનાં મેદાનની હકીકતપરથી જે વાતો જાહેર થાએ તે તેઓના આગલા વીચારોને મલતી નહી આવે તો તેહને એકાએક ખોટી સમજવી નહી, પણ તેહેનો ખોલાસો ભરોસો રાખવાજોગછે ઈઆ નથી તે ઊપર અંદેશો દોડાવવો.

ઈસતખરથી આસરે ઓગણપચાસ માઈલની વેગલાઈએ શીરાજથી ઈસ્પહાન જાતાં રસતાની બાજુપર મોરગાબનું ગામડું તથા મેદાન આવેલુંછે. એ ગામડું થોડાં વરશનું વશેલુંછે, અને તેજ ઊપરથી એ મેદાનને પણ નામ મલેલુંછે. એ મેદાનમાં આગલાં ઈરાનની પડી ભાગેલી નીશાનો જે હવડે નજર આવેછે, તથા તેઓથી એ આખું મેદાન પંથરાઈ ગએલુંછે, તે ઊપરથી હેવું માલમ પડેછે કે એ મુકામ આગલા વખતમાં એક મોહોટું અને નામીચું શેહેર હતું, કે જે દમદમામમાં ઈસતખર કરતાં થોડેજ ઊતરતો દરજ્જો ધરાવતું હતું, અને તાંહાં નીરાંતની વખતે પાદશાહોને કીજે આસાએસ લેવાના બગીચા હતા, અને તે વખતના લોકો એ મુકામને આ દુનીઆંનું ગોએઆ બેહેશત કરી સમજતા હતા. દમદમામમાં એ શેહેર જો ઈસતખર કરતાં ઊતરતું હોએ તોપણ તે આગલા વખતની સોધ કરનારને ઊતરતી અગતનું નથી, બલકે તેઓનાં દીલથી વધારે મોતેબરછે. મુસલમાન ગરંથકારો એ મેદાન વીશે કાંઈબી ભરોસો રાખવાજોગ હકીકત આપણને જણાવી ગએઆ નથી. તેઓ એ મેદાન વીશે હેવું સમજેછે કે ઈઆહૂદીઓનાં ધરમ પુસતકોમાં જે પાદશાહ સુલેમાન વીશે લખેલુંછે તેણે એ શેહેર બંધાવીઊં હતું, અને એ જગોએ જે પુરાની કબર અથવા ગોરૂ બાંધેલોછે, અને આજસુધી સલામતછે તે એ પાદશાહની માએ બાશીબા જે ઈઆહૂદીઓના પાદશાહ દાઊદની ઓરત હતી તેહેની કબરછે, અને તે ઊપરથી તેઓ એ જગાને "મશહદે માદરે સુલેમાન" નાં નામથી ઓલખેછે. એ બાબદ વીશે સર ઊલીઅમ આઊસલી પોતાના ગરંથમાં તારીખે હાફેજ અબરૂ નામની ફારસી કેતાબનો હેઠલ જણાવેલો ફકરો ટાંકી જાએછે. એ કેતાબનો બનાવનાર હાફેજ અબરૂ કેહેછે કે—"મર

" ગજારનાં મેદાનની પાસે સુલેમાન, કે જેહેના ઊપર દરૂદ હોજો, તેહેની
" માએની મશહદ અથવા કબરગાહછે. એ મેદાન એચાર ફરસંગ
" લાંબુંછે, પણ તેહેની પોહોલાઈ ઘણી થોડીછે, અને ઊપર જણાવેલી
" મશહદ એ મેદાનમાં આવેલીછે, તેહેનું કદ ઘણું મોહોટુંછે, અને તે ઊપ
" રની કારીગીરી કીમતીછે, અને એજ જગાપર બીજી ઈમારતોના
" માહભારત પથ્થરો પડેલાછે, કે જે અજાએબ જેહેવાં કદના તથા બના
" વટનાં દીશેછે, અને સુલેમાન પાદશાહ જે જીનોનો સરદાર હતો તેહેના
" હોકમથી જીનોએ એ સંગલું બનાવીઊં હતું."

હમદલા મસતોફી નામનો એક બીજો ઊગમણ પરાંતનો ગરંથકાર પણ એજ માફક બરોબર લખી જાએછે, તથા શરસ નામાનો બનાવનાર એબન અલ બલકીખાન એ મુકામને હેવુંજ નામ આપીને બીજું વધારે કેહેછે કે—" એ મશહદમાં હેવો તો ગુણછે કે તેમાં કોઈ મરદથી અંદર
" દાખલ થવાતું નથી, અને જો કોઈ દાખલ થાએઓ તો લોકો કેહેછે
" કે તે આંધલો થાએઆ વના રેહે નહી, પણ એ બાબે કોઈએ તપાસ
" કીધીછે કે નહી તે માહરા જાણીઆમાં આવીઊં નથી."*

ઊગમણ પરાંતના ગરંથકારો આ મુકામ વીશે જે ઊપલી રીતે લખી ગએઆછે તે ઊપર કાંઈ ભરોસો રખાતો નથી. એ જગામાં આગલા વખતની નીશાનો હવડે જે જુજ નજર આવેછે તે કરતાં આજ ૫૦૦ ઈઆ ૭૦૦ વરશની વાતપર એ નીશાનો ઘણી વધારે અને તેજ માફક સમપુરણ હોવી જોઈએ, અને તેહેની મોતેબરી જોઈને કેટલાએક ઈરાની ગરંથકારો હવડે સુધી કેહેછે કે ઈસતખર અથવા તખતે જમશેદ જીન તથા પરીઓએ બાંધીઊંછે, તેજ પરમાણે આ મુકામ પણ તેઓએ બાંધેલાછે. હેવી રીતે એ ગરંથકારો વીચાર જણાવી ગએઆછે, અને વલી તાંહાંની એક કબરને તે જીનોના સરદાર પાદશાહ સુલેમાનની માએની કબર કરી ઠેરવી ગએઆછે. પણ એ સંગલી વાતને તવારીખથી અથવા અકલથી કાંઈ ટેકો મલતો નથી. ઈઆઊદીઓના પાદશાહ

* આઊસ્લેસ ટરાવેલસ પુસતક ૨ જું, સફે ૪૩૨—૩.

સુલેમાને કોઈબી વખતે ઈરાનનો મુલખ પોતાના અંમલ તલે રાખીઓ હોએ હેવું કોઈબી તવારીખની કેતાબથી માલમ પડતું નથી, તેઆરે તે ઈરાનમાં એક મોહોટું શેહેર બંધાવે અને તાંહાં પોતાની માએની કબર બનાવે એ વાત માનવાને મુશકેલછે. પણ એ જગાનું નામ આજ લગ ભગ છસો વરશ થાએઆં "તખતે સુલેમાન" કરીને બોલાએઆમાં આવેછે તેહેનું કારણ માતરે એટલુંજ નજર આવેછે કે એ જગાની બુલંદી જોઈને તે વખતનાં લોકોએ એ મુકામ જીન તથા પરીઓએ બનાવેલોછે હેવું ગોઠવી બેશાડીશેં, અને તે જીનોના હાકેમ સુલેમાનનું તેહેને નામ આપીશેં. ઉપર જણાવેલો ગરંથકાર હમદલા મસતોફી બીજે ઠેકાણે સાફ લખી જાએછે કે તેણે "એ મુકામ વીશે જે બેઆન કીધુંછે તે લોકોથી સાંભલીઆ મુજબ કીધુંછે, પણ તેહેની અસલ ખરેખરી હકીકત કોઈને માલમ નથી." એટલા ઉપરથી એ તથા બીજા ફારસી ગરંથકારોની શાખશી તુટી જાએછે.

બીજાઓ જેઓ જીન તથા પરીની ઉપલી વાતો માનવાને શરમ કરેછે તેઓ હેવું કેહેછે કે, મુસલમાનોના પેગમબર મહમદના વલીહદ અલ્લીની ઓલાદથી અવતરેલો ચઊદમો ખલીફ સુલેમાન ઈસવી સન ૭૧૫ નાં વરશમાં હકુમત ચલાવતો હતો, તેહેની માએની આ મુકામપર એ કબર બંધાવેલીછે, અને તે ઉપરથી તેહેને "મશહદ માદરે સુલેમાંન" ઈઆને સુલેમાનની માએની કબર કરી નામ આપીશેંછે. એ ખલીફ શામના મુલખમાં દમસક મધે રહીને હકુમત ચલાવતો હતો, તેહેને પોતાનાં વતનથી હજારો માઈલ દુર સુધી પોતાની માએને ભુમીદા કરવાનું કારણ શું મલીશેં તે વીશે એ વાત કરનારાઓ કાંઈ ખોલાસો કરતા નથી. એ કબર અથવા ગોફાની બાંધનીમાં કાંઈબી મુસલમાનોને હાથની નીશાન માલમ પડતી નથી, અને જો આપણે તેહેને કાંઈબી મુદત આપીએ તો ઓછામાં ઓછાં આજ ૧૪૦૦ અથવા ૧૫૦૦ વરશની વાતપર ઈઆને સાસાનીઆન પાદશાહોના અંમલમાં એ જગા બંધાવી જોઈએ, કે જે જમાનામાં દુનીઆં મધે મહમદીઆન

દોર કોઈના સપનામાં પણ હતો નહી. પણ એ મુકામ વીશે ઈઉરોપી આન મુસાફરોએ જે કાંઈ સોધ કીધીછે અને માહીતગારી મેલવીછે તે ઉપરથી સાબેત થાએછે કે એ જગા તથા તેહેની બાંધણી લગભગ ઈસતખરની બરોબરીનું પુરાતમપણું ધરાવેછે, અને આસરે બેએથી તે તરણ હજાર વરશનું જુનું છે. વાસતે મુસલમાન ગરંથકારો એ મુકામને ઈઆહુદીઓના પાદશાહ સુલેમાનનાં નામપરથી ઓલખી ગએઆછે, અને તેહેને લગતી જે ધારેલી હકીકત આપીછે તે ખોટી ઠરેછે, અને એ જગાને સુલેમાન પાદશાહ ઈઆ ખલીફ સુલેમાન કોઈબી સાથે કાંઈ સંબંધ હતો નહી હેવું પુરવાર થાએછે. એ જગા હાલમાં મોરગાબનાં મેદાનનાં નામથી ઓલખાએછે, અને કોઈ પાદશાહનું નામ લાગુ પાડી તેહેને પીછાણવી હોએતો એ જગાને "તખતે કએખસરૂ" કરી કેહેવું વધારે દરૂસતછે, કાંએકે એ નામના પાદશાહ શાથે મોરગાબ ઘણો સંબંધ રાખેછે, તેહેનો આથમણ પરાંતના ગરંથકારોથી કેટલોએક ભરોસો રાખવાજોગ ખોલાસો થાએછે તે હેઠલ વાંચીઆથી માલમ પડશે.

આથમણ પરાંતના ઈઉનાની ગરંથકારો એકમતથી લખી જાએછે કે પરસીપોલીસ અથવા ઈસતખરની પડોસમાં પાદશાહ કએખસરૂનાં વખતમાં એક શેહેર હતું, કે જાંહાં પાદશાહી લશકરની છાંવણી પડી રેહેતી હતી, તે ઉપરથી તે શેહેરને પસારગરડી કરીને કેહેતા હતા, અને એ શેહેર સાએરસ અથવા કએખસરૂએ† પોતાના દુશનોપર જે ફતે

† સાએરસ તેજ કએખસરૂછે એ બાબે આએ માહારાં સરવે લખાણોની વખતે સર ઉલીઅમ જોનસ અને તેહની સાથના બીજા ગરંથકારોના વીચાર કબુલ રાખેલાછે. વીદ્વાન સર ઉલીઅમ જોનસ એ વીશે લખેછે કે—"કએખસરૂને હું વગર હરકતે સાએરસ કરી કેહુંચ તે વીચાર ફેરવવાની મહને કોઈની ધાસતી નથી, કાંએકે ફરાંસના પાદશાહ લુઈ અઠદમો અને લુઈ દસમો અને ચોથો, (એ એકજ પાદશાહ) વીશે જો હું શક લાઉંતા કએખસરૂ અને સાએરસ વીશે મહને શક લાવવો જોઈએ, પણ તેમ કાંઈ છે નહી." (જુઓ સર ઉલીઅમ જોનસે આગલા ઈરાનીઓ વીશે કલકતા મધે એશીઆટીક સોસાએટીની સામણે કરેલું ભાશણ, એશીઆટીક રીસરચીસનાં પુસતક ૨ જાને સફે ૪૫ મે.)—સર જોનસે ઉપલા વીચારો આપીઆ પછી પાછલના વીદ્વાનો કેહેછે કે ઈઉનાનીઓએ લખેલી તવારીખનાં પુસતકમાં જણાવેલો સાએરસ ઈરાનનો ઘણો નામીચો પાદશાહ થાઈ ગએઓછે તે ખરૂં છે, પણ એ ધણી કએખસરૂથી તદન જુદોજ હતો.

મેલવી તેહેની ઈઆદગારી રાખવાને કીજે પોતાની ખુશીથી બંધાવીઊં હતું, અને એ શેહેર મધે વરશમાં કેટલીએકવાર તે તીરથે જાતો હતો, તથા પોતાની સાથે મોબેદોને લઈને પોતાના ધરમને લગતી કેટલીએક કીરીઆ કરતો હતો, અને પાદશાહ સાએરસે આ જેહાનથી કુચ કરી જાવા પછી પોતાનાં તંનને રાખવાને કીજે એજ મુકામ ચુંટી કાહાડીઓ હતો. વલી એજ દેશના પછવાડેના બીજા ગરંથકારો જેઓએ સેકંદર રૂમીની પાદશાહીના વખતમાં પોતાના ગરંથો બનાવીઆ હતા, અને જેઓની લખેલી પોતાના વખતની તવારીખ તેઓની આગલનાં ગરંથકારો કરતાં વધારે ભરોસો રાખવાજોગ માલમ પડેછે, તેઓના જણાવીઆ પરમાણે સેકંદર પેહેલાં ઈરાન ફતે કરીને હીંદુસથાન તરફ રવાંને થાએઓ, અને તાંહાં પોરસ રાજા સાથે લડાઈ કરીને પાછો ફરીઓ તીઆરે આવતી વખતે તેણે પસારગરડીમાં ઊતારો લીધો હતો, તેવારે તેહેને હેવી ખબર થાઈ હતી કે પાદશાહ સાએરસ અથવા કએખસરૂનું દોખમું અથવા ગોરો તે જગાપરછે. એ વાત સાંભલીને સેકંદર તે જગા જોવાને ગએઓ હતો, અને તેહેની સાથે બીજા કેટલાએક ઈઊનાની સરદારો પણ ગએઆ હતા, તેઓને મોહોડેથી સાંભલેલી હકીકત ઊપરથી એરીઅન નામના એક નામીચા ઈઊનાની ગરંથકારે પોતાનાં પુસતકમાં કેટલીએક જાણવાજોગ બીના જણાવીછે (તે હવેપછી વાંચીઆમાં આવશે.) તે ધણી એ જગાને પસારગરડી કરી નામ આપી ગએઓછે. એ આગલા ઈઊનાનીઓએ નાંમ આપેલું પસારગરડી શેહેર હવડે કાંહાંછે તે બાએ આંજ પચાસ વરશમાં મુસાફરો તથા ઈઊરોપખંડના બીજા ચંચલ ઓલમાઓના હાથથી ઘણી શોધ ચાલીછે. તેઓએ ઘણીએક ભાંજગડ તથા બેહદ ખોલથી હેવું ઠેરવીઊંછે કે આ મોરગાબનું મેદાન તેજ આગલા વખતનું પસારગરડી શેહેરછે. કાંએકે ઈઊનાની લખનારાઓ પસારગરડી વીશે જે કાંઈ લખી ગએઆછે તેહેની ઘણીખરી નીશાનો હવડેનાં મોરગાબનાં મેદાન સાથે મલતી આવેછે, તથા એ મેદાનમાં હજુરસુધી બચેલી ચીજોપરથી તેઓનું મોહોટું પુરાતમપણું પુરવાર થાએછે, તથા

તેહેની દશા અને વેગલાઈ મલતી ઊતરેછે. એ મોરગાબનું મેદાન આગલા વખતનું પસારગરડીજછે તે બાબે તવારીખની ખોલ કરનાર નામીચો જરમન ગરંથકાર પરોફેસર હીરન હેડ્લ જાણાવેલી રીતે પોતાનો વીચાર આપી જાએછે—

"જે જગાને આગલા ઈરાનાનીઓ પસારગરડી કરીને કેહેતા હતા, તે જગા કાંહાંછે તે હવડે શક વગર મુકરર થાઈઊંછે, અને એ બાબેની ઘણીખરી માહીતગારી વીશે આપણે મી૦ મારીઅર અને તેહેની પછી સર પોરટરના આભારમાં છઈએ. એ બંધે મુસાફરો એક મતથી જણાવેછે કે પસારગરડી શેહેર આ મોરગાબનાં મેદાનમાં હતું. એ મેદાનમાં હવડે એક ગામડું આવેલુંછે. એ જગાપર આગલાં ઈરાનનાં બાંધકામની ઘણીએક જાણવાજોગ નીશાનો મલી આવેછે. મરદસતનું મેદાન કે જાંહાં તખતે જમશેદ આવેલુંછે તે સાથે એ મેદાન લગતું છે, અને એ બંધે વચ્ચે ઓગણપચાસ માઈલનો તફાવતછે. કોઈબી આગલા ગરંથકારે તખતે જમશેદ અથવા પરસીપોલીસ અને પસારગરડી વચ્ચેનો તફાવત આપણને જાહેર કીધો નથી તેથી આપણે દલગીર છઈએ. પણ એ વેગલાઈ ઘણી મોહોટી હતી નહી તે સેકંદરના સરદારોએ એરીઅન ગરંથકારને જણાવેલી હકીકતપરથી માલમ પડી આવેછે. સેકંદર પરસી પોલીસથી પસારગરડી તરફ કુચ કરી ગએઓ હતો, અને પરસીપોલીસ હાથ કીધા પછી તેણે પસારગરડી હાથ કીધું હતું.

* * * * * *

"મોરગાબનાં મેદાનની બાજુપરથી ખુરઆબ નામની એક નદી વેહેછે તે નામ કએખસરૂપરથી નીકલીઊંછે, અને એ નદીનાં પાણી બંદ-અમીરમાં ખાલી થાએછે તેથી કેટલાએક લોકોએ ભુલથી એ બંધે નદીઓને એકજ ઠેરવીછે. એ મોરગાબનું મેદાન ઘણું ફલવાનછે, અને જેવારે પોરટર ગએઓ હતો તેવારે તાંહાં ઘણી ઊતમ ખેતીવાડી ચાલતી હતી. એ પરાંતમાં આગલા વખતની જે પડી ભાગેલી જીનસો નજર આવેછે તેઓની બનાવટ તથા એજ મુકામપર ખીલારોકા હરફો જોવામાં

આવેછે, તે ઊપરથી કાંઈ શક નહી રેહેનો કે તે સંગલું કએઆનીઆં નોના વખતનુંછે. પોરટરે એજ જગોપર ડુંગરની બાજુપરથી એક તખતો જોઈ કાહાડીઆછે, તે તખતો મોહોટા સંગેમરમરના પથ્થરોથી બનાવેલોછે અને તેના પથ્થરો કારીગીરીથી એકબીજા સાથે મેલવેલાછે. એ તખતો તરણસો ફીટ લાંબો અને બસો અઠાણું ફીટ પોહોલોછે, તે કદ ઊપરથી જાણીઆમાં આવેછે કે તેહેની બાજુએ એક બુલંદ મેહેલ હોવો જોઈએ. એ સંગલી જગાને હવડે તખતે સુલેમાન કરી નામ આપી આમાં આવીઊંછે."*

હવે મોરગાબનું મેદાન અથવા તખતે સુલેમાન તેજ આગલા ઈરાનીઓનું જણાવેલું પસારગરડી શેહેરછે, એ વાત ઊપલી બીનાથી ગોઠવીઆ પછી અને એ મુકામ કહ્યા જમાનામાં કાએમ હતો અને તાંહાં આપણને શું જોવુંછે એટલો ખોલાસો કીધા પછી એ જગાની હવડેની હાલત જે મુસાફરોના જોવામાં આવીછે, અને તે જોએઆથી તેઓ આગલા વખતની કહી કહી નીશાનો ઓલખી શકેછે તથા તવારીખ સાબેત કરેછે તેહેની વીગતવાર બીના હમો હેઠલ પરગટ કરીએછે.

હમોએ આગલ જણાવીઊંછે કે એ મેદાન હવડેનાં તખતે જમશેદથી આસરે ઓગણપચાસ માઈલ છેટેછે, અને તેહેની બાજુપર ખુર આબ નદી વેહેછે, અને તાંહાં મોરગાબનું ગામડું પણ છે. એ વીશે સર આર. કે. પોરટર પોતાની મુસાફરીનાં દાસતાંનમાં કેહેછે કે—

"હમો સાંહાંજના આસરે ૪ાા કલાકને અંમલે મોરગાબનાં ગામડાંમાં આવી પોંહોંચીઆ, અને તાંહાં એક મેહેમાનખાંનાંમાં† ઊનારો કીધો. એ મેહેમાનખાંનું ઘણીજ કંગાલ હાલતમાં હતું, અને તેથી મહને ઊતારામાં કાંઈ સુખ નીપજે હેવું હતું નહી, તોપણ તાંહાં આગલા જમાનાની જે માહબારત નીશાનો હું જોનાર હતો તેહેની મહને એટલીતો ઊલટ હતી કે તે સંગલી અડચણોની મેં કાંઈ દરકાર રાખી નહી,

* ઊરનસ હીસટારીકલ રીસરચીસ, એશીઆ, પુસતક ૧ લું સફે ૧૩૭—૮.
† ઈરાનનાં મેહેમાનખાંનાં આપણી હીંદુસથાનની ધરમશાલાઓને મલતાં આવેછે.

અને મેં૦ મારીઅર એ મુકામ વીશે આગલ જે હેવાલ જણાવી ગએઓ હતો તે ઊપરથી તે જલદીથી જોવાને કીજે માહરા દીલમાં ધીરજ રેહેતીતી નહી, અને તાંહાં બેએ દાહાડા રહીને ઈરાનના બલતા સુરજનો તાપ ખમીને મેં જે કાંઈ જોઈઊં અને આગલા વખતની ઈઆદગારીનો ખજાનો તપાસીઓ તે વખત કાંઈબી રીતે ફોકટ ગએઓ હેવું હું કધી ધારશ નહી.

"બીજે દાહાડે સહવારનાં ઘોડાપર સવાર થાઈને મોરગાબનાં ગામડાંમાંથી હું બાહેર નીકલીઓ, અને દખણ તરફ રસતો પકડીઓ. તાંહાં બેએ ડુંગરોની વચ્ચેથી મારગ આવેછે, તે મારગે મેં આસરે ચેઆર માઈલની મંજલ કીધી, અને તેઆરપછી જમના હાથપર ફરતાંજ એ ભાગી પડેલાં શેહેરની મોહોટી નીશાંનો મહને દેખાવા લાગી, કે જેહેને તાંહાંના ગામડીઓ તખતે સુલેમાન કરી કેહેછે. એ તખત એક ઓટલાના આકારનુંછે, અને તે એક ડુંગરની ટેકડીનાં મથાલાં સુધી ઊંચું બાજુપરથી તમામ સંગેમરમરથી બાંધી લીધેલુંછે, અને તેહેની ઊપર આગલ કાંઈ ઈમારત હોએ હેવું લાગેછે. એ સંગેમરમર તમામ સફેદ રંગનોછે, અને તેહેના કટકા ગોઠવવાની હીકમત બીજાં કોઈ દેશથી ઊતરતી પડે હેવી નથી. એ ઓટલાની લંબાઈ ૩૦૦ ફીટ અને પોહોલાઈ ૨૯૮ ફીટછે અને ઊંચાઈ જમીનથી ૩૮ા ફીટછે. એ ઓટલો જે જાતનાં સંગેમરમરથી બાંધેલોછે, તે પથ્થર કંઈ પડોસમાં મલી આવનો નથી વાસતે દુર દેશથી આવવો જોઈએ. એ પથ્થરોપરની નીશાનો ઊપરથી મહને હેવું માલમ પડીઊં કે તે ખોધી કાહાડતી વખતે એક સરખા આકારના અને બેસતા બનાવીને દુર દેશથી તઈઆર કરી એ જગોએ મોકલીઆ હશે. એ પથ્થરોના ચીરાઓપર લોહોડું જડી લીધેલું હતું તે કાહાડી લેવાની ધારણાથી તાંહાંના રેહેવાસીઓએ એ નીશાનોને ઘણું નુકસાંન કીધુંછે. એ ઓટલાની વચમાં ડુંગરના ટુકડા પડેલાછે, અને મેં તાંહાં સોધ કીધી પણ તે ઊપર કોઈ મીનારા માહરા જોવામાં આવીઆ નહી, તોપણ તાંહાં કોઈ ઈમારત બાંધેલી હોએ તે

વાત હોવી મુશકેલ નથી, પણ એ મુકામ પાદશાહનો મેહેલ હતો ઈઆ ધરમની કાંઈ જગા હતી ઈઆ કીલ્લો હતો તે માલમ પડી શકતું નથી."*

સર પોરટર હેવું ધારેછે કે આગલા ઈરાનીઓ જેવારે પોતાના ધરમને લગતી કાંઈ કીરીઆ કરતા હતા તેવારે સંગલાઓએ એકઠા મલવાને કાજે એ ઓટલો બનાવીઓ હશે, પણ તેહેની ઊપર બીજી ઈમારત હોએ હેવો જેવારે વીચાર આપીઆમાં આવેછે તેવારે એ વાત ચોકસાઈથી બોલાતી નથી. એ મુસાફર આગલ ચાલતાં બોલેછે કે—

"આ તખત અથવા ઓટલો જોઈ રહેઆ પછી હું હેઠલ ઊતરીઓ. તે જગોની જમીન સંગલી ખેતીવાડીથી કામે લાગેલી હતી. હું આશરે પાઆ માઈલ ચાલીઓ અને એક ગોલ બુરજ જેહેવી ઈમારત માહારી નજરે પડી કે જેહેને મી० મારીઅરે એક આતશકદેહ ઠેઠવીઊં છે. એ આતશખાનું પણ જાથુક રેહે હેવી રીતથી ઊપલાં તખતનીજ માફક સંગેમરમરનું બાંધેલુંછે. એ ઈમારત બંધે બાજુથી આસરે ૯ ફીટ પોહોલીછે, અને ૪૯ ફીટ ઊંચીછે, અને દર ૩ા ફીટ ઊંચા ૧૪ સંગેમરમરના પથ્થરોથી એ ઊંચાઈ પુરી થાઈછે. એ બુરજની એક બાજુપર દરવાજાની નીશાન જોવામાં આવેછે, અને મથાલેથી નકશીદાર કોતરનીનો એક પથ્થર લગાર બાહેર નીકલીઆથી ઊપરની હદ માલમ પડેછે. ઊપલાં તખતનીજ માફક એ ઈમારતની લોકોને હાથથી ખરાબી થાઈછે. એ આતશકદેહ જોઈને બીજો એક પાઆ માઈલ હું આગલ ચાલીઓ તેવારે મારગમાં એક ચોરસ મીનારો માહરા જોવામાં આવીઓ, તે મીનારાનો જે ભાગ સલામત હતો તે ૨૦ ફીટ ઊંચો હતો, અને તેહેમાં માતર બેએજ પથ્થરો હતા. એ મીનારાની તરણ બાજુઓ ઘણી સફાઈદાર હતી, અને ચોથી બાજુ જે ઓતર દશા તરફ હતી તે ઊપર ખીલારોકા હરૂફોની ચેઆર હાર (કાંઈ ઈઆદગારી દાખલ) કોતરેલી હતી. એ કોતરેલા હરૂફોની મેં ચોકસ નકલ ઊતારી લીધી, એ લેખ સોજ્જો અને ઘણી સારી રીતે પાડેલો હતો." હવે

* પોરટરસ ટરાવેલસ પુસતક ૧ લું, સફે ૪૮૫—૬.

ઈઊરોપખંડના કેટલાએક કામેલોએ એ ખીલારોકા લેખો વાંચવાનો એક કાએદો બનાવીઓછે તે રીત પરમાણે એ લેખ જે સર પોરટર પોતા સાથે ઊતારી લાવીઓ હતો તેહેનો શું તરજુમો થાએઓછે તે આગલ જોવામાં આવશે.

"વલી હું એક બીજો પાઆ માઈલ આગલ વધીઓ, પણ તાંહાં મહને કાંઈ નીશાનો માલમ પડી નહી. પછી આગલ ચાલતાં એક ટેકડો નજર આવીઓ કે જે ઊપર ચહડવાને આગલ સીહોડીઓ મુકેલી હતી. એ ટેકડાની વચમાંથી ગોલ અને ઘણીજ ઊમદા જસેહ આપતો એક મીનારો ઊભો જોવામાં આવેછે, પણ તે તલીએથી તદન ધંકાઈ ગએઓછે. જે ભાગ ઊપર રહેલો દેખાતો હતો, તેહેની ઊંચાઈ આસરે ૪૦ થીતે ૫૦ ફીટની હતી, અને તેમાં માતરે ચેઆરજ પથ્થરના ટુકડા નજર આવતા હતા. એ મીનારો એ કરતાં વધારે ઊંચો જોઈએ, કાંએકે તે માથાંપરથી ભાગેલો દીશેછે. એ મીનારાની બાજુપર સંગે મરમરનો એક ઓટલો બાંધી લીધેલોછે, અને તે ઓટલાનાં ચેઆર ખુણાંપર પણ આગલ હેવાજ મીનારાની નીશાન જોવામાં આવેછે, અને એ દરએક મીનારા એક બીજાથી ૧૦૮ ફીટને છેટે આવેલાછે. એ મીનારા માહેલા એકની બાજુપર આગલ જેમ જણાવેલું છે તેજ માફક ચેઆર ઓલના ખીલારોકા હરૂફો કોતરી કાહડેલા દીશેછે." એ ટેકડા પર હેવીજ રીતે બીજું કેટલુંએક સંગેમરમરના પથ્થરનું બાંધકામ જુદી જુદી જગાએ નજર આવેછે, પણ તે એટલું તો પડી ભાગું છે કે ઓલખવાને મુશકેલ પડેછે. હવડેના ઈરાની લોકો એ જગા વીશે કેહેછે કે તાંહાં આગલ દેવ લોકોની દરબાર ભરાતી હતી તેથી તેઓએ એ ટેકડાને દેવની દરબાર કરી નામ આપીઊંછે. પણ ફરંગે બુરહાને કાતેમાં "દેવ" એ બોલનો અરથ "લડાએક માણસ અથવા પેહેલવાન" કરી કીધોછે, અને શાહનામાં પરમાણે તાતારના લોકોને એ નામ લાગુ પડેછે, અને હવડેના ઈરાનીઓ "દેવ" એટલે જીન ઈઆ રાખશ હેવો અરથ ઊઠાવેછે, એટલા ઊપરથી એ નામ કોઈ આગલા વખતની હકીકત ઊપ

રથી ચાલીશિં હોએ તોપણ પેહેલવાંનોની દરબાર અથવા તાતારના લોકોની દરબાર અથવા રાખશ લોકોની દરબાર, એ તરણેમાંથી કીઓ અરથ એ મુકામને લાગુ પડેછે તે જાણવાને મુશકેલછે. સર પોરટર જેણે એ જગા તપાસીછે તે ઘણી એ બાબે ખોલાસો કરતો નથી, પણ તે હેવું ધારેછે કે એ મુકામપર આગલ કાંઈ વાલી લીધેલું છાપરૂં હોએ હેવું લાગતું નથી, પણ તે મુકામ ખોલલો ધારીઆમાં આવેછે.

સર પોરટર આગલ બોલેછે કે—"એ ટેકડાપરથી અગાણીખુણાં તરફ કેટલાએક મીનારા જેહેવી નીશાન માહરા જોવામાં આવી, તે તરફ અરધો માઈલ મંજલ કાપી હું જાઈ પોહોંચીઓ. તાંહાં એક બુલંદ ઈમારતની હેઠલનો ભાગ સલામત રહેઓ હતો, અને પાએઆપરથી માતરે મીનારાના કટકા જોવામાં આવતા હતા. એ પાએઆની લંબાઈ ૧૫૦ ફીટ અને પોહોલાઈ ૮૧ ફીટ હતી, અને તે ઊપર હારદાર તાંહાં મલી આવે હેવા કાલા પથ્થરના થાંભા આવેલા હતા, પણ વચમાં એક થામ સફેદ સંગેમરમરનો હતો." એ ઈમારતને બેએ તરફથી બેએ દર વાજા મુકેલા લાગેછે, અને સર પોરટરના ધારીઆમેલ પલુટારક લખી જાએછે કે—"ઈરાનના પાદશાહો પોતાની પાદશાહી હાથ કરતી વખતે જે જગાએ તાજ લેતા હતા તથા લડાઈની વખતે પરમેશ્વરની ભગતી કરતા હતા" તેજ જગો આએછે. પલુટારકના બોલેબોલ લખવાની આપણે ભાંજગડ પડતી રાખીને જોઈએછે તો એ મુકામ કાંઈ ધરમની કીરીઆને કીજે ઠેરવેલો હોએ, અને કએખસરૂના વખતમાં પરમેશ્વરની ભકતી કરવાની એ જગા હોએ તેમાં જાહાજો શક જોવામાં આવતો નથી. એજ જગાપર સર પોરટરે એક જાણવાજોગ અને માહાભારત ખોલ કીધી હતી તે વીશે એ ઘણી હેઠલ જણાવેલી રીતે બેઆન કરી જાએછે.

"એ ઈમારતને એક બાજુપરથી આસરે છ ફીટની વેગલાઈએ એક ચોરસ થામલો જોવામાં આવેછે; એ થામલો આસપાસની સંગલી ચીજોથી વેગલો ઊભો કીધેલોછે, અને માહરી તપાસ મુજબ ૧૫ ફીટ ઊંચોછે, અને તે એકજ પથ્થરનો બનાવેલોછે. એ થામલો તપાસતાં

તેહેની નાવખુણાની બાજુ તરફ નેગાહ પોંહોંચાડીઆથી એક કીમતી ચીતાર માહરી નજરે પડીઓ તે જોઈ મહને ખુશાલી ભરેલી અચરતી લાગી. મેં એ બેમુલા ચીતાર તથા તેહેની ઊપરના ખીલારોકા હરૂફની ચેઆર ઓલની તખતીનું ભરત લેવાને તથા નકલ ઊતારવાને વીલમ લગાડીઓ નહી.

"એ થામલાની બાજુપરનો ચીતાર [જુવો નકશ] પથ્થરપર ઊપસેલો કોતરી કાહાડેલોછે. તેમાં એક માણસનો એક બાજુનો આકાર ઊતારેલોછે. તેણે એક લાંબો જબો પેહેરેલોછે કે જે ગરદનપરથી ઘુંટી સુધી ઊતરેછે. તેહુનો જમનો હાથ બંદગી કરતો હોએ એ રીતે ઊઠાવેલોછે, ને હાથ અને નાકાંપરથી કાંઈએક નુકશાની પાંમીઓછે તોપણ તે ખોલ્લો હોએ હેવું નજર આવેછે. એ માણસે પોતાનાં માથાંપર એક ટોપી પેહેરેલીછે તે બેસતી આવેછે, અને પછવાડેથી તેહેની ગરદન ઢાંકી નાખેછે, અને તેહેની હેઠે થોડાએક બાલ નજર આવેછે. એ ટોપીપર કાંનની ઊપરથી એક ગોલ દાગીનો હોએ હેવું ચકર પાડેલુંછે, અને ટોપીપર બાલના સરેહેતા બતલાવવાને કીજે નીશાન રાખીછે. એ ચીતારનું મોહોડું ઘણુંખરૂં ભાગી ગએલુંછે, તોપણ તે ઊપરથી તેહેનો આકાર સમજ પડી શકેછે. એ માંણસે જે જબો પેહેરેઓછે તેહેની બાંએ આગલથી તે હેઠલની ચાર સુધી ઘણીજ ખુશનુમાં કોતરણીથી ગોલાબની કોર ભરી લીધીછે, અને વલી ફરતી ચારપર પણ હેઠલથી તેહેવીજ ઝાલરછે. એ ગોલાબો ઘણાં ખુબસુરત કોતરીઆંછે, એટલુંજ નહી, પણ તેમાં બારીકી અને કદનો ઘણો હીસાબ રાખીઓછે. એ માણસની બંધે બાજુએપર બેએ બેએ પાંખો આપેલીઓછે તે તેહેનાં માથાં કરતાં ઊંચી લાગેછે, અને વલી હેઠલ પગવેર ઊતરેછે, તથા એ પાંખોનાં પીછ પણ ઘણી બારીકીથી કોતરેલાંછે. એ ચીતારમાં અચરત જેહેવો આકાર એ દીશેછે કે એ માણસની ટોપીની વચમાંથી બેએ સીંગડાં જેહેવો કાંઈ આકાર નીકલેલોછે, અને તે સીંગડાંઓની વચમાંથી ગોલ આકારનાં તરણ વાસણો મુકેલાં જોવામાં આવેછે, તેઓની ઊપર તથા હેઠલથી દડા

(જુવો સફે ૮૮)



બાદશાહ સાએરસ (કૈખુસરૂ) ની પથરેની તસવીર.

રાખેલાછે. એ તરાગે વાસણોની બાજુઓપર બેએ નાથલાં જનાંવરોનો ચીતારછે, તેઓ મીસર દેશ મધે આગલા વખતમાં જે નાથલાં એબીસ નામનાં જાનવરોને માંનતા હતા તેહવા આકારનાંછે. એ સંગલાંનાં મથાલાંપર હરફોની તખતીછે. એ માણસનો લંબાઈ પગથી તે માથાં સુધી ૭ ફીટનીછે, અને તેહના પગ આગલના પથ્થરની પોહોલાઈ ૫ ફીટછે. એ થામલો મથાલેથી ઘણો ભાગી ગએલોછે, પણ ચીતારનો હાથ અને ચેહરો જુજ ખરાબ થાએઆ સવાએ બીજું કાંઈ નુકસાન પોહોંચાડું નથી. એ ચીતારનાં શરીરના જુદા જુદા ભાગો એક બીજાથી બેઅંદાજે મોહોટા અથવા નાથલા નથી, અને તેઓમાં કસી ખાંમી નજર આવતી નથી. હેની બનાવટ તથા રોનક પણ પીછાણ કરનાર ધણીઓને મનમાનતીછે, અને મીસરની બાંધણીમાં લાકડાંના કટકા જેહવી ચપતી ઘપના જે ચીતારો જોવામાં આવેછે તેહવો આ ચીતાર પાડેલો નથી. એ ચીતાર જોઈને ઈરાનાની લોકોમાં જે સાદી અને ખુબસુરત આકારની ભરતના નકશો પાડતા હતા તે મહુને ઈઆદ આવીઆ, અને એટલાં કારણથી તથા કોતરણીના એલમને ફાએદો કરવાને કીજે મેં માહરી તરફથી એક કાપો વધાર ઘટાર કરીઆ વગર એ ચીતારની નકલ કાઢીછે, અને માહરા બીજા સંગલા ચીતારોમાં પણ મેં એજ નેમ રાખીછે."*

હવે એ ચીતાર કોણ મરદની તસવીર બતલાવેછે તે કોઈથી ખરે ખર કેહવાઈ શકાતું નથી. હમોએ ઉપર જણાવેલું છે કે એ ચીતારનાં માથાંપર ખીલારોકા હરફની એક તખતી આવેલીછે તેજ માફકના હરફો આ મોરગાબનાં મેદાનમાં બીજે ઘણેએક ઠેકાણે આવેલાછે. તેઓનો ઉતારો કરીને એક નકલ સર રાબરટ કેર. પોરટર પોતાની સાથે ઈંગ્લેંડ લઈ ગએગઆ હતો, અને તાંહાં ગરાટફેંડ નામના એક કાબેલ ફરેંચે પોતે એક કાએદો બનાવી એ તખતીના હરફો ઉકલાવીઆ

* જુવો ઉપર ટાંકેલા ફકરાઓ વીલી પોરટરસ ટરાવેલસનાં પુસ્તક ૧ લાનિ સફે ૪૮૧, થીતે ૪૯૩ સુધીમાં.

હતા. તે હરૂફોનો તરજુમો સર પોરટરનાં પુસતક મુજબ ગરાટફેંડે આ રીતે કીધોછે—

મલક, કએખસરૂ, શેહેનશાહ, જીહાનશાહ.

જોકે એ હરૂફો ઊપલી તસવીરને મથાલે આવેલાછે તેજ માફક બીજાં ખાલી ઠેકાંણાંઓપરબી આવેલાછે, અને ગરાટફેંડના ઊકલાવીઆ પરમાણે એ તસવીર પાદશાહ કએખસરૂની ઠરેછે, તોપણ તેથી સર પોરટર એ નકશ પાદશાહ કએખસરૂની પોતાની તસવીરછે હેવું કબુલ કરતો નથી, અને એ ચીતાર કોઈ ફરેસતાનોછે અને આગલા ઈરાનીઓના ધરમ સાથે કાંઈ સંબંધ રાખેછે હેવું તે લખી ગએઓછે. પણ સર પોરટરનો વીચાર ઈઊરોપખંડના કાબેલોએ બાહાલ રાખીઓ નથી, અને તેઓ હેવું ઠેરવેછે કે એ તસવીર ખરેખર પાદશાહ સાઐરસ અથવા કએખસરૂની પોતાનીછે. પોરટરનું પુસતક પરગટ થાએઆ પછી ઘણાં વરશે પરોફેસર લાસન નામના એક બીજા વીદીઆવાન ઈઊરોપીઆંને એજ હરૂફો ફરીને સુધારીને ઊકલાવીઆછે તે ધણી એ ખીલારોકા હરૂફોનો આ રીતે ઊચ્ચાર કરેછે—

અદમ કુરૂશ ખશાયથીય હખામનીસીય.

અરથ.

હું છું કએખસરૂ, પાદશાહ,કએઆનીઆંન.†

ઈઊરોપખંડના કાબેલો જે કાએદાથી હવડે ખીલારોકા હરૂફો ઊકલાવેછે તે વીશે ઈંગલંડનાં એક ચોપાંનીઆંનો ચંચલ લખનાર જેણે ઘણીજ કાબેલીઅતથી એ કાએદાની તપાસ લીધીછે તેહેના જણાવીઆ મુજબ "એ કાએદો ખોટોછે હેવું આપણીથી કાંઈ કેહેવાઈ શકાતું નથી, તોપણ તે પુર એતેકાદ રાખીઆ જોગછે તેપર પણ આપણને ભરોસો મલતો નથી." પણ આ ચીતાર જે કએઆનીઓનાં વખતનાં બાંધેલાં એક શેહેરમાં આવેલોછે, અને તે સાથે એ મુકામ પાદશાહ કએખસરૂના

† વાકસ નીનવે એનડ પરસીપોલીસ સફે ૩૨૦.

જમાના સાથે મોહોટો સંબંધ રાખેછે તેથી આપણે એ તસવીર કએખસ રૂની ધારીએ તેમાં હમોને કાંઈ ગેરવાજબી નજર આવતું નથી, અને એ ચીતાર કોઈ ફરેસતાનોછે હેવું સર પોરટરે પોતાનું મત જણાવી ઊંછે, અને તે મત ઈઊરોપખંડના કાબેલોએ પડતું મુકીઊંછે તે હમારા ધારીઆમેલે ઘટતું કીધુંછે.

એ ચીતારના થામલાની આસરે એક માઈલની વેગલાઈપર એક બીજી પડી ભાગેલી ઈમારત જોવામાં આવેછે. એ ઈમારત વીશે ઊપર જણાવેલો મુસાફર બોલેછે કે, "હવડેના ઈરાનીઓ એ ઈમારત આગલા વખતની એક ધરમશાલા હતી હેવું કેહેછે, અને એ ઈમારત જોવાથી અને તે ઊપર એક આરબી તખતી વાંચીઆથી માહરા ધારીઆમાં હેવું આવેછે કે તે ઘણાં કદીમ વખતમાં બંધાએલી હતી, પણ પછવા ડેના મુસલમાન હકુમતવાલાઓએ તેહેને એક ધરમશાલાને ઠેકાંણે કાંમે લગાડીછે. એ ધરમશાલા આસરે ૬૦ થી તે ૮૦ ફીટ લાંબીછે, અને તેટલીજ પોહોલીછે; તેહેની એક બાજુપર એક દરવાજો મુકેલોછે, અને અંદર કેટલીએક નાધલી કોટરીઓછે, તેઓના દરવાજા ઘણા નાંધલાછે."

મોરગાબનાં મેદાનમાં એક સઊથી અગતની અને ચરચા ઊઠવા જોગ નીશાનનું હવે હમો બેઆન કરીએછે. ઊપલી ધરમશાલાથી આસરે ૨૦૦ વારની વેગલાઈએ એક અજાએબ તરેહની બાંધણીની નાંધલી ઈમારત જોવામાં આવેછે કે જેહેને હવડેના ઈરાનીઓ "મશહદે માદરે સુલેમાન" ઈઆને સુલેમાનની માએની મસજીદ કરી કેહેછે, પણ એ નામ કેહેવું વગર આધારનુંછે તે હમોએ આ બીનાંની શરૂઆતમાં જણાવીઊંછે, અને હેવું જાહેર કીધુંછે કે એ બાંધણીની સાદાઈ અને મોતેબરી જે તારીફ કરવા લાએકછે તે કોઈ મુસલમાનના અંમલમાં ઊભી થાઈ નથી. સર પોરટર કેહેછે કે—

"આ જાણવાજોગ ઈમારત મોરગાબનાં મેદાનના નઈરૂતખુંણા તરફના ડુંગરોની હેઠવાઈમાં આવીછે. તેહેની આસપાસ મીનારા તથા બીજું બાંધકામ પુશકલ વીખરાઈ ગએલું પડેલુંછે, અને વચમાં એ

ઈમારત આવેલીછે. એ ઈમારતની તલીએથી [જુવો નકશ] એક મોહોટો પાએઓ બાંધેલોછે, તે પાએઓ ચેઆરે બાજુપરથી પગતીઓની માફક ચહડનો મથાલાં તરફ નાઘલો થાનો જાએછે. હેવી સાત પગતીઓ થાઈ રહીને તેહેની ઊપર આ ઈમારત આવેલીછે, તે સંગલું કામ પાએઆથી તે ઊપલા ભાગ સુધી તમામ ખુબસુરતી ભરેલા સફેદ સંગેમરમરથી બાંધી લીધેલુંછે. એ પાએઓ તલીઆં આગલથી ૪૪ ફીટ લાંબો અને ૪૦ ફીટ પોહોલોછે, પણ ઊપર ચહડતાં તેહેનું કદ ઘણું નાંઘલું થાતું જાએછે. તે સાત પગતીઓ મુકીઆ પછી એક ઓરડી મથાલે આવેછે તે સંગલું પાદશાહી મોતેબરી અને તે સાથે જાથુક સાદાઈ બતલાવેછે. એ ઓરડી કે જે તાંહાંના લોકો ઘણી પાકીજેહ ગણેછે, તેહેના દરવાજાની ચાવી પાસેનાં ગામડાંની સ્ત્રીઓ પોતાના હાથમાં રાખેછે, અને તેઓનું હેવું ઈમાનછે કે એ ઓરડી સુલેમાનની માએની કબરગાહછે, તેથી કોઈ મરદને તેમાં દાખલ કરવાની છુટ આપીઆમાં આવતી નથી. એ ઈમારત જેવારે હું જોવા ગએઓ તેવારે બેએ જુદી ઓરતો માહારી સાથે આવેલીઓ હતી. તેઓએ મહને બાહેરથી ને તપાસતાં ઘણોવાર લાગો તેથી ઘણી અધીરાઈ બતલાવી, તોપણ મેં એ કોઠરી અંદરથી તપાસવા માંગીઊં અને ઘણી મેહેનતથી તે સ્ત્રીઓને સમજાવીને હું અંદર દાખલ થાએઓ. એ ઈમારતની જે બાજુ વાવીઅખુંણા તરફ આવીછે તાંહાંથી તેહેની ઊપરની કોઠરીનો દરવાજો મુકેલોછે, અને તે બાજુ ભરતમાં ૧૬ ફીટ ૧૦ ઈંચ લાંબીછે, અને તેહેની વચમાં દરવાજો મુકેલોછે કે જે બરોબર ૪ ફીટ ઊંચો અને ૩૪ ઈંચ પોહોલોછે. એ આખી કોઠરી મથાલાં સાથે સંગેમરમરની માતરે ચેઆર ચોરથી બાંધેલીછે. તેમાં પેહેલી ચોર દરવાજા સુધીની ઊંચાઈનોછે, બીજી ચોરમાં દરવાજાને માંથેની પાર આવેલીછે, તરીજીમાં છાપરીને લગતી નકશી તથા દેવાલનું મથાલુંછે, અને ચોથી પથ્થરની ચોરનું છાપરૂં બની રહીઊંછે. એ દરવાજાને માથેની પારપર માહરા ધારીઆમેલે આગલ કાંઈ હરૂફો કોતરેલા હોએ હેવું લાગેછે. જેવારે હું એ કોઠરીમાં દાખલ થાએઓ તેવારે

(જુવો સફે.૭૨)



પાદશાહ સાએરસ(કએખસરૂ)નું બાંધેલું દોખમું.

દરવાજામાંથી જાતાં માહરા જોવામાં આવીઊં કે તેહેની દેવાલની ઊંડાઈ એકજ પથ્થરનીછે, અને તે પાંચ ફીટ જાડી માલમ પડેછે. એ કોઠરી ભરતમાં ૧૦ ફીટ લાંબી તથા ૭ ફીટ પોહોલી અને ૮ ફીટ ઊંચીછે. કોઠરીની પગ આગલની ભોંએ બેએજ સંગેમરમરના ચીરાઓથી ભરાઈ ગએલીછે. હું અફસોસ કરીને કેહુંચ કે દરવાજાની સામણેની દેવાલ તથા ભોંએ લુછા લોકોએ અંદર દાખલ થાએઆથી ઘણું નુકસાંન પાંમીછે. તાંહાં સંગેમરમરની સફાઈને કેટલેએક ઠેકાંણે ઘાટકી રીતે ભાંજી નાખીછે, અને જમીનના પથ્થરમાં મોહોટા ખાડા પાડેલાછે કે જે ઊપરથી સાફ માલમ પડી આવેછે કે, તાંહાં અસલ લોહોડાંનાં કલાં તથા સાંકલો જડેલી હતી, તે સંગલું જુલમથી ઊખેડી નાખીઊંછે. એ કોઠરીની અંદર કાંઈ ખીલારોકા હરૂફો કોતરીઆ હોએ હેવું સોધી કાહાડવાને મેં સંગલી તરફથી જોએઊં, પણ કાંઈ નજર આવીઊં નહી. તાંહાં એક ઠેકાંણે આરબી હરૂફે "માદરે સુલેમાન" કરીને કોઈએ પછવાડેના જમાનામાં લખેલુંછે, તે જગોપર આગલ ખીલારોકા હરૂફો કોતરેલા હોએ, અને તે ઘસી કાહાડીને આએ નવું નામ મુસલમાનોએ નાંખીઊં હોએ હેવું માહરા ધારીઆમાં આવેછે. એ કોઠરીની બીજી તરણ બાજુઓના ચલકતા સંગેમરમરપર જંગલીઓના હથોરાઓથી જે ખાડા પડેલાછે તે સવાએ બીજું કાંઈજ જોવામાં આવતું નથી. એ કોઠરીનાં મથાલાંનો પથ્થર (સીલીંગ) જે સરખોછે તે થોડોએક કાલો દીસેછે, અને તેજ પરમાણે દરવાજાની બાજુ સવાએ બીજી બાજુઓ પણ તેહેવાજ રંગનીછે, તે સવાએ બીજા સંગલા પથ્થરનો રંગ ઘણોજ સફેદછે, એ કોઠરી ખરાબ કરનારાઓથી જેટલું બની શકે તેટલું તેહેને નુકસાંન કરવાને તેઓએ પડતું મુકીઊં નથી.* પણ તેહેની બાંધણીની સાદાઈથી તથા મજબુતીથી આ ઈમારત ઘણા જમાના સુધી ટકી રહીછે."†

---

* જો આ જગા હવડે લોકો કેહેછે તે પરમાણે પાદશાહ સુલેમાન સાથે અસલ કાંઈબી સંબંધ રાખતી હતે તો મુસલમાનો તેહેને આટલીબધી નુકસાંની કરતે નહી.

† પોરટરસ ટરાવેલસ, પુસતક ૧ લું સફે ૫૦૦—૨.

હમોએ ઊપર જણાવીઊંછે કે જે જગાને મોરગાબનું મેદાન હેવાં નામથી આપણે હવડે ઓલખીએ છઇએ તે આગલા વખતનું ઇઊનાનીઓનું બેઆન કરેલું પસારગરડી શેહેરછે. એ વીચાર પેહેલવેહેલો મી૦ મારીઅર નામના એક મુસાફરે લાગુ પાડીઓ હતો. તેઆરપછી સર પોરટરે જે તપાસ કીધીછે તે ઊપરથી એ ધણીએ મી૦ મારીઅરનું મત કબુલ રાખીઊંછે, અને તે મત "ખોટું પડશે કે નહી" હેવી પોતે શાખશી આપી ગએઓછે, અને તે વાત ઈઊરોપખંડના કાબેલોએ હવડે મનજુર રાખીછે. એ જગા કએઆંનીઆંનોના વખતની બલકે તેથીબી આગમજનીછે, તેહેની એક પુરવારી એછે કે તાંહાં ખીલારોકા હરૂફે કોતરેલા ઘણે ઠેકાણે નજર આવેછે, અને બીજું એકે પસારગરડી વીશે ઈઊનાની ગરંથકારો જે કાંઈ લખી ગએઆછે તેહેની નીશાનો એ મેદાનમાં મલી આવેછે. હમોએ આગલ હેવો વીચાર જણાવીઓછે કે સેકંદરના જમાનાની આગમજની ઈરાનની તવારીખ જે ઈઊનાની ગરંથકારો લખી ગએઆછે તે ઘણુંકરીને ભરોસો રાખીઆ જોગ નથી, પણ સેકંદર જેવારે ઈરાનપર ચહડી આવીઓ તેવારે તેહેની સાથે કેટલાએક ચંચલ શખસો હતા, તેઓનો નજર સાંમણે બનેલી વાતો જે તેજ જમાનામાં લખાઇછે તે ઘણી ભરોસો રાખવા જોગ અને મોતેબરછે. હેવો સેકંદરની સાથે ફરેલો એક નામીચો શખસ નામે એરીસટોબુલસને મોહોડેથી લખી લીધેલી કેટલીએક હકીકત એરીઅન નામના એક ઈઊનાની લખનારે પોતાના ગરંથમાં જણાવીછે, કે જે હકીકત ઈસટરેબો તથા પલુટારક નામના બીજા બેએ ગરંથકારોનાં પુસતકો સાથે મલતી આવેછે. વલી કરટીઅસ નામનો એક બીજો ઈઊનાની ગરંથકરતા હેવું લખેછે કે સેકંદર જેઆરે ઈરાન ફતે કરીને હીંદુસથાન તરફ રવાંને થાએઓ હતો તેવારે તાંહાંથી પાછો ફરતાં મારગમાં તેણે પસારગરડી મધે મુકામ કીધો હતો. તાંહાં તેહેના જાણીઆમાં હેવું આવીઊં કે એ જગામાં ઈરાનના નામીચા પાદશાહ સાએરસનું દોખમું અથવા ગોરો આવેલોછે, એ ખબર સાંભલીને પાદશાહને તે મુકામ જોવાની તથા તેહેને સેજદો કરવાની

ઘણી ખાએશ થાઈ, અને એ જગા જે આગલ બંધ હતી તે ઊઘાડવાનો સેકંદરે હોકમ આપીઓ હતો. એ વાતની થોડુંએક આગમજ કેહેછે કે પોલીમેકસ નામના સેકંદરના એક સરદારે એ ગોરામાંનું સઘલું જવે રાત ચોરી લીધું હતું, તેથી સેકંદર જેવારે સાએરસની કબરગાહમાં ઘણી નમનતાઈ સાથે દાખલ થાએઓ તેવારે તાંહાં માતરે એક તલવાર તથા એક ઘાલ અને એક પાણીનું વાસણ તેહેના જોવામાં આવીઊં. તે જોઈ સેકંદર ઘણો અજાએબ થાએઓ હતો. પછી તેણે એ મુકામ સઘલી તરફથી તપાસીઓ અને એક સુનેરી તાજ તાંહાં રાખીઊં હતું. પછી સાએરસની મીતીને સેજદા કરી પાછો બાહેર નીકલીઓ હતો. પણ ઊપર જણાવેલા એરીઅને જે કાંઈ વીગત જણાવીછે તે એ કરતાં વધારે બારીકછે. એ ગરંથકાર બોલેછે કે સેકંદરનાં લશકર સાથે એરીસટોબીઊલસ નામનો એક નામીચો આલમા ઈરાન તરફ ગએઓ હતો, તાંહાં તેણે સેકંદરના હોકમથી પાદશાહ સાએરસની કબરગાહ* તપાસી હતી તે ધણીને મોહોડેથી સાંભલેલી હકીકત ઊપરથી એરીઅન ગરંથકાર આ રીતે બેઆન કરી જાએછે.

"પસારગરડીમાં જાંહાં પાદશાહી બેહેશત (વાડી) આવેલુંછે તાંહાં સાએરસની કબરછે, અને તેહેની આસપાસ જુદી જુદી તરેહેનાં ઝાડો રોપેલાંછે. એ જગાપર પાંણીની નેહેર ચાલેછે અને તાંહાં ઊંચું ઘાસ ઊગેછે. એ કબરગાહ ચોઆર ખુણાંની એક ઈમારતછે અને તે તરાઈ દાર પથ્થરથી બાંધેલીછે, અને તેહેની ઊપર એક કોઠરી તથા તેહેના માથાંપર આરકું વાલેલું છાપરૂંછે તે સઘલું પથ્થરથી બાંધેલુંછે. એ કોઠરીમાં દાખલ થાવાનો દરવાજો ઘણો સાંકલોછે, અને સાધારણ કદનું માણસ તેમાં અગવડથી જાઈ શકેછે. એ કોઠરીની અંદર સાએરસનું બદંન બંધ કરી રાખીઊંછે, અને તેહેની બાજુપર એક ખાલી તખત

* ગુજરી ગએલાં માણસોને રાખવાના મુકામને આપણે દોખમું અથવા ગોરો કરી કહીએ છેએ, અને "કબર" માતરે પરગનેઆત વાલાઓને લાગુ પાડીએ છેએ પણ ઊગનાનીઓ ગોરો અથવા દોખમું હેવાં નામથી વાકેફ હતા નહી તેથી તેઓ હમેશાં કબર કરી લખી ગએઆછે.

મુકેલું છે. તે તખતના પાએઆ સુંનાના બનાવેલાછે, અને તાંહાં ઊમદા સેતરનજીઓ બીછાવેલીછે, તથા દેવાલપર પરદા તાંગેલાછે, તથા સાંકલો તથા તલવારો તથા બીજું જહવાએર તાંહાં મુકેલું છે. [એ કીમતી સામાન પાછલથી સેકંદરનો એક સરદાર ચોરી ગએઓ હતો.] એ કબરગાહની બાજુપર એક નાધલું ઘેરછે, તાંહાં એક મોબેદ રેહેછે, તે ધણી એ જગાની ખબરદારી રાખેછે, અને તે કામ એ મોબેદના વડાવાથી ઊતરતું છે કાંએકે એ મોબેદના ગુજરવા પછી તેહેનો છોકરો ખબરદારીને કીજે તાંહાં રેહેશે. એ મોબેદ તથા તેહેની સાથના બીજાઓને કીજે સરકારથી દરરોજ એક બકરૂં તથા કેટલોએક અનાજ અને દારૂ મલેછે."

મોરગાબનાં મેદાનમાં હવડે જે ઈમારત જોવામાં આવેછે, અને જેહેનો આ બાબદ સાથે હમોએ એક ચીતાર આપેલોછે, તથા વીગત ઊપર જણાવીછે, તે સાથે સેકંદરના વખતનો ઊપલો હેવાલ સરખાવતાં હમારા વાંચનારાઓના જોવામાં આવશે કે એ બંધે હેવાલો વચ્ચે ઘણોજ નજીવો તફાવત પડેછે. એરીઅન કેહેછે કે સાએરસનાં દોખ માંનું છાપરૂં અરધું ગોલ વાલી લીધેલાં આરકાંનું હતું, અને હવડે એ આરકું ખુણાદાર જોવામાં આવેછે, પણ એરીઅન પોતે "ખુણાદાર" અને "અરધું ગોલ" હેવાં આરકાંનો તફાવત કદાચ સમજીઓ નહી હશે. બીજો તફાવત એરીઅન કેહેછે તેમ એછે કે એ કબરગાહની આસ પાસ ઝાડોની રોપની હતી તેમ હાલ નથી, પણ આપણે કએખસરૂના જમાનાની આજ લાંમબી મુદતપર ધેઆન પોંહોંચાડીએ તો તે ઝાડો આજસુધી કાએમ રેહે હેવો ભરોસો રાખવો ખોટો માલમ પડેછે, અને મી૦ મારીઅરના જણાવીઆ પરમાણે "કએખસરૂના જમાનાને આજ ૨૪૦૦ વરશ થાઈ ગએઆં તે મુદતમાં હેવો હલકો ફરક માલમ પડી આથી એ જગા કએખસરૂનું દોખમું નથી એ વાત ખોટી ઠડતી નથી."

પલુટારક નામનો એક ઇઊનાની ગરંથકાર લખી જાએછે કે જેવારે સેકંદર કએખસરૂની કબર જોવા ગએઓ હતો તેવારે તેહેની કોઠરીમાં તેણે કેટલાએક હરૂફો વાંચીઆ હતા, તેહેનો સેકંદરે ઈઊનાની

ભાશામાં તરજુમો કરાવીઓ હતો, અને તે તરજુમો અસલ હરૂફોની હેઠલ કોતરાવીઓ હતો. એ તરજુમાની એક નકલ આનીસીકરીટસ નામના ગરંથકારે પોતાના ગરંથમાં આપીછે, તેમાં કેહેછે કે કએખસરૂનાં દોખમાંમાં આ રીતે લખેલું હતું—

આ જગોએ કએખસરૂછે,

જે પાદશાહોનો પાદશાહ હતો.

એ શબદો કેહેવા સાદા અને મોતેબરછે અને કએખસરૂ જેહેવો બુજોરગ પાદશાહ એક નાંધલી કોટરીમાં પડેલોછે હેવું જોઈને આ દુનીઆંની સઘલી શંની ચીજો વીશે સેકંદરને ઘણોએક ખેઆલ આવીઓ હતો. એ હરૂફો હવડેનાં આરબી લેખની જગોએ કોતરીઆ હોએ હેવો આગલ વીચાર જણાવેલોછે, તે ઊપરાંત એ કોટરીમાં હવડે કેટલી એક નીશાનો જોવામાં આવેછે, તે ઊપરથી હેવું ધારીઆમાં આવેછે કે તાંહાં આગલ કેટલીએક પથ્થરની તખતીઓ હતી તે ઊપર એ હરૂફો કોતરેલા હોએ પણ તે હાલ કસું નજર આવતું નથી.

મોરગાબનાં મેદાનની આ ઈમારત ઈરાનના નામીચા પાદશાહ કએખસરૂનું દોખમું અથવા ગોરૂછે તે વીશે ઘણીએક ચરચા ચાલીઆ પછી હવડેના ઈઊરોપખંડના સઘલા કાબેલો એકમત થાએલાછે, અને તેઓએ એ દોખમાંનો મુકામ આ જગોએ મુકરર કીધોછે. કએખસરૂની કબર વીશે ઈઊનાની ગરંથકારોની લખેલી હકીકત જે સેકંદરના વખતથી જાહેર થાએલીછે તે ભરોસો રાખવા જોગછે, અને ખરૂંછે કે સેકંદરે એ વખાણાએલા કએઆનીઆંનનો છેલ્લો મુકામ પોતાની નજરે જોઈ આવીઓ હતો. કેટલાએક પારસી લોકોનું હેવું ગુમાંનછે કે પાદશાહ કએખસરૂ હજુર તનથી હઈઆતછે, અને તે ચેચેસત ગોશમાં રહેલોછે, કે જે ગોશો શારસના પરગણાંમાં આવેલોછે. એ બોલનારાઓ કએખસરૂના છેલ્લા મુકામ વીશે જુજ ખબર રાખતા હશે હેવું લાગેછે, કાંએકે આ મોરગાબનું મેદાન શારસનાંજ પરગણાંમાં આવેલુંછે, અને ચેચેસત ગોશો પણ તાંહાંજ કેહેછે. કએખસરૂ હાલ હઈઆતછે તે ખેઆલ તવા

રીખથી અથવા બીજાં કોઈ પુસતકોથી શું સતા ધરાવેછે તેહુની હમો હેટલ તપાસ કરશું. કએખસરૂની હકીઆતી બાતરે તેહનું બોજોરગ નામછે, નહી કે તે હુજુર પાહડમાં જીવતો બેઠેલોછે. જે ઈશીનાની ગરંથો આપણે તપાસીઆછે તે ઊપરથી ઊઘાડું પુરવાર થાએછે કે સેકંદરના વખતમાં કેટલાએક લોકો કએખસરૂનો ગોશે જોઈ આવીઆ હતા, એ પુરવારી ફકત ઈશીનાની ગરંથકારોથી મલતી નથી, પણ ફારસી ગરંથકારો પણ ઈશીનાનીઓની એ વાત કબુલ રાખીને પોતાનાં બનાંવેલાં પુસતકોમાં હેવુંજ લખી ગએઆછે, તેહનો એક દાખલો હમો હેટલ પરગટ કરીએછે.

નીજામી નામનો એક જાણીતો શાએર જેણે સેકંદરની તવારીખનું ફારસી નજમનું એક માહભારત પુસતક બનાવેઊંછે, અને તેહને "સેકંદર નામહ" કરી નામ આપીઊંછે, તેમાં એ રૂમી સરદારે કએખસરૂનો ગોશે જોવા જાવા વીશેનું એ શાએરે જે બેઆન કીધુંછે તેહનો સાર હમો અતરે જણાવીએછે. નીજામી કેહેછે કે—

"પાદશાહ (સેકંદર) પોતાનાં દેહેરા તંબુ લઈને રસતે ચાલીઓ, જેવારે રાતનો વખત થાએઓ તેવારે ચાંદીની મીસાલે સેતારા આસમાંન પર ચલકવા લાગા, પાદશાહે પછી પોતાનાં લશકર સાથે તાંહાં મુકામ કીધો, અને કેટલાએક તે મુકામના લોકોને પોતાની પાસે વાતો કરવા બેશાડીઆ. પછી પાદશાહ પોતાની આસપાસની સંગલી ચીજો વીશે પુછવા લાગો, અને સંગલો હેવાલ જાણવા માંગીઓ. તે લોકોએ પાદશાહની આગલ તે જગાની ઘણીએક તારીફની વાતો કીધી, તાંહાં દેવાલથી ઘેરી લીધેલી એક જગા હતી, કે જેહેની હવા બેહેશતની માફક હતી, અને તાંહાંના પથ્થરનો રંગ લીલો હતો, અને તે પથ્થરના ગોશામાં એક તખત હતું, કે જેહારે કએખસરૂ આ દુનીઆં છોડી દુર ગએઓ તેવારે તે એ ગોશામાં ગએઓ હતો. કએખસરૂએ એ જગો ઘણી સારી જોઈ, અને પોતાનાં કબરખાંનાંને કોજે રાખી હતી, અને તેહેની આસપાસ તેણે હેવોનો આતશ રાખીઓ હતો (ઈઆને જબરદસતી રાખી

હતી) કે કોઈ શખસ તેહેની નજદીક જાઈ શકતોતો નહી. તે પાદશાહની ઓલાદનો (મોબેદની બુનીઆદનો) એક માણસછે કે હજુર દુનીઆંમાં સાહેબી ધરાવેછે, કે જે પાદશાહને કીજે સદા *બંદગી કરેછે, અને કએખસરૂના ગોશાની ખબરદારી રાખેછે. સેકંદર પાદશાહે દુનીઆંની ગેરદશની એ વાત સાંભલી અને તે લોકોની વાત સાંભલી ઘણો તાજુબ થાએઓ, અને તે જગો જોવાની તેહેનામાં ઘણી ઊમેદ પેદા થાઈ, અને જોરથી અથવા આજેજીથી તે મુકામ જોવાને તેણે મુકરર કીધું, અને કએખસરૂનો ગોશો જોવાને તથા તે તાજો કરવાને તેણે ઠેરાવ કીધો. એ રીતે પાદશાહે આખી રાત અંદેસામાં કાહાડી નાખી. શાએર કેહેછે કે શોખીને હેવી વાતથી ઘણી ઊલટ થાએછે, પણ એ મારગ સાબુરી અને મેહેનતથી હાથ આવી શકેછે. ચેરાગમાં જો તેલ નહી હોએ તો તે બલતો નથી, તેજ પરમાણે શોખના તેલ વગર કોશેશ થાતી નથી. એમ કરતાં રાત નીકલી ગઈ, કપુરી રંગનો દાહાડો રોશન થાએઓ, દુનીઆંમાં દરદ વગરની હવા નીકલી, જંગલી જગા ગુલેસતાન બની રહી, જમાનો બાગે બેહેશત જેહેવો થાએઓ, તેહારે સેકંદર પાદશાહ પોતાનું લશકર તથા સવારોને લઈને તે ગોશા તરફ રવાને થાએઓ. પાદશાહ તાંહાં આવનાર હતો તેહેની જે આગાહી થાઈ હતી તે વીગે તેણે કાંઈએક તજવીજ કીધી, એ પાદશાહ ઘણો અકલમંદ હતો, અને કએઆનીઆંનોની તોખમને કાંઈ ઈજા દેવાને તે ચાહતોતો નહી, અને તેઓના ધરમને જોરાવર કરવા તથા મેહેરબાંનગી કરવા ધારતો હતો, અને કોઈને દુખ દેવાની તેહેની ઈછા નહી હતી. એ રીતે ખુશીથી પાદશાહ બેએ મંજલ ચાલીઓ અને જમીનપર અતલસનું* કપડું મુકાવતો ઘણીએક ફરસંગ પાંઊથી તે તરફ પોતાના શોખ મુજબ દોડીઓ. પછી સેકંદર દુનીઆંના પાદશાહ કએખસરૂની દરગાહ આગલ આવી

* ઊગમણુ પરાંતના દેશોમાં આજ થોડી મુદત સુધી પાદશાહો પોતાની મોટાઈ બતલાવવાને કીજે ખાલી જમીનપર કદી પોતાનો પગ મુકતાતા નહી, પણ જેઆરે તેઓને રસતાપર ચાલવું પડતું હતું તેઆરે તેઓ જમીનપર કપડું રખાવી તે ઊપર ચાલી જાતા હતા, એ કપડાને ફારસી જુબાંનમાં "અતલસ" કરી કેહેછે.

પોહોંચીઓ, અને તે દરગાહને સેજદો કરી દાખલ થાએઓ. અને નમનતાઈથી જેહાનના તે પાદશાહની જગાને તાજીમ કીધી. અને દર વખતે બેશતી વખતે તેહેને મોહોટું માન આપીશિં. પેહેલવેહેલાં તે પાદશાહપર સેકંદરે દરૂદ કીધી, અને વલી તાંહાં કએખસરૂના ગોશાનું બેઆન પુછીશિં. તેહેનો તાંહાંના દજબાનથી જવાબ મલીઓ કે "એ ગરદનફરાજ પાદશાહ સેકંદર, તાહારો તીર ખરતા તારાની મીસાલનોછે, અને તાહારી કમંદનો ફાંદો બધી દુનીઆંને પકડી શકેછે, કએખસરૂના ગોશાની કુંચી તાહારી પાસેછે, કએખસરૂ અને તાહારામાં કાંઈ તોફીર નથી, આગલા બધા પાદશાહો થાઈ ગએઆછે તેઓનું તાજ હવે તાહરે અસતેકછે, તાહારૂં તખત દુનીઆંપર રોશની આપશે, તાહારાં તાજનો સાએઓ કધી ઓછો થાશે નહી." એ રીતે બીજી ઘણીએક તારીફ અને વાત કીધી, પછી સેકંદર બોલીઓ કે "હું જોવાને ચીનતાતુર હતો કે કએખસરૂએ શી રવેશે આરામ કીધોછે, તેથી તું આ જગોએ બેશ અને હું અંદર જાઈને જોઈ આવું અને તેહેની દરગાહ આગલ હું રડી આવું અને તેહેની જામને બોશો લઈ આવું." પછી ચેઆર અથવા પાંચ ઘણા નેક અને દાનાવ માણસોને લઈને પાદશાહ અંદર પેઠો, અને કેટલાએક ચકરમંડલ રસતેથી ચાલીઆ તાંહાં અંતે તેણે એક દરવાજો જોએઓ, પછી અંદર પેઠા, પછી ગોશાનો દજબાન પાદશાહને વાસતે ખાંણું તથા શરબત લાવીઓ. પાદશાહ તે જગાનો દબદબો જોઈને હેરતમાં પડી ગએઓ, પછી પેલું ખાંણું ખાધું અને કએખસરૂનું તખત જોવાની તજવીજ કીધી, અને તખતની પાસે આવીઓ તેવારે ગોએઆ સંગલા દરવાજા તથા દેવાલમાંથી રાગ નીકલવા લાગો. તાંહાં સેકંદરે સુંનેરી પાએઆનું એક તખત તથા એક જામ તથા સુંનાના કેટલાએક ખુમચા જોએઆ. પાદશાહે તે તખતને સેજદો કરીને તે ઊપર બેશા લીધા, અને તેજ વખતે આ દુનીઆંની સંગલી ચીજો કેહેવી ફાંનીછે, અને આદમીનાં નાંમ સવાએ બીજી કાંઈ નીશાન રેહેતી નથી તે બાબે પાદશાહના દીલમાં કેટલોએક વીચાર આવીઓ. સેકંદરે એ ગોશે

જોઈ રહેઆ પછી તે ઊપર કેટલુંએક જહવેરાત બખશીઊં. પછી પોતે સેજદો કરી પાછો બાહેર નીકલેઓ, અને પોતાની સાથેના એક ઓલમા ઓલીનાસને હોકમ કીધો કે એ ગોરની આસપાસ એક હેવો તલેસમ બનાવે કે જેથી તેહેને કધી નુકસાન થાએ નહી."*

એ શાએર નીજામી પોતાનાં પુસતકના દીબાચામાં બોલેછે કે તેણે ઈઊનાન તથા રૂમના ગરંથકારોની બનાવેલી કેતાબોપરથી તથા પેહેલવી કેતાબોપરથી એ સેકંદરનાંમું જોડીઊંછે. એ પુસતકમાં નીજામીએ કએખસરૂના ગોર વીશે જે બએઆન કીધુંછે તે ઈઊનાની ગરંથકારોની સાએરસનાં દોખમાં વીશે લખેલી હકીકત સાથે મલતું આવેછે. નીજામી કોઈ ઠેકાંણે હેવું નથી બોલતો કે જે પેહેલવી કેતાબો તેણે પોતાનો ગરંથ બનાવવાના કામમાં લીધીછે તેમાં કાંઈબી હકીકતથી એ ગોરો જોવાની વાત રદ થાએ, અથવા હેવું ધારીઆમાં આવે કે કેટલાએક લોકોના કહા પરમાણે કએખસરૂ હઈઆતછે તે વાત માનીઆજોગ થડે. પાદશાહ કએખસરૂ તનથી હજુર સુધી હઈઆતછે હેવી વાતો ઘણાએક જરતોસ તીઓ કબુલ રાખેછે, પણ એ પાદશાહની હઈઆતી માતરે તેહેનું નામછે, નહી કે તેહેના હાથ પગ સલામતછે, અને કએખસરૂના ગોર વીશ હાવા મોતેબર દાખલાઓ છતાં તે પાદશાહની આજ સુધીની હઈઆતી માનવાની તેઓપર શું ફરજછે તે હમારા જોવામાં આવતી નથી. હમો આ ઠેકાંણે એટલુંજ કહીજીએછે કે દાખલા અને દલીલો છતાં જે શખસ હેવું ગુમાન લાવે કે તેહેનાં ધરમ પુસતકો મુજબ કએખસરૂ હજુર હઈઆતછે, અને શાહદતોથી તે વાત રદ જાએ તો તે પુસતકોપર પછી શક પડીઆ વગર રેહે નહી. પણ જો આપણે લગાર બારીકીથી તપાસીએછે તો તે પુસતકોમાં હેવી કસી મતલબનું લખેલું કાંઈ માલમ પડતું નથી, અને તેથી તે ધરમ શાસ્ત્રોપર કાંઈ શક પણ પડતો નથી. ખરી

* જુવો કલકતા મધે સન ૧૮૧૨ નાં વરશમાં બેદરઅલી અને મીર હોસેનઅલીનાં ઉપરીપણાં હેઠલ ફારસી જુબાનમાં પરગટ થાએલું નીજામીનું બનાવેલું સેકંદરનાંમું સફે ૪૦૩ થી તે ૪૧૭ સુધીમાં.

સોધમો હવોજ થાએદોછે કે કચવાએલી વાતો ખોલ્લી થાએછે, અને સચ્ચાઈ બાહેર નીકલી આવેછે, અને જે ચીજપર આપણે આગલ ધાસતીથી એતબાર રાખતા હતા તે એતબાર હવે વગર ધાસતીથી રખાઈ શકાએછે. ધરમ પુસતકો કેટલીએક વખતે તવારીખને ઠેકાણે કામમાં આવેછે તે મુજબ તપાસતાં જોઈએછે તો જરતોસતી ધરમ શાસ્રનાં મુખીઅ પુસતકો જેહને વંદીદાદ, વીસપરદ, અને ઈજશને કરીને કેહેછે, તે પુસતકોમાં કએખસરૂની કાએમ હઈઆતી વીશે એક શબદ પણ આવેલો નથી. પણ ખોરદેહ અવસતામાં "આફ્રીને મીઅજદ" નામનો એક કરદો લખેલોછે કે જેમાં હજરત જરતોસત અસપંતમાને શેહેનશાહ ગોસતાસપ પર આફ્રીન ગુજારેલીછે, તે દુઆ મધેથી હમારા એક બુજોરગ મીતરે એ બીનાને લગતા હેઠલ જણાવેલા અવસતા લખી મોકલીઆછે.

અમહરકેમ બઊઆહે ઈઅથ કઊઅ હોસરઊઅ.

અ ૧ ૫.

અમરગ થાજો મીસાલે કએખસરૂ.

આ શબદોમાં સંગલો આધાર "અમરગ" એ બોલપર રહેલોછે. ફીલસુફોનું હેવું મતછે કે માણસનો જીવ સદા અમરગ ઈઆને કધી મરે નહી હેવોછે, પણ તેહની કાએઆ ફાંનીછે. જરતોસતી ધરમ શાસ્રોમાં "અમરગ" એ બેહેશતી રૂવાનોને લાગુ પાડીઆમાં આવેછે, ઈઆને જે રૂવાનોને બેહેશત મલીશે હોએ તેઓ સદા જીવ તાંછે, અને જે રૂવાનોને દોજખ ભોગવવું પડે તે મુવા બરોબર ગણાએછે. એ અરથ કેટલેએક ઠેકાંણે કાંમ આવીઓછે, અને તેજ પરમાણે ઊપલી આફ્રીનમાં હજરત જરતોસતે પાદશાહ ગોસતાસપ પર દોઆ કરી તેહને કએખસરૂ જેહવો અમરગ થાવાનો આસીરવાદ દીધેલો માલમ પડેછે. આપણે સંગલા જાણીએછે કે ગોસતાસપ પાદશાહ મરણ પાંમીઓ હતો. ધારીઆમેલે ઊપલા અવસતાની સમજની ભુલથી એક બેએ પેહેલવી કેતાબોમાં કએખસરૂને સદા તનથી હઈઆત ગણેલોછે, તે કેતાબો ઈશ્વરી વહી બરોબર માંનવાની કોઈને ફરજ નથી. પણ તે

કરતાં એ પેહેલવી પુસતકોના આધારપરથી જે ફારસી અને આરબી ગરંથો બનીઆછે તેઓપરથી તે ગરંથના બનાવનારાઓએ હેવો કસો અરથ ઊઠાવીઓ નથી તે હેઠલ વાંચીઆથી માલમ પડશે.

ફીરદોસી તુસીનું બનાવેલું શાહનાંમુ જે સરવેને જાણીતુંછે કે આગલા ઈરાનીઓના હાથનાં લખેલાં પેહેલવી પુસતકોના આધારપરથી ઊભું કીધેલુંછે, અને ફીરદોસી સરવેને જાણીતો અપખશપાત સાએર થાઈ ગએઓછે, તેણે પોતાનાં શાહનામાં મધે પાદશાહ કએખસરૂએ આ દુનીઆંનો સંગલો કારોબાર છોડી દઈને ગોશેનશીન થાવાની જે હકીકત જણાવીછે, તેમાં કોઈ ઠેકાણે એ શાએરે હેવું નથી જણાવીઊં કે જેથી આપણને (કેટલાએક લોકો ધારેચ તે મુજબ) હેવું માલમ પડે કે, એ પાદશાહ ઈરાનીઓના એતેકાદ પરમાણે તનથી સદાની હઈઆતી ભોગવેછે, પણ તેહેની જગોએ શાહનામાં મધે ખોલ્લું જણાવેલુંછે કે તુરાનના પાદશાહ અફરાસીઆબને મારીઆ પછી કએખસરૂએ પોતાની હઈઆતીના માતરે બાકી રહેલા દાહાડા પરવરદેગારની બંદગીમાં ગુજારવાને મુકરર કીધું હતું; ઈઆને તે કાંઈ સદા જીવનાર હતો નહી, પણ તેહેનાં મરણનો દાહાડો આવે તે આગમજથી તેણે આ દુનીઆં તરક કરી હતી. એ બાબદને લગતાં શાહનામાં મધેનાં બેત તેઓની માએની સુધાં અતરે પરગટ કરીઆંછે, તે ઊપરથી એ વાતનો વધારે ખોલાસો થાએછે. કએખસરૂ પોતાની હકુમત છોડતી વખતે શાહનામાં મુજબ આ રીતે બોલેછે—

**બેત.**

કનું આં બેહ આયદ કે મન રાહ જુએ,
શવમ પીસ ઈઅજદાન પુર અજ આબરૂએ.

**માએની.**

હવે બેહતર એકે હું માહરો રસતો જોઊં (ઈઆને સવાબનો તોસો હાંસલ કરૂં), અને ખોદાતાલ્લાની આગલ આબરૂ સાથે જાઊં.

બેત.

બરદ મર મરા ઝીન સરાએ સેપંજ,
નમાનદ જે મન દર જેહાન દરદો ગંજ.

માએની.

મહને આ તરણ પાંચ દાહાડાની દુનીઆંની અંદરથી (ખોદાતાલા) લઈ જાએ, કે માહરીથી આ જેહાંનમાં દરદ અને રંજ કસું રેહે નહી.

એ સવાએ બીજાં કેટલાંએક બેતો શાહનામાં મધે આવેલાંછે કે જે એ કીમતી પુસતકની નકલ કરનારાઓની ગફલતને લીધે આ જગોએ હુમારીથી ભરોસો રાખવાજોગ ગણીને પરગટ કરવાને બનતું નથી, તોપણ તે બેતોનો મી૦ એટકીનસન નામના એક વીદીઆવાંન ઈંગરેજે પોતાનાં પરગટ કરેલાં શાહનામાંના તરજુમા મધે જે અરથ ઊઠાવી ઓછે તેમાં તે જણાવેછે કે "કએખસરૂએ પોતાની હઈઆતીના માતરે બાકીના દાહાડા બંદગીમાં ગુજારીઆ હતા," અને "કએખસરૂ પોતાનાં મોહોતની આગમજ આ દુનીઆં તરક કરી ગએઓ હતો," અને એ પાદશાહે "પોતાનાં મરણનો દાહાડો આવે તે આગમજ ખબર સોધવાનો એરાદો કીધો હતો." એ રીતે બીજે કેટલેએક ઠેકાંણે પણ લખેલુંછે.*

નીજામી શાએર જેણે સેકંદરનામું બનાવીઊંછે, અને આગલ જણાવીઆ મુજબ પોતાના દીબાચામાં લખીઆ પરમાંણે એ કેતાબ બનાવવાને કીજે તેણે ઈઊનાની અને રૂમી ગરંથો સાથે પેહેલવી પુસતકોનો આસરો લીધોછે, તે મધે નીજામીએ કોઈ જગોએ હેવું નથી જણાવીઊં કે જેથી કએખસરૂની હઈઆતીની બીના પડતી રાખીને તેહેની જગોએ સેકંદરે તેહેનું દોખમું જોવા જવાની હકીકતપર કાંઈબી શક જાએ.

વલી રોજત-અલ સફા કેતાબ મધે નામીચો ગરંથકાર મીરખુંદ કએખસરૂએ પોતાની પાદશાહી છોડવા બાબે શાહનામાનીજ માફક લખી જાએછે, અને એ લખનાર "કેટલીએક તવારીખો" ને નામે હેવું બોલી જાએછે કે કએખસરૂ આગલ ઈસતખરમાં રેહેતો હતો તાંહાંથી પાદશાહ

* એટકીનસનસ શાહનામેહ સફે ૩૬૫—૭.

સુલેમાનની ધાસતીએ કરી તે બલખ તરફ નીકલી ગએઓ હતો,' અને તે જગાપર તે મરણ પાંમીઓ હતો. એજ ગરંથકારના બોલીઆ પર માણે તારીખે માજ્મ કેતાબમાં પણ લખેલુંછે કે કએખસરૂએ પોતાના દુશમનોપર ફતેમંદી મેલવીઆ પછી એક દાનાવ મરદની પેઠે આ દુની આંની જાહોજલાલી તરક કરી પોતાની હઈઆતીના બાકીના દાહડા ખોદાની બંદગી કરવામાં કાહાડીઆ હતા.

હાફેજ અબરૂ નામનો એક બીજો ઊગમણ પરાંતનો ગરંથકાર પોતાની તારીખમાં બોલી જાએછે કે "તવારીખ લખનારાઓ આપણને "હેવી ખબર આપેછે કે પાદશાહ કએખસરૂએ મરણ પછી પોતાનાં બદ "નને રાખવાને કીજે પોતાની હઈઆતીમાં એક (હલકો) ગોફો બના "વીઓ હતો, અને તાંહાં બેશવાની જગો કીધી હતી. તે પોતાની સાથે "હમેશાં લઈ ચાલતો હતો, અને આગલા પેગમબરોની માફક તેમાં "પોતે બેશીને એખલા એક પરમેશ્વરની ભકતી કરતો હતો, અને માણસ "જાતે તેજ સરવશકતીવાન અને મોહોટા કીરતીવાન સાહેબને માનવો "જોઈએ તે બાબે સરવે કોઈને નશીહત દેતો હતો."†

ઊપલા ફકરાઓપરથી સાફ માલમ પડેછે કે કએખસરૂ સદા હઈ આત હોએ હેવો ઈરાનની આગલી તવારીખપરથી કોઈબી ફારસી અથવા આરબી ગરંથકારે અરથ ઊઠાવીઓ નથી. કએખસરૂની હઈઆતી ખરેખર તેહેનું બોજોરગ નામછે, તે સવાએ બીજું કાંઈજ નથી, અને એ પાદશાહ વીશે લોકોમાં જે બોલાતા આવેલા વીચારોછે તે તવારીખપર કસો આધાર રાખતા નથી. મોરગાબનું મેદાન અને પસારગરડી એ એકજ જગાછે, અને ઈઊનાની ગરંથકારોએ જણા વેલું કએખસરૂનું દાખમું હવડે એ મેદાનમાં જે ઈમારત જોવામાં આવેછે તેજછે હેવું હમોએ ઊપર જણાવીઊંછે તે બાબે ઘણોજ જુજ શક રેહેછે, અને હવડેના પુરવીન ઈઊરોપીઆનો એ ઈમારતને ખરેખરો

† ઇરાનના આગલા પાદશાહોની તવારીખનો ડ્વીડ શીઆએ કરેલો તરજુમો સફે ૨૫૮—૬૦.

કએખસરૂનો ગોશે ઠેડવી મુકેછે, તે વાત તવારીખથી વગર આધારની નથી. ઈરાની ગરંથકારોના જણાવીઆ પરમાણે કએખસરૂ પોતાનાં મોહોતની આગમજથી આ દુનીઆં તરક કરી ખોદાતાલાની બંદગીમાં પડીઓ, અને પછી તેહેને કોઈએ જોએઓ નહી, અથવા એક ઈઊનાની ગરંથકારના જણાવીઆ પરમાણે એ પાદશાહ તાતારનાં લોકોના હાથથી મારીઓ ગએઓ, ઈઆ બીજાના જણાવીઆ પરમાણે પોતાના મેહેલમાં સુલેહથી મરણ પાંમીઓ, એ વાતમાં કહી ખરીછે તે વીશે હાલ હમો તકરાર કરતા નથી, પણ એક વાત ચોકસછે કે કએખસરૂની જીનદગાનીનો ગમે એ રીતે અંત આવીઓ હોએ તોપણ સેકંદરના વખતમાં તેહેનું બદન પસારગરડીનાં દોખમાંમાં સલાંમત રાખેલું હતું તે દોખમું ઘણાએક લોકો જોઈ તથા તપાસી આવીઆ હતા. હમોએ આ બીનાની શરૂઆતમાં જણાવીઊંછે કે પસારગરડીમાં એક પાદશાહી વાડી તથા મેહેલો હતા તે જગાપર આગલા ઈરાનીઓના ધરમની કીરીઆ થાતી હતી, તેજ પાકીજેહ જગોપર કએખસરૂએ પોતાની હઈઆતીના બાકી રહેલા દાહાડા ગુજારીઆ હોએ એ માનવાનું મુશકેલ નથી, અને જેમ ઈઊનાનીઓના ગરંથોપરથી પુરવાર થાએછે કે પસારગરડી શેહેર હવડેનાં ફારસનાં પરાંતમાં આવેલું હતું, તેજ પરમાંણે ઊગમણ પરાંતની કેતાબોમાં કએખસરૂનો ચેચેસને ગોશે પણ ફારસમાં આવેલો જણાવીઓછે તે ઊપરથી આ બીનાને વધારે ટેકો મલેછે.

મોરગાબનાં મેદાનમાં એ સવાએ બીજી કાંઈ બેઆન કરીઆજોગ નીશાનો જોવામાં આવતી નથી. એ મુકામ આગલી તવારીખ અને પુરાતમ ચીજોની સોધ કરનારોને ઘણોજ અગતનોછે, અને તેઓની નજરમાં બોજોરગી ભરેલોછે, તે ઊપર પરગટ કીધેલી હકીકતપરથી જાહેર થાએછે. કએખસરૂ જેહેવા પાદશાહની સમારેલી જગાને જમાનાના દોરે પોતાની અસરથી છુટી મુકી નથી, પણ હજુરસુધી જે કાએમ રહેઊંછે તે આપણને આગલા વખતની મોહોટાઈ અને દબદબો ઘણી ભરોસો રાખી આજોગ રીતે બતલાવી આપેછે. [જગત પરમી, જાનેવારી ૧૮૫૨.]

# બેહેશતુન પાહડની હકીકત.

ઈરાનના મુલખની આગલી ઈઆદગારીને લીજે આ પાહડ ઘણો નામીચો અને જાણવાજોગછે. હવડેના ઈરાનીઓ અને ઘણાએક ગરંથકારો એ જગાને "બીસતુન" કરીને નામ આપેછે, પણ તે ધારીઆમેલે ચુક ભરેલુંછે અને તેહેનું ખરૂં નામ બેહેશતુન કરીનેછે. એ પાહડનાં નામમાં તથા ઈઊનાની અને ઈરાની ગરંથકારોએ તે બાએ જણાવેલી હકીકતનો મુકાબલો કરવામાં કેટલાએક ઈઊરોપીઆંન ગરંથકારોએ ભુલાવો ખાધેલોછે, તેથી સાધારણ વાંચનારને કોઈ વેલાએ ઘણી ગુછ્વણ પડેછે. ઈરાની ગરંથકારો પોતાનાં પુસતકોમાં બેહેશતુન પાહડ વીશે જે કાંઈ હકીકત લખી ગએઆછે, તે હકીકત ઘણી જાણવાજોગ અને માઆકુલછે; પણ તે સંગલી બીનાં આ બેહેશતુન પાહડને લાગુ પાડીઆને બદલે તેજ પાહડની બીજી બાજુપર તખતે બોસતાનની નામીચી કોતરણી અને ડુંગરોને લાગુ પડેછે. બેહેશતુન અને તખતે બોસતાન એ બંધે જગા એકબીજાની નજદીકછે, અને એ પાહડ અથવા ડુંગર સલ્લો એકજછે તે ઊપરથી આ ભુલ થાઈછે; એટલા વાસતે જો કોઈ શખસ ફારસી ઈઆ ઊગમણ પરાંતની બીજી કેતાબોમાં બેહેશતુન પાહડની હકીકત વાંચે તો તે હકીકત એ પાહડની તખતે બોસતાન તરફની બાજુને માતરે લાગુ પડેછે તે સારીપેઠે ધેઆનમાં રાખવું જોઈએ. ઈઊરોપીઆંન ગરંથકારો જે જગાને બેહેશતુન અથવા બીસતુનને નામે ઓલખી ગએઆછે તે જગા વીશે આપણી તરફના ગરંથકારો કાંઈજ બોલી ગએઆ નથી. ફારસી ગરંથકારો લખેછે કે ઈરાનના સાસાની તોખમના નામીચા પાદશાહ ખુસરૂ પરવેજના વખતમાં બેહેશતુન પાહડ કોતરીઆમાં આવીઓ હતો, અને તાંહાંના ચીતારો પણ એજ વખતમાં પાડીઆમાં આવીઆ હતા; એ સંગલી હકીકત તખતે બોસતાનને લગાડતાં શહી ઠરેછે. પણ હવડે જે મુકામને બેહેશતુન કરીને કેહેછે તે જગા કાંઈ ખુસરૂ પરવેજ પાદશાહના

વખતમાં સમારી હોએ હેવું લાગતું નથી, અથવા તાંહાંના ચીતારો કાંઈ સાસાની પાદશાહોના વખતના નથી; પણ તે સંગલું કએઆંનીઆંનોના વખતમાં બનેલું નજર આવેછે, અને ઈસતખર તથા મોરગાબનાં મેદાનની કારીગીરીને તે મલતુંછે, અને લગભગ તેઓની બરોબરીનું પુરાતમપણું ધરાવેછે.

એ પાહડ બગદાદથી હામદાન અને ઈસફાન જાતા રસતાપર કેરમાનશાહ શેહેરની પડોસમાં આવેલોછે, અને તેહેની ઊંચાઈ તથા દમદમામથી મારગે જાનાર સરવે કોઈની તે નજર ખેંચેછે. એ પાહડ જમીનથી આસરે ૧૭૦૦ ફીટ ઊંચોછે, અને તેહેને હેઠવાઈમાંથી સાફ કરીને આસરે ૧૦૦ ફીટ ઊંચી અને ૧૫૦ ફીટ પોહોલી એક તખતી બનાવીછે, તે તખતીના પાએઆ આગલથી પાહડ કોતરીને એક મોટો ઓટલો બનાવેલોછે. એ ઓટલો કોઈ મેહેલ અથવા આતશકદેહ બાંધવાને કીજે સાફ કીધેલો હોએ હેવું લાગેછે, પણ તે ઊપર આગલ કાંઈ ઈમારત હોએ તેહેની નીશાન માલમ પડતી નથી. એ ઓટલાની બનાવટ કેઆંનીઆંનોના વખતની નજર આવેછે; તાંહાં મીનારા અથવા બીજાં બાંધકામની કાંઈ નીશાન દીશતી નથી, એટલા ઊપરથી હવડેના ઈરાનીઓએ એ મુકામને "બીસતુન" એટલે કે મીનારા વગરની જગા હેવું નામ આપીઊં હોએ.

એ ઓટલો મુકીને આસરે પચાસ વારની વેગલાઈએ પાહડની હેઠવાઈની એક વલણ માહેથી પાણીની એક સુંદર નેહેર ફુટી નીકલેછે. તે નેહેરને માથે પાહાડમાં એક મોહોટી તખતી કોતરેલીછે, તે ઊપર કેટલાએક લંબાણ ચીતારો પાડેલા નજર આવેછે, પણ પાછલના જમાનાના મુસલમાન લોકોએ એ તખતીના ચીતારો એટલાતો ભાંજી નાખીઆછે કે તેમાં શું બતલાવેલુંછે તે પાધરૂં નજર આવતું નથી. સર રાબરટ કે. પોરટર જે આ જગો પોતે જોઈ આવીઓછે તે હેવો વીચાર જણાવેછે કે એ નકશ પેહેલવેહેલાં ઈરાનના કએઆંનીઆંન પાદશાહોના વખતમાં અથવા તેઓને લગતા જમાનામાં કોતરીઆમાં આવીઓ હતો,

તેઆરપછી સેકંદરના હાથમાં ઈરાન આવીઓ, અને ઈઊનાની સરદારોની હકુમત ચાલવા લાગી, તે વેલાએ અસલ કએઆંનીઆંનોનો પાડેલો ચીતાર ઈઊનાની લોકોએ કાહડી નખાવીને તે ઊપર ઈઊનાની હરૂફે એક લેખ કોતરાવીઓ હતો, કે જેહેની થોડીએક નીશાન હજુર જોવામાં આવેછે. વલી જમાંનાના દોરે મુસલમાનોને ઈરાનની હકુમત આપી તેઆરે તેઓએ કએઆંનીઆંન અને ઈઊનાની એ બંધેના લેખ કહડાવી નાખીને પોતાની તરફથી એક બીજો આરબી લેખ એજ તખતીપર કોતરાવીઓ તે આજ જોવામાં આવેછે. એ લેખ ઈરાનના મુસલમાન પાદશાહ ફતેઅલીશાહના વખતનોછે, તેમાં એ પાદશાહે તાંહાંના રસતાનો કાંઈએક બંદોબસત કીધોછે તે વીશેનો કોતરેલોછે. આ દાખલા ઊપરથી જમાનાના દોરની અને માણસની ગરૂરીની નાપાએદારી વીશે આપણને એક મજબુત શાહદત મલેછે, કે કએઆંનીઆંન પાદશાહોએ જેઆરે આ તખતી કોતરાવી તેઆરે તેઓએ હેવું ધારીઊં હતું કે તેથી તેઓની ઈઆદગારી કાએમ રેહે, પણ જેઆરે ઈઊનાનીઓએ તે રાજ લીધું તેઆરે તેઓએ પોતાની મોહોટાઈનો ચહડાવો કરીને કએઆંનીઓની નીશાંન કાહડી નાખી તાંહાં પોતાનાં નામની બુલંદી આશકારા કીધી, પણ જમાનાનો દોર હેવો આવીઓ કે તેઓનું નામ નીકલી જાઈને મુસલમાન પાદશાહોની જાહોજલાલી એ તખતીપર હાલ નજર આવેછે; અને વલી એજ તખતીપર મુસલમાંનોનું નામ કાહાડી નાંખીને એજ જગોએ પોતાનું નામ રાખનાર હવેપછી બીજો કોણ થાશે તે હાલ આપણથી કહી શકાતું નથી.

પાણીની નેહેર અથવા નદીના કીનારાથી ખુબસુરતી પાંમેલી જગાઓપર નકશો પાડવાનું તથા ઈમારતો બાંધવાનું આગલા લોકો ઘણું પસંદ કરતા હતા તે વાત ઘણીએક તરફથી આપણને માલમ પડેછે. આ ભાગેલો ચીતાર તેમજ આવેલોછે, અને એજ રીત બીજે કેટલેએક ઠેકાંણે પણ જોવામાં આવેછે. એ ચાલ ઘણાજ પુરાતમ વખતથી નીકલેલી માલમ પડેછે. દાઓડોરસ સીકુલસ નામના એક ઈઊનાની ગરં

થકારના આધાર ઊપરથી મી૦ કીનીઅર નામનો એક વીદઆવાંન ઈઊરોપીઆન લખી જાએછે કે "શામનાં મુલખમાં આસરે ૩૦૦૦ વર શની વાતપર* સીમીરામીસ નામની એક રાણી પોતાના બાલક દીકરાની તરફથી રાજ ચલાવતી હતી, તેણીએ ઈરાનનાં આજરબેજાન પરગણાં પર હોમલો કરી તે દેશ ફતે કીધો હતો, તે વેલાએ એ રાણીએ બાગસ તાન નામના એક પાહડ આગલ છાવણી રાખી હતી. સીમીરામીસ રાણીએ એ પાહડની બાજુપરથી બાર ફરલાંગ ફરતા ઘેરાવાની એક વાડી બનાવી હતી, તેહેની જમીન સપાત હતી, અને તાંહાંથી એક મોહોટો પાણીનો ફુઆરો ચાલતો હતો. બાગસતાન પાહડ ઈશ્વરનાં નામનો કરી રાખીઓ હતો, અને તાંહાં સીમીરામીસે જે વાડી બનાવી હતી તે વાડીની એક બાજુપર ઊભો ડુંગર આવેલો હતો, તે સતર ફર લાંગ ઊંચો હતો. એ ડુંગરની હેકવાઈનો એક ભાગ કાપવાનો સીમી રામીસે હોકમ આપીઓ, અને તેહેની તખતી બનાવીને તે પર પોતાની તસવીર તાંહાં કોતરાવી. એ તસવીરની આસપાસ સીમીરામીસે પોતાનાં લશકરના નેજાવાલા એકસો સીપાહીઓના ચીતાર પડાવીઆ હતા. વલી શામના મુલખની ભાશામાં સીમીરામીસ રાણીએ એજ તખ તીની ઊપર આ રીતે લખાવોઊં હતું કે 'હું રાણી સીમીરામીસ આ બાગસતાન પાહડનાં માથાંપર જાઈ આવી છઊં, અને માહારા અશ બાબના ગાંસડા એક ઊપર એક રાખી અને તે ઊપર ચહડીને હું એ પાહડનાં મથાલાંવેર ઊંચી ગઈ હતી.' આ હેવાલ (મી૦ કીનીઅર બોલેછે કે) બેહેશતુન પાહડની હકીકત સાથે મલતો આવેછે. એ રાણીએ પોતાની મોહોટાઈ અને ફતેમંદી બતલાવવાને હેવું કીધું હોએ તે નવાઈ જેહેવું નથી. આ ભાગેલો નકશ તથા તેહેની બાજુપરનો ઊપર કહેલો આરબી લેખ એ બંધે જગો મલીને તે ઊપર રાણી સીમીરામીસ અને તેહેના ૧૦૦ નેજાદારો ચીતારેલા હોએ.

* આ મુદત વીશે ઘણાએક ગરંથકારો ઉલટ પાલટ વીચાર આપેછે; પણ હમોએ માતરે સઉથી વધારે વપરાતી ગણતરી આએ જગોએ દાખલ કીધીછે.

(જુઓ સફે ૧૧૧.)



ડેરીયુશ-પાદશાહ અને તેહના શીકસત પામેલા દુશમનો.

ઊપર જણાવેલો ચીતાર જો કે લગભગ ભાગી ગએલોછે તેથી તે ઊપરથી ઊપલા ખેઆલ સવાએ બીજી કાંઈ જાણવાજોગ વીગત માલમ પડતી નથી, તોપણ એજ પાહડમાં સીમીરામીસના ચીતારનાં મથાલાંપર એક બીજો માહભારત અને જાણવાજોગ નકશ આવેલોછે, તે જમીનથી આસરે ૩૦૦ ફીટ ઊંચો ચીતારેલોછે, અને પાહડની હેઠવાઈથી એટ લોતો દુર લાગેછે, અને તેહેનો મારગ હેવો તો ધાસતી ભરેલો દીશેછે, કે કોઈથી તેપર ઘણી મેહેનત લીધા વગર જવાઈ શકાતું નથી, અને તેજ કારણે કરી મુસલમાન લોકોના હાથથી બંચીને એ ચીતાર હાલ ઘણીજ નાદર રીતે સલામત રહેલોછે, અને તે ઊપરથી આગલા ઈરાની લોકોની માહીતગારી તથા કાબેલીઅતનો આપણને ઘણો અગતનો દાખલો મલેછે, કે જે એક રીતે ઈસતખરના નકશો કરતાં સરશ નજર આવેછે. એ નકશ ઈસવી સન ૧૮૧૮ નાં વરશમાં સર પોરટર જોઈ આવીઓ હતો, તેઆરપછી બીજા મુસાફરોએ તે વીશે કેટલીએક વીગત જણાવીછે, પણ તે સંગલાં ઊપરાંત ગએઆં અગીઆર વરશની વાતપર મેજર રાલીનસન નામનો જે વીદીઆવાન ગરહસથ એ નકશો જોઈ આવીઓ હતો, અને તે બાબેની સંગલી વીગત આજ થોડુંએક થાએઊં તેણે પર ગટ કીધીછે, તે બીજા મુસાફરો કરતાં વધારે ચોકસ અને ભરોસો રાખવાજોગછે.

એ ચીતારની એક નકલ આ બાબદને લગતી હમોએ આપીછે તેમાં [જુવો નકશ] ચઊદ મરદોના આકાર પાડેલાછે. એ ચીતારમાં જે સઊથી ઊંચો મરદ ઊભેલોછે તે પાદશાહછે, તેણે પોતાને માંથે બેસતી એક ટોપી પેહેરીછે અને તે ઊપર એક પટી બાંધેલીછે, તેહેના બંધે હાથે બેઊ પોંચીઓ બાંધેલીછે, અને તેહેનો પોશાગ ઘણો સાદો પણ આબરૂ ભરેલોછે. ઈસતખરના નકશોની માફક એ પાદશાહના ગરદન પછવાડેના બાલ ગુછાદારછે, અને પોતાના એક હાથે કમાન પકડીને બીજે હાથે પોતાની સામણે બંદીવાંન તરીકે ઊભેલા નવ મરદોને નશીહત કરતો હોએ હેવું લાગેછે. પાદશાહે પોતાની આગલના એક બંધવાને

જમીનપર નાખીને તેહેની છાતીપર એક પગ મુકેલોછે, તે બંધવો પોતાના હાથ જોડી પાદશાહની આજેજી કરેછે. એ પાદશાહનો ચેહેરો ઘણો દબદબા ભરેલા અને પાદશાહી મરતબાને લાએકનો નજર આવેછે, અને નકશે રૂસતમમાં એક કબરના ચીતારનાં મથાલાંપર જે પાદશાહ રોશન આતશનાં એક તખતની સાંમણે ઊભો રહી બંદગી કરેછે તેહેના ચેહેરાને આ પાદશાહનો ચેહેરો મલતો આવેછે. આ ચીતારમાં પાદશાહની પછવાડે તીર અને કમાનવાલો એક મરદ તથા નેજાવાલો એક બીજો મરદ એ બંધે ઊભેલાછે, તેઓનો પોશાગ પણ કએઆંનીઆંનોના જેહેવોછે. પાદશાહ જે બંધવાની છાતીપર પગ મુકી ઊભેલોછે તે દસ બંધવા માહેલો એક બંધવોછે, બાકીના નવ બંધવા પાદશાહની સાંમણે ઊભા રહેલાછે, તેઓના હાથ કમર પછવાડે મજબુત બાંધેલાછે, અને એક દોરડાંએ કરીને તે સંગલાઓને ગરદન આગલથી સીકરેલાછે. એ સંગલા બંધવાઓનો પોશાગ એક બીજાથી કેટલોએક તફાવત ભરેલોછે, તેથી તેઓ જુદા જુદા દેશોના હોએ હેવું લાગેછે. એ સંગલાઓમાં જે શખસ સઊથી પાછલ ઊભેલોછે તેહેને માંથે એક ઊંચી ટોપીછે, અને તે બીજા નવ બંધવાઓ કરતાં કાંઈ મોહોટા દરજાનો નજર આવેછે. એ ચીતારની વચમાં માથાંપરથી હાથમાં કડાં સાથે પાદશાહનું રૂહુ અથવા ફરોહર બેજોરગી પામતો હોએ તેહેનો આકાર સરેશતા પર માણે પાડેલોછે. આ ચીતાર માહેલા દરએક મરદનાં માથાંપર એક એક તખતી ગોઠવેલીછે. તેમાં ખીલારોકા હરૂફે લખેલુંછે, અને તે મધે દર એક મરદની હકીકત લખેલી માલમ પડેછે.

મેજર રાલીનસનના જણાવીઆ પરમાંણે એ તખતીમાં સંગલી મલીને એકહજાર સતરો ખીલારોકા હરૂફેથી કોતરી કાહાડેલીછે, તે સંગલાંપર મોહોટી મેહેનત લીધેલી જોવામાં આવેછે, અને એ હરૂફ ઘણી મજબુતીથી કોતરીઆછે. તે ઊપરાંત એ નકશ જમીનથી આસરે ૩૦૦ ફીટ ઊંચોછે, તેઆરે તે પર ચહડવાને માચરો કેમ બાંધીઓ હશે અને હેવા ઊંચા મુકામપર હાવો માહબારત નકશ તથા તેહેનો લેખ

કોતરવાની કેટલી મેહેનત લાગી હશે તે બાબે વીચાર કરતાં એ નકશ પાડનાર કારીગરની સબુરી અને કાબેલીઅતને મોહોટું માન મલેછે. એ નકશ ઉપરથી હેવું લાગેછે કે જે પાદશાહે તે ચીતરાવીઆ હતા તેહેને ગોએઆ આગલથી કોઈએ કહીઉં હોએ કે "હવે પછી તાહરી ઈઆદગારી તોડનાર મુસલમાનો થાશે કે તેથી તું એ નકશ સમાલીને પડાવજે" હેવા વીચારથી તેણે જોકે આ ચીતાર રસતાની બાજુપર પડાવીઓછે, તોપણ તે એટલોતો ઉંચો રાખીઓછે કે એક બુલંદ પરાંચ બાંધીઆ વગર કોઈથી તેહેની નજદીક જવાઈ શકાતું નથી. આ ચીતારનું કામ ઘણું ઉમદા અને રોનકદારછે, અને ઈસતખર કરતાં તે કોઈબી દરજજે ઉતરતું નથી. એ નકશના આકારોના ચેહેરા જે રીતે કોતરી કાહાડે લાછે તે કરતાં કોઈ બીજા દેશમાં એથી સરસ કશી બનતા નથી. ચેહેલ મીનારના મેહેલમાં નકશોની કોતરણીમાં તેહેના કારીગરની હાડવીદીઆની માહીતગારી નજર આવેછે તેજ પરમાણે આ ચીતારમાં પણ છે. એ નકશમાં બંધવાઓના આકાર ઉતરતી કારીગીરીનાછે તેહેનું કારણ હેવું ધારીઆમાં આવેછે કે તેઓની હલકાઈ બતલાવવાને કીજે હેવી રીતે બનાવેલુંછે.

મેજર રાલીનસન એ ચીતાર માહેલી એક નવી કારીગીરીપર પોતાના વાંચનારાઓનું ધેઆન પોંહોંચાડવા માંગેછે. તે કારીગીરી કોઈ બીજે ઠેકાંણે જોવામાં આવી નથી તેથી તે નવાઈ જેહેવીછે. એ નામીચો મુસાફર કેહેછે કે "આ આખા નકશ બનાવવામાં જે મેહેનત પડીછે તે બેહદ જોઈએ; માતરે ડુંગરનો પથ્થર સફાઈ કરવાને માહારા ધારીઆ મેલે ઘણા મહીના લાગા હશે. એ તખતી નજદીકથી તપાસતાં મેં એ જગોએ કારીગીરીની એક બાજોરગી જોઈ કે જે કોઈ બીજે ઠેકાંણે જોવામાં આવીઉં નથી. ચીતાર પાડતી વખતે એ ડુંગરપર જાંહાં પથ્થર તુટી ગએઓછે, અને તખતીપર પથ્થરના ગાંગરા ખીશી ગએ આથી જે ખાડા પડીઆછે, તે જગોએ તખતીની અંદર બીજા પથ્થરો જડી લીધાછે, અને તે જડી લઈને તખતી સફાઈદાર કીધીછે. એ પથ્થ

રનું ગાબડું મારવામાં ગાલેલું સીસું કામે લગાડેલુંછે, પણ એ પથ્થર હેવીતો નાદર કારીગીરીથી મેલવી નાખીઆછે, અને તે ઊપર હેવી સફાઈ બતલાવીછે કે ઘણીજ ચોકસ અને નજદીકની તપાસ સવાએ એ હીકમત પકડી કાહડવી મુશકેલછે.” જે પરમાણે તખતીમાં નાદર કલાથી ખાંચ પુરી લીધીછે તેજ પરમાણે ડુંગર માહેલા બીજા ખાડા પણ પુરેલાછે, અને સંગલો દેખાવ એકસરખો કીધોછે. એ કારીગીરી થોડી તારીફ કરવા લાએક નથી, અને હેવું આજ કોઈ બનાવી શકતું હોએ તે વીશે શકછે. મેજર રાલીનસન બીજો વીચાર આપેછે કે “આ નકશમાં જે સફાઈ અને ચલકાટ નજર આવેછે તે માણસના હાથથી બની શકે હેવો નથી, પણ તે કોઈ તરેહેના સાંચાથી બનાવેલું માલમ પડેછે.”

એજ મુસાફર કેહેછે કે—“આ તખતીપર કોતરેલા હરૂફો સઊથી અજાએબ સરીખાછે; તેહેની ખુબસુરતી, સફાઈ અને સુઘરાઈ બરોબર કદાચ દુનીઆંમાં બીજો હેવો લેખ નથી. એ હરૂફો ઈસતખર કરતાં પણ સરશ કોતરેલાછે. લોકો કેહેછે કે તે જમાનામાં તીખું લોહોડું કોઈને માલમ હતું નહી, તેઆરે આ ચીતાર કેમ બનીઓ, તે વીશે માહારીથી કાંઈ ખેઆલ અપાઈ શકાતો નથી, પણ આ હરૂફોને મજબુતી અને સમપુરણપણું આપવાને જે એક બીજી કલા લાગુ પાડેલી જોવામાં આવેછે તે માહરાથી જાહેર કરીઆ વગર રેહેવાતું નથી. મેં એ તખતી ઘણાંજ ધેઆનથી તપાસી હતી, અને તેજ પરમાણે માહરી સાથના બીજા શખસોએ પણ તપાસીઊં હતું, તે હમો સંગલાના જોવામાં આવીઊં કે, આગલા વખતમાં જેઆરે ચીતારાએ આ નકશ પાડીઓ હતો તેઆરે સંગલું તઈઆર કરીને તે ઊપર તેણે એક જાતના પથ્થરનો રંગ અથવા “વારનીશ” મારેલુંછે, તે વારનીશથી હરૂફો દીપી નીકલેલાછે, અને વલી હવા તથા પાણીથી તેઓનો બંચાવ થાએઓછે. એ રંગની બનાવટ હેવીછે કે જે ડુંગરની તખતીપર તે લગાડીઓછે તે ડુંગરના પથ્થર કરતાં એ રંગ અતીસે કઠણ અને તકાઊછે. કેટલીએક ખાંચમાંથી આજ ૨૩૦૦ વરશ થાએઆં પાણી ઊતરતું આવીઊંછે તે

જગા આગલથી એ રંગ લગાર નીકલી ગએઓછે, અને જેમ ગરમ ધાતુનો રસ ઠંડો પડીને કઠણ થાએછે તેમ ચીતારની હેઠલની બાજુપર એ રંગ જોવામાં આવેછે. તખતીના બીજા સંગલા ભાગોમાં એ રંગ આજ સુધી ચોંહોંટી રહેલોછે તેથી તે ઊપરના હરૂપ઼ો ઘણી સારી રીતે જોવામાં આવેછે. એ તખતીની હેઠલનો પથ્થર જો કે ભાગી ગએલોછે, તથા તેમાં ખાડા પડેલાછે, તોપણ જાંહાં આ રંગ લગાડીઓછે તે જગો સંગલી સલામતછે, પણ જાંહાં લાંબી મુદતથી પાણીનાં રેલા વેહેછે, અને એક બેએ ઠેકાણે આદમીએ ઓખવી કાહાડેલો લાગેછે, તાંહાંજ એ રંગ માતર દીશતો નથી."

હવે આ ચીતાર કોણ પાદશાહનો પાડેલોછે, અને તેમાં શું વાત બતલાવીછે, તે વીશે ઈઊરોપખંડના કાબેલ ગરંથકારોમાં તરેહવાર વીચારો ચાલેલાછે. પોરટર અને કેપલ એ બંધે મુસાફરો ઈસાઈ ધરમની કેટલીએક વારતા સાથે એ ચીતાર મેલવી ગએલાછે, પણ તેઓને કોઈ બીજાઓએ ટેકો આપીઓ નથી. મી૦ વાકસ પોતાનાં નવાં પરગટ કરેલાં "નીનવેહ એનડ પરસીપોલીસ" નામનાં પુસતકમાં બોલેછે કે "પોરટર જે જમાનામાં મુસાફરી કરી આવીઓ હનો તે વખતે લોકો જે કાંઈ ચીજ જોતા હતા તેહને પેહલાં બાઈબલ સાથે લાગુ પાડતા હતા." અને "પોરટરે જે વીચાર જણાવીઓછે કે તોરાતમાં ઈઆહુદીઓનાં દસ ટોલાં જે બંધવા દાખલ પકડાએઆં હતાં તેહનો આ નકશછે, અને કેપલ નામના એક મુસાફરે એ ચીતાર માહેલા એક મરદને સ્રી ઠેડવીને બાઈબલ માહેલી ઈસઠરની વારતા તેહને લાગુ પાડી ગએલોછે, પણ એ બંધે બાબદોમાં તેઓ નાવાકેફ હતા તેથી હેવો વીચાર આપી ગએઆછે. પોરટરના જણાવીઆ પરમાણે ઈઆહુદીઓનાં દસ ટોલાંની વારતા, અથવા કેપલના ધારીઆમેલે ઈસઠરની હકીકત એ કાંઈ આ ચીતારની મતલબ સાથે મલતું આવતું નથી."*

* વાકસ નીનવેહ એનડ પરસીપોલીસ, સફે ૩૬૯.

"બીજા સંગલા મુસાફરો કરતાં મેજર રાલીનસન સઊથી પછવાડે અને મોહોટી ચોકસાઈથી આ ચીતાર જોઈ આવેલોછે, તેહેનો જણાવેલી હકીકત ભરોસો રાખીઆજોગ લાગેછે. મેજર રાલીનસને એ નકશની તખતીઓ પરના ખીલારોકા હરૂફે ઊકલાવીઆછે, અને તેહેની હકીકત આગલની તવારીખ સાથે મેલવી આપેલીછે. ખીલારોકા હરૂફો વાંચીને તે ઊપરથી ઈરાનની તવારીખનો કેટલોએક ભાગ નકી કરવાનાં કામમાં એ ગહેરસથે આપણી ઊપર ઘણો આભાર કીધોછે, અને તેથી પોતાની કીરતી જગ પરસીધ કરીછે.

મેજર રાલીનસન એ હરૂફોની તખતી તથા ચીતાર ઈરાનના પાદશાહ ગોસતાસપ (દારાએસ હીસતાસ્પીસ) ના વખતમાં બનેલાં કેહેછે. એજ કાબેલ પુરસના જણાવીઆ પરમાણે ગુસતાસપ પાદશાહે પોતાની હકુમતની ઘણીખરી તવારીખ આ પાહડપર લખીછે, અને જે નવ મરદો તેહેની સાંમણે બંદીવાંન દાખલ ઊભેલાછે, તથા એક જણ જમીનપર પડેલોછે, તે દસ આદમીઓએ ઈરાનને તાબેનાં જુદાં જુદાં સવસથાંનોમાં પાદશાહી હકુમતપર દાવો કીધો હતો અથવા બલવો ઊઠાવીઓ હતો, તે સંગલાઓને ગોસતાસપશાહ પોતાના કબજામાં લાવીઓ હતો, અને પોતાની સતા મુસતકીમ લાગુ પાડી હતી, તે સંગલું બતલાવવાને કીજે આ ચીતાર પાડીઆમાં આવીઓછે. એ ચીતાર માહેલા દસે બંધવાઓ કઆં કઆં દેશનાછે, અને તેઓએ શું શું તકસીર કીધી હતી, તે દરએકનાં માથાંપરની તખતીપર લખેલુંછે તે ઊપરથી તેઓના સંગલી તવારીખ જાહેર થાએછે. એ ઊપરાંત એ ચીતારની હેઠલથી બેહેશતુન પાહડનો કેટલોએક ભાગ ખીલારોકા હરૂફોથી ભરી કાહાડેલોછે, તે તમામ તખતીઓનો મેજર રાલીનસને તરજુમો કીધોછે, અને તેહેનાં બેએ કીમતી પુસતકો બનીઆંછે, તે આગલા વખતની સોધ કરનાર સરવે કોઈને ધેઆંનથી વાંચવાજોગછે. એ તખતીઓ માહેલી એક તખતી જે પાદશાહનાં માથાંપર આવેલીછે અને તેમાં પાદશાહે પોતા વીશે જે હકીકત કોતરાવીછે તેહેની મેજર રાલીનસનના ઊકલાવેલા ઊચારની એક નકલ, તરજુમાં સાથે, હમો હેઠલ પરગટ કરીએછે.

## બેહેશતુન પાહડના નકશ મધે પાદશાહનાં માથાંપર કોતરેલી એક તખતી.*

(૧) અદમ દારઅવુશ (૨) ખશાયથીય વ ઝરક (૩) ખશાયથીય† ખશાયથીયા નામ (૪) ખશાયથીય પારસીય (૫) ખશાયથીય દહ્યઊનામ (૬) વીસતાસપ હ્યાપુતર (૭) અરશામહ્યા નપા (૮) હખામનીશીયા.

(૯) થાતીય દારયવુશ ખશાયથીય (૧૦) મનાપીતા વીસતાસપ (૧૧) વીસતાસપ હ્યા પીતા અરશામ (૧૨) અરશામ હ્યા પીતા અરીયારામન (૧૩) અરીયારામન હયાપીતા ચીશપાઈશ (૧૪) પીતા હખામનીશ.

(૧૫) થાતીય દારયવુશ ખશાયથીય (૧૬) અવહ્ય રાદીય વયમ હખામનીશીયા થહ્યામ હ્ય (૧૭) હ્યા પરૂવીયત અમાતા અમહ્ય (૧૮) હ્યા પરૂવીયત હ્યા અમાખમ તઊમ ખશાયથીયા આહ.

(૧૯) થાતીય દારયવુશ ખશાયથીય (૨૦) ૮ મના તઊમાયા તઈય પરૂવમ ખશાયથીયા આહ (૨૧) અદમ નવમ (૨૨) ૯ દુવીતા તરનમ વયમ ખશાયથીયા આમહ્ય.

(૨૩) થાતીય દારયવુશ ખશાયથીય (૨૪) વશના અઊરમઝદાહ અદમ ખશાયથીય અમીય (૨૫) અઊરમઝદાહ ખશતરમ મના પુરાબર.

(૨૬) થાતીય દારયવુશ ખશાયથીય (૨૭) ઈમા દહ્યાવતયા મના પતીયાઈશ (૨૮) વશના અઊરમઝદાહ અદમશામ ખશાયથીય આહમ (૨૯) પારસ, ઊવજ, બાબીરૂશ, અથુરા, અરબાય, મુદરાય; તઈય દરય હ્યા, સપરદયુના, માદ, અરમીન, કતપતુક, પરથવ, ઝરક, હરીવ, ઉવારઝમીય, બખતરીશ, સુગુદ, ગદાર, સક, થતગુશ, હરઊવતીશ, મક (૩૦) ફરહર વમ દહ્યાવ ૨૩

---

* અવજમાં મેજર રાલીનસને કરેલા આ તખતીના ઉચ્ચાર તથા તરજુમો હમોએ પરગટ કીધો હતો, તે પછી "ઇરાની બીજારીકી તખતીઓ" વીશે સં૦ સ૦ ૧૮૬૩ માં શેઠ જાંગીરજી બરજોરજી વાછાએ બનાવેલા ઇનામના નીબંધ મધે એજ તખતીનો વધારે શુધ ઉચ્ચાર તથા તરજુમો પરગટ કરવામાં આવીઓછે, તે હમોએ આપેલા તરજુમા કરતાં બેહતર સમજીને તેહેને બદલે આ જગોએ દાખલ કીધોછે. એ તખતીની એક નકલ અસલ બીજારીકા હરફોમાં ઉતારીને આતરે જોડીછે.

† જે અક્ષર અથવા બોલ મોહોટાં કદના લીધાછે તે અસલ તખતીઓમાં ઘસાઈ ગએલી જગોછે અને તેથી ગોઠવીને મુકીઆછે.

## ' શીપલી તખતીનો મેજર રાલીનસને કરેલો તરજુમો.

(૧) હું દારયવુશ* (૨) પાદશાહ મોટો (૩) પાદશાહોનો પાદશાહ (૪) પારસનો પાદશાહ (૫) પરાંનો (તાઆબામાનાં) નો પાદશાહ (૬) વીસતાસપનો બેટો (૭) અરશામનો નબીરો (દોતરો) (૮) હખામનીશ (કેઆની ખાનદાનનો.)

(૯) પાદશાહ દારયવુશ કેહેચ (૧૦) મારો બાપ વીસતાસપ (૧૧) વીસતાસપનો બાપ અરશામ (૧૨) અરશામનો બાપ અરીઆરામન (૧૩) અરીઆરામનનો બાપ ચીશપાઈશ (૧૪) બાપ (તેનો) હખામનીશ.

(૧૫) પાદશાહ દારયવુશ કેહેચ (૧૬) એ કારણશર અમો હખા મનીશીઆના કેહવાઈએચ (૧૭) અસલ જમાનાથી અમો ઊતરતા આવી આચ (૧૮) અસલથી અમારૂં ખાનદાન પાદશાહો (નું) છે.

(૧૯) પાદશાહ દારયવુશ કેહેચ (૨૦) (મારી) અગાઊ મારાં ખાન દાનના આઠ પાદશાહ થાઈ ગીઆ (૨૧) હું નવમો (છેઊ) (૨૨) નવો બેવડી રીતે પાદશાહ થાએઆ.

(૨૩) પાદશાહ દારયવુશ કેહેચ (૨૪) હોરમઝદની મેહેરબાનીથી હું પાદશાહ થાએઓ (૨૫) હોરમઝદે મને રાજ બખશીઊં.

(૨૬) પાદશાહ દારયવુશ કેહેચ (૨૭) આ દેશો મારા હાતમાં આવીઆં (૨૮) હોરમઝદની મેહરબાનીથી હું તેઓનો પાદશાહ થાએઓ (૨૯) પારસ, સુજીઆના, બાબીલન, આસીરીયા, અરબસતાન, મીસર, જેઓ દરીઆનાછે (ટાપુઓ) શપરદા, યુનાન ×, મીદીઆ, અરમી નીઆ, કાપાડોકીઆ, પારથીઆ, ઝરંગીઆ, આરીઆ, ખોરાસમીઆ, બાકતરીઆ, શોગદીઆના, ગનદારીઆ, શાકી, સાતાગીદીઆ, આરાકો શીઆ, મીકીઆ. (૩૦) સંધા મલીને ૨૩ પરાંતો.

બેહેશતુન પાહડપર ખીલારોકા હરૂફોની તખતીઓના એક નમુના દાખલ શીપલી બીના મેજર રાલીનસનનાં પુસતકમાંથી હમોએ ઊતારી

---

* મેજર રાલીનસન હેવો વીચાર જણાવેછે કે ખીલારોકા હરફોથી "દારયવુશ" કરીને જે શબ્દ લખેલોછે તેહેનો અરથ "લડાએક અને અખતીઆરવાલો" કરીને આએછે.

લીધીછે, તે ઊપરથી એ તખતી તથા ચીતારની મતલબ કાંઈએક સમજ પડેછે. એ તખતીઓ તરણ ભાશામાં લખેલીછે, તેઓને મેજર રાલીનસને તરણ નામ આપીઆંછે, ઈરાની, બાબલી અને મીડઆન. જે તખતીનો ઊપર તરજુમો કીધોછે તે ઈરાની ભાશામાંછે, અને તેહેની હેઠલ બીજી બેએ ભાશામાં તરજુમો કોતરીઓછે. હમોએ ઊપર જણાવી ઊંછે કે હેવી તખતીઓ એ પાહડપર પુશકલ કોતરેલીછે, તે ઊપરથી મેજર રાલીનસનના ઊકલાવીઆ પરમાણે પાદશાહ ગોસતાસપની હકુમતની ઘણીખરી તવારીખ જાહેર થાએછે. એ સંગલી તખતીઓનો તરજુમો મેજર રાલીનસને આપેલોછે, તે ઊપલી રીતે દાખલ કરતાં ઘણું લંબાણ થાએછે, એટલા વાસતે એ તખતીઓમાં જે કાંઈ લખેલુંછે તેહેનો સાર હમારા વાંચનારાઓને કીજે હમો આ જગોએ ઊતારી લઈજીએછે, અને તે ઊપર ધેઆન પોંહોંચાડવાને હમારા ચંચલ વાંચનારાઓને મજબુત ભલામણ કરીએછે.

પાદશાહ ગોસતાસપની તવારીખની જે કાંઈ બીનાં મેજર રાલીનસને ઊકલાવીછે તે ઊપરથી હેવું જોવામાં આવેછે, કે જેઆરે એ પાદશાહે જરતોસતી મજહબ કબુલ કીધો તેઆરપછી એ ધરમનો ફેલાવો કરવાનાં અને સરવે કોઈને તે જાહેર પાડવાનાં કામમાં પાદશાહ ગુંટેલો હતો, એટલાંમાં તેહેનાં મુલખના એક દુરના ભાગમાં સુસ નામનાં પરગણાં મધે એક બલવો ઊઠીઓ, તે બલવો બેસાડી નાખવાને પાદશાહે પોતાનું લશકર તે તરફ મોકલીઊં, અને બલવાખોરના સરદારને પોતાના અસતેકમાં કેદ પકડીઓ, તથા લશકરની મદદ વગર તોફાન નરમ પાડીઊં. એ હકીકત આ નકશના એક બંધવાનાં માથાંપરની તખતીમાં જણાવીછે. બીજી તખતીમાં હેવાજ એક બીજા બલવા વીશે લખેલુંછે. કહેછે કે સુસ મધે ઊઠેલું તોફાન ગોસતાસપશાહે નરમ પાડીઊં તેઆરપછી બાબલના પાદશાહ નાબોનીદસના બેટાને નામે એક શખસે બાબલની ગાદીપર દાવો ઊઠાવીઓ, તે શખસે પોતે નાબોનસરની ઓલાદથી ઊતરી આવીઓછે હેવો દાવો કીધો હતો. એ ખોટો દાવો ઊઠાવ

નાર શખસને ઘણીએક મદદ મલી, અને બાબલના મુલખમાંથી ગોસતાસપશાહની હકુમત કાહડી નાખવાની તેણે ધમકી બતલાવી, તેથી પાદશાહ પોતે લશકર લઈને તે તરફ દોડીઓ, તાંહાં તીગરામ (ટાઈગરીસ) અને ઉફરાતોવા (ઈઉફરેટીસ) નદીઓ આગલ બેએ મોહોટી લડાઈ થાઈ, તેમાં ગોસતાસપ ફતે પાંમીઓ, અને બાબલનો મુલખ પોતાને હાથ કીધો, અને બલવાખોરને કતલ કરાવીઓ. ગોસતાસપ બાબલમાં હતો એટલાંમાં સુસ મધે ફરીને એક બીજો બલવો ઉઠીઓ, તે તરફ પાદશાહ કુચ કરી ગએઓ. સુસના લોકો પાદશાહને ઘણો ચાહતા હતા, તેથી પાદશાહ આવે એટલાંમાંજ તેહેની સાંમણે બલવો ઉઠાવનાર શખસને તે લોકોએ પકડીને ગોસતાસપશાહની તરફથી તેઓએ પોતેજ તેહેને કતલ કીધો.

ઉપલું દાસતાંન બેહેશતુનના નકશની હેઠલની બેએ તખતીઓમાં વીગતવારે આવેલું છે. તે પછી મેજર રાલીનસનના ઉકલાવીઆ મુજબ એ તખતીમાં લખેછે કે સુસ અને બાબલમાં બલવા બેસાડી દીધા પછી શામ, અરમાનીઆના, અને આજરબીજાન (જેહેને આગલ મીડીઆ અથવા મદાઆ કરી કેહેતા હતા), એ તરણે દેશોના લોકોએ એકસંપ થાઈને ગોસતાસપશાહની હકુમતને તરક કરવા માંગી, અને તેઓને માથે ફરાવરતીશ નામનો એક શખસ ઉભો થાએઓ; તેણે કહીઉં કે "માહરૂં નામ ખશાથરીતા કરીનેછે અને હું અવાખશથરાપા (ધારીઆ મેલે ફરેહુન) ની ઓલાદથી ઉતરી આવેલો છઉં." એ મોહોટું ફીતુર બેશાડી નાખતાં ગોસતાસપશાહને ઘણી મેહેનત પડી; એ બલવાખોરોએ પાદશાહના મોકલેલા સરદારો સાથે છ મોહોટી લડાઈઓ કીધી, પછી અંતે ગોસતાસપ પોતે લડાઈમાં ગએઓ, અને રગઈઆની એક મોહોટી લડાઈમાં ફતે પાંમી ફરાવરતીશને પકડી લાવીઓ પછી તેહેને કતલ કીધો.

પાદશાહ ગોસતાસપની હકુમત તેહેને ઘણી મેહેનત અને ધાસતી ભરેલી માલમ પડેછે. એજ તખતીઓમાં આગલ ચાલતાં કેહેછે કે ઉપલા બનાવો બની રહ્યા પછી સગારશીઆ, પારથીઆ, હરકાનીઆ

અને બીજાં મુકાંમોમાં બલવા ઊભા થાએઆ હતા, અને જુદા જુદા શખસોએ ગોસતાસપશાહની પાદશાહીપર દાવો કીધો હતો, પણ તે સંગલાઓપર અંતે તે ફતેહ પાંમીઓ, અને પોતાનું તાજ મુસતકીમ કીધું, તે સંગલાંની ઈઆદગારી રાખવાને કીજે બેહેશતુન પાહડપર તેણે આ નકશ તથા તખતીઓ કોતરાવેલી ધારીઆમાં આવેછે.*

ઊપલો હેવાલ મેજર રાલીનસને ઊકલાવેલી હકીકતનાં સાર તરીકે હમોએ પરગટ કરીઓછે. એ તખતીઓની હકીકત તવારીખથી ઊલટી લાગતી નથી, તેહેની મુખતેસર બીના હમો અતરે લખી જણાવીએ છઈએ. હીરાડોટસ નામનો ઈઊનાની ગરંથકાર ઈરાનના પાદશાહ "દારાએસ હીસતાસપીસ" વીશે જે કાંઈ લખી ગએઓછે તેહેનો ઘણોએક ભાગ આ ખીલારોકા હરૂફે લખેલી બીના સાથે મલતો આવેછે, અને તેજ પરમાણે એ પાદશાહની બુનીઆદ વીશે હીરાડોટસ લખી ગએઓછે કે તે કાંઈ પાદશાહી ખાંનદાંનનો હતો નહી, પણ કોઈ બાજીમાં ઈરાનનું રાજ જીતી લીધું હતું તે વાત આ તખતીથી ખોટી પડેછે, કાંએક તેમાં સાફ જણાવેલુંછે કે એ પાદશાહ કએઆનીઆંન તોખમનો હતો. એ ઊપરથી જો આ હરૂફો માનવા લાએક ઠડે તો તેથી તવારીખને મોતેબર ટેકો મલેછે.

હવે બીજા હાથપર હમોને જોવાને દલગીરી ઊપજેછે કે મેજર રાલીનસન જેહેવા વીદીઆવાંન પંડીતે એ ખીલારોકા હરૂફોની સમજ પુરતી માલમ પડે તેટલા વાસતે ઈઊરોપખંડના લોકોને કીજે જેહેવો ખોલાસો કીધોછે તેહેવો ખોલાસો આપણી તરફના લોકોને કીજે જાહેર કીધો નથી. ઊપર પરગટ કરેલા સારમાં જે જગોએ "દારયવુશ" પાદશાહનું નામ આવીઊંછે તે જગોએ મેજર રાલીનસનની સમજ પરમાણે હમોએ "ગોસતાસપ" કરી અરથ મુકીઓછે, પણ એજ તખતીના આધારપરથી આપણે જોઈએછે તો ગોસતાસપની જગોએ ઊગમણ પરાંતના ગરંથકારોની હકીકત સાથે સરખાવતાં આ બીનાં ગોસતાસપના

* જુવો લંડનની રાએઅલ એશીઆટીક શોસાએટીનું પુસતક ૧૦ મું ભાગ ૩ જો.

બેટા અસફંદીઆરને વધારે લાગુ પડેછે. આ તખતીઓમાં હેવું જણાવેલું છે કે "દારયવુશે" ઊપલી સંગલી નામદારી મેલવી હતી તે વખતે તેહેનો બાપ "વીસતાસપ" ઈરાનના દુરના ભાગમાં હકુમત ચલાવતો હતો. હવે "વીસતાસપ" એ બોલ જંદ ભાશામાં જે રીતે વપરાએલોછે તથા તેહેનો જે ઊચાર થાએછે તે ઊપરથી વીસતાસપ અને ગોસતાસપ એ એકજ માલમ પડેછે. ઊગમણ પરાંતના ગરંથકારો લખેછે કે ગોસતાસપ શાહની હકુમતમાં તેહેનો બેટો અસફંદીઆર ઘણાએક મુલખો જીતવા નીકલીઓ હતો અને તેણે ચીન, માહચીન, તુરાન, શામ, અને બીજા કેટલાએક મુલખો ફતે કીધા હતા, તથા તેઓમાં ઊઠેલો બલવો બેશાડી મુકીઓ હતો.†

એ બીના આ ખીલારોકી તખતીને મજબુત મલતી આવેછે. જે કોઈ કાબેલ સાહેબ ઈરાનની ચોકસ અને ભરોસો રાખવાજોગ તવારીખ બનાવવાનો કસદ કરે, તે અગાઊ તેણે આરંભમાં આ બીના ધેઆંન પોહોંચાડીઆજોગછે તે સેજ હમો આ જગોએ જણાવીએછે.

ગોસતાસપ પાદશાહની હકુમતની બોજોરગી બતલાવવામાં, અથવા તેહેના બેટા અસફંદીઆરની દલેરી જણાવવામાં, આ બેહેશતુનનો ચીતાર ઘણો નાંમીચોછે. એ જમાનાના પાદશાહોએ પોતાના પાછલના વખતને કીજે પોતાની મોહોટાઈ અને પોતાની હકુમતને લગતી તવારીખ જણાવવાની કેટલી મેહેનત લીધીછે, અને તેમાં તેઓએ દર વખતે વખત "હોરમજદની મેહેરબાનગી", "હોરમજદની બખશેશ" એ રીતે લખીને પોતાના પેદા કરનારને પીછાંણીઓછે તે વીશે તેઓને ખરેખર માન મલેછે. તેઓએ કદાચ હેવું ધારીઊં હોએ કે પુસતકોમાં તેઓની હકીકત જણાવીઆના કરતાં પથ્થરપર કોતરેલી તવારીખ વધારે કાએમ રેહેશે, અને પાછલથી તેઓને દુનીઆં પીછાંણી શકસે, એ મતલબ પુરી પાડવાને તેઓએ પાહડપર જમીનથી સેંકડો વાર ઊંચે નકશ તથા તખતીઓ કોતરાવી હતી કે જે હાલ કાએમ રહીછે. પણ એ છતાં ઈનસાંનની ઊમેદ પાર પડવામાં કેટલો જોખમ રેહેછે? હમોએ

† જુઓ રોઝત-અલ સફાનો ડેવીડ શીઆએ કરેલો તરજુમો, સફે ૨૯૫—૬.

ઊપર જણાવીઊં છે કે એ તખતીઓ તરણ જુદી જુદી જુબાંનમાં (પણ ખીલારોકા હરૂફે) કોતરેલીછે. એ પાદશાહોએ હેવું ધારીઊં હોએ કે પાછ લથી એ તરણ ભાશા બાહેલી એકબી ભાશા કોઈ વાંચી શકસે તો તેથી તેઓનું નામ ગુમ થાએ હેવું બનવું મુશકેલછે. જો તેઓએ હેવું જાણીઊં હોએ તો તેઓની ધારણાં પાર પડવામાં ઘણો જોખમ આવી પડીઓ હતો. કાંએક આજ દસ વરશ સુધીમાં એ હરૂફો સઊ કોઈને તલેસમ સરખા હતા, અને જે દેશમાં એ પાદશાહોએ અમલ ચલાવીઓ તે દેશના લોકો એ હરૂફો વીશે એક બોલ પણ આજ સુધી સમજતા નથી. તેઆરે એ પાદશાહોની ધારણાં અતીઘણી લાંબી મુદત સુધી કેહેવી નીશફ્લ થાઈ હતી? માતરે ઈઊરોપખંડની કાબેલીઅતે એ હરૂફો ઊકલાવવાની હવડે તજવીજ ચલાવીછે, કે જે વીશે ગોસતાસપ અથવા અસફંદીઆરે ખુવાબ પણ જોએઓ નહી હશે. આ નકશ તથા તખ તીઓ આપણને કેહેવી મોતેબર નશીહત આપેછે કે માણસ ગમે હેવી ઈઊકતી લગાડે, પણ વખતના દોર આગલ તેહેનું સંગલું ચાહાવું નાપા એદારછે. જે બુલંદ મરતબાના સાહેબે માણસને જીંદગી બખશીછે તેજ સાહેબનું ચાહાવું માતરે પાએદારી ધરાવેછે.

[જગત પરેમી, મારચ ૧૮૫૨.]

---

## તખ્તે બોસતાંન પાહડની હકીકત.

આ નામીચા પાહડના ચીતારોનું બેઆન કરીઆની આગમજ જે તવારીખ સાથે એ પાહડ સંબંધ રાખેછે તે વીશે હમોએ કાંઈએક બોલવું જોઈએછે. સંગલા ગરંથકારો એકમતથી કબુલ થાએછે કે એ ચીતારો ઘણું કરીને ઈરાનના સાસાની તોખમના પાદશાહ ખુસરૂ પર વેજના વખતમાં બનેલાછે, તથા એ પાહડની જગા તેહનાજ વખતમાં સમારીઆમાં આવીછે. ખુસરૂ પરવેજ રૂમની એક શાહજાદી નામે

"શીરીન" સાથે પરણેઓ હતો, તે શાહજાદી અને ખુસરૂ પરવેજ એ બંધેની મોહબત સાથે આ તખતે બોસતાન પાહડ લગતોછે. એ પાહડનું દાસતાંન હમારા વાંચનારાઓને વધારે સેહેલાઇથી સમજ પડે તથા ફારસી ગરંથકારોની લખવાની ધપ અને મતલબથી તેઓ વાકેફ થાએ એટલા વાસતે સને ૧૭૯૭ નાં "ઓરીએનટલ કલેકશનશ" નામનાં પુસતક ઊપરથી ખુસરૂ અને શીરીનનો કીસ્સો હમો હેઠલ ઊતારી લઈ જીએછે. ઓરીએનટલ કલેકશનશના બનાવનારે એ બીનાં એક ફારસી કેતાબ નામે "શાહનામાહ નસર" ઊપરથી ઊતારી લીધીછે, તે વીશે એ ગરંથકાર હેવું બોલી જાએછે કે, આજ આસરે ૧૨૫ વરશની વાત પર એક વીદીઆવાન ઈંગરેજ, ડાકટર હાઈડ, પારસીઓના ધરમ બાબે ખોલ કરવાને કીજે હીંદુસથાન અને ઈરાન ખાતે આવીઓ હતો, અને જેઆરે ડાકટર હાઈડ સુરતમાં હતો તેઆરે ફીરદોસીના શાહનામાં ઊપરથી ટુકું કરીને પારસીના એક મોબેદે "શાહનામાહ નસર" નામનું એક નાધલું પુસતક ડાકટર હાઈડને બનાવી આપીઊં હતું. એ પુસતક ઊપરથી ડાકટર હાઈડે ઈરાનીઓના આગલા ધરમ બાબે બેઆન કરતી વખતે હજરત જરતોસતની જીનદગાંનીનો હેવાલ પોતાના ગરંથમાં દાખલ કીધો હતો, અને એ પુસતકની એક નકલ પોતાની પાસે રાખી હતી, તથા બીજી નકલ લંડનનાં મોહોટાં સંગરહસથાનમાં આજ સુધી પડેલીછે, તે ઊપરથી ખુસરૂ અને શીરીનનું આ દાસતાંન ઊતારી લીધુંછે. હમો ધારીએછે કે ગુજરાતી ભાશામાં શાહનામાંની લખેલી નકલો હાલ જે આપણા જોવામાં આવેછે તે ગુજરાતી કેતાબો ઊપરજણાવેલા મોબેદે બનાવેલી "શાહનામાહ નસરની" ફારસી કેતાબ ઊપરથી તરજુમો કરેલીછે.

## ખુસરૂ અને શીરીનનો મોહબત અને ફરહાદ ચીતારાનાં મરણનું દાસતાંન.

(શાહનામાહ નસર કેતાબ ઉપરથી.)

"બોજોરગ વખતની વાતો કરનારાઓ અને તવારીખ લખનારાઓ હેવું કહી જાએછે કે ઈરાનના પાદશાહ હોરમજે જેઆરે પોતાના

દીકરા ખુસરૂ પરવેજને* શેહેરની બાહેર કાહડી મુકીઓ તેઆરે એ શાહ જાદો ઘણી ગમગીની અને ફીકરમાં પડેલો હતો, અને પોતાની હાલત વીશે લાંબો ખેઆલ ભેડાવતો હતો, એટલાંમાં તેહને એકાએક ઊંઘનો ઝોકો આવીઓ, અને તે ખુવાબમાં પડીઓ. ખુવાબમાં ખુસરૂ પરવેજને તેહેનો બપાવો નોશીરવાંન અદલ આવીને કેહેવા લાગો કે 'એ બેટા તું 'આટલો દલગીર અને ફીકરમંદ શાંને વાસતે છે? તાહારાં દીલમાં જે 'કાંઈ ધાસતી હોએ તે કાહડી નાખ, કાંએકે તાહરે હવાલે ચેઆર ચીજો 'આવનારછે, કે જે દરએકની કીમત ઈરાનની આખી પાદશાહી કરતાં 'વધારે થાશે. તે ચેઆર ચીજ આએછે: જે ઘોડો હવડે તુંએ ગુમાવી 'ઓછે† તેહેની જગોએ તુંને બેએ ઘોડા મલશે, તેમાં એકનું નામ શબ 'દીજ અને બીજાનું નામ ગુલગુન, અને તાહારા જે સેતાર વજાડના 'રનાં નખ કાપી નાખીઆમાં આવીઆંછે તેહેની જગોએ તુંને બેએ 'ગાએનવાલા મલશે, તેમાં એકનું નામ બરબુદ અને બીજાનું નામ 'નકીસા. તરીજી ચીજ એછે કે તુંને એક ચીતારાની બખશેશ મલશે, 'કે જે ચીનના માની ચીતારા કરતાં પણ સરશ ઊતરશે. અને ચોથું 'એકે તુંને એક સ્ત્રી મલશે, તેહેનું નામ શીરીન કરીને આવશે, તે 'સ્ત્રીની બરોબર દુનીઆંમાં કધી કોઈ બીજી સ્ત્રી ખુબસુરતી પાંમી 'નથી, કે જેહેને જોઈને ખોરશેદ પણ ધાબરો પડી જાએછે.'

"જેઆરે ખુસરૂ પરવેજ આ ખુવાબ જોઈ ઊઠીઓ તેઆરે તે ઘણો અજબ થાવા લાગો, અને પોતાનાં દીલ સાથે કેહેવા લાગો કે માહરા વડાવાને મેં ખુવાબમાં જોએઓછે તે કધી મહને ઠગે નહી: કદાચ એ ખુવાબની હકીકત પાર પડશે." આ વીચાર કરીને ખુસરૂ પોતાનાં દીલમાં ખુશાલ થાએઓ. તોપણ તે પોતાના બાપપર ઘણો ગુસ્સા

* ઇઅજદજરદ શેહેરીઆરના વખતમાં જરતોસતીઓની પાદશાહી આખર થાઇ તેહની આસરે ૫૦ વરશ આગમજ ખુસરૂ પરવેજ ઇરાનમાં હકુમત ચલાવતો હતો.

† ખુસરૂ પરવેજપર તેહના બાપે સેતમ ગુજારીઓ અને તેહની મતા છીનવી લીધી તે વીશે આ ખીના લખેલીછે,

ભરેલો હતો, પછી તાંહાંથી ખુસરૂ મદાએન તરફ આગલ વધીઓ, તાંહાં રસતામાં તેહેને એક ચીતારો મલીઓ, કે જેહેનું નામ શાપુર કરીને હતું. એ શાપુરે ખુસરૂની આગલ શીરીન શાહજાદીની ખુબસુરતીની ઘણીએક તારીફ કીધી, પછી જેઆરે ખુસરૂ એ સંગલી તારીફ સાંભલી રહેઓ તેઆરે તેણે શાપુર ચીતારાને પુછીશેં કે શીરીન* તેહેને હાથ આવે હેવો કાંઈ મારગ બતલાવવો. પછી શાપુરે કેટલીએક ગોઠવણ કરીને ખુસરૂને શીરીન સાથે મેલવી આપીઓ, કે જેહેનું દાસતાંન નીજામી શાએરે લખેલા ખુસરૂ શીરીનના કીસ્સામાં આવેલું છે.

"હવે તવારીખના લખનારાઓ હેવું કહી જાએછે કે ખુસરૂ પોતાના બાપપર ઘણો કફા હતો, તેથી પોતાની શીરીનને લઈને મદાએન તરફ ગએઓ, અને શીરીનની માસી મેહીનબાંનું કરીને હતી તેહેને તાંહાં રહેઓ, અને કાંઈ તક સોધતો હતો, હેવાંમાં તેનો બાપ હોરમજ એકાએક મરણ પાંમીઓ. એ મરણની ખબર જેઆરે ખુસરૂને પડી તેઆરે તે ઈરાન તરફ ગએઓ, અને પોતાના બાપનાં તખતપર બેઠો, અને આખા મુલખના સંગલા અમીર ઊમરાવો તથા કાબેલ શખસોએ આવીને ખુસરૂનાં તાજને સેજદો કીધો. પાદશાહ ખુસરૂએ ઈનસાફ અને સખાવત સાથે ૩૮ વરશ સુધી હકુમત ચલાવી. બરબુદ અને નકીસા નામના બેએ ગાએનના સરદારો પાદશાહની હજુરમાં આવી પોંહોંચીઆ, તેઆરપછી પાદશાહે શીરીનને પોતાની તરફ બોલાવી મંગાવી, અને તેહેની માસી મેહીનબાંનું પાસે સબદીજ અને ગુલગુન નામના બેએ ઘોડા હતા તે પણ મંગાવીઆ. શીરીન તે ઘોડા લઈને પાદશાહની નજદીક આવી પોંહોંચી. પછી શીરીને પોતાને કીજે એક એલાહેદો મેહેલ બાંધવાની પાદશાહને અરજ કીધી, તે અરજ પાદશાહે કબુલ રાખી, તેઆરપછી એક દીવસ શીરીન પોતાના ખાવંદને કેહેવા લાગી કે 'દુધના ખોરાકનો 'મહને ઘણો શોકછે, અને આપણા બેહેશતુન પાહડપર ગાએ અને બક 'રાંનાં ટોલાં ઘણાંછે, તેથી તું કોઈ હેવા શખસને સોધી કાહાડ કે તે એક

* શીરીન રૂમની શાહાજાદી હતી.

'નીખ ખોદે, અને તેમાં પાહડપરથી દુધ આવે, અને જેમ નદીમાંથી 'પાણી પીજીએછે તેમ હું તે નીખમાંથી દુધ પીઊં.'

"તેઆરે ખુસરૂએ તેહવા શખસ વીસે સોધ કીધી. તે વેલાએ શાપુર ચીતારાએ ફરહાદ નામના એક કોતરનારને હાજર કીધો, અને પાદશાહે તેહેને પાહડ કોતરવાને સોંપીઊં. હવે ફરહાદે શીરીનનો ચેહરો જોએઓ હતો [બીજાં પુસતકોના આધાર ઊપરથી આ જગોએ જાણવું જોઈએછે કે ખુસરૂ પરવેજે શીરીનની તસવીર કોતરવાને કીજે ફરહાદને હોકમ આપીઓ હતો તેથી તેણે શીરીનનો ચેહરો જોએઓ હતો] તે ઊપરથી તેહેની પછવાડે તે ગાંડો થાઈ ગએઓ હતો. અને પાદશાહનાં ફરમાન મુજબ પાહડ કોતરીને પથ્થર ભાંજવાને કીજે જેઆરે દર વખત તે હથોરા મારતો હતો તેઆરે તે શીરીનનું નામ લેતો હતો. એ રીતે તેણે પેલી નીખ ખોદીને તઈઆર કીધી અને તેમાં દુધ આવવા લાગું.

"કોઈ શખસે જાઈને પાદશાહને કહીઊં કે ફરહાદ શીરીનની મોહોબત માંગવામાં દેવાંનો થાઈ ગએઓછે, તેઆરે પાદશાહે ફરહાદને કાંઈ ફરેબથી મારી નાખવાને કીજે કોઈ મકરવાલા શખસ વીશે તજવીજ કીધી, તેવારે એક બુઢી ઓરત જે તરકટમાં પુરી હતી તેણીએ આવીને પાદશાહને કહીઊં કે 'હું એ નકશીવાલાને માહરા ફરેબથી મારી નાખવાને કબુલ થાઊંચ', પછી પાદશાહે તેહેને કાંઈ બખશેશ આપી અને કહીઊં કે 'જો તું કાંઈ તાલમેલથી એ શખસનો નાશ કરશે તો હું તુંને ઘણોએક ખજાંનો બખશેશ કરશ. અને તેથી તારા બુઢાપાની શકતી તું તદન ભુલી જાશે,' પછી તે મકરખોર ઓરત પાહડપર ફરહાદ પાસે ગઈ, તે વેલાએ ફરહાદ પાહડ કોતરતો હતો અને દર વખત, અએ શીરીન! અએ શીરીન! એવી રીતે પોકાર કરતો હતો, તાંહાં જાઈને એ બુઢીઆ ઓરતે કહીઊં કે 'ઓ ફરહાદ! તું શું ચરી ગએઓછે કે 'શીરીનનું નામ લેએછે? શીરીન કાંહાંછે? તેતો આજ બેએ અઠવાડીઆં 'થાએઆં મરણ પાંમીછે, અને આએ તરીજું અઠવાડીઊં ચાલેછે, અને

'પાદશાહ ખુસરૂએ ગમગીનીનો પોશાગ પેહેરીઓછે, તે તરીજું અઠવા 'ડીશીં પુરૂં થાએઆ પછી કાહાડી નાખશે.' જેઆરે તે ફરેબવાલી ઓરતની જુબાનથી ફરહાદે આ સુખનો સાંભલીઆ તેઆરે તે હાએ અને અફસોસ કરવા લાગો, અને પોતાનું હથીઆર જમીનપર નાખીશીં, અને એક ખરા પેઆર કરનારની માફક પાહડનાં મથાલાંપરથી કુદકો મારીને હેઠલ પડી મરણ પાંમીઓ. કેહેછે કે ફરહાદે આ આફત ભરેલી ખબર સાંભલીને પોતાનું જે હથીઆર જમીનપર નાખી દીધું હતું તે હથીઆરનો દાંડો દાડમનાં ઝાડનો હતો, તે જમીનમાં પેઠો, પછી તે જગોએ એક ઝાડ ઊગીશીં. એ ઝાડ વીશે કહી ગએઆછે કે તે ઘણું ફલવાંન હતું, અને કોઈ આજારી શખસ એ ઝાડનાં છાએઆ તલે જાતો હતો તો તેહનું દરદ દફે થાતું હતું.

"હવે ફરહાદનાં મરણની વાત જેઆરે ખુસરૂ પરવેજને ખબર થાઈ તેઆરે તે ઘણો ખુશાલ થાએઓ, અને પેલી બુઢીઆ ઓરતને ઘણુંએક નાણું આપીશીં, પણ શીરીને જેઆરે એ ખબર સાંભલી તેઆરે તે ઘણીજ દલગીર થાઈ અને શોગ કરવા લાગી."

જે સાહેબોને તવારીખો ચોકસાઈથી વાંચવાનો અભીઆસ હશે તે ઊપલી બીનાં વાંચીઆથી જાણી લેશે કે શાહનામાહ નસર કેતાબ મધેની ઊપલી બીનાં કેટલી માનવાજોગછે, અને કેટલી માનવાજોગ નથી. જો કે આ વાતનો પાએઓ ખરોછે, તોપણ સાએરીને ખાતર તેમાં ઘણીએક ગફલત નજર આવેછે, અને હેવી જુજ ભુલો જે આગલ ચાલતાં ઘણી વધી જાએછે તેહેને કીજે ઊગમણ પરાંતના ગરંથકારો લાંબી મુદ્દત થાઈ કાએલ દુનીઆંનો ટપકો ખાતા આવીઆછે. ભરોસો રાખવાજોગ તવારીખથી આપણને હેવું માલમ પડીશીંછે કે ઈરાનનો નામીચો પાદશાહ નોશીરવાંન અદલ જેઆરે મરણ પાંમીઓ તેઆરે તેહેનો દીકરો હોરમજ તખતપર બેઠો હતો. એ હોરમજ ઘણો જુલમગાર હતો અને પોતાના બાપના ગુણ તેહેનામાં જોવામાં આવતાતા નહી, એ સબબથી ઈરાનના કેટલાએક ઊમરાવોએ મલીને એ પાદશાહને બંદીખાંને

નાખીઓ હતો, અને તેહેના અપરાધની તપાસ વીશે જાહેર મીજલસ મેલવીને તેમાં ગુનેહગાર ઠેરવીઓ હતો, તથા પાદશાહીથી દુર કીધો હતો. તેહેનું તાજ હોરમજના બેટા ખુસરૂ પરવેજને ઘટારત હતું. પણ તેટલાંમાં ઈરાની લશકરનો એક સરદાર નામે બેહેરામ ચોબીન ઊભો થાએઓ, તેણે જાસતીથી ઈરાનની હકુમત પોતાના હાથમાં લીધી. તેથી ખુસરૂ પરવેજને નાહાસી જાવું પડીઊં. તે રૂમના મુલખ તરફ ગએઓ, તે વેલાએ શેહેનશાહ મારીસ ઈસતમબોલમાં રૂમની હકુમત ચલાવતો હતો, અને જોકે ઈરાન અને રૂમ વચ્ચે લાંબી મુદતથી ઘણો મીનાકેસો ચાલતો હતો, તોપણ શેહેનશાહ મારીસે ખુસરૂ પરવેજને આબરૂ સાથે ખુશઆમદ કીધો, અને એક લશકર આપી બેહેરામ ચોબીન સાથે લડવા મોકલીઓ. હવે કેહેછે કે એ વખતના ઈરાનીઓ ઘણા આપઅખતીઆર અને હીમતવાલા હતા, તેથી જો કે બેહેરામે પોતાનાં લશકરની મદદે કરી જાસતીથી ઈરાનની હકુમત છીનવી લીધી હતી, તોપણ ઘણા લોકો તેહેને પાદશાહ દાખલ માન આપતાતા નહી. અને તે વખતના રવઈઆ પરમાણે જેઆરે હરકોઈ પાદશાહ તખતે બેશતો હતો તેઆરે તેહેને માથે તાજ મુકવાની તથા પાદશાહ ઠેરવવાની મોહોટી કીરીઆ થાતી હતી, તે કીરીઆ કરવાનો હક જરતોસતી મોબેદોનો હતો; પણ જેઆરે બેહેરામે જાલમીથી પાદશાહ થાવા માગીઊં તેઆરે તે વખતના મોબેદો હેવા નેક અને વાજબી બોલનાર હતા કે તેઓએ બેહેરામનાં માથાંપર તાજ મુકવાને સાફ મનાઈ કીધી, કાંએકે તે કાંઈ તખતનો ખરો દાવાદાર હતો નહી. એ મોબેદોની હીમત ભરેલી ચાલથી આલમના લોકોને ઘણું કશિવત આવીઊં, તેમજ તેઓ પણ બેહેરામપર રાજી હતા નહી, તેથી જેઆરે રૂમથી ખુસરૂ પરવેજ લશકર લઈને આવીઓ તેઆરે તેહેને આલમથી મોહોટી મદદ મલી, અને તે જલદીથી બેહેરામપર ફતેમંદ થાએઓ, તથા ઈરાનનું તાજ પોતાને અસતેક લીધું. એ મેહેરબાંનગીના અવેજમાં ઈરાન અને રૂમ વચ્ચે થોડી મુદત સુધી ઘણી બીતરાચારી પડી ગઈ હતી, અને કેહેછે કે "શીરીન"

સાથે ખુસરૂ પરવેજે રૂમમાં લગન કીધાં હતાં, તે સ્ત્રી શેહેનશાહ મારીસની દીકરી હતી.

એ સંગલી હકીકત જાહેર કરવાને કીજે, અને તે સાથે પાદશાહ ખુસરૂ પરવેજની જાહોજલાલી બતલાવવાને કીજે, આ તખતે બોસતાંન પાહડપર ચીતારો પાડીઆમાં આવીઆછે, તે બાબે ઊગમણ અને આથમણ પરાંતના ગરંથકારો એકમત થાએઆછે.

હમોએ આગલ જણાવીશીંછે તે પરમાણે, તખતે બોસતાંન પાહડ બેહેશતુન પાહડને લગનોછે, અને એ બંધે મુકામ કેરમાનશાહ શેહેરની નજદીકમાં આવેલાછે. બેહેશતુનની માફક તખતે બોસતાંનનો ડુંગર વનસપતી વગરનો અને દરીઆંમણોછે. એ પાહડની હેઠલ કેરમાનશાહની ખીણ આવેલીછે તે ખુબસુરત વનસપતીથી પુરછે. માથાંપર દરીઆંમણો ડુંગર અને હેઠલ રચનાં ભરેલી જમીન એ બંધેનો દેખાવ એકબીજાથી હેવોનો ઊલટો અને વલી મોતેબર લાગેછે કે તેથી, એક મુસાફરના જણાવીઆ પરમાણે, તાંહાં જાનારને ખુસરૂ અને શીરીનનો કીસ્સો ઈઆદ આવીઆ વગર રેહેતો નથી. એ ડુંગરનાં થરમાંથી પાણીનો એક ખુશનુમા ઝરો ફુટી નીકલેછે, તે પાણીની સફાઈ અતીસે તારીફ કરીઆજોગછે, અને ઈરાનીઓએ એ નેહેરને "શીરીન" કરી નામ આપીશીંછે. એ નેહેરની બાજુપર નાધલું લીલોતરી ભરેલું એક જંગલ આવેલુંછે, અને હેવું ધારીઆમાં આવેછે કે એ જંગલની જગા પર આગલ ખુસરૂ પરવેજનો બાગ હતો, અને તાંહાં તે શેકાર કરવા આવતો હતો. એ ડુંગરની બાજુપર બેએ મોહોટાં અને ઊંડાં આરકાં આવેલાંછે, તે આરકાંઓની અંદર ઊપસેલી કોતરણીથી કેટલાએક નકશો પાડેલાછે, તેહેની બનાવટ (જોકે ઈસતખર અથવા મોરગાબની બરોબર નથી તોપણ) ઘણી સોભઈતી અને કશીવતદાર કોતરણીથી બનાવેલી માલમ પડેછે.

ઈઊરોપીઆંનોમાં પેર ઈમાનુઅલ અને આબે બોચાંપ નામના બેએ મુસાફરોએ તખતે બોસતાંનની હકીકત પેહેલવેહેલી જાહેર કીધીછે,



તખતે બોસતાંન.

પાદશાહ ખુસરૂ પરવેઝ અને શાપુર ઝુલકતાફનાં ચીતરો વાળાં ખારકાં તથા કુદરતઆરાસ્તોસતની પાડેલી તસવીર.

તે માહેલો એક મુસાફર હેવું લખી જાએછે કે, જેઆરે તે આ જગાપર ગએઓ હતો તેઆરે તેણે પાણીની નેહેરની વચમાં એક સ્ત્રીનું પુતલું ઊભું રાખેલું જોએઉં હતું, તેહેનું ઘણુંખરૂં બદન પાણીથો ઘંકાઈ ગએઉં હતું. કદાચ એ પુતલું શીરીનનું હોએ, પણ તેહેની આજ કાંઈ નીશાંન માલમ પડતી નથી. એ નદીનાં મથાલાં ઊપર ડુંગરની એક પારપર સલ્લગ કોતરી કાહાડેલાં કેટલાંએક માણસનાં પુતલાં આગલ હતાં હેવું જોવામાં આવેછે, કાંએકે તે પુતલાં આજ ભાગીને વીખરાઈ ગએ આંછે, પણ તેઓના ઘુંટી હેઠલના પગ આજ સુધી તે કોરપર વરગેલા નજર આવેછે. એ માહેલું એક પુતલું જે ધારીઆમેસે પાહડપરથી નદીના કીનારાપર પડેલુંછે તેહેને હાલના ઈરાની લોકો શીરીનનો આકાર સમજીને ઘણું માન આપેછે, અને જો કે એ ઈરાનીઓ મહમદી ધરમ માનેછે, તોપણ એ પુતલાંને કપડાંની માંનતા ચહડાવેછે, અને તેઓનો હેવો એતબારછે કે તેહેને હાથ લાગીઆથી હરકોઈ દરદ સાફ થાએછે. એ હકીકત સાથે શાહનામાહ નસર કેતાબની ઊપર જાણાવેલી ખીના કાંઈએક મલતી આવેછે. ડુંગરની એ પાર વીશે હાલના ઈરાનીઓ હેવું કેહેછે કે તાંહાં ખુસરૂ પરવેજનું નગારાખાનું રેહેતું હતું.

તખતે બોસતાંનના પાહાડની બાજુપર જે બેએ માહભારત આરકાં આવેલાંછે, તે માહેલું એક આરકું ૨૪ ફીટ પોહોલું અને ૨૧ ફીટ ઊંડુંછે. એ આરકાંની આસપાસની ડુંગરની બાજુ સફાઈદાર કરે લીછે, અને એ આરકાંની અંદર દાખલ થાએઆ આગમજ બેએ ઝાડોના ચીતાર બાહેર નજર આવેછે, તે ઘણી ઊમદા કારીગીરીથી કોતરીઆછે, અને ઈઊનાનીઓની ધપને મલતાં આવેછે. આરકાંની કોર પર ગોએઆ ફુલની તોરણ નાખી હોએ એ રીતે નકશી બતલાવીછે. તેહેની વચમાં મથાલાંપરથી ચંદરમાહનો આકાર પાડેલોછે, અને તેહેની બાજુએ કપડાંના બેએ ઝુમકા ઊડેછે કે જે સાસાની પાદશાહોના વખતમાં હકુમતની નીશાંન ગણાતી હતી. એ આરકાંની તોરણની બાહેરની બાજુઓપર મથાલેથી બેએ સ્ત્રીઓનો ચીતાર પાડેલોછે તેઓને પરી

ઓનો આકાર આપીઓછે. એ દરએક સ્ત્રી પોતાના એક હાથમાં મોતી અને ઝવેરથી બનાવેલું કરૂં પકડેછે, અને બીજા હાથમાં મેવો ભરેલું એક એક વાસણછે. એ પરીઓની પાંખ ઘણી બારીકીથી બનાવીછે, અને તેઓના પોશાગ ઉપરથી કોઈ ઈઊનાનીની કારીગીરી તેમાં નજર આવેછે. એ આરકાંમાં જાંહાં મુખીઅ નકશો આવેલાછે તેહના બેએ ભાગ કીધેલાછે, તેહના ઉપલા ભાગમાં બેએ મરદ અને એક ઓરતનો નકશછે. એ મરદો માહેલો એક જે પાદશાહછે તે જરીનો પોશાગ પેહેરીને વચમાં ઉભેલોછે. એ પાદશાહની ડાબી બાજુપર એક બુઢો ડાઢી વાલો મરદ ઉભેલોછે, તે પાદશાહને એક ગોલ તાજ હવાલે કરેછે, અને પાદશાહની જમની બાજુપર જે સ્ત્રીછે તે ઉમદા પોશાગ પેહેરીને બુરખા વગર ઉભેલીછે* અને એક નાધલાં વાસણમાંથી પાદશાહના પગ આગલ પાણી ધોરેછે. એ તરણે આકારનાં માથાંપર જે તાજો મુકેલાંછે તેથી તેઓનો પાદશાહી દરજજો જાહેર થાએછે, અને હેવું ધારીઆમાં આવેછે કે પાદશાહ ખુસરૂ પરવેજે રૂમના શેહેનશાહની મદદથી પોતાનું તખત મેલવીઊં ને હકીકતની ઈઆદગારી રાખવાને કીજે આ નકશ પાડેલોછે. વચમાં જે પાદશાહ ઉભોછે તે ખુસરૂ પરવેજછે, અને તેહની ડાબી બાજુ પર જે પીર મરદ ઉભો રહીને તેહને તાજ આપેછે તે તેહનો સસરો રોમનોનો શેહેનશાહ મારીસછે, અને જમના હાથપર તેહની નામીચી બાનું શીરીન ઉભેલીછે. એ તરણે આકારો ઘણા બારીકીથી ચીતારે લાછે, અને તેઓનાં કપડાંના જુદા જુદા ભાગ ઘણી ખોલ્લી રીતે નજર આવેછે, પણ કોઈ દુશટ લોકોના હાથથી એ તરણે આકારોના ચેહેરા

---

* રાણી શીરીનના આએ બુરખા વગરના ચીતાર ઉપરથી મી૦ વાકસ પોતાનાં બનાવેલાં "નીનવેહ એનડ પરસીપોલીસ" નામનાં પુસતકમાં [સફે ૩૫૮] છગાનમાં આગલા દાહાડાપર સ્ત્રીઓની છુટ વીશે કાંહએક વીચાર જણાવેછે તે હમો આંહરે ઉતારી બતાવીએછે. મી૦ વાકસ કેહેછે કે—

"આ વાત દેખાહતીછે કે જેઆરે આ [તખ્તે બોસતાંનના] નકશો તથા નકશી રૂઅતમના ચીતારો કોતરીઆમાં આવીઆ હતા તે વેલાએ, મુસલમાનોનો ધારોછે કે ઓરતોને એલાહેદી અને જુદી રાખવી તે ધારો, ઈરાનમાં ચાલુ હતો નહી. એ વખતમાં સ્ત્રીઓને જે છુટ મલતી હતી તે છુટથી ઉપરાંત હાલના વખતના લોકો અંજાણછે."

ઘણા ખરાબ થાઈ ગએઆછે. આરકાંની હેઠલના ભાગમાં બેએ થાંભલા ચીતારીને તેહેની ઊપર એક મોહલ બનાવીઓછે, અને તેહેની અંદર એક સવાર લડાઈનાં કુલ હથીઆર બાંધીને ઘોડાપર બેઠેલો નજર આવેછે. એ સવારે એક બખતર પેહેરેલુંછે, તેહેનાં મોહાડાંથી તે ગુઠણ સુધીનું આંગ બંધ કીધેલુંછે, અને એ બખતરની હેઠલથી ભરતનો પોશાગ નજર આવેછે. એ સવારની જાંગ આગલ તીરનો એક ભારો બાંધેલાછે. તેહેના જમના હાથમાં એક નેજો પકડેલોછે, અને ડાબા હાથમાં ઢાલછે. ઘોડાની છાતી તથા ગરદંનપર ધાતુની ઝુલ નાખેલીછે, કે તીર અથવા નેજાથી તેહેનો બંચાવ થાએ. એ પોશાગ સંગલો લડાઈનોછે, અને એ ઊપરથી તે વખતના પેહેરવાસની ઘણી સારી સમજ પડી શકેછે. આરબ અને તરક લોકોએ આગલા દાહાડાપર એ ચીતારને ઘણો ખરાબ કરી નાખીઓછે, અને તેજ સબબથી એ જગોએ આગલ જે કેટલીએક પેહેલવી જુબાંનમાં તખતીઓ કોતરેલી હતી તે સમજ પડે એ રીતે હાલ વંચાઈ શકાતી નથી. હમોને એ જમાનાનો પેહેરવાસ ઘણો આબરૂ ભરેલો અને સોભઈતો લાગેછે, અને હવડે જો કોઈ હેવો દાવો કરે કે તે વખત કરતાં હાલના વખતમાં ઘણીએક સુધરાઈઓ થાઈછે તો તે કબુલ કરતી વખતે હમો કેહેશું કે પોશાગની બાબદમાં આગલા વખત કરતાં આપણે હાલ સરશ નથી.

હવે હમોએ ઊપર જે ચીતારની બીના જણાવીછે તે ચીતાર ઊપર જણાવેલાં બેએ આરકાં માહેલાં એક આરકાંમાં દાખલ થાતાં સાંમણી બાજુપર પાડેલોછે; હેની આસપાસની બંધે બાજુઓપર પણ ચીતારો આવેલાછે. એક બાજુના નકશમાં પાદશાહ ભુંડોનો શેકાર કરેછે, અને બીજામાં ગોરખરનો શેકાર કરતો દેખાએછે. જે જગોપર પાદશાહ ભુંડોનો શેકાર કરેછે, તે જગો નદીના કીનારાપર આવેલીછે. તે નદીમાં મછવા મુકેલાછે, અને એક મછવામાં પાદશાહ કમાનને ચીહલો ચહડાવી ઊભોછે, તેહેની બાજુપર એક સ્ત્રી બેઠેલીછે, તે સીતારપર ગાએન કરી પાદશાહનો જીવ ખુશ કરેછે. બીજા મછવાઓમાં પણ

ગાએન કરનાર સ્ત્રીઓ બેઠેલીછે, અને ખલાસીઓ હલેસાંથી તે મછવા ચલાવેછે. નદીની બોરદુપર ઝાડોથી ભરેલું જંગલછે. તે જંગલમાં સવારો સાથે કેટલાએક હાથીઓ દોડતા ફરેછે, અને જંગલમાંથી ભુંડોને હાંકીને પાદશાહની તરફ નહસાડેછે, તાંહાંથી પાદશાહ તેઓનો શેકાર કરેછે; જે ભુંડો મારીઆં જાએછે તેઓને હાથીઓપર લાધીને બીજાં માણસો લઈ ચાલેછે. આ ચીનાર ઘણો કશેવતથી પાડેલોછે, અને તેમાં શેકારની દોર ધામ તથા ઉલટ ઘણી સારી રીતે જણાવીછે. તે નજરને ઘણો ખુશ લાગેછે.

ગોરખરના શેકારનો નકશ પણ હેવીજ ઉલટ ભરેલોછે, તેમાં ઉંટ, હાથી, ઘોડા, એ સંગલા પોતપોતાના સવારોને લઈને દોરાદોરી કરેછે. એ ચીતારમાં પાદશાહ એક બાજુપર તીર કમાન લઈ ઉભેલોછે, અને તેહેનાં માથાંપર એક છતર પકડીઆમાં આવીઉંછે. બીજા સવારો મેદાનમાં જોસથી પોતાના ઘોડા ઝોકાવેછે, અને ગોરખરોનો શેકાર કરેછે. તે શેકારોને આગલની માફક બીજાં માણસો ઉંચકી લઈ જાએછે. એ શેકારનાં મેદાંનની એક બાજુપર બેએ માચરા બાંધેલાછે, તેપર કેટલાએક સીતારવાલા અને સીસોલી વજાડનારાઓ ગાએન કરેછે, અને એક બીજી બાજુપર પાદશાહની હજુરમાં હાથ જોડીને કેટલાએક નોકરો ઉભા રહેલાછે.

જેઆરે આપણે ખુસરૂ પરવેજના દમામની વાતો વાંચીએછે, અને તેહેના બેકીમતી મેહેલ, તેહેની ખુબસુરત શીરીન, તેહેનો શબદીજ ઘોડો, તેહેની નામીચી રામશગરો, તેહેના ગવઈઆઓ, તેહેનું લશકર, તેહેની ફતેમંદી, તેહેની શેકારગાહ, તેહેનો બેહદ ખજાંનો અને તેહેના વખતના બનાવેલા તખને બોસતાંનના આ નામીચા નકશો, કે જે વીશે નીજાંમી શાએર કેહેછે—

બે ત.

જે. હર બકહ શુદનદી સંગ સાઈઆન,
બદીદનદી દર ઊ અંગુશત ખાઈઆન.
જે. સંગ વ આહેનશ હઈરાંન શુદનદી,
બદાન સરગશતહ સરગરદાંન શુદનદી.

આ ૧૫.

કે હુર તરફથી નામીચા ચીતારા ઈઆને કોતરનારા તાંહાં આવીઆ, તેઓ એ નકશો જોઈને પોતાનાં મોહોડાંમાં આંગલાં પકડવા લાગા; તેઓ પથ્થરપરનું કામ જોઈને હેરાંન થાએઆ, અને હેવા દુ:ખ પાંમેલા આશક (ફરહાદ) નું કામ જોઈને ગાભરા પડીઆ.

એ સંગલો દમદમામ, આ ચીતારો માહેલા હાથી, ઘોડા, ઊંટ, સીતારવાલા, સારંગીવાલા, નોકરો અને હેવી બીજી જુદી જુદી ચીજો સાથે આપણે સરખાવીએછે તેઆરે તે એક બીજા સાથે મલતું આવેછે. ખુસરૂ પરવેજ જેહેવા મોજીલા પાદશાહ થોડાજ થાઈ ગએઆ હશે. તેણે એકવાર જે દલેરી અને જવાંમરદીમાં નામ મેલવીઊં હતું, તે તેણે પોતાના બુઢાપાની મોજથી ખોઈ દીધું હતું, અને એજ મોજને લીધે અંતે તેણે પોતાનો જાન ખોએઓ, તે તવારીખ વાંચનારનેં અંજાણું નથી.

તખતે બોસતાંન પાહડપરનું બીજું આરકું ઊપર જણાવેલાં પેહેલાં આરકાં કરતાં નાધલું અને જુજ કારીગીરીનુંછે. તેહેની પોહોલાઈ ૧૯ ફીટ અને ઊંડાઈ ૧૨ ફીટછે. બાહેરથી તે સફાઈદારછે, અને અંદર જાતાં સામણી બાજુએ બેઓ મરદોનો એક નકશ નજર આવેછે, તે નકશ કાંઈ ઘણી ઊમદા કારીગીરીથી બનાવીઓ નથી, અને વલી તે કેટલેએક ઠેકાંણે ભાગી ગએલોછે. એ નકશ, જે ઈરાનના ચીતારની કારીગીરીની કેટલેએક ઠેકાંણેની ગફલતી પણ બતલાવેછે, તેહેની નકલ આ બાબદ સાથે હમોએ ટાંકીછે. તેમાં બેએ મરદો એકબીજાની પાસે ઊભેલાછે, [જુવો નકશ] તેઓ બંધે પાદશાહોછે, અને પોતાના દબદબાને મલતો પોશાગ પેહેરેલોછે. એ બંધેની ગરદન પછવાડે બાલના ઝુમકા આવેલાછે, અને સાસાંની પાદશાહોના કાએદા પરમાણે ઊપસેલા ગોલાનાં તાજો તેઓનાં માથાંપર જોવામાં આવેછે, અને એ બંધેએ પોતાના હાથમાં પેટ આગલથી તલવાર પકડેલીછે. એ પાદશાહોએ પોતાનાં ગલાંમાં મોતીની માલા નાખેલીછે, અને તેઓની છાતી આગલનો પેહે

રવાંશ સીપાહીગીરીનો નજર આવેછે. તેઓનાં સુરવાલ સરેશતા પર માગે ઝુલતાં અને કરાનદારછે. માથાં ભાઓગથી એ પાદશાહોના ચેહેરા તદન ભાગી ગએલાછે તેથી કાંઈ ચોકસ આકાર સમજ પડી શકતો નથી, પણ એ ચેહરા જોકે ખરાબ થાઓઆછે, તોપણ તેઓની બાજુપરથી પેહેલવી હરૂફે લખેલી બે તખતીઓ ખરાબ થાઈ નથી. એ તખતીઓ ઘણી સારી હાલતમાં રહીછે, અને સર રાબરટ કેર પોરટર જેઆરે એ ચીતારો જોઈ આવીઓ હતો તેઆરે તેણે ઘણી ચોકસાઈથી તેઓની નકલ કીધી હતી. એ નકશની પેહેલી તખતીથી હેવું માલમ પડેછે કે તેહેની બાજુપરની તસવીર પાદશાહ શાપુર ઝુલકતફનીછે, કે જે અરદેસર બાબેકાન પછી સાસાની તોખમનો ૯ મો પાદશાહ ઈરાનમાં રાજ ચલાવી ગએઓ હતો. એ તખતીપર લખેલા પેહેલવી હરૂફેનો ઊચાર જે પરમાણે સર પોરટરના નામીચા ગરંથનાં પુસતક ૨ જાંને સફે ૧૮૮ મે જણાવીઓછે તે પરમાણે, હમો હેઠલ ઊતારી લઈજીએછે.

**તખતી ૧ લી.**

પતકલી તમન મજદીસ્પજન, બેહ શાપોરી, મલકાન મલક, અએરાન વ અનેરાન, મીનોચેથરી મન ઈઝ્પજદાન, બમન મજદીસ્પજન તોહ્ઈસ્પ આહુરમજદી, મલકાન મલક, અએરાન વ અનેરાન, મીનોચેથરી મન ઈઝ્પજદાન, નપી બેહ નારશી, મલકાન મલક.

**અરથ.**

આ આકાર હોરમજદને માનનારનોછે, નેક શાપુર, પાદશાહોનો પાદશાહ, ઈરાન અને અનેરાનનો પાદશાહ, મીનોઈ બુનીઆદથી ઊતરી આવેલું બચ્ચું, હોરમજદને માનનારનો બેટો, નેક હોરમજ, પાદશાહોનો પાદશાહ, મીનોઈ બુનીઆદથી ઊતરી આવેલું બચ્ચું, નેક નારશીનો પોતરો, પાદશાહોનો પાદશાહ.

શાપુર ઝુલકતફના બાપનું નામ હોરમજ, અને તેહેના બપાવાનું નામ નારશી કરીને હતું, તેથી એ ઓલખાણ ઊપર જણાવેલી તખતીમાં આપીઆમાં આવીછે.

બીજી તસવીર ઈરાનના પાદશાહ શાપુર તરીજાનીછે, જે શાપુર ઝુલકતફનો દીકરો થાતો હતો. એ પાદશાહ બેહેરામગોરનો ભાઈ થાતો હતો, અને તે ઘણો દલેર તથા સખી દીલનો હતો, અને માતરે પાંચ વરશની હકુમત ભોગવીને ઈઅજદજરદી સને શરૂ થાએઆની આસરે ૨૪૧ વરશ આગમજ મરણ પાંમીઓ હતો. એ પાદશાહની તસવીરની પાસેની તખતીપર પેહેલવી હરૂફે આ રીતે લખેલું છે.

**તખતી ૨ જી.**

પતકલી તમન મજદીઅજન, બેહ શાપોરી, મલકાન મલક, અએરાન વ અનેરાન, મીનોચેથરી મન ઈઅજદાન, બમન મજદીઅજન બેહ શાપોરી, મલકાન મલક, અએરાન વ અનેરાન, મીનોચેથરી મન ઈઅજદાન, બેહ હોરમજદી, મલકાન મલક.

**અરથ.**

આ આકાર હોરમજદને માનનારનોછે, નેક શાપુર, પાદશાહોનો પાદશાહ, ઈરાન અને અનેરાનનો પાદશાહ, મીનોઈ બુનીઆદથી ઊતરી આવેલું બચ્ચું, હોરમજદને માનનારનો બેટો, નેક શાપુર, પાદશાહોનો પાદશાહ, મીનોઈ બુનીઆદથી ઊતરી આવેલું બચ્ચું, નેક હોરમજનો દોતરો, પાદશાહોનો પાદશાહ.

ઊપલી તખતીઓ સર પોરટર જોઈ આવીઓ હતો, અને તેઓની નકલ એ ધણીએ પોતાના ગરંથમાં દાખલ કીધીછે, તે ઊપરથી ચોકસ ઊતારો કરાવીને એ તખતીઓના હરૂફો આ બાબદ સાથે હમોએ ટાંકીઆછે, તે ઊપર પેહેલવી જુબાનનો અભીઆસ રાખનાર સરવે કોઈએ ધીઆંન આપવાની હમો મજબુત ભલાંમણ કરીએછે. હવડે પેહેલવી પુસતકોની જે નકલો આપણા જોવામાં આવેછે તે માહેલા હરૂફો અને આ તખતીના હરૂફોની વલાણમાં ઘણો ફેર નજર આવેછે, પણ ચંચલ ઈઊરોપીઆંનો પાએઆથી હરૂફોની સમજ લઈ હેવા લેખો ઊકલાવી શકેછે. અતરેના પારસીઓમાં ઘણા લોકો પેહેલવી જુબાન

જાણેછે, પણ જેઆરે હેવા કોઈ લેખો તેઓની સાંમણે આવેછે તેઆરે કોઈ વાંચી શકતું નથી, તેથી કાબેલ દુનીઆંની હજુરમાં હેવા પેહેલવી ભાશા જાણનારાઓ માતરે નામના કેહેવાએછે, અને બીજું હેવું નજર આવેછે કે તેઓ પેહેલવી ભાશાનો થોડોએક તતવ સમજીઆ સવાએ કાંઈ વધારે જાણતા નથી, અને જોકે હાલના વખતમાં એલમ સરવે કોઈને કીજે ખોહલો અને સેહેલો થાઈ પડીઓછે, તોપણ એ લોકો પોતાનો એલમ કસી પાંનીએ વધારતા નથી. એ સાહેબોને ઘટેછે જે પરૂથવીમાં પરસીધ થાએલી આગલી જુબાંનો જે હાલના વખતમાં સરવે તરફથી તાજી થાએછે તેહેનો લાભ મેલવે.

તખતે ઓસતાંનનાં ઊપર જણાવેલાં બંધે આરકાંની બાહેર અને પાણીની નેહેરનાં મથાલાં આગલ ચેઆર મરદોનો એક નકશ આવેલોછે. તેમાં બેએ મરદો પાદશાહી પોશાગ પેહેરીને પોતા વચે એક કરૂં પકડી ઊભા રહેલાછે, અને તેઓના પગ હેઠલ એક મરદ (ધારીઆમેલે તેઓનો કોઈ દુશમન) ઊંધે મસતકે પડેલોછે. એ ચીતારની જમની બાજુપર એક બોજોરગ મરદનો આકારછે, તેહેનો પોશાગ પાદશાહોનાં કરતાં લગાર સાદોછે, તેહેના પગ હેઠલ અરધો સેતારો પાડેલોછે, અને તેનાં માથાંની પીઠ પછવાડેથી સુરજનાં કીરણો પરકાશેછે. એ મરદે પોતાના હાથમાં આસો પકડેલોછે, અને જો કે તેહેનો ચેહેરો તદન ભાગી ગએલોછે, તોપણ દબદબા ઊપરથી એ ચીતાર કોઈ પેગમબર અથવા ખોદાઈ નુર પાંમેલા પીર મરદનોછે હેવું સાફ નજર આવેછે. કેટલાએક લોકો હેવું ધારેછે કે એ તસવીર પારસીઓના પેગમબર હજરત જરતોસતનીછે, અને મુંબઈ મધે તેહેની ઘણીએક નકલો (પોરટરે જે ખરી નકલ છાપીછે તે કરતાં કાંઈએક ચેહેરો સમારીને) પરગટ થાઈછે, પણ એ તસવીર ખરેખર હજરત જરતોસતનીછે તે વીશે કાંઈ ચોકસ કેહેવાઈ શકાતું નથી. એ નકશપર કોઈ હરૂફો લખેલા નથી, તેથી એ તસવીર કોણનીછે તે પીછાણવાને ઘણું મુશકેલછે. બીજું એકે એ ચીતાર સાસાની જમાનાનુંછે તેહેને ઊતારીઆને આપણે ગમે એટલી

લાંબી મુદત આપીએ તો તે ૧૬૦૦ વરશ કરતાં વધારે થાએ નહી, અને હજરત જરતોસતનો જમાનો તેથી ઘણી સદી આગમજ થાઈ ગએઓછે, તેઆરે એ તસવીર અટકલેજ બનાવીછે, ઈઆ કોઈ આધાર ઊપરથી બનાવીછે, એ પણ સમજ પડી શકતું નથી.

છેલ્લું, તખતે બોસતાંન પાહડપર જાણવાજોગ એક સીહીડી નજર આવેછે, તે પથ્થરની બાંધેલીછે, અને પગથીઓથી પાહડપર જાવાનો મારગ માલમ પડેછે, પણ લાંબી મુદતથી તે એટલીતો ખરાબ થાઈછે કે તે કાંહાં જાએછે તે ગુફ્વાણ જલદીથી માલમ પડી આવતી નથી.

જે લોકો પુરાતમ જમાનાની કોતરણી, બાંધકામ, અને નકશીકાંમ પીછાણેછે તેઓ વગર હરકતથી કહી શકેછે કે તખતે બોસતાંનની સંગલી કારીગીરી ઈરાનના સાસાની તોખમના પાદશાહોના વખતમાં થાએલીછે. એ કારીગીરીમાં કેટલુંએક કામ ઘણું ઊમદાછે, અને કેટલું એક હલકું બનાવીઊંછે, તે ઊપરથી કાંઈ થોડોએક ભાગ જુદા જુદા વખતે બનેલા ધારીઆમાં આવેછે. સાસાની પાદશાહોના અંમલમાં ઈરાન અને રૂમ વચ્ચે મોહોટો સંબંધ ચાલતો હતો, તેથી એ નકશીકાંમમાં ઈઊનાની ઊસતાદોની જે તદબીર નજર આવેછે તેહેનો ખોલાસો થાએછે. ઈરાનના ઊતર ભાગમાં એ ચીતારોની બેહદ તારીફ થાએછે, અને તાંહાંના વતનીઓએ એ મુકામને લગતા બેશુમાર કીસ્સા ઊભા કીધાછે, કે જેથી ખુસરૂ પરવેજ અને તેહેની નામીચી શીરીનની ઈઆદગારી રહી ગઈછે. એ પાદશાહ કે જેહેના દરાતથી એકવાર દુનીઆં ધ્રુજી રહી હતી તેહેની મોહોટાઈની જીવતી અને ચોકસ ઈઆદગારી દાખલ આપણે કીજે આએ નકશો રહી ગએઆછે. એ પાદશાહના મેહેલના શેહેર, ચીતા, તેહેના ૯૬૦ હાથી, ૨૦૦૦૦ ઊંટ, ૬૦૦૦ ઘોડા, ૧૨૦૦૦ ગોલામ, ૩૦૦૦ રામશગર, એ સંગલું આજ કાંઈ રહીઊં નથી, પણ એક પથ્થરનો કટકો અને શાએરોની કેતાબોએ તેહેની ઈઆદગારી તાજી રાખીછે. હેવા ચીતારો માણસને કેહેવી નશીહત દીએછે! સંગલી તરફ જોઈએછે તો હવેપછી આપણીપર શું ગુજરનારછે તેહેની

આદમી બેતમાઈ બતલાવેછે, અને ગોએઆ કેઆમત સુધી આ ઘરથીને વલગી રેહેવાનો હાએ હેવાં કામો કરેછે, પણ આએ નકશો શું નશીહત આપેછે ? કે અએ ફુગાએલા આએ દુનીઆંમાં આવેલા પરદેશી, ખુસરૂ પરવેજ જેહવો આજ રહેઓ નથી, તો તું કાંહાં અતવાઈ જાશે તેહેની શું તું ખબર રાખેછે ?

[જગત પરેમી, આપરેલ ૧૮૫૨.]

---

# હમદાન શેહેરની હકીકત.

ઈરાન મધે હાલનાં તેહેરાન શેહેરની આકમણ દસા તરફ આસરે ૧૫૦ માઈલની વેગલાઈએ અને અલવંદ પાહડની ઓરદુપર "હમદાને" નામનું એક શેહેર આવેલુંછે. એ શેહેરમાં હવડે કાંઈ જુજ ઈઆહુદી તથા અરમાની અને ઈરાની લોકોની વસતીછે; અને તાંહાં "ઈસહર" અને "મોરદીકાએ," હેવાં નામની એક નામીચી ઈઆહુદણ અને તેહેનો ધરમનો બાપ, એ બંધેની કબર આવેલીછે, તે જગોપર આસપાસની વસતીના ઈઆહુદીઓ તીરથે આવેછે, તથા એ શેહેર મધે ઈરાનના શાહની દરબારનો એક પાદશાહજાદો હાકમી ચલાવેછે, તે સબબ ઊપરથી હમદાન પોતાની તંફનાં શેહેરો વચ્ચે કાંઈએક દરજજો ધરાવેછે. એ શેહેરની હાલત જો કે હાલમાં ઘણી નબલી દીશેછે, અને તેહેનો દેખાવ ઘણો હલકો લાગેછે, તોપણ તેહેની બાજુપર મટોડી અને ગીરદના કેટલાએક મોહોટા જે ટેકડા દીશેછે, અને જે ટેકડાઓને ધેઆંન રાખી તપાસીઆથી તેઓની અંદર પુરાતમ જમાનાની ઈમારતોનાં બાંધકામની તથા દેવાલોની કેટલીએક નીશાનો નજર આવેછે, તે ઊપરથી અને એ શેહેરની પડોસમાં ઘણેએક ઠેકાંણે ગોલ અને સશાઈદાર સંગેમરમરના તરેહેવાર મીનારાઓ મુસાફરોના જોવામાં આવેછે, તે જોએઆથી હાલનાં

હમદાન શેહેરની જગોપર આગલા વખતમાં એક મોહોટું અને દબદબા ભરેલું શેહેર હતું હેવું સાફ માલમ પડેછે.

ઈસતખર અથવા મોરગાબની માફક એ પુરાતમ શેહેરની નીશાનો દેખઈતી કાએમ રહી નથી, ઈઆ મોસલ અને નીનવેહ શેહેરોની માફક એ શેહેર લાંબી મુદતથી ગીરદમાં દટાઈ ગએલી છે, તેથી હાલ તેહેની જુદી જુદી ઈમારતો તથા રોણકથી આપણે વાકેફ થાઈ શકતા નથી, તોપણ એ શેહેર વીશે તપાસ કરતાં પુરાતમ ઈરાન વીશે કેટલીએક વાંચવા જોગ અને રસીલી હકીકત આપણને જાહેર થાએછે.

ઊગમણ પરાંતના ગરંથકારો ઘણા આગલા જમાનામાં હમદાન શેહેરને શું નામ આપી ગએઆછે, તે વીશે તેઓના ગરંથોપરથી આપણને કાંઈ માલમ પડતું નથી. કેટલાએક મુસાફરો ધારેછે કે પાદશાહ કએખસરૂના વખતમાં ઈરાની લોકો તેહેને "આગબતાના" કરી કેહેતા હતા, પણ એ વીચારને કોઈ ભરોસો રાખીઆજોગ તવારીખથી ટેકો મલતો નથી. તારીખે તબરી કેતાબ ઊપર જો આપણે ભરોસો રાખીએ તો હેવું જોવામાં આવેછે કે આજ ૧૬૦૦ વરશની વાતપર એ શેહેરનું નામ હમદાન કરીનેજ હતું, કાંએકે એ ગરંથકાર લખી જાએછે કે જેઆરે અરદેસર બાબકાને ઈરાનીઓની આગલી જરતોસતી હકુમત તાજી કીધી, અને સાસાની ઓલાદનો અમલ શરૂ કીધો તે વખતે આશકાનીઆન રોલાના છેલ્લા પાદશાહ અરદવાન સાથે પારસનાં પરગણાંમાં એ પાદશાહે એક મોહોટી લડાઈ કીધી હતી, તેમાં અરદેસર પોતાના દુશમનપર ફતેમંદ થાએઆ હતો. તેઆરપછી અરદેસરે હમદાન શેહેર તરફ કુચ કીધી હતી. બીજા હાથપર ફીરદોસી એજ દાસતાન જણાવતી વખતે લખેછે કે અરદવાનપર ફતે મેલવીઆ પછી અરદેસર પારસ શેહેર તરફ કુચ કરી ગએઓ હતો, તેથી તબરીનું બોલવું શક ભરેલું થાઈ પડેછે. હમદલ્લા કજવીની પોતાની નોજહત-અલ કલુબ કેતાબમાં લખેછે કે ઈરાન મધે ઈરાકે અજમનાં પરગણાંમાં ચેઆલીસ શેહેરો હતાં, તેમાં ઈસફાન, હમદાન, કુમ અને રેએ, એ ચેઆર શેહેરો સઊથી નામીચાં ગણાતાં

હતાં. એ વીગતથી પણ હમદાન શેહેરનું નામ ઘણું પુરાતમ હોએ હેવું લાગતું નથી."*

જે ઈઆહુદી અને તેહેની કરી લીધેલી દીકરીની એ શેહેરમાં કબર આવેલીછે તે બંને જણાંની ઈઆદગારીને ઈઆહુદી લોકો ઘણું માન આપેછે. ઈઆહુદીઓ કહેછે કે એ મુકામપર આગલા વખતમાં શુશન નામનું એક મોહોટું શેહેર હતું; તાંહાં ઈરાનનો પાદશાહ અહાશુરૂસ રાજ ચલાવતો હતો. એક વખત એ પાદશાહે મોહોટી જીઆફ્‌ત કીધી, અને તે જીઆફ્‌તની ખુશીમાં મજલસમાં બેશીને પાદશાહે પોતાની રાણીને મેહેલમાંથી બોલાવા મોકલી, પણ રાણી તાંહાં આવી નહી, અને પાદશાહનો હોકમ તોડીઓ; એ ઊપરથી પાદશાહે પોતાની રાણીને તજી દીધી, અને પોતાનાં હરમની સરદારી એક ઘણીજ ખુબસુરત અને ચંચલ ઈઆહુદણને આપી, કે જેહેનું નામ ઈસ્તર કરીને હતું. મોરડીકાએ એક બોજોરગ ઈઆહુદી હતો, અને ઈસ્તર તેહેના કાકાની દીકરી હતી, પણ તેહેનાં માંબાપ મરણ પાંમીઆથી મોરડીકાએ તેહેને પોતાનાં ફરજંદ માફક પાલી હતી. જેઆરે ઈસ્તર પાદશાહની રાણી થાઈ તેઆરે મોરડીકાએને મોહોટો મરતબો મલીઓ હતો, અને એજ સબબથી પાદશાહના મુલખના ઈઆહુદી લોકો માંન પામતા હતા. તે માંન પાદશાહના એક વજીરથી દેખાઈ શકાઈઊં નહી, તેથી તેણે કાંઈ ચુગલીથી પાદશાહના કાન ભરીને મોરડીકાએ તથા તેહેની જાતવાલા લોકોને કતલ કરવાનો હોકમ મેલવીઓ. પણ એ વાત તરત ઈસ્તરના સાંભલીઆમાં આવી, તેથી તેણીએ ઘણી કોશેશ અને મીનતજારીથી પાદશાહનો હોકમ ફેરવાવીઓ, અને પોતાની કોમવાલા લોકોના જાન બંચાવીઆ, તથા એ કામમાં પાદશાહના વજીરનું ટરકટ ઊંઘાડું થાએઆથી તે મારીઓ ગએઓ.† ઈઆહુદી લોકો એ કારણ ઊપરથી ઈસ્તર અને મોરડીકાએનાં નામને ઘણું મોહોટું ગણેછે, અને તેઓના જણાવીઆ પરમાણે

* જુવો સર ઉલીઅમ આઉસલીની મુસાફરીનો ગરંથ, પુસતક ૩ જું, સફે ૨૮૪ તથા ૨૮૯.

† જુવો ઇઆહુદીઓની તોરાત, ઇસ્તરની પોથી, પરવ ૧ લાથી તે ૭ મા સુધી.

એ બંધે જાણાની આ હુમદાન શેહેરમાં જે કબરોછે તેને તેઓ ઘણું માન આપેછે. એ અહાશુરૂસ પાદશાહ કોણ હતો તે વીશે આપણે કાંઈ ચોકસ કહી શકતા નથી, પણ સર રાબરટ કે. પોરટર પોતાની મુસાફરીના ગરંથમાં જણાવેછે કે ઈરાનનો કએઆની પાદશાહ અરદેસર દરાજદશત ઈઆને બહમન કે જે ઘણી વીશે તવારીખોમાં લખેલુંછે કે તે ઈઆહુદી લોકોપર ઘણો ચાહ રાખતો હતો, તેહેને અહાશુરૂસ કરીને કેહેતા હતા, અને પાદશાહ બહમનની ઈસતર રાણી હતી. સર પોરટર લખેછે કે જેઆરે તે પોતે એ કબર જોવા ગએઓ હતો તેઆરે તાંહાં ઈઆહુદીઓનો એક બુદો રબી ઈઆને પાદરી તેહેની સાથે આવીઓ હતો, તે ધણીના હીસાબ પરમાણે (ઈ૦ સ૦ ૧૮૧૮ સુધી) ઈસતર અને મોર ડીકાએને મરણ પાંમીઆને ૨૨૦૦ વરશ થાએઆં હતાં. એ કબરો વીશે બીજી હકીકત આગલ વાંચીઆમાં આવશે.

ઈઉનાની ગરંથકારો એ જગાપરનાં પુરાતમ શેહેરને "એકબટાના" નું નામ આપેછે. એ ગરંથકારો ઈરાનનાં બેએ અથવા તરણ શેહેરોને ગફલતથી એજ નામ આપી ગએઆછે. હુમદાનની જગોપર જે શેહેર હતું તેહેને તેઓ એકબટાના કરી કેહેતા હતા, અને તેજ પરમાણે આજરબેજાન શેહેરનેબી એજ નામ આપેલું હતું, અને વલી શામના મુલખમાં એકબટાના કરીને બીજું એક શેહેર હતું. પણ આ હુમદાનની જગોપર જે પુરાતમ શેહેર હતું તેહેને તેઓ મીડીઅન લોકોનું એકબટાના હેવાં નામથી ઓલખતા હતા. કએઆંનીઆંન પાદશાહોના વખતમાં એ શેહેરની જાહોજલાલી અને મોહોટાઈ વીશે તેઓ મોતેબર બેઆન કરેછે. તેઓના જણાવીઆ પરમાણે ઈરાનના આગલા પાદશાહોના વખતમાં એ શેહેર કીલ્લા અને બુરજોથી બાંધી લીધેલું હતું, અને પાદશાહો પોતાના રાજકારોબારથી ફારેગ થાઈને એ શેહેરના ઊમદા મેહેલોમાં આવી નીરાંતથી રેહેતા હતા. ઈઉનાની ગરંથકારોના જણાવીઆ મુજબ પાદશાહ દીઓસીસે ઈરાનપરથી સીરીઅન લોકોનો જુલમ ટાલીઓ હતો, અથવા ઈરાની શાએરોની હકીકત મુજબ જોહા

કને-ફરેદુને શેકસત આપી હતી, તે બનાવ આ હમદાન શેહેરમાં બનેલો હતો. એ પછીના કએઆનીઆન તાખમના પાદશાહોએ એ શેહેરની ખુબસુરતી અને મોહોટાઈમાં ઘણો વધારો કીધો હતો; તેઓની કોશેશથી એ શેહેર હતું તો તારીફ લાએક થાઈઊં હતું કે પાદશાહ નીબુકદનેજરની રાણીએ એકબટાનાની રોણક ઊપરથી બાબલ શેહેરમાં કેટલાએક બગીચાઓ બંધાવીઆ હતા; અને ઈસવી ચોથા સદીની શરૂઆતમાં જેઆરે અરમાનીઓના પાદશાહ ટીરીડેટસે આજરબૈજાન ફતે કીધું, તેઆરે તે શેહેરને પોતે નવેસરથી તાજું કરીને તેણે પોતાની તરફથી એકબટાનાનું નામ આપીઊં હતું. હીરાડોટસ લખી જાએછે કે એ શેહેરનો ચકરાવો આસરે ૩૬ માઈલનો હતો, તથા તેહેના બંચાવને કીજે સાત નાઘલા કીલ્લા બાંધેલા હતા, અને એ કીલ્લાઓની અંદર પાદશાહી મેહેલ તથા ખજાનાખાનું અને બીજાં કીમતી મકાંનો રાખીઆમાં આવતાં હતાં. જેઆરે પાદશાહ કએખુસરો તમામ ઈરાન અને બાબલનો પાદશાહ થાએઓ તેઆરે તે ઈસતખર, સુસ, બાબલ અને એકબટનામાં વારાફરતી રેહેતો હતો, અને એજ પરમાણે પાદશાહ દારાબના વખત સુધી એ શેહેર બેનજોરગી ભોગવતું હતું.

દારાબના વખતમાં સેકંદર રૂમી ઈરાન દેશપર ચહડાવો કરી આવીઓ હતો, તેઆરે તેણે એકબટાના શેહેર ફતે કીધું હતું, અને કેટલાએક દાહાડા સુધી એ શેહેરમાં તે રહેઓ હતો. સેકંદર જેહેવો ખુબીવાલો અને શેઆનો હતો તેજ પરમાણે કોઈ વેલાએ ગુસ્સામાં તે ઘણાં અણઘટતાં કામો કરતો હતો, તે હેવાલ એ સરદારનાં લશકરના અમલદારોની પોતાની લખેલી હકીકત ઊપરથી માલમ પડેછે. એ અમલદારોએ લખેલી સેકંદરની તવારીખમાં આપણે જે બીના વાંચીએ છઈએ તે ઊપરથી જોવામાં આવેછે કે તેણે એક મરતબે લોકોના ગીલ્લાને રદ કરીને પોતાના તબીબ ફીલીપપર મોહોટો એતબાર રાખીઓ હતો, અને તે એતબાર રાખતી વખતે સેકંદરે પોતાના જાનની કાંઈ ધાસતી કીધીતી નહી, તથા ઈરાનના પાદશાહ દારાબનાં કુટંબ સાથે તેણે જે કાંઈ

ખુબી કીધી હતી, તથા દારાબનાં મરણથી જેહેવી તેણે દલગીરી બતલાંવી હતી, તે સંગલાં ઊપરથી એ નામીચા શખસની જાતી ખુબી આપણને દેખાઈ આવેછે; પણ જેમ એ ધણીનો અખતીઆર વધતો ગએઓ, અને દુનીઆંમાં તેહેને વધતું માન મલતું ગએઊં તેમ બીજાં સાધારણ આદમીઓની માફક તેહેને પોતાની સાહેબીથી ઘણી મગરૂરી વધવા લાગી, અને તે ઊપરથી તે કોઈની દરકાર કરવા લાગો નહી. એટલુંજ નહી, પણ પાછલથી એ ધણીએ હેવી બદીઓ કરવા માંડી કે જેથી તેહેની સંગલી આગલી ખુબી ઢંકાઈ ગઈ હતી. જેઆરે સેકંદર એકબટાનામાં આવી પોહોંચેઓ તેઆરે તે પોતાની સંગલી સારી ચાલ ભુલી ગએઓ, અને પોતાનો કીમતી વખત રામશગર અને ભટાઈ કરનાર લોકોની સોબતમાં ગુજારવા લાગો. સેકંદરનો હેફશટીઅન નામનો એક જાની દોસત હતો, તે ઘણું એકબટાનામાં એકાએક મરણ પાંમીઓ; તેહેની માહતમપોશીમાં સેકંદરે પોતાંનો રાજકારોબાર પડતો મુકીઓ, એજ નહી, પણ કાંઈએક વેહેમ ઊપરથી પોતાના દોસતના આતમાને કીજે ભોગ આપવાને વાસતે એ શેહેરની આસપાસનાં હજારો લોકોને તેણે કતલ કરાવીઆં હતાં, તથા તે દોસતની ઈઆદગારીને કીજે એક નાંમીચી ઈમારત ઊઠાવવાનો હોકમ આપીઓ હતો. પણ એ ઈમારત હાલ કાંહાંછે તે વીશે ઈઊનાની ગરંથકારો કાંઈ ચોકસ વીગત આપતા નથી. કએઆનીઆનોનું રાજ પડી ભાગા પછી અને આશકાનીઆન પાદશાહોની હકુમતની આખરી થાએઆ બાદ રોમન લોકોને ઈરાનના સાસાનીઆન પાદશાહો સંગાથે જે નામીચી લડાઈઓ થાએલી હતી, તે હેવાલ મધે ઈઊનાની ગરંથકારો જે એકબટાના શેહેર વીશે બોલેછે તે શેહેર આ હમદાન નહી હતું, પણ ઈરાનીઓ તેહેને આજરબેજાંન કરીને કેહેતા હતા, કે જે હાલનાં તબરીજ શેહેરની પડોસમાં આવીઊંછે.*

* મેજર રાલીનસન ઈ૦ સ૦ ૧૮૩૮ માં ઈરાનનું આજરબેજાન શેહેર જોઈ આવીઓ હતો, તે શેહેરને ઈઊનાની ગરંથકારોએ આટરોપેટનનું એકબટાના કરીને નામ આપીઊં હતું હેવું એ મેજરે પુરવાર કીધુંછે, અને તે બાબેના એક વાંચવાજોગ હેવાલ એ ધણીએ લંડનની જીઓગરાફીકલ સોસાઈટીનાં ૧૦ માં દફતરમાં પરગટ કરીઓછે.

ઈરીનાની ગરંથકારો એ શેહેરની બોરદુપરના અલવંદ પાહડને "ઓરોનટીસ" નું નામ આપેછે, તે પાહડ અને એકબટાના શેહેર તથા અલવંદ અને હુમદાન શેહેરનો મુકામ એક બીજા સાથે મજબુત મલતો આવેછે. સર ફ્રેર પોરટર, મારીઅર, કીનીએ, માસન અને બીજા મુસાફરો એ શેહેર અને તેહેને લગતો અલવંદ પાહડ જોઈ આવીઆ હતા, તેહેનું તેઓએ પુરતું બેઆન કીધુંછે. મી૦ માસનને એ મુકામપર ફરી આવીઆને આસરે પાંચ વરશ થાએઆંછે, તે મુસાફર પોતાના ગરંથમાં જણાવેછે કે "હુમદાન શેહેરમાં દાખલ થાએઆ આગમજ મારગમાં મેરીઅમ નામનું એક ગામડું આવેલુંછે, તે ગામડાંની આસપાસ સફાઈદાર અને સફેદ રંગના બેશુમાર સંગેમરમરના મીનારા રસતાની બાજુપર લીલોતરી ભરેલાં મેદાનમાં પડેલા નજર આવેછે." એ મુસાફર આગલ ચાલતાં બોલછે કે "હુમદાન શેહેર હવડે એક પરગણાનું પાએ તખતછે, એ શેહેરમાંથી આગલાં એકબટાનાનો સંગલો દબદબો નીકલી ગએઓછે, તોપણ ઓરોનટીસ (અલવંદ) પાહાડ એ શેહેરનાં માથાંપર ઊભો રહેલોછે, અને તેથી તેહેની આગલી મોહોટાઈની ઈઆદગારી રહી ગઈછે. રાણી સીમીરામીસ વીશે લખી જાએછે કે તેણીએ એ શેહેરને ફીને ઘણી તજદી ખેંચી હતી, અને એક પાણીની નીખ ઓરોનટીસ પાહડની અંદર ખોદાવી હતી. એ પાહડના એક મુકામપર કએઆનીઆન પાદશાહોના વખતની ખીલારોકા હરૂફેથી લખેલી બેએ તખતીઓ આવેલીછે. * * * * * * * * * * * *

હુમદાન શેહેરની પછવાડેના ડુંગરની બોરદુપર આગલાં એકબટાનાના રેહેવાસીઓની કબરગાહ નજર આવેછે, તે જગોપર કોઈ શખસ મેહેનત લીએછે તો તેહેને આગલા વખતના સીક્કા અને બીજી નીશાનો હાથ લાગેછે. શેહેરની દખણ દશા તરફ ઢંકાએલી ઈમારતનો એક ટેકડો આવેલોછે, તે વીશે હુમદાનના હાલના રેહેવાસીઓ કહેછે કે એ જગોપર પાદશાહ દારાબનો ખજાનો રેહેતો હતો, એ વાત ઊપરથી ઈરીનાની

ગરંથકારો પાદશાહ દીજોસીસના કીલ્લા વીશે જે કાંઈ લખી ગએઆછે તે વાત આપણને ઈઆદ આવેછે."†

સર રાબરટ કેર પૌરટર એ શેહેર વીશે વધારે બારીક વીગત જણાવી ગએઓછે. એ નામીચા મુસાફરે આપેલાં વરણનનો અગ ત્યનો ભાગ હમો અતરે જણાવીએ છઈએ. સર પોરટર કેહેછે કે "મીડીઅન લોકોનું એકબટાના અને આ હમદાન એ બંધે શેહેરોનું ઠેકાણું એકજછે, તે વીશે કાંઈ શક રહેઓ નથી. આગલા વખતની માફક હવડેનું શેહેર પણ ઊંચી જમીનપર બાંધેલુંછે. એ જગોપર ઊંચા નીચા ટેકડાઓથી તેહેનું પુરાતમપણું આપણાં ધેઆનમાં ઊતરેછે. હવા એક ઊંચા ટેકડાપરથી હું પસાર થાએઓ હતો તેઆરે એ શેહેરના મજબુત કીલ્લાની કેટલીએક નીશાનો મહને દેખાવા લાગી. એ ટેકડાની બોરદુપર તથા મથાલાંપર જાડી દેવાલ તથા બુરૂજ તથા જુની ઈંટરડીઓ માહરા જોવામાં આવી હતી. કએઆનીઆનોના વખતમાં એ શેહેર જેહેવી રચનાં ભરેલું હતું તેહેવું પાછલથી કધી તે આબાદાનીપર આવીઊં નહી; અને એ શેહેરની ઊમદા કારીગીરીની ઈમારતો અને બાંધકામને જમાનાએ ઘણું નુકસાંન પોંહોંચાડીઊં હતું. ઈસવી ચઊદમી સદોની આખરીમાં તેમુરલંગે એ શેહેરપર હોમલો કીધો હતો, તે વખતે તેણે એ શેહેર પાએમાલ કરી નાખીઊં હતું, અને તેહેની બેકીમત ઈમારતોને જમીન બરોબર કીધી હતી. એ પછીબી હમદાનના દરવાજા લોહોડાંના હતા અનેતે કાંઈએક નામ ધરાવતું હતું, તેહેને આજ પચાસ વરશની વાતપર આગા મહમદખાને તમામ જમીનદોસત કરાવીઊં, અને એ શેહેરની કાંઈબી પુરાતમ નીશાન બાકી રેહેવા દીધી નહી, તેથી તે હાલ ઘણી લાચારી હાલતમાં પડેલું છે.

"એ જગાપર એક બેએ ઠેકાંણે મોહોટા પથ્થરોથી બાંધી લીધેલા ઓટલા મેં જોએઆ હતા; તે ઓટલાની કોરોપર બારીક અને સોભ

---

† જુવો મી૦ વાકરનું બનાવેલું નીનવેહ એનડ પરસીપોલીસ નામનું પુસ્તક. મેજર રાલીનસન મી૦ માસનના વીચારથી કાંઈએક જુદો પડેછે. એ ધણી કેહેછે કે પાછલના વહેનાની ગરંથકારો એકબટાનાના કીલ્લા વીશે જે કાંઈ લખી ગએઆછે તે આજરબેજાન શેહેરને લાગુ પડેછે.

ઈતી કોતરણી ઘડી કાહાડેલી હતી. તાંહાં કેટલેએક ઠેકાંણે આરબી ભાશામાં લાંબા લેખો કોતરેલા હતા, તે લેખો જેઆરે ઈરાન દેશ ખલીફાઓને તાબે હતું તે વખતના ધારીઆમાં આવેછે; પણ એ જગાના ટેકડાઓની અંદર જે નીશાનો ડ્યાઈછે તેઓ સાથે સરખાવતાં એ આરબીની મુદત જાહાજું વજન રાખતી નથી. પુરાતમ વખતનાં બીજાં શેહેરોમાં મેં આગલા દમામની નીશાનો પડેલી જોઈ હતી, પણ આં ઠેકાંણે તે નીશાનો ગુમ થાઈછે, અને કએઆનીઆનોના વખતનું એ નામીચું શેહેર તેઓના તાજા વખત પછી એક તુમરીની માફક ચીમરાઈને હવડે આશા વગરની ગરીબી હાલતમાં આવી પડીશેંછે. એ શેહેરની હેવી હાલત જોઈને માહરાં દીલ સાથે માહરીથી બોલાએઆ વગર રેહેવાઈશેં નહી, કે એ એકબટાના ! તું પાદશાહોનું પાએતખત ! તાહારી બોજોરગી કાંહાં ગઈ, અને તાહારાં લડાઈનાં હથીઆરો કેમ ગેબ થાએઆં !

"હમદાન મધે જે કાંઈ જોવા લાએક પુરાતમ નીશાનો હતી તે વીશે મેં તાંહાંના રેહેવાસીઓથી તલાસ કીધી. તેઓ મહને કેહેવા લાગા કે અલવંદ પાહડનાં મથાલાંપર સુલેમાનના દીકરાને ભુમીદા કીધે લોછે, અને એ પાહડમાં એક હેવું ઝાડછે કે તે જો કોઈના હાથમાં આવે તો તે લગાડીઆથી સંગલી ચીજો સુંનાની થાએ, અને હેવીજ રીતે આજારી આદમી સાજાં થાએ. એ શેહેરનાં લોકો અલબત હેવી વાતો કરતાં હતાં, પણ કોઈએ તેહેની અજમાએસ જોઈતી નહી, તેથી મેં તેઓને પડતા મુકીઆ અને બીજી તજવીજ કીધી, તેઆરે તેઓ અલવંદ પાહડપર કોતરેલી એક તખતી વીશે વાત કરવા લાગા, કે જો કોઈ શખસ તે તખતી વાંચી શકે તો તેહેને હાથ બેશુમાર ખજાંનો આવે. મેં એ શેહેરના ઈઆહુદી રેહેવાસીઓ સાથે વાત કરી જોઈ, તેઆરે તેઓએ સુલેમાનના દીકરાની કબર વીશે પોતાનો શક જાહેર કીધો, પણ એ શેહેરમાં ઈસ્ટર અને મોરડીકાએની કબરો વીશે તેઓ વીગતવાર બેઆન કરવા લાગા. એ કબરોની નાધલી ઈમારત આસપાસના ઈઆ

ઊદીઓનાં ઘેરો કરતાં ઊંચીછે, અને એ કોમવાલા લોકો તેહેને ઘણું માન આપેછે તથા તેહેની તીરથે આવેછે. એ જગાની નેગેહબાની ઇઆઊદીઓના એક પાદરીનાં અસતેકમાંછે તેહેને લઇને હું એ જગા જોવા ગએઓ હતો. એ ઈમારત ચોરસ આવેલીછે, અને તેહેની રોણક આગલા વખતની હેવીજ ઈમારતોનાં બાંધકામ જેહેવી લાગેછે. ઈરાનના પાદશાહ અહાશુરૂસના વખતમાં ઈશ્તર અને મોરડીકાએની મદદથી ઇઆઊદીઓ સલામત રહેઆ હતા તે ઇઆદગારીને સીજે તેઓએ પેહેડી દર પેહેડી એ મુકામને કાએમ રાખીઓછે. અહાશુરૂસ તે ઈરાની લોકોના બહમન પાદશાહને કેહેછે. જેઆરે તેમુરલંગે હમદાન ફતે કીધું તેઆરે એ કબરોની આગલી ઈમારત તમામ પાએમાલ થાઈ હતી, તેઆરપછી કેટલાએક ધરમાતુ ઇઆઊદીઓએ પોતાના ખરચથી તે ફરીને બાંધી હતી. એ જગોપર સંગેમરમરના પથ્થર ઊપર હીબરૂ ભાશામાં ઈસ્તર અને મોરડીકાએની તારીફમાં એક લેખ કોતરેલોછે. ઊપલા લેખની નકલ કરાવીઆ પછી મેં તાંહાંથી રૂખસત લીધી."†

સર પોરટરના જણાવીઆ પરમાણે તેણે એ શેહેરની બાહેર સંગેમરમરનો એક ભાગેલો માનારો જોએઓ હતો, તે તપાસીઆથી એ મુસાફરની ખાતરી થાઈ હતી કે એકબતનાનાં બાંધકામની ધપ તખતે જમશેદને મલતીછે. એજ ધણી એ શેહેરમાંથી સેકંદર રૂમીના વખતના કેટલાએક સીક્કા પોતાની સાથે લાવીઆ હતો.

હમોએ ઊપર જણાવીઊંછે કે હમદાન શેહેર અલવંદ પાહડની બોરદુપર આવેલું છે. એ શેહેરનાં કરતાં એ પાહડપર પુરાતમ જમાનાની કાંઈએક નીશાનો વધારે મજબુતીથી કાએમ રહીછે; અને તે નીશાનો થોડી અગતની નથી. એ મુકામના રેહેવાસીઓ કેહેછે કે એ પાહડપર એક તલેસંમછે, તે તલેસંમનું કોઈ સમજી નહી શકે હેવા હરૂફોથી એક ગંજનામું લખેલુંછે, ને લેખની તખતી અલવંદપર જોવામાં આવેછે. એ નામું જો કોઈ શખસ વાંચી શકે તો તેથી એ તલેસમ તુટી જાએ,

† જુવો પોરટરસ ટરાવેલસ, પુસતક ૨ જું સફે ૧૦૧—૧૫.

અને એ પાહડમાં છુપાવેલો બેશુમાર ખજાનો એકદમ તે વાંચનાર ધણીની નજદીક આવી પડે. એ તખતી ઘણાએક મુસાફરો જોઈ આવી આછે, તે મધે દોલત નહી, પણ તવારીખનો ખજાનો ખરેખર કોતરેલોછે. એ લેખ હમદાન શેહેરથી આસરે આઠ કલાકની મંજલપર પાહડની એક કઠણમાં આવેલોછે. એ તખતી જોવાને જેઆરે મુસાફરો પરથમ અલવંદ પાહડનાં મથાલાંપર જાઈ પોંહાંચેછે, તેઆરે તેઓની નજરે આસપાસનાં દેશનો ઘણો માહભારત અને તે સાથે ડરામણો દેખાવ જોવામાં આવેછે. સર પોરટર ઘણાએક મુલખોમાં ફરી આવીઆ હતો, તોપણ અલવંદ પાહડનાં મથાલાંપરથી નજર આવતા દેખાવ વીશે એ ધણી લખી જાએછે કે "મેં માહરી ઉમરમાં કધી હવો મોનેખર દેખાવ જોએઓતો નહી." એ મથાલાંપર થાઈને એક ખીણમાં ઉતરવું પડેછે, અને તાંહાંથી લગાર ઉપર જાતાં એ પાહડના નામીચા લેખો મુસાફરના જોવામાં આવેછે.

એ ખીનની બાજુપરથી એક નદીનું પાણી ચાલીઉં જાએછે, તે પાણીની સપાટીથી આસરે ૫૦ ફીટની ઉંચાઈપર એક ઘણોજ મોહોટો કાચો પથ્થર આવેલોછે; તે એક પથ્થરને જો તોલીઆ હોએ તો હજારો ટન વજનમાં થાએ. એ પથ્થરનો દાનો ઘણો બારીક અને મજબુતછે, તેહની અંદર બેએ મોહોટી ખાંચ અથવા ગોખલા કોતરી કાહાડેલાછે. એ ગોખલાઓ આસરે એક ફુટ ઉંડા અને પાંચ ફીટ પોહોલા અને તેટલાજ ઉંચાછે, તે દરએકની અંદરની બાજુમાં તરણ ભાગ કરીને ખીલાશેકા હરૂફોના લેખ કોતરેલાછે. એ લેખો પથ્થરની અંદર આવીઆથી સારી રીતે સલામત રહેઆછે; અને હાલ એ ગોખલાઓનાં મોહોડાંઓપર કેટલાએક છેદ દીશેછે, તે ઉપરથી હવું ધારીઆમાં આવેછે કે એ લેખોનો બંચાવ કરવાને વાસતે મોહોડાં આગલથી લોહોડાંનાં સલીઆઓની જાલી આગલ ભરી લીધેલી હતી. પાહડનાં એક ખુણામાં અને હાવી ચોકસાઈ તથા માવજત સાથે આગલા ઈરાનીઓને હવો લેખ સંભાલી રાખવાની શું અગત

પડી હશે તે જાણવાની અક્ષખત સરવે કોઈને શિક્ષટ થાએછે, અને એ લેખો વીશે કેટલોએક મોતેબર ખોલાસો આપણને માલુમ પડેછે.

હમારા વાંચનારાઓ જાણીતાછે કે ઈરાન દેશ મધે પાહડો અને પુરાતન ઈમારતોની તખતીઓપર નેજા અથવા ખીલાના આકારના હરૂફોનાં ઘણાંએક લેખો જોવામાં આવેછે, તે લેખો આજસુધી કોઈ સમજી શકીઉં નહી, પણ મેજર રાલીનસન નામના એક વીદીઆ વાન ઈઉરોપીઆને એ અખશરો ઉકલાવવાનો એક કાએદો સોધી કાહાડીઓછે, તે કાએદો ઈઉરોપના ઘણાખરા કાબેલ લોકોએ ખાહાલ રાખીઓછે, અને તેથી એ લેખો વંચાઈ તથા સમજી શકાએછે. મેજર રાલીનસન ઈરાનમાં કેટલાંએક વરસ સુધી રહેઓ હતો, તે વખતે એ તખતીઓ તે પોતે જોઈ આવીઓ હતો, તથા તેહેની નકલ પોતાની સાથે લાવીઓ હતો, તે ઉપરથી મેજર રાલીનસને એ તખતીઓનો તરજુમો ઈંગલંડની રાએઅલ એશીઆટીક શોશાએટીનાં એક દફતરમાં પરગટ કરીઓછે. મેજર રાલીનસન કેહેછે કે અલવંદ પાહડપર એ બેએ તખતીઓ માહેલી એક તખતી ઈરાનના પાદશાહ દારાએસ હીસતાસપીસ (ગુસતાસપ) ની ઈઆદગારીનીછે, અને બીજી તેહેના દીકરા જરજીસ (અસફંદીઆર) ની ઈઆદગારીનીછે. એ દરએક તખતીપર ખીલારોકા હરૂફેથી તરણ જુદી જુદી જુબાનમાં લેખ લખેલાછે, તે માહેલી ઈરાની જુબાંનના લેખો મેજર રાલીનસને હેઠલ જણાવેલી રીતે વાંચીઆછે તથા તેઓનો તરજુમો કીધોછે.

### અલવંદ પાહડપર ડાબી બાજુના ગોખલામાં ખીલારોકા હરૂફેથી કોતરેલી તખતી.*

૧. બગ વઝરક અઉરમઝદા હય ઈમામ બુમીમ અદા, હય અવમ અસમાનમ અદા, હય મરતીયમ અદા, હય શોયાતીમ અદા

* શેઠ જાંગીરજી બરજોરજી વાછાના સ૦ સ૦ ૧૮૬૩ માં છપાયલા "ઈરાની ખીલારોકા તખતીઓ" ના નીબંધ મધેથી જે પરમાણે આ પુસતકને સફે ૧૧૭ મે ઉચાર તથા તરજુમો ઉતારી લીધોછે તેજ માફક આએ તખતીઓના ઉચાર તથા તરજુમો પણ એજ નીબંધ મધેથી ઉતારેલોછે.

મરતીયા હ્યા, હ્ય દારયવુશ ખશાયથીયમ અકુ નશિશ અઈવમ પરૂનામ ખશાયથીયમ, અઈવમ પરૂનામ ફરમાતારમ.

૨. અદમ દારયવુશ ખશાયથીય, વઝરક ખશાયથીય, ખશાયથી યાનામ ખશાયથીય, દહ્યાશિ નામ પરૂઝનાનામ ખશાયથીય, અહ્યા યાબુમીયા વઝરકાયા દુરીય અપીય, વીશતાસપ હ્યા પુતર, હખામનીશીય.

## શીપલી તખતીનો મેજર રાલીનસને કરેલો તરજુમો.

૧. મોટો ખોદાએ હોરમઝદ, જેણે જમીન આપીય, જેણે પેલું આસમાન આપીશિંય, જેણે માણસ જાત આપીય, જેણે માણસ જાતને જીવ આપીઓય, જેણે દારયવુશ પાદશાહને બનાવેઓય, જેમ લોકોનો પાદશાહ તેમ લોકોને ધારા આપનાર.

૨. હું દારયવુશ પાદશાહ, મોટો પાદશાહ, પાદશાહોનો પાદશાહ, ઘણા વસતી વાલા દેશોનો પાદશાહ, આ મોટી દુનીઆંને ટેકો આપનાર, વીસતાસપનો બેટો હખામનીશ (કેઆની).

શીપલી તખતી ડાબી બાજુના ગોખલામાં આવીછે, તે પાદશાહ ગોસતાસપના વખતનીછે, તેહેની બીજી બાજુપરની તખતી મેજર રાલીનસને આ રીતે ઉકલાવીછે.

## અલવંદ પાહડપર જમણી બાજુના ગોખલામાં ખીલારેકા હરૂફોથી કોતરેલી તખતી.

(૧) બગ વઝરક અશિરમઝદા, હ્ય મથીશત બગાનામ, હ્ય ઈમામ બુમીન અદા, હ્ય અવમ અસમાનમ અદા, હ્ય મરતીયમ અદા, હ્ય શીયાતીમ અદા મરતીય હ્યા, હ્ય ખશયારશામ ખશાયથીયમ અકુનશિશ, અઈવમ પરૂનામ ખશાયથીયમ, અઈવમ પરૂનામ ફર માતરમ. (૨) અદમ ખશયારશા ખશાયથીય, વઝરક ખશાયથીય, ખશાયથીયા નામ ખશાયથીય, દહ્યાશિનામ પરૂઝનાનામ ખશાયથીય, અહીયાયા બુમીયા વઝરકાયા દુરીય અપીય, દારયવુશ ખશાયથીય હ્યા પુતર, હખામનીશીય.

## ઊપલી તખતીનો મેજર રાલીનસને કરેલો તરજુમો.

(૧) મોટો ખોદાએ હારમઝદ, ફરેસતાઓમાં મોટો, જેણે આ દુનીઆં આપીચ, જેણે પેલો આસમાન આપીઆચ, જેણે માણુશ જાત આપીચ, જેણે માણુશજાતને જીવ આપીઆચ, જેણે ખશયારશાને પાદશાહ બનાવીઆચ, લોકોનો પાદશાહ તથા લોકોને ધારા આપનાર. (૨) હું ખશયારશા પાદશાહ, મોટો પાદશાહ, પાદશાહોનો પાદશાહ, ઘણાં વસતીવાલાં દેશોનો પાદશાહ, આ મોટી દુનીઆંને આસરો આપનાર, દારયવુશ પાદશાહનો બેટો, હખામનીશ.

એ લેખો મેજર રાલીનસનના જણાવીઆ પરમાણે ઈરાનના બેએ નામીઆ પાદશાહોની ઈઆદગારી કાએમ રાખેછે. ઈરાનના બીજા હેવાજ લેખોના સરેશતા પરમાણે એ તખતીઓમાં કાંઈ નશીહત અથવા તવારીખ આવી નથી, પણ પરવરદેગારની તારીફ અને પાદશાહની ઈઆદ તેમાં આવેલીછે, અને એ લેખ પથ્થરના ખાડાની અંદર કોતરીઆથી તથા તેહુનાં મોહોડાં આગલ અવલમાં લોહોડાંના સલીઆ ભરી લીધાથી એ ઈઆદગારી મજબુતીથી કાએમ રહીછે. એ તખતીઓની બાજુપર કાંઈ ઈમારત અથવા બાંધેલા મુકામની નીશાન દેખાતી નથી, તેથી હેવું ધારીઆમાં આવેછે કે એકબતના શેહેરમાંથી ઊપર જણાવેલા પાદશાહો એક પછી એક એ પાહડપર ફરવા ગએઆથી તાંહાં પોતાનાં નામો કોતરવાનો તેઓએ હાકમ આપીઆ હાએ. એજ તખતીઓ સને ૧૮૩૬ નાં વરશમાં એક કાગેલ ફરેંચમેન અને જંદ ભાશાના ઊસતાદ મરનાર મ. બારનુફે ઊકલાવી હતી, તે ધાણી અને મેજર રાલીનસનના તરજુમામાં કાંઈ અગતજોગ ફરક નજર આવતો નથી.

હમદાન શેહેર અને અલવંદ પાહડની જગાની ખુબસુરતી વીશે મુસાફરો ઘણી તારીફ લખેછે, અને તેજ કારણ ઊપરથી આગલા વખતમાં તે એક નામીચું શેહેર થાઈઊં હતું, અને હાલમાં પણ ઈરાનનાં શેહેરો વચ્ચે તે કાંઈએક મરતબો ધરાવેછે. [જગત પરેમા, જાનેવારી ૧૮૫૩.]

# પુરાતમ જમાનાના ઈરાની સીક્કા.

જાણવું કે ઘણાજ કદીમ વખતમાં જેવારે આદમીઓમાં કારીગીરી તથા એલમે પુરો જનમ લીધોનો નહી તે વેલાએ માણસો એક બીજા સાથે વેહેવાર ચલાવવામાં પોતાની પાસેનો માલ બદલામાં આપી સામણા ધણીનો માલ પોતે લેતા હતા, એટલે કે હાલ આપણે રૂપીઆ અથવા કાંઈ બીજા સીક્કાથી જે રીતે હરકોઈ ચીજની કીમત કરીએછે, તે પરમાંણે તે જમાનામાં કાંઈ સીક્કા હતા નહી તેથી કીમત કરવાને બનતું નહી, પણ જો કોઈએ પોતાના પડોસી પાસેથી કાંઈ ચીજ લેવી હોએ તો પોતાની મેહનતથી બનાવેલી અથવા પોતા પાસેની ચીજ બદલામાં આપી તે ધણી બીજી ચીજ લેતો હતો. દુનીઆંના લોક જેવારે પોતાની પરથમ હાલતમાં હોએછે તેવારે હેવું બનતું આવેછે, અને જે દેશમાં સીક્કાનો ચલાણ નહી હોએ તાંહાં એક ચીજને બદલે બીજી ચીજ બદલી આપવાની ચાલ આસટરેલીઆ અને પેસીફીક માહ સાગરના કેટલાએક ટાપુઓમાં, તથા આફરીકાખંડના વચલા ભાગમાં આજ પણ જોવામાં આવેછે. જેવારે આદમીઓમાં ધંધો રોજગાર વધેછે તેવારે એ વેહેવાર ચાલી શકતો નથી, ને ઊપરથી તેઓને પોતાના હીસાબમાં એક મુકરર કાંધેલાં વજન તથા કદની ચીજ કામમાં લાવવાની અગત પડેછે, અને તે કારણસર ધાતુનો સીક્કો કે જે જલદીથી ખરાબ થાતો નથી તે એક ઘણું સારૂં વજુદ મલી આવીઊં છે.

જો કે આગલા વખતમાં અને તેજ પરમાણે હવડે પણ સીક્કાનું મુખીઅ કામ એજછે કે હરકોઈ ચીજની કીમત સેહેલાઈથી મુકરર કરવાને બની આવે, પણ તેજ સીક્કાઓપરથી હવડે આપણને ઘણીએક નવાઈ જેહવી વાતો માલમ પડી આવેછે, અને તે ઊપરથી દુનીઆંના જુદી જુદી ગનેઆતના આગલા લોકોની ભાશા તથા સીક્કા પાડવાની હીકમત તેમજ કારીગીરી એ સંગલું સારીપેઠે માલમ પડી આવીઊં છે, અને એ ઊપરાંત તવારીખનાં કામમાં સીક્કાઓથી મોહાટી મદદ મલીછે,

(જુવો સફે. ૧૫૫).

૧


૨


૩


૪


૫


૬


૭



૮



૯



૧૦



૧૧



પુરાતન જમાનાના ઈરાની સીક્કા.

અને વલી તેઓપરથી આગલા વખતના ઘણાએક નામીચા શખસોની સીક્કો જોવામાં આવેછે. ઈઉરોપીઆન લોકોએ બીજા સંગલા એલમની માફક સીક્કા મેલવવામાં તથા તેઓની તવારીખ સોધી કાહાડવામાં મોહોટી મેહેનત લીધીછે, અને તેઓએ એ ઊપરથી એક એલમ સોધી કાહાડીઓછે, જેહેને ઈંગરેજ લોકો "સાએનસ આવ નુમીસમાટીકસ" કરીને કેહેછે. તવારીખ અને હેવાજ બીજા એલમોની માફક જરમની દેશ આ સીક્કા સમજવાના એલમમાં ઈંગલંડ, ફરાંસ, અને ઈઉરોપ ખંડનાં સંગલા દેશોપર હાલ સરદારી ભોગવેછે, અને તેઓની મદદથી એ એલમ હવડે લગભગ સમપુરણ હાલતપર આવીઓછે, અને તેથી સીક્કાઓનો ઈઉરોપખંડમાં મોહોટો સંગરહ થાએઓછે.

સીક્કાઓ જાલવી રાખવાના દુનીઆંમાં હવડે સઊથી સરશ ચેઆર મુકામોછે, કે જેઓપર લાખો પાઊંડનો ખરચ થાએઓછે. તેમાં ફરાંસ મધે પારીસ શેહેરમાં સીક્કાઓનો સંગરહ સઊથી નામીઓ જાંગીઆમાં આવીઓછે. લંડન, વીએના અને ફ્લારેનસ એથી ઊતરતી પદવી ધરાવેછે, અને તે ઊપરાંત હાલના વખતમાં કેટલાએક ખાંનગી ગરહસ્થો પાસે ઘણા નામીચા અને પુરાતમ સીક્કાઓ પડેલાછે. એ સંગરહોમાં જે સીક્કાઓ ઈરાન દેશનાં આગલાં રાજોને લગતાછે તેઓ બાબે વીગતવાર હેવાલ આ આંકમાં હમો દાખલ કરીએછે. ઈરાનમાં જરતોસતી મજહબ પાલનાર છેલ્લો પાદશાહ ઈઅજદજરદ અને તેહેની આગમજના સાસાની પાદશાહોના વખતના જે જાણવાજોગ સીક્કા હાલ હાથ લાગાછે, તે વખતથી તે ઈરાનનો સઊથી પુરાતમ સીક્કો કે જે હવડે કાએમછે તે સંગલાનું જેટલું મલી આવીઊંછે એટલું તફસીલવાર બેઆન હમોએ પરગટ કરીઊંછે, અને તેઓની સમજ વધારે સેહેલાઈથી બેઆનમાં ઊતરે એટલા માટે આ બાબદને લગતો સીક્કાનો એક ચીતાર આપીઓછે, તેમાં એ સીક્કાઓપરના હરૂફ તથા તેઓના આકાર અસલનીજ માફક જણાવેલાછે.

[જુવો નકશ,] સીક્કો ૧ લો, આ રૂપાંનો એક સીક્કોછે તે ઈરાનના સાસાની તોખમના પાદશાહ પેહલા શાપુરનો માલમ પડેછે. એ

શાપુર પાદશાહ અરદેસર બાબેકાનનો દોતરો હતો, તેહનો આ સીક્કા પર એક બાજુએ ચેહેરો ઊતારેલોછે, તેહનો ઊપલો ભાગ ઘણો ખોલ્લો અને સારી હાલતમાં દીશેછે. ઈરાન મધે તખને જમશેદથી થોડીએક વેગલાઈએ નકશે રૂસતમના પાહડપર જે ચીતારો કોતરેલાછે તે માહેલા એક ચીતાર મધે એ શાપુરશાહ એક ઘોડાપર બેઠેલો દીશેછે, અને તેણે રૂમનો મુલખ હાથ કીધો હતો. તેહેનો શેહનશાહ વાલરીઆન એ શાહના ઘોડાની આગલ આવી નમી ઊભો રહેલોછે, તે ચીતારમાં શાપુરશાહનો જે ચેહેરો તથા તાજ દીશેછે તેજ પરમાણે આ સીક્કામાં પણ પાડેલુંછે. એજ સીક્કાપર પાદશાહનાં માથાંપર કેટલાએક પેહેલવી હરૂફો દીશેછે, તે મોંસીઊ ડ સાસી નામના એક મોહોટા વીદીઆવાન ફરેંચે ઊકલાવી આછે; તે ઊપર આએ રીતે લખેલુંછે—"મજદજન બેશાપોરી મલકાન મલક મીનોશચેથરી મન ઈઝ્દજદાન"—એ પેહેલવી શબદોનો અરથ ચાલુ જુબાનમાં આ રીતે થાએછે—"મજદાંન (હોરમજદ) ને માનનારો નેક શાપુર પાદશાહોનો પાદશાહ ખોદાઈ બુનીઆદથી ઊતરેલું બચ્ચું." એ સીક્કાની બીજી બાજુપર એક ઊંચું તખત પાડેલુંછે તે ઊપર રોશન આતશ બલેછે,* અને તે તખતની આસપાસ બેએ માણસો ઊભેલાછે, તેઓનાં માથાંઓપર પાદશાહી તાજોછે અને હાથોમાં નેજા પકડેલાછે. એ માણસોનાં તાજોનો આકાર પાદશાહની બરોબરનોછે તે ઊપરથી પાદશાહ પોતાના હાથમાં નેજો પકડીને માંજદીઅશની દીનની ફરમાબરદારી તથા પાસબાની કરતો હોએ હેવી મકસદ માલમ પડેછે. એ બાજુએ તખતનાં માથાંપર પેહેલવી હરૂફોથી આ રીતે લખેલુંછે—"શાપોર પપેકો ઈઝ્દજદાની" એટલે કે "પબેક (અથવા બાબેકાન) ની ઓલાદનો શાપુર." નકશે રૂસતમ મધે ઊપર જણાવેલો જે ચીતાર પાડે

* જાણવું કે સાસાની તોખમના પાદશાહોના વખતના ઈરાની સીક્કાઓપર આતશનાં તખતનો ચીતાર આપેલોછે તે જરતોસ્તી ધરમની નીશાન દાખલછે, કાંએક એ ધરમ પાલનારાઓ આતશને પરમેશ્વરનો એક નુર ભરેલો અને આરાધણા કરીઆજોગ કેબલો કરી ગણેછે. એ ચાલ માતર ઈરાનીઓનીજ નથી, પણ રોમનાં બોહોલાં રાજના વખતમાં તાંહાંના શેહેનશાહોની તસવીરો સીક્કાઓપર પાડેલાછે તેહની બીજી બાજુ પર ઈસાઈ ધરમની નીશાનને ફીલે આ રીતે કરસ (✝) દાખલ ચીતાર આવેલાછે.

લોછે તેહના ઘોડાની છાતીપર જે હરૂફો કોતરેલાછે તેમાં ઊપલા શબદો સવાએ બીજા હરૂફો વધારેલાછે, "નપી બે પપેકી મલક" એટલે કે પપેક (બાબેક) પાદશાહનો નેક દોતરો." એ હરૂફોપરથી પુરવાર થાએછે કે અરદેસર બાબેકાનના બેટાના બેટા શાપુરના વખતનો એ સીક્કો પાડેલોછે.

સીક્કો ૨ જો—આ સીક્કો પણ રૂપાંનોછે, અને તેહની એક બાજુ પર પાદશાહનાં માથાંની આસપાસ ઊપર જણાવેલી રીતેજ લખેલું છે, અને એ બંધે સીક્કા એકજ પાદશાહના માલમ પડેછે. બીજી બાજુપર આતશનાં તખતની બાજુપરથી "શાપોરી ઈઝ્‌જદાની." એટલે કે ઈઝ્‌જ દાંની (ઈઝ્‌જદાંપરસત) શાપુર કરીને લખેલું છે. એ તખતની આસપાસ જે શખસો ઊભેલાછે તેઓનો પોશાગ ઘણો સારી રીતે ચીતારેલો નજર આવેછે. આગલા સીક્કામાં હેવાજ શખસોના હાથમાં નેજા આપેલાછે, પણ આ ચીતારમાં નેજાની અનીની જગાપર ગોલ દડા ગોઠવેલાછે તે ઊપરથી તેઓ કોઈ અમીર હોએ હેવું લાગેછે, કાંએક ઈસતખરમાં કોતરી કાહાડેલા ચીતારોમાં સરદારોના હાથમાં હેવીજ જાતનાં હથી આરો આપેલાં હોએછે. આગલા કેટલાએક ઇંગ્રેજી ગરંથકારો ઈરા નમાં મુસાફરી કરી આવીઆછે તેવો હેવો વીચાર આપેછે કે પાદશાહ કએખસરૂ (સાઈરસ) ના વખતમાં હેવી નીશાન ઊમરાવો રાખતા હતા.

સીક્કો ૩ જો—આ તરીજો સીક્કો પાદશાહ બેહેરામના વખત નોછે, તે પણ રૂપાંનોછે, પણ સાસાની તોખમના બેહેરામ હેવાં નામથી એક કરતાં વધારે પાદશાહો થાઈ ગએઆછે તે માહેલા કહા પાદશાહનો એ સીક્કોછે તે ચોકસ માલમ પડતું નથી, પણ ઊપલા શાપુરશાહના બેટા હોરમજના બેટા બેહેરામની એ સીક્કાપર તસવીર હોએ હેવું ધારી આમાં આવેછે, અને તે હીસાબથી એ સીક્કો આજ આસરે ૧૫૭૫ વર શનો પુરાનો માલમ પડેછે. એ સીક્કાપર પાદશાહનાં માથાંપર પેહેલવી હરૂફોથી આ રીતે લખેલું છે, "મનજદાન બે વહરાન મલકાન મલક એરાન અનેરાન મીનોશચેથરી મંન ઈઝ્‌જદાંની." એટલે કે "મજદાંન

(હોરમજદ) ને માનનારો નેક બેહેરામ ઈરાન અને અનેરાનના* પાદશા હોનો પાદશાહ ખોદાઈ ઉનીઆદથી ઊતરેલું બચ્ચું." એજ પેહલવી હરૂફોની પાસેથી બીજા એક બે હરૂફો આવેલાછે, પણ તે હેવાનો ઘસાઈ તથા મેલવાઈ ગએઆછે કે વાંચવાને બની શકતું નથી. એ સીક્કાની બીજી બાજુપર જરતોસતી દીનની નીશાન દાખલ સરેશતા પરમાણે આતશનું તખતછે, અને પાદશાહી તાજથી તેહેની પાસબાનીને કીજે બેએ શખસો આસપાસ ઊભેલાછે. એ બાજુપર "વહરાન ઈઝ્પજદાની" કરી પેહેલવી હરૂફોથી લખેલુંછે.

સીક્કો ૪ થો—આ સીક્કો સાસાની તોખમનો પાંચમો બેહેરામ કે જેહેને ઘણાએક લોકો બેહેરામગોર કરીને પણ કેહેછે તે પાદશાહના વખતનોછે. એ સીક્કો ઈરાનમાં સર આર. કે. પોરટર મુસાફરી કરવા ગએઓ હતો તેવારે તેહેને હાથ લાગો હતો. એ સીક્કો રૂપાંનોછે, પણ એજ માફકના ચીતારનો એક સુંનાનો સીક્કો ફરાંસ મધે તે દેશનાં મોહોટાં સંગરહસથાનમાં પડેલોછે, અને તેજ માફક એક બીજો સીક્કો ઈંગલંડમાં ડાકટર જાન હનટર પાસે હતો. એ સીક્કાનો ચીતાર ઊપર જણાવેલા બીજાઓને મલતો આવતો નથી, તેહેનું કારણ એછે કે સરે શતા પરમાણે સીક્કાની એક બાજુપર માનરે પાદશાહનીજ તસવીરની જગોએ એ મધે પાદશાહ તથા તેહેની બાંનુ તથા તેઓનો શાહજાદો મલીને તરણની એકદમ તસવીર આવેલીછે, અને બીજી બાજુપર આત શદાંનની પાસબાનીને કીજે પણ એજ પાદશાહી જોડું ઊભેલુંછે. ઈરા નના બીજા સંગલા સીક્કાઓ કરતાં આ ચીતારમાં એટલો તફાવત માલમ પડેછે, અને એજ માફક નકશે રૂસતમમાં પાહડપર કોતરી કાહા ડેલા ચીતારો માલમ પડેછે, તે સંગલાનું કારણ સેહેલાઈથી માલમ પડી આવેછે. હમો ઊપર જણાવી ગએઆ છઈએ કે એ સીક્કો બેહેરામગોર પાદશાહના વખતનોછે, એ પાદશાહ વીશે ઊગમણ પરાંતના ગરંથકારો,

* ઈરાન અને અનેરાન એ બંને શબદોનો પેહેલવી જબાંનમાં ઈરાન અને ઈરાન સવાએ પરથવીનાં બાજાં સરવે મુલકો એ રીતે અરથ થાએછે.

અને તેમાં અગત કરીને જીનત-અલ તવારીખનો જોડનાર જે કાંઈ બીનાં લખી ગએઓછે તેમાં હેવું જણાવેછે કે, એ પાદશાહ બેહરામ જેહને ગોરખરના શેકારના શોખી દાખલ લોકોએ બેહરામગોર કરીને નામ આપીઊં હતું તેણે ઈરાનમાં મોહોટી નેકનામી સાથે પાદશાહી ચલાવી હતી. એ પાદશાહ સરવે કોઈના જાણીઆ પરમાણે શેકારનો અતીસે શોખ રાખનો હતો, અને તીર મારવાની નીશાનમાં એકો પુર વીન ગણાતો હતો. કેહેછે કે એ પાદશાહ પોતાની બાંનુને લઈને એક દીવસ શેકાર કરવા ગએઓ હતો તાંહાં દુરથી તેઓને એક હરણ સુતેલું નજર આવીઊં, તે જોઈને પાદશાહ બેહરામે પોતાની કાબેલીઅત બતલાવવાને એક તીર ફેંકીઓ, તે તીર બરોબર અસારત દાખલ તે હરણના કાંનની સાથે અટકીને પસાર થાઈ ગએઓ, તે ઊપરથી તેહના કાંન આગલ કોઈ માંખ ભમતી હોએ હેવું તે જાંનવરનાં મનમાં આવીઊં, અને તે માંખ ઊડારવાને હરણે પોતાનો એક પાછલો પગ ઊંચકીઓ, એટલામાં પાદ શાહે નેમ કરીને હેવોતો બીજો તીર ફેંકીઓ કે તે પગમાં તીર પસાર થાઈને સીંગડાંમાં પેઠો, અને તે હરણના પગ તથા સીંગડાંને ગોએઆ એક દમ સીવી લીધાં. પાદશાહે જેવારે હાવી ચાલાકી બતલાવી તેવારે તે ધારતો હતો કે તેહની બાનું હેવી ઝડપ જોઈ આફરીન કરીઆ વીના રેહેશે નહી, હેવું ધારીને પાદશાહ રાણી તરફ મોહોડું ફેરવીને તેહનો વીચાર પુછવા લાગો, પણ રાણીએ પાદશાહની તારીફ કરીઆને બદલે થંડા મીજાજથી હેવો જવાબ દીધો કે "તેં હરણનો પગ તથા સીંગડું તીરથી સીવી લીધું તેમાં કાંઈ નવાઈ જેહવું નથી, આસરમથી સઊ કોઈ માહીતગાર થાએછે." બેહરામગોરે જેવારે હેવા સુખનો સાંભલીઆ તેવારે તે નાઊમેદ થાઈ ગએઓ, અને ગુસ્સાના વમલમાં પોતાની રાણીને કોઈ દુરના મુકામપર લઈ જાઈ કતલ કરવાનો હોકમ આપીઓ. એ પાદશાહનો એક વજીર ઘણો અકલમંદ તથા માઆલુ દીલનો હતો તેણે હેવું ઘાટકી કરમ કરીઆને બદલે રાણીને તેહનો મરતબો છુપાવીને એક દુરનાં ગામડાંમાં રાખી. તે જગાપર એક બુરજ હતો તે બુરજપર

ચહડવાને ૨૦ પગતીની એક સીહોડી હતી તે ઊપર જાઈને તે નેક ઓરતે પોતાનો મુકામ કીધો, અને કોઈબી દીવસ પોતાના ખાવંદની ચુક સુધારવાની ધારણાથી બજારમાંથી એક નાંધલી વાછરડી ખરીદ કીધી, તે વાછરડીને હાથમાં ઊંચકી રાણી દરરોજ એકવાર પેલા બુરજ ઊપર ચહડતી તથા તાંહાંથી ઊતરતી હતી. એ રીતે તે ચેઆર વરશ સુધી તાંહાં રહી તે વખતમાં દરરોજ વાછરડીની સાથે કસરત કરતી હતી. તે વાછરડી પણ એટલામાં પુગતાં કદની થાઈ હતી તોપણ ચેઆર વરશ સુધી આસરમ રાખીઆથી રાણી તેહને ઊંચાવી શકતી હતી. હવે એક દીવસ હેવો બનાવ બનીઓ કે પાદશાહ બેહેરામ શેકાર કરતો તે બુરજ આગલ આવી પોંહોંચીઓ અને તાંહાં પોતાનો મુકામ કીધો, એટલાંમાં તેહેની નજર એક ઓરત જે એક મોહોટી વાછરડીને ઊંચકીને બુરજ ઊપર ચહડતી હતી તેહની ઊપર પડી, તે જોઈ પાદશાહ ઘણો અજાએબ થાએઓ, અને તે ઓરતમાં એટલીબધી શકતી કેમ આવી તે વીશેનું કારણ પુછાવીઊં, પણ તે સ્ત્રીએ જવાબ આપવાને ના પાડી, અને કહીઊં કે જો પાદશાહ એકાંત પોતે તેહેની પાસે આવશે તો જવાબ મલશે. હેવું સાંભલીને પાદશાહ તરત દોડતો ગએઓ, અને પોતાના સવાલનો જવાબ માંગીઓ, તેવારે રાણીએ જવાબ દીધો કે "આસરમથી સઊ કોઈ માહીતગાર થાએછે" એટલું બોલીને તેણે પોતાના ચેહેરાપર બુરખો નાખેલો હતો તે ખીસાડી નાખીઓ. પાદશાહે પોતાની નેકબખત બાનુને તરત ઓલખી અને તેહેને પાછી પોતાની બગલમાં લીધી, અને તે દીવસથી મોહોટી ચાંનક પકડી કે ફરીથી ગરૂરી કોઈને બતલાવવી નહી. કેહેછે કે એ દીવસથી પાદશાહ પોતાની રાણી સાથે આગલના કરતાં અતીસે વધારે મોહોબત રાખવા લાગો, અને હરકોઈ મુશકેલ કામમાં તેહેની મસલહત લેતો હતો, હેવી રીતે કે ગોએઆ તેઓ એક મતથી ઈરાનમાં રાજ કરતાં હતાં. એ સંગલાંની ઈઆદગારી રાખવાને કોજે બેહેરામગોરે પોતાના મુલખનાં સંગલાં ચલણોપર પોતાની તસવીર સાથે પોતાની બાહોરદારની તસવીર પણ રાખી હતી, અને એજ

પરમાણે નકશે રૂસતમ અને બીજી જગાઓપર એ પાદશાહનો ચીતાર કાહાડેલોછે, તાંહાં પણ તેહેની બાંનુ હમેશાં સાથે નજર આવેછે. એજ પરમાણે આ સીક્કાપર પણ નકશી કાહાડેલીછે. એ પાદશાહી જોડાંની સાંમણે જે છોકરાનો આકારછે તે તેઓનું ફરજંદ થાએછે. એ સીક્કાની એક બાજુપર પેહેલવી હરૂફેએ "મજદાન બે વહરાન મલકાન મલક એરાન અનેરાન મીનોશચેથરી મન ઈઝદાની" કરી લખેલુંછે, તથા આતશદાંનની બાજુએ "વહરાન ઈઝદાની" કરી લખેલુંછે. એ બોલોનો અરથ હમોએ ઊપર પરગટ કરીઓછે.

સીક્કો ૫ મો—આ પાંચમો સીક્કો આસરે ૧૬૨૫ વરશનો પુરાતમછે. એ સીક્કો રૂપાંનોછે, અને તે પર જે પાદશાહનો ચીતાર પાડેલોછે તે નેક ખસલતનો અને મોહોટા દરજજાનો, સાસાની તોખમનો પેહેલો પાદશાહ અરદેસરછે કે જેહેને અરદેસર બાબેકાન કરીને પણ કેહેછે. એ પાદશાહનો એક ચીતાર નકશે રૂસતમમાં પથ્થરપર કોતરી કાહાડેલોછે, તે ઊપર જે પેહેલવી હરૂફો લખેલાછે તેજ પરમાણેના હરૂફો આ સીક્કા પર પાદશાહની તસવીરની આસપાસ કોતરેલાછે, અને તેહેનો અરથ પણ ઊપર જણાવેલા બીજા સીક્કાઓની માફક થાએછે. "મજદાન (હોરમજદ) ને માંનનારો નેક અરતશતર ઈરાનનો અને પાદશાહોનો પાદશાહ", બીજી બાજુપર "અરતશતર ઈઝદાની" કરી લખેલુંછે. એ પાદશાહનો દેખાવ બીજા પછવાડેના સાસાની પાદશાહોના કરતાં ઘણો ફેરફાર દીશેછે. એ પાદશાહે પોતાનાં માથાંપર જે કોહોલા મુકીછે તે બીજાઓના કરતાં તદન જુદી તરાંહાંનીછે, અને પાદશાહ જમશેદના વખતથી ઈરાનીઓ પોતાની ગરદન પછવાડે ગુછાદાર બાલ રાખતા આવીઆ હતા—કે જે તખને જમશેદ તથા બીજા નકશોથી પુરવાર થાએછે, તે ગુછા આ તસવીરમાં નજર આવતા નથી. એ સીક્કાની બીજી બાજુપર જે આતશનું તખત પાડીઊંછે તેહેની પાસબાનીને કોજે આદમી ઊભેલા નજર આવતા નથી, પણ બાજુપરથી બેએ ટેકા બનાવીને તખતને આસરો આપેલોછે. એ સીક્કાની બનાવટ ઘણી સાદી અને સોભઈતીછે,

અને બીજા સીક્કાઓ કાંઈએક આરકતરા આકારના આવેલાછે તે પર માણુ આ સીક્કો છે નહી, પણ તેહેની ગોલ વલાણ સરખી નજર આવેછે.

સીક્કો ૬ થો—પાદશાહ નોશીરવાન અદલના બેટા હોરમજદના બેટા ખુશરૂ પરવેજના વખતનો આ સીક્કો જોવામાં આવેછે. એ સીક્કાનો ચીતાર બીજાઓ કરતાં લગાર ફેરફાર દીશેછે. એ સીક્કાપર પાદશાહનાં તાજની ઊપર એક ગોલ દડો મુકેલોછે, અને તેહેની બાજુઓપર બેએ પાંખની આસમાંની નીશાન પાડેલીછે, તથા તાજના હેઠલના ભાગની બાજુએ મોતી ગુંદી લીધેલાંછે, અને એ તાજ ગુરૂડ પખશીના આકારને મલતું આવેછે, તથા પાદશાહનાં કપાલપર તે પખશીની ચાંચ આવેલીછે. તે ચાંચમાં એક નાંખેલો ગોલ દડો ધરેલોછે. એ બાજુપર પેહેલવી હરૂફોથી "મજદજન કસર પરવેજ મલકાન મલક એરાન" કરી લખેલુંછે અને તેહેની હેઠલથી કાંઈ થોડાએક હરૂફો નજર આવેછે, તે ધારીઆમેલે વરશ બતલાવેછે, પણ તે એટલાતો ઘસાઈ ગએઆછે કે બરોબર સમજ પડી શકતા નથી. જાણવું કે ઈરાનમાં મુસાફરોને ખોલ કરતાં હેવા ઘણાએક સીક્કાઓ હાથ લાગેછે, અને હેવા સીક્કા મુંબઈમાં પણ મલી આવેછે, તેમાંના થોડાએક સીક્કા એકઠા કરીને તેઓપરની તારીખો સોધી કાહાડે તો તેહેવી બાબદોનો આજ કાંઈએક રીતે ઊલટપાલટ વીચાર ચાલેછે તેહેનું શેવટ આવીઆ વના રેહે નહી. આ ૬ થા આંક વાલા સીક્કાની બીજી બાજુએ સરેશતા પરમાણે આતશનું તખત મુકેલું છે, તાંહાં બેએ આદમીઓ હાથમાં પાદશાહી આસાઓ પકડીને ઊભેલાછે, તેઓની બાજુપરથી "કસર ઈઝ્‌જદાંની" કરી લખેલુંછે. પણ એ સીક્કામાં અજાએબ જેહેવું એછે કે આતશનાં બલતાંમાંથી એક આદમીનાં બદનનો ઊપલો ભાગ નીકલતો હોએ હેવું નજર આવેછે, તે આદમીના આકારથી ખોદાઈ નીશાન બતલાવીછે ઈઆ કોઈ નેક ખસલતના શખસનો ફરોહર એટલે કે રૂહની સમજ આપીછે તે ચોકસ રીતે માલમ પડી શકતું નથી. ઈરાનની તવારીખ વાંચનાર સરવે કોઈને માલમછે કે ખુસરૂ પરવેજ એક નામીચો પાદશાહ થાઈ ગએઓછે. તેણે પોતાની

પાદશાહીની શરૂઆતમાં મોહોટી દલેરી બતલાવી હતી. પણ તેઆરપછી ઘણો સુસત અને મોજીલો થાઈ પડીઓ હતો, જેથી તેહની પાદશાહીની ખરાબી થાઈ હતી. એ પાદશાહ ઘણોજ મોહોટો દબદબો તથા જાહો જલાલી રાખનો હતો, અને પોતાનો મરતબો બતલાવવાને તરેહવાર નવા નવા વીચારો તેણે સોધી કાહાડીઆ હતા, તે વીશેનો દાખલો તેહેનાં તાજ ઊપરથી માલમ પડી આવેછે, અને તેજ પરમાણે આતશની રોશ નીમાં પણ તેણે પોતાને કીજે હેવોજ આદમીનો આકાર નાખીઓ હોએ એ વાત માનવાને મુશકેલ નથી.

સીક્કો ૭ મો—આ સીક્કાપર એક પાદશાહની તસવીર આપેલીછે. તેહેનાં માથાંપર જે તાજ મુકેલુંછે તે તાજ નકશે રૂસતમમાં અરદેસર બાબેકાનના બેટા શાપુરશાહના તાજને મલતું આવેછે, પણ એ સીક્કામાં તાજની સાથે પાંખો વધારે આપેલીછે. એ સીક્કાપર પાદશાહનો ચેહેરો ઘણો સારી રીતે તથા તેહેનું બદન સમજ પડે હેવી રીતે કોતરી કાહા ડેલુંછે. પણ તેહેની આસપાસના પેહેલવી હરૂફો ઘણાજ ઘસાઈ ગએ આછે તેથી વંચાઈ શકાતા નથી. બીજી બાજુપર સરેશતા માફક આતશનું તખત તથા પાસબાની કરનાર આદમીઓના ચીતારોછે, પણ તાંહાં કાંઈ લખેલું નથી. એ બેએ આદમીઓમાંથી એકનાં માથાંપર પાદશાહી તાજછે, અને બીજાનાં માથાંપર સરદારીની કોહોલા મુકેલીછે. એ સીક્કાપરના હરૂફો નીકલી ગએઆછે તેથી તે કોણના વખતનોછે તે ચોકસ કેહેવાઈ શકાતું નથી.

સીક્કો ૮ મો—આ સીક્કો બીજાઓ કરતાં વધારે ગુછવાણ ભરે લોછે, પણ સાસાની તોખમના પાદશાહોના વખતના ચલણના બીજા કરતાં આ સીક્કો વધારે મલી આવેછે, અને તે કદમાં પણ મોહોટો દીશેછે. એ સીક્કાપર પાદશાહે પોતાનાં માથાંપર તાજની જગોએ લશ કરી કોહોલા મુકીછે, અને બીજા ચીતારોમાં હાઠાંપર જે ગોલ દડો દીશેછે તેહેને બદલે આ જગાપર એક કલગીર ગોઠવેલીછે. પાદશાહની તસવી રની આસપાસ તરણ મોતીની હારો આવેલીછે, અને તેઓના દરમી

આંનમાં સેતારા તથા ચંદરમાહના આકારો પાડેલાછે. એ તસવીરની આસપાસ જે પેહેલવી હરૂફોથી લખેલુંછે તે હરૂફો બીજી નકશી સાથે ઘણા ગુંછવાઈ ગએઆછે, તોપણ અરેશતા મરમાણે "મજદજન બે શાપોરી મલકાન મલક મીનોશચેથરી મન ઈઆજદાન" એ રીતનું લખેલું માલમ પડેછે. બીજી બાજુએ "શાપોરી" કરીને હરૂફો વંચાઈ શકાએછે, પણ તેહેની પાસના સંગલા હરૂફો ઘસાઈ ગએલાછે. એ પાદશાહ સાસાની નોખમનો બીજો શાપુર જેહેને શાપુર ઝુલકતફ કરીને પણ કેહેતા હતા તે માલમ પડેછે. એ પાદશાહ ઘણો ફતેમંદ હતો, અને રોમના શેહેનશાહોપર તેણે ઘણીવાર ફતેમંદી મેલવી હતી. એ પાદશાહની મોહોટાઈ જાહેર કરવાને તેહેના બેટા બેહેરામે ઈરાનના પાહાડોમાં કેટલાએક નકશો કોતરાવીઆ હતા, તે તખને બોસતાંનના પાહાડની એક તખતીપર આજસુધી નજર આવેછે. એ સીક્કાની બીજી બાજુપર આતશનું તખત કાંઈ જુદીજ રીતે પાડેલુંછે, અને તેહેની બાજુપરના પાસબાની કરનારાઓ પોતાનાં હથીઆરોને ઊભાં પકડી રહીને તે ઊપર આસરો ટેકવી ઊભા રહેલાછે.

સીક્કો ૯ મો—આ નવમા સીક્કાપર પાદશાહની ખુબસુરતી ઘણી સારી લાગતી નથી, અને એ સીક્કાની ટપ બીજાઓ કરતાં જુદી તરેહની લાગેછે. પણ તાજપર ગોલ દડો તથા પાંખાની નીશાનથી પાદશાહી માલમ પડી આવેછે. એ બાજુપર પેહેલવી હરૂફો પણ ઘણાજ થોડાછે અને તે સબબથી કાંઈ સમજ પડે હેવા લાગતા નથી. બીજી બાજુપર જે પેહેલવી હરૂફોછે તે ઊપરથી "પીરોજ" કરીને નામ વંચાઈ શકાએછે, અને તાંહાં આતશનાં તખતની બાજુપર બેએ આદમીઓ ઊભાછે, તે માહેલા ડાબા આદમીની પછવાડેથી તરણ પેહેલવી આંકડાછે તેહેનો અરથ "૩૦૦" અને "૭૦" થાઈ શકેછે. આ સીક્કાપર આતશનાં તખતપર રોશનીનો આકાર બરાબર પાડેલો નથી, પણ તેહેનાં માથાંપર આફતાબ તથા માહતાબના બારીક આકારો પાડેલાછે. એ સીક્કો કસી રીતે ખુબસુરતી ભરેલો નથી, અને બીજાઓને મલતો આવતો

નથી, તેથી હેવું ધારીઆમાં આવેછે કે એ પાદશાહના નાંધલા ભાઈએ તેહેનાં હાથમાંથી રાજ છીનવી લીધું, તેવારે તે તારતારના પાદશાહની મદદ લઈ પાછો પાદશાહ થાએઓ હતો, તે વેલાએ લડાઈની ધામધુમમાં કોઈ તુરકી કારીગરે હેવો કસુર ભરેલો છાપ બનાવીઓ હશે.*

સીક્કો ૧૦ મો.—સેકંદરે ઈરાનનો મુલખ પોતાને અસનેક કીધો તેઆરપછી તેહના ગુજરવા બાદ ઈરીનાની સરદારોના એક ટોલાએ તથા આશકાનીઅન ટોલાના પાદશાહોએ ઈરાનમાં આસરે ૫૦૦ વરશ સુધી અમલ ચલાવીઓ હતો તે વખતનો એક સીક્કો આ જગાએ જાણુ

* આ સીક્કાની ઉપર "૩૭૦" અને "૭૦" હેવા જે આંકડા આવેલાછે તે વરશ કોહઆ વખતથી શરૂ થાએછે તે એ સીક્કા ઉપરથી ચોકસ માલમ પડતું નથી, પણ અરદેસર બાબેકાનનાં વખતમાં સાસાની તોખમનું રાજ ઈરાનમાં ચાલુ થાએલું અને જરતોસતી ધરમ પાછો તાજો થાએઓ, તે વખતથી ઇસ્વીને ઇસ્વી સને ૨૨૩ થી તે પાદશાહ પીરોજ અથવા ફીરોજના વખત સુધી ફારસીઆનોની તવારીખમાં જણાવીઆ પરમાણે ૨૩૫ વરશ થાએછે, તેથી ઉપલો ૩૭૦ નો આંકડો એ હીસાબને મલતો આવતો નથી. પણ ફારસી ગરંથકારોનાં જણાવેલાં વરશ પરમાણે પાદશાહ અરદેસર બાબેકાનના વખતથી તે ફીરોજની પાદશાહી સુધી હમા વરશ ગણી જોઈએછે તો તે આ સીક્કામાં જણાવેલા આંકડાને નજદીક મલતો આવેછે, તે હેઠલ જોવાથી માલમ પડશે.

| | વરશ. |
|---|---|
| અરદેસર બાબેકાનની પાદશાહીનાં.. .... .... | ૪૨ |
| શાપુર. .... .... .... .... .... | ૩૨ |
| હોરમજદ .... .... .... .... .... | ૫ |
| બેહેરામ .... .... .... .... .... | ૩ |
| બેહેરામાઆન... .... ... ... .... | ૧૯ |
| બેહેરામ (ત્રીજો.) .... .... .... .... | ૦૧ |
| નરસી. .... .... .... .... .... | ૯ |
| શાપુર (બીજો.) .... .... .... .... | ૭૨ |
| શાપુર (ત્રીજો.) .... .... .... .... | ૫ |
| અરદેસર (બીજો.) .... .... .... .... | ૧૦ |
| બેહેરામ (ચોથો.) .... .... .... .... | ૧૪ |
| યઝદજરદ.. .... .... .... .... | ૧૮ |
| બેહેરામ (પાંચમો.) .... .... .... .... | ૬૩ |
| યઝદજરદ (બીજો.) .. .... .... .... | ૧૯ |
| હોરમજદ (બીજો.) .. .... .... .... | ૧ |
| પલાસ. .... .... .... .... .... | ૬ |
| નોશીરવાન .. .... .... .... .... | ૭૪ |
| એ પછી ફીરોજ તખતપર બેઠો.. .... .... | ૭ |
| જુમલે વરશ | ૩૯૦ |

વીઓછે. એ સીક્કો સુંનાનોછે. બીજા સંગલા સીક્કાઓપર પાદશાહનું એકજ બાજુનું મોહોડું પાડેલુંછે, પણ આ સીક્કો પાદશાહનો શંચરો ચેહરો બંધે બાજુથી દેખાએ હવો બનાવીઓછે; અને તેહેનાં માથાંપર એક તાજ મુકીઊંછે, તથા તે ઊપર એક કલગીર ગોઠવેલીછે, અને તેહેની ઊપર એક નાંધલી દડી ચીતરેલીછે. એ પાદશાહનાં માથાંપર ખોરશેદ તથા માહતાબના આકારો પાડેલાછે. એ સીક્કાની બીજી બાજુપર આતશનું તખત પાડેલું નથી, કાંએકે આશકાની ટોલાના પાદશાહો જરતોસતી ધરમ કબુલ રાખતાતા નહી, પણ તેહેની જગોએ એ બાજુપર એક આદમીની તસવીર આપેલીછે. તે તસવીર ઘણીજ કસુરથી બનાવેલીછે, કાંએકે તેહેનો ચેહરો તથા કદ એક વેહેતીઆં આદમીના જેહેવું દીશેછે, અને તે પણ ઘણું કઢંગું ચીતારેલુંછે. એ સીક્કો ઘણોજ ખરાબ પાડેલાછે, અને તેહેની કારીગીરી કસા કીમતની નથી, તેહેનું કારણ હેવું જોવામાં આવેછે કે એ આશકાનીઆન ટોલાના પાદશાહોનો અંમલ સુઘરાઈમાં વજન રાખતોનો નહી, અને પછવાડેથી તેઓનો દબદબો અનીસે પડી ભાગો હતો. એ સીક્કાપર કાંઈએક પેહેલવી હરૂફેછે, પણ તે સમજ પડે હેવા નથી. આશકાનીઆન ટોલાના પાદશાહોએ ઈરાનમાં આસરે ૫૦૦ વરસ સુધી રાજ કીધું હતું તે બાબે જુદી જુદી પાદશાહીઓની તવારીખ તથા બીજી વીગત ફારસી ગરંથકારો સારી રીતે જણાવતા નથી, પણ માતરે તેઓની પાદશાહીનાં વરસોનો એકદમ જુમલો મુકી દઈને બીજી પાદશાહીઓની તવારીખ વીગતવાર જણાવેછે. એ બાબદ વીશે મોસીઊ ડ. સાસે નામનો માહવીદોઆવાન ફરેંચમેન જેણે આ ઘણાખરા સીક્કાના હરૂફો ઊકલાવીઆછે, તે ધણી હેવું લખી જાએછે કે આગલા વખતમાં ઈરાન મધે તવારીખો લખવાનું કામ ધરમનો સંભાલ કરનારા એટલે કે મોબેદોના હાથમાં રેહેલું હતું, ને લોકોના ધરમપર આશકાની પાદશાહો બેસમજ જુલમ કરતા હતા, અને તેઓની સાદી ચાલચલણ રદ પાડતા હતા, તેટલા ઊપરથી મોબેદ લોકો એ પાદશાહોને ધીકારની નજરથી જોતા હતા, અને તે સબબથી જેવારે પોતાના દેશની

તવારીખ લખવાનું કામ એ મોબેદોના હાથમાં આવીઉં, તેવારે તેઓએ આશકાની પાદશાહોને કસું માન આપીઆ વગરે તેઓની પાદશાહીનાં વરશોનો જુમલો મુકીને તેઓના રાજ કારભાર તથા જાહોજલાલી તથા બીજી સંગલી વીગત પડતી મુકી દીધી. અને એ પાદશાહોની જે કાંઈ તવારીખ આપણને હાલ મલી આવેછે તે ઈઊનાની ભાશામાં બનેલાં પુસ તકોથી મલેછે, કાંએકે ઈઊનાન અને ઈરાન વચ્ચે તે વખતપર લડાઈ ઈઆ સુલેહની વખતે બોહોલો સંબંધ ચાલતો હતો.

સીક્કો ૧૧ મો—આ અગીઆરમો અને છેલ્લો સીક્કો ઈરાની જે કાંઈ સીક્કા હાલના વખતમાં હાથમાં આવેલાછે તેમાં સઊથી પુરાનોછે. એ સીક્કામાં એક બાજુએ પાદશાહ એક પગ વાલીને કમાનને તીર ચડ ડાવી કોઈ તરફ ફેંકવા ચાહતો હોએ હેવું માલમ પડેછે. બીજી બાજુપર કાંઈ જુજ નકશી પાડેલીછે તેમાં કાંઈ હરૂફો જેહેવું નજર આવેછે. તખતે જમશેદની પડોસના પાહડમાં કબરોનાં મથાલાંપર પાદશાહ આતશનાં તખતની સાંમણે ઊભો રહી બંદગી કરેછે, તે પાદશાહની તસવીરને આ સીક્કાપરનો ચેહેરો મલતો આવેછે. તે ઊપરથી હેવું ધારીઆમાં આવેછે કે એ સીક્કો પાદશાહ દારાએસ હીસતાસપીસનો અથવા તેહેના વખતનોછે. એ સીક્કાપર કોઈબી દાહાડો વાર અથવા વરશ માડેલું માલમ પડતું નથી, પણ એ સીક્કો હાલમાં લંડન મધે "બરીટીશ મીઊ જીઅમ" નામનાં સંગરહસથાનમાં જાંહાં મુકેલોછે તાંહાં તેહેને લગતી બોના સાથે જોડેલીછે, તેમાં ઈઊનાની ગરંથકારોના આધાર પરથી દારાએસ હીસતાસપીસના જમાનાની મુદત લઈને એ સીક્કો ઈસવી સનેની ૪૯૦ વરશ આગમજ ઈરાનમાં ચાલુ હોએ હેવું જણાવીઊંછે. એ સીક્કો સુંનાનો બનાવેલોછે, અને તેહેનું કદ બીજા સંગલા સીક્કાઓની માફક આ બાબદને લગતા નક શમાં આપેલુંછે તેટલુંજ મોહોટુંછે.

ઊપર જે પેહેલા નવ સીક્કાઓનું હમોએ બેઆન કીધેલુંછે તે તમામ સાસાની તોખમના પાદશાહોનાછે. તે આજઆસરે ૧૩૦૦ થીતે

૧૯૦૦ વરશ સુધીની ઈરાનની કારીગીરીની નીશાન તથા તવારીખ બતલાવેછે. એ સીક્કાઓપર જે કાંઈ હરૂફો કોતરેલાછે તે તમામ પેહેલવી ભાશામાંછે, કે જે ભાશા કેઆનીઓના વખતથી શરૂ થાએલી માલમ પડેછે. એ ભાશાનું નામ ઈરાનનું ઈરાકે આજમ નામનું એક પરાંત જેહેને આગલ પહ્‌લહ કરી કેહેતા હતા તે ઊપરથી નીકલેલું ધારીઆમાં આવેછે. જેવારે આજ આસરે ૧૨૦૦ વરશની વાતપર આરબસતા નથી ખલીફાઓએ ઈરાન પોતાને હાથ કીધું, અને મુસલમાની દોર ચલાવીઓ તે વખતમાં ઈરાન મધે તરણ જાતની ભાશા ચાલુ હતી, તેઓનાં નામ—પારસી, દરી અને પેહેલવી. દરી ભાશા ઈરાનની માતરે દરબારમાં બોલીઆમાં આવતી હતી, અને પેહેલવી ભાશામાં પુસતકો બનતાં હતાં, તથા પારસી ભાશા લોકોનાં ચાલુ કામકાજમાં બોલવામાં તેમજ થોડીએક લખવામાં પણ આવતી હતી. જેવારે મુસલમાની અંમલ ઈરાનમાં રેવાજ પાંમીઓ તેવારે દરી અને પેહેલવી એ બંન્ને ભાશા ચાલુ કામકાજથી ગુમ થાઈ, અને પારસી ભાશા આરબી સાથે મલીને બોલાવા લાગી કે જે આજ સુધી કામમાં આવેછે. પેહેલવી ભાશામાં ઈરાનની સંગલી આગલી તવારીખો લખેલી હતી તે વાત કસી રીતે શક ભરેલી નથી, કાંએકે ઈરાનની આગલી વાતો સંગલા ગરંથકારોએ પેહેલવી ભાશામાંથી ચુંટી કાહાડેલીછે તે બીના શાહનામું, દબેસતાન, તવારીખે તબરી અને બીજાં ઊગમણ પરાંતનાં પુસતકોના બનાવનારાઓ કબુલ કરી ગએઆછે.

[જગત પરેમી, અકટોબર ૧૮૫૫.]

# તાજે કલમ.

આ કેતાબના પેહલા ભાગ મધે પુરાતમ ઈરાનનાં બાંધકામ તથા કોતરકામ સંબંધી જે બાબતો દાખલ કરવામાં આવીછે તે આજ (ઈ૦ સ૦ ૧૮૮૦) આસરે સતાવીશ વરશની વાત ઊપર લખાઈ હતી. એ વખતના દરમેઆનમાં પુરાતમ જમાનાની ઈરાનની તવારીખને લગતી ઈઊરોપીઅન લોકોની સોધમાં ઘણો વધારો થાએઓછે. એક બાજુ એથી ઈરાનના પાહડો તથા બીજી જગાઓમાં કોતરી કાહાડેલા ખીલા રોકા હરૂફોના લેખો ઊકલાવવાની જે શરૂઆત આગલ થાઈ હતી તે લેખો કાએદાસર અને દરોબસત રીતે વંચાઈને ઈરાનની તવારીખ સાથે ચોકસાઈથી મુકાબેલ કરવામાં આવીઆછે. બીજા હાથ ઊપર જંદ અવસતાનાં પુસતકોનો અભીઆસ ઈઊરોપખંડમાં ઘણો વધેઆથી, અને તેહવી ખુબીએ કરીને જંદ અવસતાનું મોહોટું પુરાતમપણું સાબેત રેહેવાથી, એ ભાશાનાં પુસતકો મધેથી મલી આવતી ઈરાનની તવારીખ ભરૂશા રાખવાજોગ ઠરીછે. સેકંદર રૂમીના જમાનાની આગમજની ઈરાનની તવારીખનો જે ભાગ ઈઊનાની ગરંથકારોએ, અને તેમાં અગત કરીને આજ આસરે ૨૩૩૦ વરશની વાત ઊપર હીરાડોટસ નામના ગરંથકારે લખેઓ હતો, તે લખાણોને એ ખીલારોકા હરૂફોના લેખોથી મજબુત પાએદારી મલીછે. વલી તેહવીજ રીતે આરબી તથા ફારસી લખનારાઓ, જેહેવા કે તબરી તથા ફીરદોસી, આગલાં ઈરાનની તવારીખ લખી ગએઆછે, તેઓના ગરંથોને જંદ અવસતા માહેલી તવારીખે ચોકસ ટેકો આપીઓછે.

એ બંધે પરકારની સોધોની આગમજ ઈરાનની પુરાતમ તવારીખના અભીઆસીઓ વચ્ચે તરણ જુદા જુદા ભાગ અથવા તડ પડેલાં હતાં. હીરાડોટસ અને ફીરદોસી એ બંધેએ લખેલી તવારીખો માહેલી બાબતોમાં તથા પાદશાહોનાં નામો વચ્ચે અતીઘણો ફરક હોવાના સબબથી, એક તડવાલા અભીઆસીઓ હેવું મત રાખતા હતા કે સેકંદરની આગમ

જની ઈરાનની તવારીખ જે ઈઊનાની ગરંથકારોએ લખીછે તેજ ખરીછે, અને એ વખતને લગતી ફારસી તવારીખો તદન જોડી કાહાડેલી અને વગર આધારનીછે. બીજા તડવાલાઓનું મત એ કરતાં ઊલટું હતું, અને તેઓ ફારસી લખનારાઓની શાએરીને એક બાજુ મુકીને ઈઊનાની ગરંથકારોનાં કરતાં ઊગમણુ પરાંતના ગરંથકારોએ લખેલી ઈરાનની તવારીખને વધારે ભરૂશા ભરેલી ગણતા હતા. વલી તરીજાં તડવાલા અભીઆસીઓ ઈઊનાની તથા ફારસી એ બંધેની તવારીખો વચે મેલાપછે હેવું મત બાંધીને ફીરદોસીએ જણાવેલાં ઈરાની પાદશાહોનાં નામ તથા તવારીખની બીજી હકીકતને હીરાડોટસના ગરંથ માહેલાં પાદશાહોનાં નામ તથા હકીકત સાથે કેટલીએક રીતે મેલવી આપતા હતા. એ છેલાં જણાવેલાં મત પરમાણે સર ઊલીઅમ જોનસ અને સર જાન માલકમ જેહેવા ઈરાનની તવારીખના બે નામીચા અભીઆસીઓએ પોતાનાં લખાણો કીધાં હતાં, અને તેઓના વીચારની પુઠે માહારાં પોતાનાં લખાણોમાં હું પણ ચાલીઓ હતો, કે જેથી ઈઊનાની લખનારાઓએ જણાવેલો "સાએરસ" ને ફારસી ગરંથકારોનો કએઆની કએખસરૂ, અને ઈઊનાનીઓનો "દારાએસ હીસતાસપીસ" તે ફારસી મધેનો કએઆની ગોસતાસપ, તથા ઈઊનાની લખનારાઓનો "જરજીસ" ને ફારસી ગરંથકારોનો અસફંદીઆર, હેવી રીતે નામોનો મેલાપ કરેલો તથા ઈઊનાની અને ફારસી તવારીખો માહેલી બીજી હકીકતો એકબીજા સંગાથે સમાવેલી માહારાં સરવે લખાણો મધે વાંચનારાઓના જોવામાં આવશે.

પણ ઊપર બેઆન કરેલી નવી સોધો હેવું બતલાવેછે કે ઈરાનની ઘણી જુની તવારીખ સંબંધી ઈઊનાની ગરંથકારોનાં લખાણોને ફારસી પુસતકોના ટેકાની આગલની માફક કસી જરૂર નથી, અને તેજ માફક ફારસી લખનારાઓની કેતાબો માહેલી હકીકતોને ઈઊનાનીઓના ગરંથના ટેકાની અગત નથી. એ બંધે મધેથી દરએક તરફવાલાઓની લખાએલી તવારીખ એક બીજાના આધાર વગર ભરૂશા રાખવાજોગ

અને સાબેત ગણાઈ શકાએછે. ઈઊનાની ગરંથકારોએ લખેલાં ઈરાનનાં પાદશાહોનાં નામ તેઓની વંશાવલી સુધાં ખીલારોકા લેખોથી ખરાં ઠરેઆંછે. ફીરદોસીએ "શાહાનામાં" મધે અને તબરીએ પોતાની "તારીખે તબરી" મધે જણાવેલાં પુરાતમ ઈરાનનાં પાદશાહોનાં નામ, અને તેઓને લગતી બીજી કેટલીએક હકીકત, જંદ અવસતા જેહવા પુરાના લેખોથી સાબેતી પાંમેછે, એટલુંજ નહી, પણ તેઓ વીશેના એશારા હીંદુઓનાં વેદ મધેથી પણ મલી આવેછે. હમણાના ઈરાનની તવારીખના અભીઆસીઓ, અને તેમાં અકસર કરીને જરમન અભીઆસીઓ, કેહેછે કે પુરાતમ ઈરાનની તવારીખ ઈઊનાનીઓએ જે લખીછે તે ખરીછે, તેમજ ફારસી લખનારાઓએ આપેલી તવારીખ પણ ખરા આધારવાલીછે. લેકીન ફારસી ગરંથોમાં ઈરાનના પેશદાદીઆન તથા કએઆની ટોલાઓના પાદશાહો વીશે જે વરણન કરેલુંછે તે પાદશાહો અવલના હતા, અને તેઓની રાજધાની ઈરાનના ઊગમણ ભાગમાં હમણાનાં આફગાનીસતાન દેશની ઊતરે જાંહાં હાલમાં બલખ શેહેર આવેલુંછે તે તરફ હતી. પણ એ પછીના જે જમાનામાં જરતોસતી પાદશાહોની દબદબા ભરેલી મોહોટી શેહનશાહત ચાલી હતી, અને જેહનું પાએતખત ઈરાનના પશચમ ભાગ મધે ફારસનાં પરગણામાં હતું, તે તમામ દોર વીશે ઈઊનાની ગરંથકારોના આધારે અને ખીલારોકા હરૂફવાલા કોતરેલા લેખોથી આપણે જાણીતા થાએઆ છઈએ. ટુકામાં, ફીરદોસીનાં શાહનામા મધે તથા તે સાથે જંદ અવસતાનાં દફતરો મધે જે પાદશાહોની હકીકત આવેલીછે તે ઈરાનનાં પુરવ ભાગની જરતોસતી હકુમતની જુની તવારીખછે, અને ઈઊનાનીઓના ગરંથો મધે તથા ખીલારોકા લેખથી જે પાદશાહોની હકીકત આપણને માલમ પડીછે તે સેકંદર રૂમીના વખતની નજદીકની ઈરાનના પશચમ ભાગના જરતોસતીઓની હકુમતની તવારીખછે, કે જે પાદશાહો ખીલારોકા લેખ મધે જણાવીઆ પરમાણે, પોતાને "હખામનીસ" તોખમના કેહેતા હતા. તોપણ એ હખામનીસ પાદશાહો જેઓમાં કુરૂસ (ઈઊનાની ભાશામાં

સાએરસ) જેહવો માહાતમા પુરશ થાઈ ગએઆછે, કે જે પોતાના વખ તમાં એક ઘણો બલવાન પાદશાહ અને સેકંદરની મીશાલનો રાજ જીત નારો હતો, તે પાદશાહની તવારીખથી ફીરદોસી તદન અનજાણો હોએ હેવું નથી. હું ધારૂંછું કે ફીરદોસીએ શાહનામાં મધે કએખસરૂ (અવ સતા જુબાનમાં કવી હોશરૂએ) પાદશાહ વીશે જે કાંઈ તવારીખ આપીછે તે તવારીખનો કેટલોએક આધાર એ નામીચા શાએરે હખામનીસ વંશના કુરૂસ અથવા સાએરસની તવારીખ ઊપરથી લીધેલોછે, અને તેજ સબબ ઊપરથી ઈઊરોપીઅન લોકોનો "સાએરસ" માહા તમા અને શાહાનામા મધેનો કએખસરૂ એ બંધેની તવારીખમાં આપ ણને ઘણોએક મેલાપ નજર આવેછે.

હાવી રીતે એ નવી સોધોએ ઈરાનની અસલી તવારીખ ઊપર અજવાલું નાખીઊંછે. એ અજવાલાંથી આપણને દેખાએછે કે ઈઊ નાની ગરંથકારો પુરાતમ ઈરાનની ફકત પશચમ તરફની પારસી શેહન શાહતનું દાસતાન આપણને આપી ગએઆછે, અને ફારસી ગરંથકા રોએ તેહની આગમજની પુરવ તરફની હકુમતનું ઘણુંખરૂં બેઆન કીધે લુંછે. એ રીતનું અજવાલું એ નવી સોધોથી અતીઆર તુલીકમાં થાઈ ઊંછે, અને આ દફતર મધે આવેલી બીનાઓ વાંચતી વખતે તે ધેઆ નમાં રાખવાને વાંચનારને અરજ કરવામાં આવેછે. એ સોધો અગર હવે પછી ઘણી વધારે આગલ ચાલશે, અને તેમાં અગત કરીને પુરવ ઈરાનનાં જુનાં દટાઈ ગએલાં શેહરો અને તેઓ માહેલા કોઈ લેખો જાણીતા થાશે, તો ઈરાનની પુરાતમ તવારીખને ઠરીઠામ હાલતમાં ઊપ જાવી કાહાડવાને કદાપી હવે પછીના જમાનાના વીદીઆરથીઓ કઊ વતમંદ થાઈ શકશે.

---

# ભાગ ૨ જો.

## પુરાતમ ઈરાનની ભાશાઓ,

તથા

## એ ભાશાઓમાં લખાએલાં પારસી લોકોનાં ધરમ પુસતકો સંબંધી.

# પેહલવી જુબાનની બાબદમાં.

ઈસવી દસમી સદીમાં ઈઆને આજ આસરે ૯૦૦ વરશની વાત પર એબન હઉકેલ નામના એક કાબેલ મુસલમાને ઊગમણુ પરાંતનાં ઘણાંએક દેશોમાં મુસાફરી કરીને "સુરઅલ બલદાન" નામનો ભુગોલ વીદીઆનો એક નામીચો ગરંથ આરબી ભાશામાં બનાવીઓ હતો, તે ગરંથકાર પોતાના જમાનાના ઈરાની જરતોસતીઓ વીશે એક ઠેકાણે હેવું બોલેછે કે ફારસનાં પરગણામાં દરએક શેહેર અને દરએક ગામડાંમાં ગબર (ઈઆને પારસી) લોકોનાં આતશખાંનાંછે, તે આતશખાંનાંઓને એ લોકો ઘણું માન આપેછે, તાંહાં તેઓ પોતાની કેતાબો તથા ધરમની કીરીઆઓ જાલવીને રાખેછે, અને તેઓ પારસી ભાશા બોલેછે. એ ગરંથકાર આગલ ચાલતાં હેવું જણાવેછે કે "એ ગબર લોકો પારસી "ભાશા બોલેછે, તે સવાએ તેઓમાં એક બીજી ભાશા ચાલુછે, તેહને "'પેહલવી' કરીને કેહેછે. એ લોકોના સરદારો અને ઊમરાવો અને "મોબેદો એ 'પેહલવી' જુબાંનને પોતાનાં કાગજ પતરોમાં અને બીજાં "કાંમમાં વાપરેછે, અને વલી પારસમાં રેહેનારા કેટલાએક લોકો એક "બીજા સાથે એજ 'પેહલવી' ભાશામાં વાતચીત કરેછે." એજ લખનાર હેવું જણાવેછે કે "ફારસમાં ગબરોની વસતી અતીસે મોહોટીછે" અને "જઊર શેહેરમાં એ ગબરોનું એક આતશખાંનું છે, તે વીશે એક "શખસ મહને કેહેવા લાગો કે તે આતશખાંનાંની ઈમારત ઊપર પેહ "લવી ભાશામાં એક તખતી મારેલીછે તે ઊપરથી એ ઈમારત બાંધતાં "૩૦૦૦૦ દેરમ ખરચ લાગો હતો હેવું જોવામાં આવેછે." એ જમાનામાં પેહલવી ભાશા ચાલુ હતી તે વીશે એ લખનાર ફરીને જણાવેછે કે "જશના કીલ્લામાં તમાંમ ગબર લોકો વસેછે, તેઓના કાબેલ મરદો ઈરા "નની આગલી ભાશામાં લખેલી ચોપડીઓ વાંચી તથા સમજાવી શકેછે."

એ રીતે આજ લગભગ ૯૦૦ વરશની વાતપર ઈરાન મધે જરતોસતી લોકો પેહલવી જુબાંન સહમજતા તથા વાપરતા હતા, અને એ

જુબાંનમાં પુસતકો લખેલાં હતાં તે વીશે એબન હુકિકલ પોતાની નજરે જોએલી શાખશી આપી ગએઓછે. એ વખત પછી આજ આસરે ૭૦૦ વરશની વાતપર સરવેને જાંણીતો શાએર ફીરદોસી તુસી હેવું લખી જાએછે કે તેણે ઈરાનના આગલા પાદશાહોની તવારીખનું "શાહ નામહ" નામનું જે માહભારત પુસતક બનાવીઊંછે તેમાં તેણે આગલા જમાનામાં લખેલી કેતાબોની મદદ લીધી હતી, તે કેતાબો પેહલવી ભાશામાં લખેલી હતી.

આજ આસરે ૬૦૦ વરશની વાતપર બનેલાં "નુજાહત નામહ અલતઈ" નામનાં પુસતકમાં તેહેનો બનાવનાર સહમ અદદીન ગાએન અને તવારીખની કેટલીએક બીના લખી જાએછે, તે તેણે પેહલવી ભાશામાં લખેલી એક ચોપડીમાંથી ઊતારી હતી, તે ચોપડીને ફારસીમાં એ ગરંથકાર "તવારીખ સરૂદ નામહ પેહલવી" કરીને નાંમ આપેછે. બીજું સહમ અદદીન પોતાના જમાંનાના એક કાબેલ શખસ વીશે બોલેછે કે "પીરૂજાંન મઅલમ 'પેહલવી' ભાશામાં ઘણો કાબેલછે, તેણે 'પેહ "લવી' માંથી કેટલાંએક પુસતકોનો દરી ભાશામાં તરજુમો કીધોછે, અને "એ તરજુમો કરવાને કીજે પાદશાહ શમસલ મલક ફરમરજે પીરૂજા "નને પોતાનો હોકમ ફરમાવીઓ હતો." એ નુજાહત નામહના બનાવનારે ઈસફાંન મધે "પેહલવી" ભાશામાં આસરે ૧૫૦૦ થીતે ૨૦૦૦ સીકા લખેલા જોએઆ હતા, તેમાંથી તેણે આગલા પાદશાહોનાં કેટલાંએક નામ અને તવારીખ ચુંટી કાહાડી હતી.

૫૦૦ વરશની વાતપર નીજાંમીએ સેકંદરનામું લખી કાહાડીઊં હતું, તે માહેલી કેટલીએક હકીકત એ ગરંથકારના પોતાના કહા પરમાણે તેણે "પેહલવી" પુસતકો ઊપરથી લખી હતી.

ઊપલી મુદત પછી આજ ૪૦૦, ૩૦૦ અને ૨૦૦ વરશની વાતપરના મુસલમાન ગરંથકારો ઈરાનમાં પેહલવી પુસતકો કાએમ રહેઆ વીશે બોલી ગએઆછે. તેઆરપછી ઈસવી સને ૧૭૨૧ નાં વરશમાં મહમદ અલી અજીન ઈસફાંની પોતાના ગરંથમાં લખેછે કે એ

વરશમાં " હું ઈઅજદ ગએઓ હતો, તાંહાં એક મજુસી (ઈઆને પારસી)
" સાથે મહને ઘણી દોસતી પડી હતી, તેહેનું નામ રૂસતમ કરીને હતું.
" એ શખસ ઘણો કાબેલ અને એલમવાલો હતો, અને મજુસી ધરમની
" બાબદમાં લખેલી તેહેની પાસે કેટલીએક પોથીઓ હતી. એ ધણી
" પાસે મજુસી લોકોની તવારીખની એક કેતાબ મેં જોઈ હતી."*

આ દાખલાઓથી આજથી ૯૦૦ વરશની વાત સુધીમાં ઈરાની જરનોસતીઓના હાથમાં પેહલવી ભાશામાં લખેલાં પુસતકોની શાખસી મલેછે. એ નવસો વરશની વાતથી આપણે ઊપર ચાલીએછે તો હેવું જોવામાં આવેછે કે ઈસવી ૭ મી સદીમાં જેઆરે મુસલમાન લોકોએ ઈરાન દેશ પોતાને અસતેક કીધો તેઆરપછી જે આરબ સરદારો એ મુલખપર હકુમત ચલાવતા હતા તેઓએ પોતાના નવા અમલમાં પોતાને નામે શેહેરે શેહેર સીક્કાઓ પડાવીઆ હતા; તે સીક્કાઓના સેંકડો નમુના હાલ ઈઊરોપખંડનાં સંગરહસથાનોમાં પડેલાછે, તે આજ આસરે નવ વરશની વાતપર ઊકલાવીઆમાં આવીઆછે, અને તેઓનાં લેખો પેહલવી ભાશામાંછે. એ સીક્કાઓપર મુસલમાન હકુમતવાલાઓનાં તથા શેહેરોનાં નામો તથા તે છપાએઆનો હીજરી સને આજ ચોકસ વાંચીઆમાં આવેછે.

મુસલમાની અમલની આગમજ આપણે તપાસ કરીએછે તો સાસાનીઆન પાદશાહોના વખતના ઈઅજદજરદ શેહેરીઆરથી તે અરદેસર બાબેકાનના જમાના સુધીના સીક્કાઓ આજ ઘણા જોવામાં આવેછે, તે ઊપરના લેખો પેહલવી ભાશામાંછે, તે માહેથી કેટલાએક સીક્કાઓના નમુના તથા તે ઊપરના લેખના તરજુમા હમોએ એ સીક્કાઓ સંબંધી લખેલી બાબદમાં ઊપર જણાવીઆછે. એ સવાએ ઈરાનના પાહાડોમાં અને ઈમારતોમાં ઘણેએક ઠેકાણે સાસાનીઆન પાદશાહોનાં નામ સાથે તેઓના અમલમાં બનાવેલી તખતીઓ જોવામાં આવેછે, તે સંગલી પેહલવી ભાશામાં લખેલીઓછે, અને તે માહેલી કેટ

* ઉપલી શાખસીઓ વીશે જુઓ સર ઊલીઅમ આઊસલીનો ઊગમણુ પરાંતની મુસાફરીનો ગરંથ, પુસતક ૩ જું સફે ૩૫૭—૮.

લીએકનો કામેલ ઈથીઓપીઆંનોની મદદથી હાલમાં તરજુમો થાએલોછે. એ તખતી અને સીક્કાઓથી પેહલવી ભાશાનું પુરાતમપણું આપણે અર દેસર બાબેકાનના વખત સુધી મુકરર કરી શકીએછે.

અરદેસર બાબેકાનના વખતની આગમચ સુમારે પાંનસો વરશ સુધી આશકાનીઆન રોલાના પાદશાહઓએ ઈરાનમાં રાજ ચલાવીઉં હતું. એ પાદશાહો જરતોસની મજહબ પાલતાતા નહી, અને સેકંદર રૂમીએ ઈરાન લીધા પછે તેઓ હકુમત ચલાવતા હતા. એ પાદશાહ ઓના વખતના સીક્કાઓ જે હાલમાં હાથ આવેલાછે તેઓપરના લેખ ઈઊનાની જુબાંનમાં લખેલાછે, અને તે સાથે તેહેનો પેહલવી તરજુમો પણ કોતરેલોછે. એ સીક્કાઓપરથી હેવું માલમ પડેછે કે આશ કાનીઆન પાદશાહોની પોતાનાં રાજદરબારી કામની જુબાંન ઈઊનાની હતી, પણ ઈરાનના લોકોને સેકંદરે પોતાના તાબા તલે કબજ કીધા તે વખને લોકો ઈઊનાની જુબાન સમજતાતા નહી, એટલા વાસતે સીક્કા ઓપર ઈઊનાની હરૂપ્રો સાથે તેઓનો પેહલવી તરજુમો કોતરેલો હતો. એ લેખોથી હેવું સાબેત થાએછે કે સેકંદરના સરદારોના વખતમાં ઈરા નમાં પેહલવી જુબાન ચાલુ હતી, અને તેહેનો રેવાજ એટલોતો ચાલુ હતો કે પારકાં રાજવાલાઓને તે જુબાનમાં પોતાના સીક્કા કોતરાવવાની ફરજ પડી હતી. સેકંદરના વખતમાં ઈરાનમાં જો કોઈ નવી ભાશા ચાલુ થાએ તો તે ઈઊનાંની ભાશા જોઈએ, પણ તે વખતની જુબાન વીશે આ સીક્કાઓથી જે સાબેની મલેછે તે ઊપરથી નજર આવેછે કે સેકંદ રની આગમજ ઈઆને કએઆંનીઆંન પાદશાહોના વખતમાં પેહલવી ભાશા ઈરાનમાં એટલી તો રેવાજ પાંમેલી હતી કે સેકંદરે ઈરાન લીધા પછી તેહેના સરદારોને પોતાના સીક્કાઓપર ઈઊનાની લેખ સાથે લોકોને સમજાવવાને કીજે પેહલવી લેખો કોતરાવવાની અગત થાઈ હતી. હાલ પારસીઓ પાસે 'પેહલવી' ભાશામાં લખેલાં પુસતકો તથા તરજુમાછે, તે માહેલાં કેટલાંએક મધે લખેલી બીના ઊપરથી હેવું બત લાવીઆમાં આવેછે કે તે પુસતકો તથા તરજુમા કએઆનીઆંનોનાં વખ

તમાં બનેલાં હતાં, પણ વાજબીની રાહે હેવી સાબેતી આપવામાં એ પુસ્તકો કામ આવતાં નથી, બલકે એ પુસતકો તથા તરજુમા પાછલના જમાનામાં ઈઆને અરદેશર બાબેકાનના અને તે પછીના વખતમાં બને લાંછે. તોપણ એ પુસતકો એક કોરે રાખીને આગલા વખતના સીક્કા અને તખતીઓપરજ ધેઆન આપીને આપણે તપાસ કરીએછે તો કેઆંનીઓના વખત સુધી પેહલવી જુબાન ચાલુ રેહેવાની આપણે સાબેતી જોઈ શકીએછે. તે આગમજ એ જુબાન કેઆરથી શરૂ થાઈ તે વીશે આપણી ખાતરી થાએ હેવો કાંઈબી દાખલો મલી આવનો નથી.

ઊપલી હકીકતથી પેહલવી ભાશાનું આજ ૨૦૦૦ થી વધારે વરશનું પુરાતમપણું ચોકસાઈથી પુરવાર થાએછે. હમારા વાંચનારાઓએ આ જગોએ એક વાત ધેઆનમાં રાખવી જોઈએછે કે હમો પોતાની તરફથી ઊપલી હકીકતમાં જે "પેહલવી" જુબાન વીશે બોલીએછે તે ઈરાનમાં પાહડોપર તખતીઓમાં અને સીક્કાઓપર જે જુબાન હાલ વાંચીઆમાં આવેછે તેજ જુબાન જાણવી, અને તેહેનેજ ખરી પેહલવી સમજવી, અને તેઓએ પોતાની સોધમાં તે ઊપરજ પાએઓ બાંધવો, લેકીન હવડે પારસીઓ પાસે જે પુસતકોછે તેહેની પેહલવી જુબાન એલાહેદી રાખવી. જો એ પુસતકો માહેલી ભાશા તખતી અને સીક્કાઓને મલતી આવે તોજ એ પુસતકોને ખરાં પેહલવી ગણવાં, પણ એ કેતાબો જો ઈરાની તખતીઓ તથા સીક્કાઓ સાથે મલતી નહી આવે તો હેવુંજ સમજવું કે એ પુસતકો અસલ નથી, પણ કાંઈ જુદીજ ભાશામાં લખીને તેહેને "પેહલવી" નામ આપીઆમાં આવીઊંછે. હમારો વીચાર હેવોછે કે હાલમાં પારસીઓ પાસેનાં પુસતકોની પેહલવી અને તખતી તથા સીક્કાઓપરની પેહલવી એ બંધે એકજછે, અને તેથી એ પુસતકો ભરોસો રાખીઆજોગછે, કે જે વીશે હમો આગલ ચાલતાં ખોલાસો કરશું. પણ પુસતકો અને તખતીઓની પેહલવી એક બીજા સાથે શી રીતે મલેછે, અને હરકોઈ કેતાબમાં લખેલી ભાશાની પુરવારી શી રીતે થાએછે, તે બતલાવવાને કીજે પેહલવી પુસતકો એક કોરે

રાખીને તખતી અને સીક્કાઓપર લખેલી પેહલવી ભાશાને મોતેબર અને ભરોસો રાખવાજોગ ગણવાં, તથા તે ઉપર આપણી તલાસનો પાએઓ બાંધવાને હમો ભલામણ કરીએછે.

આજ પંદર વરશની આગમજ ઈઉરોપખંડના કાબેલોમાં પારસીઓની જંદ અને પેહલવી ભાશાનાં પુરાતમપણાં વીશે ઘણાએક ઉલટ પાલટ વીચાર ચાલતા હતા. આંકેતુલ દુ પેરોં, એડલંગ, બારન સાસી, ગરાટફેંડ, સેંટ મારટીન, રાસક, બોરનુફ, બોપ, અને એ સવાએ બીજા કેટલાએક એલમવાલા ઈઉરોપીઆંનોએ પારસીઓના અસતેકમાં હાલ જે પુસતકો જોવામાં આવેછે તે માહેલી ભાશાઓને પુરાતમ અને સહી ઠેડવી હતી. સર ઉલીઅમ જોનસ, રીચરડસન, રોમર, વાનસકેનેડી અને બીજાઓએ એ કરતાં જુદોજ વીચાર આપીઓ હતો. રીચરડસનનો વીચાર એવો હતો કે હીંદુસથાનમાં પારસીઓ આવીઆ પછી આ દેશની કોઈ ચાલુ જુબાનમાંથી ફેરફાર કરીને પારસીના કોઈ ઓબેદે જંદ અને પેહલવી ભાશા ઉભી કીધીછે. સર જોનસ અને કેનેડી પણ એ ભાશાઓને ઈરાનમાં મુસલમાંનોનો અમલ શરૂ થાએઆ પછી જોડેલી ધારતા હતા, અને મી૦ રોમરે* એવું વીચારીઉં કે જંદ ભાશા સંસકરૂતપરથી ઉભી થાઈછે, અને પેહલવી ભાશા આરબી ભાશામાંથી નીકલીછે. મી૦ રોમરે આ હકીકત લખતી વખતે આરબી સીક્કાઓપરના પેહલવી લેખ જે વીશે હમો ઉપર બોલીઆ છઈએ, તે વાંચીઆમાં આવીઆતા નહી. એ સીક્કા આજ માતરે આઠ વરશ થાએઆં પારસીઓના હાથ માહેલી પેહલવી કેતાબોની મદદથી ઉકલીઆછે, તે જો મી૦ રોમરને ખબર હતે તો પેહલવી ભાશા આરબીમાંથી નીકલીછે એવો તે કદી વીચાર આપતે નહી. સર જોનસ અને કેનેડીના વખતમાં ઈરાન મધે પાહડોપરની તખતીઓ વંચાઈતી નહી, અને હમોને ભરોશોછે કે જો એ બંધે એલમવાલા સાહેબો આજ જીવતા

* મી૦ રોમર આગલા દાહાડાપર મુંબઈ ખાતે સરકારનો કાઉનસલર હતો. એ ધણીએ આ બાબદસર પોતાના વીચારો સને ૧૮૩૭ નાં વરશમાં લંડનની રાએલ એશીઆટીક સોસાએટીનાં જરનલનાં પુસતક ૪ થામાં પરગટ કરીઆછે.

હતે તો તેઓ પોતાનો વીચાર ફેરવીઆ વગર રેહતે નહી. રીચરડસન વીશે હમો કાંઈ કહી શકતા નથી, પણ સર વિલીઅમ આવિસલી એ ધણીની કાબેલીઅત વીશે પોતાનો જે વીચાર આપેછે તેમાં હેવું લખેછે કે તેણે મોહોટી મેહનત કરીને જે ફારસી ફરહંગ બનાવીછે તે બાબે તેહને મોહોટું માન મલેછે, પણ બીજી બાબદોમાં જે છુટથી તે વીચાર જણાવતો હતો તેહવી તેહનામાં કાબેલીઅત હતી નહી.

આ બીનાં હમો આજ પંદર વરશની આગમજની કહીએછે, પણ તેઆરપછી જંદ અને પેહલવી ભાશાનાં પુરાતમપણાની સામણે બોલના રાઓની સંખ્યમાં અતીસે ઘટારો થાએઓછે, અને આજ દસ વરશમાં ઈવરોપખંડ મધે જે કીમતી અને મેહનત ભરેલી સોધો થાઈછે તેથી એ ભાશાઓનાં પુરાતમપણાની તકરારનું શેવટ દેખાઈવિંછે. પરોફેસર બોપે કેટલીએક જુની ભાશાઓને સરખાવીને "કમપારેટીવ ગરામર" નામનો જે ગરંથ બનાવીઓછે તેમાં તે જંદ ભાશાને મોહોટું પુરાતમ પણું આપેછે, અને સંસકરૂત ભાશા જે દુનીઆંમાં આજ સંગલાંથી સમપુરણછે તેહેના કરતાં કેટલીએક બાબતોમાં એ ધણી જંદ ભાશાની જોડણીને સરશ ગણેછે. બોપ પછી જરમની, ફરાંસ અને ઈંગલંડ દેશના ઘણાએક નામીચા એલમવાલાઓએ જંદ અને પેહલવી ભાશાનું પુરાતમપણું કબુલ કીધુંછે, તથા જરમની દેશમાં હવડે જે મોહોટી સોધો ચાલેછે તેહેનું શેવટ કાગજ પતરોથી આપણને જેટલું ખબર પડેછે તે પણ હેવુંજ આવેછે. મ. બોરનુફ અને પરોફેસર બોપે જે રીતે જંદ ભાશાની તલાસ કરીને તેહેનું અસીલપણું સાબેત કીધુંછે, તેજ પરમાણે પેહલવી જુબાન વીશે જરમની દેશના બીજા એક નામીચા શખસ પરોફેસર ઓલશાસને ઈરાનના આગલા પાદશાહોના વખતના સીક્કાઓ પરથી પેહલવી જુબાનનું પુરાતમપણું મુકરર કીધુંછે, એટલુંજ નહી, પણ બીજું જે કાંઈ જરતોસતીઓને મોહોટું અગતનુંછે કે, પારસીઓના હાથમાં હાલ જે પેહલવી પુસતકોછે તે ઊપરના અને ઈરાનના સીક્કાઓપરના પેહલવી હરૂફો એકબીજા સાથે ચોકસ અને સાફ મેલ

વીને એ ગરંથકારે તેઓનો સંબંધ બતલાવી આપીઓછે. એ પરો ફેસર બીજો હેવો વીચાર આપેછે કે ઈરાનમાં હવડે જે ફારસી જુબાન ચાલેછે તેહને પેહલવી ઘણું કરીને મલતી આવેછે, અને આગલી પેહ લવી અને પારસી જુબાન ઊપરથી હવડેની ઈરાની ભાશા નીકલેલીછે, તે ઊપરથી એ બંધે વચ્ચે મોહોટો સંબંધ માલમ પડીઆ વગર રેહે નહી, પણ જેઆરે આપણે જોઈએછે કે પેહલવી સીક્કાઓની ભાશા હવ ડેની ફારસીને કેટલીએક રીતે મલતી આવેછે, તેઆરે જો કે એ ભાશાની જોડણી ફારસીના જેહવી હોએ તોપણ તે ફારસીના કરતાં લાંબી મુદત આગમજનીછે હેવું પુરવાર થાએછે. પરોફેસર રાસક, મ. લાંગપેરીએ, મુલર, એડવરડ ટામસ અને એ વગરે બીજા તરતના લખનારાઓ પેહ લવી જુબાન વીશે ઊપલી બીનાને મલતો વીચાર આપી ગએઆછે.

હવડેના પારસીઓ પાસે પડેલાં પેહલવી પુસતકોની સચ્ચાઈ તપા સવાનો સઊથી મુસતકીમ કાએદો એજછે કે તે માહેલા ફકત હરૂફોજ નહી, પણ તે સાથે ભાશાની જોડણી ઈરાન માહેલી તખતી તથા સીક્કાઓ સાથે મલવી જોઈએ. દરએક સોધથી એ મેલાપની આપણી આસા વધતી જાએછે. આજ થોડુંએકની વાતપર મુંબઈની બરાંચ રાએઅલ એશીઆ ટીક શોશાઈટીની હજુરમાં કાપનહેગન શેહેરવાલા મી૦ વેસટરગારડની તરફથી એક પતર વંચાએઓ હતો, તેમાં એ ધણી હેવું લખેછે કે આજ આસરે પાંચ વરશની વાતપર જેઆરે તે ઈરાનમાં મુસાફરી કરતો ઈઅ જદ શેહેર તરફ ગએઓ હતો, તાંહાં જરતોસતીઓની વસતીમાંથી "બુન દેશની" કેતાબની એક નકલ તેહેને હાથ આવી હતી, તે કેતાબ વીશે જરતોસતીઓ કેહેતા હતા કે તે "પેહલવી" જુબાનમાં લખેલીછે, પણ મી૦ વેસટરગારડ પોતાની તપાસપરથી હેવું જણાવેછે કે એ કેતાબની ભાશા પેહલવી નથી, પણ આગલા દાહાડામાં કેરમાન શેહેર મધે જે ફારસી જુબાન બોલાતી હતી તે જુબાનમાં લખેલીછે. એ ઊપરથી એ ચંચલ ઈઊરોપીઆંન હેવું ગુમાન લઈ જાએછે કે પારસી લોકો જે પુસ તકો પેહલવી જુબાનમાં લખેલાંનો દાવો કરેછે, તે સંગલાં પુસતકો એ

જુબાંનમાં લખેલાં નથી, પણ માતરે કેરમાની ફારસીમાં લખેલાંછે. એ બાબદમાં મી૦ વેસટરગારડનો ખોલાસો તથા તેહેના બોલવાને આધાર આપનારાં કારણો હજુર વીગને બાહેર પડીઆં નથી, પણ બુનદેશની કેતાબ, કે જેહેની ઓનેબરી વીશે ઘણાખરા જરતોસતીઓમાં શકછે, તે જો પાછલના જમાનાના કોઈ દસતુરે કેરમાની ફારસીમાં લખી કાહાડી હોએ, અને તે ઊપરથી મી૦ વેસટરગારડે આ વીચાર આપીઓ હોએ તો તે અકલથી દુર લાગતું નથી. અથવા જો બુનદેશની અસલ પેહલવીમાં લખેલી હોએ, અને હેનો કેટલોએક ભાગ કેરમાની ફારસીને મલતો આવતો હોએ, તોપણ ફારસી અને પેહલવી ભાશા વચ્ચે આપણે જે સંબંધ જોઈએછે તેથી પરોફેસર વેસટરગારડની ધારણાં અચરત સરીખી લાગતી નથી. હાલનાં હરકોઈ પેહલવી પુસતકની એબારત અને કાએદો સાસાનીઆંન વખતની તખતીઓ અને સીક્કાઓ સાથે મલતો આવતો હોએ તો પછી બીજી કાંઈબી શાહદતની જરૂર રેહેની નથી. ડાકટર ઓલશાઝને આરબ સરદારોના પેહલવી સીક્કાઓપરથી હેવું પુરવાર કીધુંછે કે તે ઊપરની ભાશા હવડેની ફારસીને મજબુત મલતી આવેછે, તેઆરે જો ૧૨૦૦ વરશની સીક્કા ઊપરની પેહલવી હવડેની ફારસી સાથે મલતી આવે, અને તેજ પરમાણે ૧૬૦૦ વરશની તખતીઓપરની પેહલવી હવડેની ફારસીને મલતી આવે, તેમજ જો પેહલવી પુસતકો કેરમાની અથવા કોઈબી બીજાં પરાંતની ફારસી જુબાનને મલતાં આવે તો તેથી કાંઈ એ જુબાંનનાં પુરાતમપણાને આચકો લાગતો નથી, મગર તેહેને વધારે ટેકો મલેછે, કે જેમ તખતી અને સીક્કાઓની પેહલવી જુબાન હવડેની ફારસી સાથે સંબંધ રાખેછે તેમજ પેહલવી પુસતકો પણ સંબંધ રાખેછે.

જરતોસતીઓનાં હાથમાં પડેલાં હવડેનાં પેહલવી પુસતકો અને ઈરાન મધે તખતીઓ અને સીક્કાઓપરની પેહલવી જુબાન અવલમાં એકજછે, તેહેનો ઊપર જણાવીઆ કરતાં આપણી પાસે બીજો એક મજબુત દાખલો એ છે કે ઘણી લાંબી મુદત થાઈ ગએઆ છતાં હવડેના અને

આગલા પેહલવી હરૂફોની અસલ વલાણ એકબીજાને મલતી આવેછે (કે જે આ બીના સાથે હમોએ પેહલવી હરૂફોનો એક સફો શીલા ઊપર ઊતરાવીઓછે તે ઊપરથી ખોલ્લું માલમ પડશે), એટલુંજ નહી, પણ જેઆરે કોઈ પેહલવી તખતી અથવા સીક્કા ઊકલાવવા પડેછે તેઆરે આપણી પાસનાં પુસતકોનાજ કાએદાથી એ લેખો ઊકલી શકેછે. જે લોકો મોહોટી મેહનત લઈ એ બાબદસર તજવીજ કરતા નથી તેઓને હેવા લેખો વાંચવાને બની આવતું નથી, પણ જે સાહેબો રાત દાહાડો હેવાંજ કામ પછવાડે મેહનત લઈને પેહલવી દસખતોની સંગલી રોણ કથી વાકેફગારછે તેઓને એ કામ ઘણું બીકટ પડતું નથી. હાલના પારસીઓ પાસેનાં પુસતકો માહેલી પેહલવી ભાશાની સાબેતી વીશે આપણી પાસે બીજી એક મજબુત શાહદત હાજરછે, કે કેટલાએક લોકો હેવો વીચાર જણાવેછે કે જરતોસતી રાજ ઈરાનમાં તારાજ થાએઆ પછી પારસીઓનાં ધરમ પુસતકોનો હેવો તો નાશ થાએઓ હતો કે તે આજ સલામત રેહેવાં મુશકેલછે, તે પુસતકો તારાજ થાએઆ પછી આજ ૨૦૦ ઈઆ ૩૦૦ વરશમાં પેહલવીને નામે પારસીઓએ બીજાં પુસતકો ઊભાં કરીઆંછે; પણ આ બાબદની શરૂઆતમાં હમોએ જે દાખલા જણાવીઆછે કે મુસલમાનોએ ઈરાન હાથ કીધા પછી તરતજ આરબ સરદારો પોતાના સીક્કાઓપર પેહલવી ભાશા વાપરવા લાગા, તાંહાંથી તે આજ સુધી દરએક જમાનાના મુસલમાન ગરંથકારોની શાખસીથી પુરવાર થાએછે કે પેહલવી ભાશા અથવા તે ભાશા મધે પારસીઓનાં પુસતકો કધી તદન ફનાં થાએઆંતાં નહી. મુસલમાની દોર ઈરાનમાં ચાલીઆથી પારસીઓને ઘણી નુકસાંની પોહોંચી એ ખરૂંછે, પણ એમ કેહેવું કે તેથી તરત પારસીઓનાં ધરમ પુસતકોનો તદન નાશ થાએઓ હતો એ વાત નાવાકેફ લોકોનીછે. ઊપર જણાવેલો આરબી ગરંથકાર એબન હકીકલ આજ ૯૦૦ વરશની વાતની આપણને શાખશી આપેછે કે તેહેના વખતમાં ફારસ મધે પારસીઓ બેશુમાર હતા, અને દર ગાંમડે ગાંમડે તેઓનાં આતશખાંનાં હતાં, અને તેઓના દસ

તુર મોબેદો પેહલવી જુબાન વાપરતા હતા.* એ પછી દર સદીએ આપણે જોતા આવીએછે તો ગરંથકારો પારસીઓ પાસે પેહલવી પુસતકો વીશે બોલતા આવેછે;' એ મજબુત દાખલા છતાં આગલી તખતીઓ અને હવડેનાં પુસતકોની પેહલવી જુબાન એકબીજાને મલતી આવેછે એ શાહદત ઘણીજ મોતેબરછે, અને તે ઉપરથી આપણા હાથ માહેલાં પુસતકોનું પુરાતનપણું ચોકસ ઠરેછે.

પેહલવી ભાશાનું આજ સુધી કોઈબી તરેહેનું વેઆકરણ પરગટ થાઈઉં નથી.† મી૦ રોમર કેહેછે કે જેઆરે તે હીંદુસથાંનમાં હતો તેઆરે પારસીનો એક દસતુર કે જે એ ભાશાની માહીતગારી વીશે મોહોટો દાવો કરતો હતો, તેણે પોતા પાસેનો ગંગેલો ભંડોલ જે એક ચોપડી હતી તે મી૦ રોમરને આપી હતી. એ ચોપડીમાં પેહલવી ભાશાનાં વેઆકરણનો ઘણોજ જુજ તતવ હતો. એ તતવ મી૦ રોમરે લંડનની રાએલ એશીઆટીક શોસાએટીનાં ચોથાં દફતરમાં પરગટ કરીઓછે, પણ શીખાઉઓને કીજે તે ઘણોજ જુજછે. પેહલવી ભાશાનું એક ઉપીઓગી વેઆકરણનું પુસતક બનાવવાની હાલ ઘણાએક સાહેબોને ઉલટછે, તેથી ભરોસોછે કે એ અડચાણ જાહજા દાહાડા રેહેશે નહી. પારસીઓના દસતુરો પાસે પેહલવી ભાશાની નાંધલી ફરહંગ અથવા શબદકોસ લખેલાછે તે ઉપરથી હાલ તેઓ હરકોઈ બીના વાંચી ઊક લાવી શકેછે. મ. આંકેતુલ દુ પેરોંએ પોતાના જંદ અવસતાનાં તરજુમાના ગરંથમાં એ શબદકોશની એક નકલ આપીછે, તે યુરોપના કાબેલોને અતીશે અગતની થાઈ પડીછે.

* મી૦ ઉસલેનબરોક નામનો એક ગરંથકાર જે વીચાર આપેછે તેથી આ વાતને વધારે મજબુતી મલેછે. એ ધણી કેહેછે કે એબન ખોરદાદબેહ અથવા અબુ ઈશાક અલ ફારસી એ બેમાંથી એક જણે પોતાની મુસાફરીનો એક ગરંથ બનાવીઓ હતો, તે પછી કેટલાંએક વરસે એબન હઉકલ ઈરાનમાં મુસાફરી કરવા નીકલીઓ, તે એ ગરંથ પોતાની પાસે રાખતો હતો, અને પોતાની નજરે જે કાંઈ પડતું હતું તેહેનો હેવાલ જો એબન ખોરદાદ અથવા અબુ ઈશાકનાં પુસતકમાં મલતો હતો તો તે ઉતારી લેતો હતો, કે જે એ બંને ગરંથોમાં એકસરખા ફકરાઓથી પુરવાર થાએછે. એ રીતે એબન હઉકલે પોતાની ઈરાનની મુસાફરી લખી હતી, તેહેની સચ્ચાઈની એબન ખોરદાદનો ગરંથ એક શાખશીછે.

† પાછલથી આ ખુટ કેટલેએક દરજે પુરવામાં આવીછે.

મ. પેરોંએ પોતાના ગરંથમાં પેહલવીના મુલઅખશરોની જે ટીપ આપીછે તેમાં ૨૬ હરૂફો આપેલાછે, મુંબઈમાં હવી એક ટીપ આગલા દાહાડાપર શીલા ઊપર છપાઈ હતી તેમાં ૩૩ હરૂફો માંડેલા હતા. હાલ પારસીના દસતુરો એ ભાશામાં ૨૪ હરૂફો કબુલ રાખેછે, પણ તે સંગલામાં કેટલાએક હરૂફો જોડઅખશરોછે તેથી અસલ કેહવાતા નથી. મી૦ એડવરડ ટામસ લંડનની રાએઅલ એશીઆટીક શોસાઈટીનાં દફતર ૧૨ માંના બીજા ભાગમાં પેહલવી મુલઅખશરો ૨૧ ગણેછે, તેણે પરગટ કરેલી ટીપ હમો હેઠલ ઊતારી લઈએછે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| | અ | | જ | | મ |
| | બ | | સ | | ન |
| | ત | | પ | | ઊ |
| | જ | | ગ | | હ |
| | ખ | | ક | | ઈ |
| | દ | | ગ | | ચ |
| | ર | | ળ | | ય |

ઊપલા ૨૧ અખશરોમાં પણ કેટલાએક એકબીજાને મલતાછે, અથવા ઊચારને લીજે તેઓમાં જુજ તફાવત દીશેછે, ને તફાવત કાહાડી નાખીને જોઈએછે તો અસલ પેહલવી મુલઅખશરો માતરે ૧૪ માલમ પડેછે.

લંડનની રાએઅલ એશીઆટીક શોસાએટીની હજુરમાં મી૦ એડવરડ ટામસે તા૦ ૨ જી જુન ૧૮૪૯ ને દીને જે રસાલો વાંચી સંભલાવીઓ હતો, અને જે રસાલો એ મંડલીનાં ૧૨ માં દફતરમાં પરગટ થાએઓછે તે સાથે મી૦ ટામસે આગલા અને હવડેના પેહલવી હરફોનો એક ઘણોજ ઊપીઓગી અને કીમતી કોઠો આપેલોછે, તેહની

નકલ ગુજરાતી હરૂફે સાથે ઊપર કહેલા શીલા ઊપર છાપેલા સફામાં હમોએ જોડીછે, ને ઊપર હમારા વાંચનારાઓએ અને તેમાં અગત કરીને પેહલવી ભાશા જાણનારાઓએ ધેઆન પોહોંચાડવાની હમો મજ બુત ભલામણ કરીએછે. હાલ આપણી ગુજરાતી ભાશા ગુજરાતના હીંદુઓ અને મુંબઈના પારસીઓ જુદી જુદી વલાણથી લખેછે તેઓમાં અખશરોની વલાણ એકબીજાથી કેટલોએક તફાવત રાખેછે, તેજ પરમાણે ઈરાનમાં જુદાં જુદાં પરગણાંઓ માહેલી તખતીઓના અખશરો એક બીજા શાથે તફાવત રાખેછે, ને ધેઆનમાં લેનાં મી૦ ટામસનો કોઠો ઘણી મેહેનત અને ચોકસાઈથી બનેલોછે. એ કોઠા માહેલી પેહલી બેએ ઓલનાં મથાલાંપર "તખતીઓના હરૂફે" કરી લખેલુંછે; એ હરૂફેને ઈરાન દેશમાં જુદે જુદે ઠેકાણે કોતરેલી તખતીઓપરથી છુટા પાડીને તે દરએકનો ઊચાર જણાવીઓછે. કે તે ઊપરથી હવેપછી બીજી હજીજ તખતીઓ ઊકલાવવાનું કામ સેહેલું પડે. અને હેવા લેખો વાંચવાને આગલ જે બીકટ પડતી હતી તે ટલી જાએ. તરીજી ઓલમાં "સાસાનીઆન સીક્કાઓપરના હરૂફે" કરી લખેલુંછે; એ અખશરો ઈરાનના સાસાની પાદશાહોના સીક્કાઓપરથી જુદા પાડેલાછે, તે માહેલા ઘણા એક તેજ ઊચારના તખતીવાલા અખશરોને મલતા આવેછે, અને એ હરૂફેનો કોઠો સીક્કાઓ ઊકલાવવાનાં કામમાં ઘણો અગતનોછે. ચોથી ઓલમાં "આરબ સરદારોનાં પેહલવી સીક્કાપરના હરૂફે" છુટા પાડી મુકેલાછે, એ અખશરોને સાસાની સીક્કાના અખશરો સાથે સરખાવી જોતાં જાહજો તફાવત માલમ પડતો નથી. પાંચમી ઓલમાં પારસીઓ પાસેનાં હવડેનાં પેહલવી પુસતકોના અખશરો આપેલાછે, કે તેથી આગલા વખતના અખશરો સાથે મેલવવાનું સેહેલું પડે. મુંબઈથી પુણે જતાં રસતાપર કારલીના નામીચા કોતરી કાહાડેલા ડુંગરમાં જે અખશરો નજર આવેછે તે વીશે હાલ હેવું મુકરર થઈગીછે કે તે અખશરો સંસ કરીતછે, અને તે કાએદાથી ઈઊરોપખંડમાં એ લેખો હવડે વાંચીઆમાં આવીઆછે. કારલીના ડુંગરના એ સંસકરીત અખશરોનો હવડેના

હીંદુઓ પાસેની પોથીઓના સંસકરીત અખશરો સાથે મુકાબલો કરી એછે તો બીન તપાસથી જોતાં એ બંધે માહે અતીઘણો તફાવત દીશેછે. એ વાત ધેઆનમાં રાખીને આપણે જોઈએછે તો તખતી અને સીક્કાઓ પરના અને હવડેનાં પુસતકો માહેલા પેહલવી હરૂફોની ઢપમાં તફાવત થોડોછે. આપણા વખતના પેહલવી હરૂફો પોતાની અસલ ઢપ સાથે આજ લાંબી મુદત થાઈ એટલાબધા કાએમ રહેઆ તેહેનું કારણ હમારા ધારીઆમાં હેવું આવેછે કે તેહેનો વાપરવાસ થોડો થાએઆથી લોકોમાં તેહેની ઢપ ફેરવાઈ નહી, પણ સંસકરીત અખશરો ઘણા વપરાએઆથી તેઓમાં હવડે મોહોટો તફાવત નજર આવેછે. છઠી ઓલમાં દરએક પેહલવી અખશરને મલતો ચાલુ ફારસીનો નકશી હરૂફ મુકેલોછે, અને સાતમી ઓલમાં તેહેને મલતો ગુજરાતી હરૂફછે. જે ઉપરથી એ હરૂફોના ઉચાર સંબંધી હમારા વાંચનારાઓને વધારે ખોલાસો થાશે. એ કોઠાની હેઠલ બીજા પાંચ અખશરો મુકેલાછે તેઓનો ઉચાર હજુર શક ભરેલોછે.

આ બીનાં પુરી કરીઆ આગમજ હમોએ જણાવવું જોઈએછે કે આજ બેએ તરણ વરશની વાતપર પેહલવી હરૂફવાલા કેટલાએક બીજા સીક્કાઓ ઈઉરોપખંડમાં ઉકલાવીઆમાં આવીઆછે, તે સીક્કા સાસાની પાદશાહોનાછે, તેમાં ધારા પરમાણે એક બાજુ પાદશાહની તસવીર અને બીજી બાજુ આતશનું તખત આવેલુંછે, પણ તે ઉપર એક ઠેકાણે પેહ લવી હરૂફો અને બીજે ઠેકાણે દેવનગરી હરૂફોથી સંસકરીતમાં લેખોછે. એ સીક્કાઓ વીશે હેવું ધારીઆમાં આવેછે કે હીંદુસથાનના કોઈ આથ મણ ભાગ તરફ સાસાની પાદશાહોનો અમલ ચાલીઆથી તાંહાંનાં ચલ ણપર તેઓનાં નામ તથા પેહલવી હરૂફોના સીક્કા ચાલતા હતા, અને હીંદુસથાનના તે ભાગના લોકોને સમજ પાડવાને કીજે તે પર સંસ કરીત લેખો પણ નાખેલા હતા. એ વાત ઉપરથી વલી હેવું પુરવાર થાએછે કે સાસાનીઆન પાદશાહોના વખતમાં ઈરાન અને હીંદુસથાનની હકુમતમાં એક વાર મોહોટો સંબંધ હતો. [જગત પરેમી, જુન ૧૮૫૨.]

---

# જંદ ભાશા બાબે પરોફેસર એફ. બોપે કરેલી સોધ.

પુરાતમ જમાનાની ભાશાઓના અભીઆસ કરનારાઓ, અને આગલા વખતની લગભગ ગુમ થાએલી જુબાનોને તાજી થાએલી જોનાર ઊમેદવારો, જરમની દેશના પરોફેસર એફ. બોપની કલમથી અને તેહેની વીદીઆના દરવથી થોડા ઊપકાર તલે આવીઆ નથી. એ પરોફેસરે ઈ૦ સ૦ ૧૮૦૭ નાં વરશથી દુનીઆંની તરેહતરેહની ભાશાઓ સમજવા અને શીખવાને અને તેઓનો એકબીજા વચ્ચેનો સંબંધ બતલાવી આપવાને કીજે પોતાની સંગલી જીનદગાંની ગુજારીછે. સર ઊલીઅંમ જોનસ, કેનેડી અને રીચરડસન જેહેવા કાબેલ શખસો જંદ ભાશા વીશે હેવો વીચાર આપી ગએઆ હતા કે હીંદુસથાનના થોડાએક પારસી મોબેદોએ એ ભાશા બનાવટથી ઊભી કીધીછે, પણ રાસક અને બોરનુફ જેહેવા શખસો સાથે એકમત થાઈને પરોફેસર બોપે એ વીચારોને રદ કીધાછે, એટલુંજ નહી, પણ એ ભાશા જે વીઆકરણના કાએદાની ખાંમીથી સમજમાં આવવાને ઘણી કઠણ પડતી હતી તેહેને ગોએઆ પાછી સજીવન કીધીછે.

પરોફેસર બોપના ગરંથનું ઈંગરેજી નામ "કમપારેટીવ ગરામર" કરીનેછે, તે ગરંથ મધે એ વીદીઆવાન પુરસે સંસકરીત, જંદ, ગરીક, લાટીન, લીથુનીઅન, ગાથીક, જરમન અને સલેવોનીક ભાશાઓનો એકબીજા સાથેનો સંબંધ અને તે સંગલી ભાશાઓનું અસલ એકજ મુલ પુરવાર કરી આપીઊંછે. એ ભાશાના ટોલાને "હીંદુ-ઈઊરોપીઆન" નું નામ આપીઆમાં આવીઊંછે, ને માહેલી દરએક જુદી જુદી ભાશા જો કે એક બીજાથી હજારો કોસ દુર દેશોમાં અને એકબીજાથી એલાહેદી કોમના લોકોમાં બોલાએછે, તોપણ તેઓનું ઘર એક જછે અને તેઓ એકજ ઘરમાંથી નીકલેલીઓછે. એ ઊપરથી તે ભાશા વાપરનારાઓની અસલ એકજ વસતી પુરવાર થાએછે, કે જે વીચારને જુદી જુદી કોમના આદમીઓનાં બદનની બાંધણીથી ટેકો મલેછે

એ નવી સોધ આજ જુજ વરશ થાએઆં નીકલીછે; તવારીખને તે મજ બુત ટેકો આપેછે, અને આપણે કીજે બીજી કેટલીએક જાણવા અને અભીઆસ કરીઆજોગ વીગતો જાહેર કરેછે." તેથી પરોફેસર બોપે જંદ ભાશાની બાબતમાં કરેલી સોધનું બેઆન કરીઆ આગમજ ભાશા ઓની સોધ સંબંધી એ નવા એલમનો ટુક સાર હમારા વાંચનારાઓને કીજે હમો અતરે પરગટ કરવાની અગત જોઈએછે. એ એલમને "કમ પારેટીવ ફીલાલોજી" નું નામ મલેલું છે.

જાણવું કે આપણા જગત કરતાએ આ દુનીઆંમાં આદમીની પેદાશ કેઈ તરેહથી અને કીઆ કાએદાથી કીધીછે તે બાબે, ધરમ પુસ તકો તથા તવારીખનાં પુસતકો એક કોરે રાખીને, આદમીઓની ખુદ બાંધણી તથા તેઓની ભાશા ઊપરથી પુરવારી મેલવવાનું કામ ઈઊરોપ ખંડના વીદીઆવાન લોકોના હાથથી આજ કેટલીએક મુદત થાઈ ચાલુ થાએઊંછે, તે કામમાં તેઓએ અને તેમાં અગત કરીને જરમની દેશના વીદીઆવાન શાખસોએ મોહોટી ફતેમંદી મેલવીછે, અને તેથી એ એલ મનો પાએઓ પકો અને ભરોસો રાખવાજોગ ઠરીઓછે.

આપણી સાદી અકલ હમેશાં આપણને હેવું સમજાવેછે કે દુની આંમાં આદમીઓને કીજે સઊથી પરથમ એકજ ભાશા હોવી જોઈએ. "કમપારેટીવ ફીલાલોજી" ના એલમથી આજ સુધી હેવું પુરવાર થાઈઊં નથી, તોપણ એ એલમવાલાઓ કોઈ વેલાએ હેવી પુરવારી મેલવવાનો ભરોશો રાખેછે. "કમપારેટીવ ફીલાલોજી" હાલ આપણને હેવું શીખા ડેછે કે આજ દુનીઆંમાં જે જે જુબાનો વપરાતીછે, અથવા આગલા વખ તની જે જે જુબાનો જાણીતીછે, તે તમામ જુબાનોના સાત ભાગ અથવા સાત ટોલાં થાઈ શકેછે; તેઓની વીગત:—

૧, હીંદુ-ઈઊરોપીઆન. ૨, તુરાનીઆન. ૩, સીરો-આરે બીઅન. ૪, આફરીકાન. ૫, મલાહી. ૬, ચીનાઈ. ૭, અમેરીકન.

એ મધે પેહેલો અને સઊથી અગતનો ટોલો હીંદુ-ઈઊરોપીઆ નનોછે. એ ટોલાની જુદી જુદી ભાશાઓ હીંદુસથાનની ગંગા નદીની

હદથી તે ઈઊરોપખંડના આઈસલાંડના ટાપુ સુધી બોલાએછે, તેથી તેહને હીંદુ-ઈઊરોપીઆનનું નામ આપીઊંછે. એ ટોલા અગતનોછે તેહનું બીજું કારણ એછે કે દુનીઆંની ઘણીખરી નામીચી ભાશાઓ તે મધે શામેલગીરી ધરાવેછે. સંસકરીત અને જંદ એ ટોલામાં સઊથી પરથમ દરજો ધરાવેછે, તે પછી લાટીન, ગરીક, જરમન, ઈંગલીશ, ફરેંચ, ફારસી, હીંદુસતાની, ગુજરાતી, મરાઠી, અને એ વગરે બીજી ઘણીએક ભાશાઓ એ ટોલામાં દાખલછે. એ સંગલી ભાશાઓનું મુલ એકછે, પણ એ સંગલી ભાશા બોલનારાઓ એકબીજાથી જુદા પડીઆથી હાલ તેઓમાં દેખઈતો આપાણને મોહોટો ફરક દીસેછે. હીંદુ-ઈઊરો પીઆન ભાશાઓના ટોલાની ઊતપંતી ઈરાન દેશના ઊતર ભાગ મધે થાઈ હતી.

બીજા ટોલાનું નામ તુરાનીઅન કરીને કેહેછે. એ ટોલાની પરથમ જડ તાતાર અથવા તુરાનમાં થાએલી માલમ પડેછે. એ ટોલાની ભાશાઓ તાતારના મુલકમાં તથા ટીબેટ દેશમાં તથા ચીનને તાબેના મોગલ લોકોમાં અને ટરક લોકોમાં તથા ફીનસ, લાપલાનડરસ અને હંગરી દેશના મગાઆર લોકોમાં બોલાએછે. હીંદુસથાનની મધરાજ સવસથાંન માહેલી તામીલ ભાશા એજ ટોલાનીછે, અને વલી બીજી સોધોથી હેવું માલમ પડીઊંછે કે આસટરેલીઆ દેશના અસલ વતનીઓની ભાશા પણ એજ પાએઓ ધરાવેછે.

તરીજો ટોલો સીરો-આરેબીઅનનોછે. એ ટોલાની ઊતપંતી આરબસતાન અને શામ દેશમાં થાઈછે. આરબી, હીબરૂ અને આગલા વખતની શામ, આરમ, મીસોપોટેમીઆ અને એ સવાએ બીજા દેશોની ભાશાઓ સીરો-આરેબીઅનથી પાએઓ ધરાવેછે.

ચોથા ટોલામાં આફરીકાની કાપટીક, બરબર, હાટેનટાટ, કાફરી અને એ વગરે બીજા અગીઆર નાહલા ટોલાઓની ભાશાઓ શામેલછે. એ ટોલા બાબે હજુરસુધી ઈઊરોપીઆનોએ પકી સોધ કીધી નથી.

પાંચમા ટોલાને મલાહીનું નામ આપીઆમાં આવીઊંછે. એ ટોલાની ભાશાઓ મલાકા, જાવા, સુમાટરા, મડાગાસકર અને પાલીને શીઆના ટાપુઓમાં બોલાએછે.

છઠો ટોલો ચીનાઈછે. તે જુદી જુદી ઢપથી ફકત ચીનમાંજ બોલાએછે.

સાતમા ટોલા મધે અમેરીકાખંડના અસલ વતનીઓની બેશુમાર ભાશાઓ એકઠી મેલેલીછે.

એ રીતે આ દુનીઆં માહેલી સંગલી ભાશાઓના સાત મોહોટા ભાગ અથવા ટોલા થાએઆછે. હવેપછીની સોધોથી એ ભાગો એક બીજાઓમાં મલીને ઓછા થાએ અથવા તે સંગલાઓનું એકજ મુલ માલમ પડે એ વાત બની શકે હેવીછે. એ ભાશાઓની સોધથી અને તેજ પરમાણે આદમીઓનાં શરીરના કેટલાએક ભાગોની બનાવટથી હેવું પુરવાર થાએછે કે ઘણાજ પુરાતમ વખતમાં હાલના હીંદુસથાનના ઊપલા ભાગના રેહેવાસીઓ, અને તેજ પરમાણે ઈઊરોપીઆન અને ઈરાની લોકો એ સંગલાઓનો ટોલો એકજ હતો. એ ટોલાની અસલ વસતી ઈરાનના ઊતર તરફના પાહડોમાં હતી, તાંહાંથી તે ધીરેધીરે ફેલાવો પાંમી હતી. હીંદુસથાનમાં જે પેહેલી વસતી થાઈ તે તુરાની ટોલાથી હતી. તેઆરપછી ઈરાનના પાહડોપરના ટોલાએ તે વસતીપર હોમલો કરીને તેઓને નરબદા નદીની દખશણે હાંરી મુકીઆ હતા, અને હીંદુસથાનના ઊપલા ભાગમાં પોતે રેહેઠાણ કીધું હતું. એ વાત હીંદુસથાનના ઊપલા અને હેઠવાઈના ભાગના રેહેવાસીઓની શરીરની બનાવટથી પુરવાર થાએછે, એટલુંજ નહી, પણ તેઓની ભાશાઓથી આપણી ખાતરી થાએછે કે ઊતર હીંદુસથાનના લોકો સંસકરીતમાંથી નીકલેલી જે જુબાનો બોલેછે તે જુબાનોને તથા દખણ ભાગની તલંગી અને તામીલને કાંઈજ સંબંધ નથી. આજ પચાશ વરશની વાતપર વીદીઆવાન ગરંથકારો તવારીખોમાં લખી ગએઆ હતા કે હીંદુસથાનમાં અસલ વસતી તુરાનથી થાઈ હતી, તેઆરપછી ઈરાનથી એક ટોલાએ ઊતરી આવીને એ દેશના ઊતર ભાગમાં મુકાંમ કીધો હતો,

અને અસલ વતનીઓને દખણ ભાગ તરફ હાંકી મુકીઆ હતા. એ બીનાને "કમપારેટીવ ફીલાલોજી" ના એલમે પુરતો અને ખાતરી ભરેલો ટેકો આપીઓછે.* જેમ તામીલ અને સંસકરીત ભાશાઓની એકબીજા સાથેની જુદાઈથી તે બોલનારાઓનો ટોલો જુદો પુરવાર થાએછે, તેહુવીજ પુરવારીથી આપણી દુનીઆંનાં બીજાં જુદી જુદી જાતનાં લોકોની અસલ ઓલાદ માલમ પડી આવેછે. અસલમાં હાલના ઈઊરોપીઆન, ઈરાની અને ઊતર હીંદુસથાનના હીંદુઓ એકજ ટોલાના હતા; એ વાત એકાએક અચરત સરખી લાગેછે, પણ જેઆરે બીજી રીતે આપણી ખાતરી થાઈછે, કે ઈઊરોપખંડ મધે આઈરલાંડના ટાપુમાં કેટલીએક હેવી પુરાતમ નીશાનો માલમ પડી આવીછે કે જે હીંદુઓના ધરમ શાથે સંબંધ બતલાવેછે, તેઆરે આપણી અચરતીનો જોશ કાંઈએક નરમ પડેછે.

* સીરો-આરબીક ટોલાની ભાશા બોલનારાઓનાં મુખીઅ દેશો શામ, આરબસતાન, અને મીસર, એકબીજાની પાસે આવેલાંછે તે ભાશાઓની એકજ ઠેકાણેની ઊતપંતી સેહેલથી વીચારી શકાએછે. હમોએ ઊપર જણાવીઊંછે કે આફરીકાન ટોલાની ભાશા બાબે હજુર ચોકસ સોધ થાઈ નથી. એ ટોલો હાલ તરત એલાહેદો લાગેછે, પણ કેટલાએક લખનારાઓનો હેવો વીચારછે કે કોઈ વેલાએ એ ભાશાઓ સીરો-આરેબીઅન ટોલામાં મલેલી માલમ પડશે. મલાહી ટોલાની ભાશાઓનો આપણને જુદો ભાગ કરવો પડીઓછે, પણ એ ટોલો ઘણું કરીને ચીનાઈ અથવા તુરાની ટોલાઓને મલવો જોઈએ. "કમપારેટીવ ફીલાલોજી" વાલાઓએ ચીનાઈ ભાશાઓનો એક જુદોજ ભાગ બનાવીઓછે. ચીના લોકોની ભાશામાં કાંઈ બારીક વીઆકરણ આવેલું નથી. એ ભાશામાં સંગલા શબદો છુટા છુટા આવેલાછે તે જોડાએ આથી હરકોઈ વાકીઅનો અરથ ગોઠએઆ અજમાએસથી સમજ પડેછે. તેમાં બીજી ભાશાઓના જેહેવી વીઆકરણની જોડણી દેખાતી નથી. હેવી સાદાઈના સબબથી ચીનાઈ ભાશા ઘણીજ પુરાતમ લાગેછે, અને

## હીંદુ—ઈઊરોપીઆંન ટોલાની મુખીઅ ભાશાઓના થોડાએક સાધારણ શબદોનો કોઠો.

| ગુજરાતી. | ઈંગરેજી. | સંસકરીત. | જંદ. | ફારસી. | ઈઊનાની. | લાટીન. | સલેવાનીક. | ગાઠીક. | જરમન. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| બાપ. | = ફાદર. | = પીતા. | = પતર. | = પેદર. | = પેતર. | = પેતર. | = બાત. | = ફાડરીન. | = ફાદર. |
| માએ. | = મદર. | = માતર. | = માતર. | = માદર. | = માતર. | = માતર. | = | = | = મુઓતર. |
| દીકરી. | = ડાટર. | = દુહીતાર. | = દોગદર. | = દોખતર. | = હુગતર. | = દુક્કર. | = દોખતર. | = દઓતર. | = તાખતર. |
| ભાઈ. | = બરધર. | = બરાતર. | = બરાતર. | = બીરાદર. | = ફરાતર. | = ફરાતર. | = બરાત. | = બરાડર. | = બરૂડર. |
| ખોદા. | = ગાડ. | = દેવ. | = દેવ.* | = દેવ. | = ડીઓસ. | = ડીઓસ. | = | = | = |
| આંખ. | = આઈ. | = અક્સી. | = અસ. | = | = | = ઓકુલસ. | = ઓકો. | = આઉગો. | = ઓગ. |
| દાંત. | = ટીથ. | = દનતસ. | = દનતા. | = દનદાન. | = ઓડાંનસ. | = દાનસ. | = | = ઝનતસ. | = |
| પાંઉ. | = ફીટ. | = પદસ. | = પાદ. | = પા. | = પોડસ. | = પોદસ. | = | = ફોટસ. | = ફસ. |
| સુરજ. | = સન. | = હર્ઈલીસ. | = હુઅર. | = હુર. | = હલીઅસ. | = સાલ. | = સાલનજ. | = સાઈલ. | = |
| પાણી. | = વાટર. | = ઊડ. | = આપ. | = આબ. | = ઊડર. | = ઊડસ. | = ઊડા. | = વાગો. | = વાજર. |
| રોશની. | = લાઈટ. | = રૂચ. | = રોચ. | = રોશની. | = લુક. | = લુખસ. | = લુક. | = લુહાડ. | = લીચ. |
| દરવાજો. | = ડોર. | = દવારક. | = દેમાન. | = દર. | = | = | = દવર. | = દઊર. | = ઠર. |
| ગાએ. | = કાઊ. | = ગાઓ. | = ગેઉ | = ગાઓ. | = બાસ. | = | = બુક. | = | = ચુઓ. |
| કીરો. | = વરમ. | = કીરમીસ. | = | = કીરમ. | = | = વરમીસ. | = આરમસ. | = વારમસ. | = વરમ. |
| પાતળું. | = થીન. | = તનુસ. | = | = તનુક. | = તાનુસ. | = તનુઈસ. | = તનક. | = | = ડન. |
| નવું. | = નીઊ. | = નવહ. | = | = નોવ. | = | = નોવસ. | = નોવી. | = નીવીસ. | = નીઓ. |
| રાતું. | = રેડ. | = રૂધીર. | = | = | = ઈરૂરસ. | = રૂબર. | = રદજટી. | = | = ગત. |
| પરથમ. | = ફરસટ. | = પરથમ. | = પોઈરીમ. | = ફરહુમ. | = પરોત. | = પરમ. | = પરવજ. | = ફરૂમ. | = |
| જાણવું. | = નો. | = જનેઆમી. | = જને. | = | = ગનારસ. | = ગીનસકો. | = જનાતી. | = કાનુ. | = કનન. |
| સ્થીર. | = સટાંડ. | = સથ. | = અસતો. | = એસતાદે. | = | = સ્પીસતર. | = સટઠી. | = સરાનડન. | = સનટઅ. |
| જમવું. | = ઈટ. | = અદ. | = ખાસ. | = ખુરદન. | = ઈદો. | = ઈદો. | = જદમી. | = ઈતાન. | = ઈસન. |
| બનવું. | = બી. | = ભુ. | = બુઅત. | = બુદન. | = ફુઊ. | = ફુઓ. | = બુની. | = | = બીક. |
| મન. | = માઈનડ. | = મનસ. | = મન. | = મીનસ. | = મેનસ. | = મનોમી. | = મજનતી. | = મનન. | = મીનન. |

* આ જગોએ 'દેવ' નો અરથ 'ખોદા' કરી મુકેઓછે, પણ જંદ અને ફારસી ભાશા વાપરનારાઓ તેથી ઊલટી રીતે એ શબદ સેતાનને લાગુ પાડેછે, તે ફરક એકદમ અચરત જવીજો દેખાએછે. પણ એ શબદ આદમીઓના એકજ ટોલામાંથી નીકલેલોછે, તેઓ જુદા પડીઆ પછી એક તરફ વાલાઓએ તેહેનો અરથ ખોદા કીધો તો બીજાએ તેથી ઊલટું ઠેરવેલું દીશેછે. એજ પરમાણે બીજા શબદો પણ જોવામાં આવેછે: સંસકરીતમાં 'માનઈઆમી' એ બોલનો અરથ 'હું માન આપું છું' હોવો થાએછે અને જરમન ભાશામાં તેહેનો અરથ થાએછે કે 'હું ધીકાર કરું છું.' 'દેવ' શબદની અસલ માએની તુર અથવા રોશનીની થાએછે, તે ઊપરથી દીવસ, દાહડો, દીવો, હેવા બોલો નીકલેઆછે.

## ગણીતનાં આંક.

| ગુજરાતી. | સંસકરીત. | જંદ. | ફારસી. | લાટીન. | ઈઊનાની. | લીઠુઅનીઅન. | સલેવાનીક. | ગાઠીક. |
|---|---|---|---|---|---|---|---|---|
| એક. | = એક. | = ગએવ. | = ઈઅક. | = ઊનસ. | = એસ. | = વનસ. | = જદીન. | = એનસ. |
| દો. | = દુવ. | = દુવ. | = દુ. | = દુઓ. | = ડીઓ. | = દુ. | = દુવ. | = તવે. |
| તરણ. | = તરી. | = થરે. | = સે. | = તરેસ | = ટરાઈસ. | = તરેસ. | = તરી. | = તરીસ. |
| ચેઆર. | = ચતવાર. | = ચતવાર. | = ચેહાર. | = કઆતોર. | = ટસરસ. | = કતોરી. | = ચેતરી. | = ફીડવોર. |
| પાંચ. | = પંચં. | = પંચ. | = પંજ. | = કુઅનક. | = પનટે. | = પનકી. | = પજટ. | = ફીમફ. |
| છ. | = શાશ. | = ખશવશ. | = શશ. | = સેકશ. | = એક. | = શેશજી. | = શેશટ. | = શેહશ. |
| સાત. | = સપતં. | = હપતં. | = હફત. | = સેપતેમ. | = એપટો. | = સપટીની. | = સડમ. | = સીબન. |
| આઠ. | = અશતં. | = અસત. | = હશત. | = આકટો. | = આકટો. | = અશતુની. | = ઓસમ. | = આહ. |
| નવ. | = નવં. | = નવ. | = નુહ. | = નોવેમ. | = એનીઅ. | = દવીની. | = દવજત. | = નીઊં. |
| દશ. | = દશં. | = દશ. | = દહ. | = ડીસેમ. | = ડેકા. | = દેસજીંત. | = દવજત. | = ટેહુન. |

તપાસ કરતી વખતે હેવા શબદો જુદા પાડવાની જરૂરછે. તેહેની જગોએ એ કારણસર હેવા શબદો લેવા જોઈએ કે જેઓની ઊતપંતી સંગલી કોમમાં હોવી જોઈએ, અમે જે શબદો કોઈબી રીતે બેએ જુદી જુદી જાતના લોકોમાં સંબંધ થાએઆથી એકબીજામાં દાખલ થાએ નહી. હરકોઈ આદમીનો ટોલો ગમે હેવો અગનેઆનો હોએ તોપણ તેઓમાં, 'માએ', 'બાપ', 'ભાઈ', 'બેહેન', 'સુરજ', 'ચંદર', 'પાંણી', 'આતશ', અને હેવાજ બીજા સાધારણ બોલો તથા ગણતરીના આંકો પરથમમાં હોવા જોઈએ, કાંએકે એ શબદો વગર કોઈબી ભાશા ખાલી હોએ નહી, અને એ શબદો બચપણમાંથીજ સંગલી કોમ શીખીઆ વગર રેહે નહી. તેઆરે બેએ જુદી જુદી જાતના લોકોમાં મેલાપ થાએ આથી જેમ બીજા શબદોમાં ફેરફાર થાએછે તેમ એ પરથમના અને સંગલી કોમને અવલ જરૂરના શબદોમાં ફેરફાર થાતો નથી, વાસતે હરકોઈ જુબાનનું મુલ ઘાણું કરીને હેવા શબદો ઊપરથી તપાસીઆમાં આવેછે. અને તે પછી તે જુબાનની બાંધણી તપાસીને તેહેની ઊત પંતી મુકરર થાએછે. હેવા હીંદુ-ઈઊરોપીઆન ભાશાઓના કેટલાએક સાધારણ શબદો તથા ગણીતના આંકોનો હમોએ આ બાબતની સાથે એક કોઠો આપીઓછે, તે ધેઆન રાખો તપાસીઆથી હમારા વાંચનારા ઓને રસીલો લાગશે તથા તેઓની ખાતરી થાશે કે સંસકરીત અને જંદ, તથા લાટીન અને ગરીક, તેમજ એવોને લગતી બીજી ભાશાઓ, એ સંગલાંની જડ એકજછે. એ કોઠો જે હમોએ દસ જુદી જુદી ભાશા ઓમાં આપીઓછે તેમાં કાંઈએક જુજ શબદો ઊચારમાં મલતા આવતા નથી, તેથી હમારા વાંચનારાઓ ગુંચવાએ નહી એટલા વાસતે તેહેની જગો હમોએ ખાલી રાખીછે. પણ "કમપારેટીવ ફીલાલોજી" ના એલ મવાલાઓ શબદોનો પાએઓ પીછાણવાના જે ચોકસાઈથી કાએદા બાંધી ગએઆછે તે કાએદાથી ઘણાએક દેખઈતા જુદા ઊચારના શબદો ઘણી વેલાએ એકજ ટોલાના મુકરર થાએછે. કાંઈ એલમ અથવા હુનર અથવા હરકાંઈ બીજી ચીજોનું નામ જો દસ પાંચ પુરાતમ ભાશાઓ

મધે ચોકસાઈથી આપણા જોવામાં આવે તો આપણે કહી શકીએછે કે તે ચીજની ઊતપંતી કઆ ટોલાથી થાઈ હતી. એ રીતે "કમપારેટીવ ફીલાલોજી" નાં એલમથી તવારીખ લખનારને અને ફીલસુફને મદદ મલેછે.

એ રીતે "કમપારેટીવ ફીલાલોજી" ના એલમની મુખીઅ સોધ તથા તેહેનો ઊપીઓગ જણાવીઆ પછી પરોફેસર બોપે જંદ ભાશા વીશે જે અગતની ખોલ કીધીછે તેહેનું હમો અતરે વરણન કરીએછે. બોપનો બનાવેલો "કમપારેટીવ ગરામર" નો ગરંથ ઈઊરોપખંડના વીદીઆવાંનોમાં હેવીજ જાતનાં બીજાં સંગલાં પુસતકો કરતાં ઘણો નામીચો ગણાએછે, અને જેઆરે આપણે જાણીએછે કે આજ ૪૫ વરશ થાએઆં એ નામીચો ગરંથકાર એજ એક કામમાં ગુટેલોછે, અને હાલ પોતાના જઈફીના વખતમાં પણ બીજાં નવાં પુસતકો કાહાડવાનો ભરોસો આપેછે, તેઆરે તેહેનો ગરંથ બીજાઓ કરતાં વધારે નામીચો ગણાએ તેમાં નવાઈ નથી. એ ગરંથ જરમન ભાશા મધે કટકે કટકે છપાએઓ હતો તેહેના મુખીઅ ભાગનો, લારડ ફરાનસીસ ઈગરટનની ફરમાસથી અને પરોફેસર ઊવીલશનનાં ઊપરીપણાં હેઠલ, લફટેનેનટ ઈસટ વીક ઈંગરેજી તરજુમો કીધોછે, તેહેનાં તરણ દફતરો સને ૧૮૪૫ તથા ૧૮૫૦ નાં વરશમાં છપાઈ બાહેર પડીઆંછે, તે દફતરો ઊપરથી હમોએ આ બીનાં લખીછે.

પરોફેસર બોપ પોતાની મોહોટી કાબેલીઅત છતાં પોતાના ઘણા ખરા વીચારોમાં ઈઊરોપખંડનાં કાબેલોથી અને તેમાં અગત કરીને જરમની દેશના "ફીલાલોજી" નો એલમ જાણનારાઓનાં મતથી વેગલો પડતો નથી; બલકે તેણે જે કાંઈ લખીઊંછે તે જેટલું નવી સોધોથી ભરેલુંછે તેટલુંજ આગલા મુખીઅ ગરંથકારોના વીચારોને મજબુતીથી ટેકો આપેછે. હમોએ આ બાબતની શરૂઆતમાં જણાવીઊંછે તેમ પરોફેસર બોપે પોતાના ગરંથમાં હીંદુ-ઈઊરોપીઆન ટોલાની આઠ ભાશાઓ—સંસકરીત, જંદ, ઈઊનાંની, લાટીન, લીથુનીઅન, ગાથીક, જરમન, અને સલેવાનીકનો એક બીજા સંગાથેનો સંબંધ બતલાવી

ઓછે. એ ટોલા માહેલી જે એક ભાશાપર પરોફેસર બોપે પોતાની સોધનો પાએઓ બાંધીઓછે તે સંસકરીત ભાશાછે. દુનીઆંમાં સંસકરીત જેહવી બાંધણીમાં સુંદર અને સમપુરણ ભાશા કોઈ નથી, અને જમાનાના દોરથી બીજી ભાશાઓની માફક તે ખરાબી પાંમી નથી. તેહેની જોડણી ઘણી મોતેબરછે, તેથી બોપે પોતાની તપાસનો પરથમ આધાર રાખવાને કીજે સંસકરીત ભાશા પસંદ કીધીછે. એ પછી એ ગરંથકારે સંસકરીત સાથે બીજી ભાશાઓ મેલવી જોઈછે.

બોપના જણાવીઆ પરમાણે હીંદુ-ઈઉરોપીઆન અથવા એરીઅન* ભાશાઓ બોલનારનો ટોલો અસલ ઈરાન દેશમાં હતો. તાંહાંજ સંસકરીત અને જંદ ભાશાઓની ઊતપંતી થાઈ હતી. એ પરોફેસર જંદ ભાશાને આસરે ૪૦૦૦ વરશનું પુરાતમપણું આપેછે, અને કેહેછે કે હાલના હીંદુઓનાં પુરાંન તથા શલોકોમાં જે સંસકરીત ભાશા વપરાએછે તે કરતાં જંદ વધારે પુરાતમછે. હીંદુઓનાં વેદનાં ધરમ પુસતકો કાંઈ જુદીજ ઢપની સંસકરીતમાં લખેલાંછે, તેહેને લખાએઆને આજ ૪૦૦૦ વરશ થાએઆંછે, અને જંદ ભાશા પણ તેજ જમાનાનીછે. પરોફેસર બોપ કેહેછે કે જંદ ભાશા સંસકરીતમાંથી નીકલેલી નથી, પણ જે અસલ ટોલાનો સંસકરીત જેમ એક ભાગછે તેમજ જંદબી એક ભાગછે. જંદ ભાશા સંસકરીત કરતાં કેટલીએક રીતે સરશ અને વધારે સુધરેલીછે, અને તેહેની બનાવટ જલદીથી આપણે હાથ આવે હેવીછે. બોપ ફરી આદ કરેછે કે હાલના જરતોસતી લોકો જંદ ભાશાથી સારી રીતે વાકેફગાર નથી. પણ એ વીચાર આપીઆને આજ ૨૦ વરશ ગુજરી ગએ

---

* 'એરીઅન' એ શબદ 'ઇરાન' પરથી નીકલીઓછે અને હીંદુ-ઇઉરોપીઆન ટોલાને કોઇવાર એરીઅન કરીને પણ કેહેછે, તેહેનું કારણ એછે કે એ ટોલાની ઉતપંતી અસલ ઇરાન દેશમાં થાઈ હતી. એ અસલ શબદ 'આરીઅ' કરીને હતો, તેહેનો અરથ 'મોહોટાઈ પાંમેલું', 'બાજોરગ', 'સાહેબીવાલું', હેવી રીતે થાએછે. એ બાબેના દાખલા હીંદુઓનાં વેદમાં તથા જંદ અવસતામાં કેટલેએક ઠેકાંણે આવેલાછે; અને તે ઉપરથી ઈરાન દેશનું નામ નીકલીઉંછે. કાકેસસના પાહડોમાં હાલ આદમીઓનો એક ટોલોછે તેઓ પોતાને 'ઇરાન' કરીને નામ આપેછે; જરમની દેશમાં આગલ 'એરીઇ' નામનો એક ટોલો હતો; તે બંધેની ઉતપંતી ઇરાન દેશમાં થાઈ હતી.

આંછે, તેથી તે બાબે હમોએ આ ઠેકાંણે કાંઈ તકરાર લેવાની અગત નથી, તોપણ આપણે કબુલ કરવું જોઈએછે કે ભાશાઓની જોડણી જેહવી રીતે પરોફેસર બોપ પોતે સમજેછે તેહવી માહીતગારી આજ કોઈબી જરતોસતી ધરાવતો હોએ અથવા સો પચાસ વરશની વાતપર ધરાવી હોએ હવું બનીઉં નથી. મોંશીઓ આંકુટીલ ડુ પેરોં નામનો ચંચલ ફરેંચમેન જે આજ લગભગ ૧૦૦ વરશની વાતપર સુરત શેહેરમાં આવી રહેઓ હતો, અને તાંહાં જંદ અને પેહલવી ભાશા શીખીને પારસીઓનાં મુખીઅ ધરમ પુસતકોનો ફરેંચ ભાશામાં તરજુમો બનાવીઓ હતો, તે નામીચા શખસે પોતાના ગરંથના એક ભાગમાં જંદ ભાશાની એક નાધલી ફરહંગ અથવા શબદ કોશ આપેલોછે. એ શબદ કોશ મોંશીઓ પેરોંએ સુરતના એક દસતુર પાસેથી મેલવીઓ હતો, તે મધે દરએક જંદ લોગતની પાસે તેહેનો પેહલવી અરથ મુકેલો હતો, અને તેઆરપછી તે પેહલવીનો અરથ ચાલુ જુબાંનમાં લખીઓ હતો. એ શબદ કોશ તપાસીને પરોફેસર બોપ પોતાનો વીચાર આપેછે કે તેમાં ઘણી ગલતીછે. એ કોશ મધે જંદ શબદનો પેહલવી અરથ મુકીઓછે એ વાત ખરીછે, પણ તેમાં તે લખનારે જંદ શબદોનાં વીઆકરણપર કસું ધેઆન આપીઉં નથી, અથવા વીઆકરણના કાએદાથી દરએક બોલની બાંધણી સમજીઓ નથી. એ શબદ કોશના પેહલવી અરથોની ખાંમીથી મ. પેરોંએ પોતાના ફરેંચ તરજુમામાં ઘણી ચુકો કીધીછે. એ કોશનો પેહલવી લખનાર જંદ બોલોની વીભકતી સમજીઓ નથી તેથી સંગલા બોલો ઘણુંકરીને પરથમ વીભકતીમાં નાખી દીધાછે, તથા જે ઠેકાંણે નામોનો પાછલો ભાગ વીભકતીથી ફેરવાએઓછે તે ઠેકાંણે તે ફેરવાએલા શબદનું અસલ નામ ગોઠવી દીધુંછે, તથા એ વતરોગે એ કોશ મધે બીજા કેટલાએક શબદોના વચનોની ઘણુંકરીને માહીતગારી રાખીઆમાં આવી નથી.†

† પરોફેસર બોપ જંદ ભાશાના ઉપલા શબદ કોશના પેહલવી તરજુમાની ગલતી બાબે પોતાના એ વીચારની સાબેતીમાં કેટલાએક દાખલા આપી ગએઓછે.

પરોફેસર રાસકે જંદ ભાશાનાં પુરાતમપણાં વીશે તથા તેહેનાં વીઆકરણ વીશે સને ૧૮૨૬ નાં વરશમાં જે રીસાલો છપાવી પરગટ કરીઓ હતો તેહેની મોતેબરી બોપ કબુલ રાખેછે, અને કેહેછે કે સંસકરીત સાથે જોકે જંદ ભાશા ઘણી મલતી આવેછે, તોપણ સંસકરીતપર તે પોતાની જડ વીશે આધાર રાખતી નથી. બોપે ઈસવી સને ૧૮૩૧ નાં "સાએનટીફીક કરીટીસીજમ" નામનાં દર વરશે પરગટ થાતાં પુસતકમાં જંદ ભાશા વીશે રાસક, બોલન, બોરનુફ અને ઓલશાશન જે કાંઈ લખી ગએઆછે તે બાબેની તપાસ લીધીછે, તેમાં જંદનાં વીઆકરણનો કેટલોએક ભાગ એ પરોફેસરે પરગટ કરીઓછે, અને તેજ કાએદાથી "કમપારેટીવ ગરામર" નાં પુસતકમાં બીજી ભાશાઓનો મુકાબલો કીધોછે.

પરોફેસર બોપ પોતાના ગરંથના પેહેલા ૯૫ સફામાં અખશરોના ઊચાર અને ગુણ વીશે ઘણુંજ બારીક અને વીદીઆ બલથી સંભારેલું બેઆન કરેછે. તે મધે પરથમમાં તેણે સંસકરીત ભાશા લીધીછે અને તેઆરપછી જંદ અને બીજી ભાશાઓ મેલવી જોઈછે. જંદ ભાશાના અખશરો સંસકરીત સાથે મેલવતાં તેણે જે કાએદો લીધોછે તે અતરે એક દાખલો લીધાથી સમજ પડશે. જાણે **થ** એ અખશરનો ઊચાર જંદમાં તપાસવોછે, તેઆરે જે જંદના શબદોમાં એ અખશર આવીઓછે તેહેવા પાંચ સાત બોલો તેણે એકઠા કીધાછે, પછી તેહેવા ઊચારના અને તેહેવાજ અરથના પાંચ સાત બોલો સંસકરીતમાંથી સોધી કાહાડીઆછે, તેહેમાં તે અખશરનો ઊચાર જોઈને તથા બીજી તપાસ કરીને, દાખલા તરીકે તેણે જંદના ૭ નો ઊચાર સંસકરીતમાં **થ** થાએછે હેવી રીતે મુકરર કીધુંછે. એ કાએદામાં પરોફેસર બોપ ઘણો ફાવીઓછે, અને હાલ આપણે હીંદુસથાનના પારસીઓ જંદ હરૂફોના જે ઊચાર વાપરીએછે તેહેને, કાંઈ જુજ ફરક વગર, પરોફેસર બોપની તદબીરથી ઊપજાવેલા ઊચારો ચોકસ મલતા આવેછે. આ ઠેકાણે હમોએ જણાવવું જોઈએછે કે જંદ ભાશાના સેંકડો નહી પણ હજારો શબદો સંસકરીત સાથે મલતાછે, તેથી એ કામ ઘણું ચોકસાઈથી

બની શકેછે. પરોફેસર બોપે જંદના દરએક અખશરોના ઊચાર બાબે જે લાંબી બીનાં લખીછે તે હમારા જાતભાઈઓને ઘણી અગતનીછે તેથી તેહની મુખતેસર વીગત હમો હેઠલ આપીએછે; અને હાલ જરતોસતી લોકો એ ઊચારો બાબે જે માહીતગારી ધરાવેછે તે સાથે પરોફેસર બોપનો વીચાર હમો મેલવી જોઈએછે, અને તેમાં જે ફરક પડેછે તે નીચે બતલાવીએછે. જોકે હમો જંદ અથવા અવસતા જુબાન શીખેલા નથી, તોપણ માતરે જંદના અખશરો પીછાંણીને પરોફેસર બોપના ગરંથની સાહેતાથી, તથા દસતુર જમશેદજી એદલજીની તપાસ ઊપરથી ઈસવી સને ૧૮૪૬ માં છપાએલી જંદના કાએદાની ચોપડીની મદદથી, એ મુકાબલો કરવાને હમો શકતીવાન થાએઆ છઈએ.

પરોફેસર બોપ પેહેલાં સાદા સ્વરો લઈને જંદનો પરથમ હરૂફ ... તપાસેછે. એ અખશર સંસકરીત अ ને મલતો આવેછે. એ હરૂફને ગુજરાતીમાં અરધા **અ** નો ઊચાર આપેલોછે, તે બોપના વીચાર સાથે મલતોછે.

જંદના બીજા અખશર ... ને બોપ જે ઊચાર આપેછે તે આપણા ગુજરાતી **એ** ને મલતોછે.

... એ અખશરનો ઊચાર આપણા ગુજરાતી લખનારાઓ **એ** નો કરેછે, તે ઊચાર બોપના વીચાર પરમાણે માતરે **અ** નો જોઈએ. જંદમાં ... સંસકરીતના ओ ને મલતો આવેછે; જેમકે જંદમાં ... **પશોષ** અને સંસકરીતમાં पशोस् લખાએછે. આપણા ગુજરાતી લખનારાઓના કાએદા પરમાણે જો ... ને આપણે **એ** કરી લખીએ તો એ બોલ પશેઉષ લખવો જોઈએ, તે તેહેને મલતાં સંસકરીતનાં મુલ સાથે દરોબસત દીશતો નથી.

જંદ ... નો ઊચાર આપણા લોકો **એ** નો લખેછે તે મજબુત વાંધો લેવાજોગ નથી, પણ તેહેની જગોએ સંસકરીત ए વાપરોઓ હોએ તો તે બેહેતર લાગશે.

..., ..., ... એ તરણે જંદ હરૂફેનો ઊચાર પરોફેસર બોપ ઈ, ઈ, ઈ નો લખેછે. તે તરણેમાં ફરક એછે કે પેહેલી ઈ કરતાં બીજી ઈ અને

તે કરતાં તરીજી ઈ એઓનો ઊચાર એકબીજાથી લાંબોછે. જરતોસતી મોબેદો પેહેલી ૭ ને એ તથા ૮, ૭૭ ને ઈ ઈ નો ઊચાર આપેછે. એ ભુલ દેખાઈતીછે કે જો ૭ હરૂફ એ જ હોએ તો તેહેની હેઠે એક નીશાન મુકીઆથી અથવા તેવાજ બે એ થી ઈ થાએ નહી, પણ માતર એ તરણ તરેહેની લાંબા ટુકા ઊચારને કીજે જુદી જુદી ઈ છે. પરોફેસર બોપે ૭ નો ઊચાર ઈ કરીને કીધોછે તેહેના દાખલા આ રીત નાછે: જંદ [illegible] સંસકરીત मध्य; જંદ [illegible] સંસકરીત मसि [એ બંધે ભાશામાં બોલતી વખતે પાછલની ઈ એકસરખી રીતે ઊડી જાએછે, હવે કેટલેએક ઠેકાંણે ઈ ગુપત જોઈને આપણા ૭ ના ઊચારમાં એ ચુક કદાચ આવી હોએ]; જંદ [illegible] સંસકરીત आतापयामि; જંદ [illegible] સંસકરૂત सरवायम; અને એજ રીતે બીજા ઘણાએક શબદોછે કે જેહેને મલતા સંસકરીત બોલોમાં ૭ નો ઊચાર ઈ કરીને લખીઓછે, તે ઠેકાણે જો એ નો ઊચાર કરે તો તે કઢંગું લાગે, એટલુંજ નહી, પણ સંસકરીતને કાએદાસર મલતું આવે નહી. હમોએ જણાવવું જોઈએછે કે ઊપલી જંદ ૭૭ નો ઊચાર ઘણું કરીને ઈંગરેજી Y ની માફક નીકલેછે.

જંદમાં ૭ ને ગુજરાતી વાલાઓ ૩ કરીને લખેછે તે દરૂસતછે. એજ પરમાણે ૩ નો ઊચારબી ૩ નીજ માફક થાએછે. પરોફેસર બોપ ફરીઆદ કરેછે કે જંદ અવસતાનાં દફતરોની લખેલી નકલ કરનારાઓ નાવાકેફી અથવા બેપરવાઈથી ૩ ને ઠેકાણે ઘણી વેલાએ ૩ લખી દીએછે, તેઓ એ અખશરની હેઠલની બારીક નીશાનપર ધેઆન આપતા નથી.

જંદના સ્વર જેહેને ઈંગરેજીમાં "વાવેલ" કરીને કેહેછે તેહેનો એક બીજો હરૂફ ૭ કરીનેછે. એ બાબે ગુજરાતી લખનારાઓમાં બેએ તરેહેના વીચાર ચાલેછે. શેહેનશાહી જરતોસતીઓ એ બોલનો ઊ કરીને ઊચાર કરેછે, જેમકે [illegible] [illegible] [illegible] 'ઇઅથા અહુ વઇરીઓ', એ ઊચાર પરોફેસર બોપનાં મત સાથે મલતોછે. બીજા

હાથપર કદમી જરતોસતીઓ પોતાનાં લેખોમાં એ હરૂફ મુદલ વાપરતાજ નથી, અને જો કોઇજ ઠેકાણે વાપરેલો હોએછે તો તાંહાં ? અને ? એ બંધેનો ઊચાર એકસરખી રીતે તેઓ ઈ કરીને કરેછે. પરોફેસર બોપ ? હરૂફને ઙ નો ઊચાર આપેછે, અને ? ને તેહેનો લાંબો અવાજ આપેછે, કે જે ફરેંચ ભાસામાં û ને મલતો આવેછે; તેઆરે ? નો ઊચાર ગુજરાતી ભાશામાં ઊ નો થાએછે. એ ? અખશર જંદ અને સંસકરીત મેલવતાં ઊ ઊચારનો કેમ માલમ પડેછે તેહેના એક બેએ દાખલા અતરે જણાવીઆછે. જંદ ? સંસકરૂત ब्रू; જંદ ? સંસકરીત यूयम; જંદ ? સંસકરીત चतुर. આ છેલા શબદમાં સાફ દેખઈતું છે કે જો ? નો ઊચાર ઈ હોએ તો તેહેની નજદીક તરતજ બીજો ? ઈ આવે નહી.

જંદ મધે સંધી સ્વર ઈઆને બેવડાં 'વાવેલ' છ છે. ?, ?, ?, ?, ?, ? તેઓનો ઊચાર ગુજરાતીમાં આ રીતનોછે: એ, કઈ, આઈ, ઓ, આઓ, આઉ. એ અખશરોમાં આગલ હમો ? ઈ વીશે જે કાંઈ બોલીઆ છઈએ તે ધેઆનમાં રાખતાં આપણા ગુજરાતી લખનારાઓ સાથે બોપને બીજો કાંઈ તફાવત પડેલો દીશતો નથી.

? એ જંદના વીઅંજન અથવા "કાનસોનેનટ" નો પરથમ અખશરછે. તેહેનો ઊચાર પરોફેસર બોપના જણાવીઆ પરમાણે ક થાએછે. તે આપણા મોબેદોના ઊચાર સાથે મલતો આવેછે.

? એ અખશરનેબી બોપ ક કરીને લખેછે. આપણા લોકો તેહેનો ઊચાર ખ કરેછે. પરોફેસર રાસક અને બોરનુફ એ બંધે જણા આપણી સાથે મલીને તેહેનો ઊચાર ખ લખી ગએઆછે. તે બાબે બોપ પોતાના ગરંથમાં એક લાંબી તકરાર ઊઠાવેછે અને કેહેછે કે આપણી સોધ પરમાણે એ ઊચાર હાલમાં ક સવાએ બીજી રીતે થાઈ શકે નહી. એ બાબે બોપ બેએ દાખલા દેખાડેછે: જંદ ? સંસકરીત क्षत्र; જંદ ? સંસકરીત सिक्ति. પણ બોપ એ ? ના ઊચાર બાબે મજબુતીથી બોલતો નથી, અને કેહેછે કે હજુર

કોઈ તેહેની ખાતરી કરી આપે તો એ અખશરનો ઊચાર ક ને ઠેકાણે ખ બોલવાને તે તઈઆરછે.

𐬑 એ અખશરનો ઊચાર આપણા લોકો ખ કેહેછે તે બોપનાં મત સાથે મલતો આવેછે.

𐬔, 𐬖 એ માહેલા પેહેલા અખશરનો ઊચાર ગુજરાતી લખનારાઓ ગ કરીને કરેછે તે પરોફેસર બોપના વીચાર સાથે મલતું છે. 𐬖 નો ઊચાર આપણા લોકો ગ (ફારસી ગેનના જેહેવો) કાહાડેછે, તેહેની જગોએ બોપ ઘ હરૂફ મુકેછે. દાખલો: જંદ 𐬯𐬀𐬭𐬀𐬙𐬎𐬖𐬥𐬀 સંસકરીત शत्रुघ्न

જંદ 𐬗 ચ અને 𐬘 જ એ બંધે અખશરો વીશે બોપ અને ગુજરાતી લખનારાઓ એકમતછે.

𐬙, 𐬚, 𐬛 ત, થ, દ એ ઊચારોમાં બોપ અને આપણા લખનારાઓ એકમલતાછે. પણ જંદમાં 𐬜 અને 𐬜 એ બંધે હરૂફોને જરતોસતી મોબેદો બીજા બેએ દ દ માં ગોઠવી દીએછે. બોર નુફ, રાસક અને બોપ એ તરણે જણા 𐬜 નો ઊચાર ત એકમતથી કબુલ રાખેછે અને 𐬜 ને ધ નો ઊચાર આપેછે. આપણા લોકો કેહેછે કે જંદમાં ધ મુદલ છેજ નહી, પણ આ દાખલાથી તે વીચાર રદ જાએછે. જંદ 𐬀𐬜𐬀𐬥𐬀𐬨 સંસકરીત अध्वानम. ખરૂં છે કે બેએ સ્વરોની વચે જેઆરે 𐬜 આવેછે તેઆરે તેહેનો ઊચાર દ નો થાએછે.

𐬞, 𐬟, 𐬠 આપણા ગુજરાતી પ, ફ, બ સાથે બરોબર મલેછે.

નીમ સ્વર ઈઆને અરધાં "વાવેલ" ના જંદમાં આઠ અખશરોછે. 𐬫, 𐬌𐬌, 𐬬, 𐬭, 𐬮, 𐬯, 𐬰, 𐬱 એ મધેથી પેહેલા તરણ અખશરોનો ઊચાર ઈ ના જેહેવો થાએછે તે ઈંગરેજી Y ને મલતો આવેછે; 𐬬 વીશે હમો આગલ બોલીઆ છેઈએ. 𐬭 𐬮 એ બંધે અખશરોનો ઊચાર ર થાએછે. આપણા લોકો કેહેછે કે 𐬮 નો ઊચાર લ થાએછે તે હરૂફ જોકે જંદમાં નથી, તોપણ પાજંદ અને પેહલવીમાં વપરાએછે. પરોફેસર બોપ એ બંધે હરૂફોને જંદમાં સામેલ કરીને લખેછે કે 𐬮 જંદ

ભાશામાં ( ) ની પછવાડે લખાએછે તે બંધેનો ઊચાર ૨ છે. ઈરાનમાં લખેલાં જંદ અવસતાનાં પુસતકોને એ હકીકત મલતી આવેછે. ( ) એ અખશરનો ઊચાર આપણા મોબેદો વ નો કરેછે તેબી પરોફેસર બોપના વીચાર સાથે મલતું છે. હવે છેલા આ બેએ અખશર ( ) અને ( )ના ઊચાર વીશે પરોફેસર બોપ અને આપણા ગુજરાતી લખનારાઓ વચે કાંઈએક તફાવત દીશેછે. ગુજરાતી લખનારાઓ ( ) ને ઊ અને ( ) ને વ નો ઊચાર આપેછે; બોપ તેથી ઊલટી રીતે ( ) ને વ અને ( ) ને ઊ લખેછે. તેહમાં ( ) ના દાખલા આ રીતનાછે: જંદ ( ) સંસકરીત वयम: જંદ ( ) સંસકરીત तव; જંદ ( ) સંસકરીત उर्वरा; એ ( ) નો ઊચાર વ થાએછે તે દેખાઈતું છે, અને આપણા લોકો તેહને ઊ બનાવેછે તે ભુલ કોઈ ચંચલ તપાસ કરનાર કદાચ પરોફેસર બોપની મદદ વગર કહી શકે હેવું છે. પણ એ ચુક માતરે શેહેનશાહી જરતોસતીઓનીછે. એ અખશરનો કદમી જરતોસતીઓ જે ઊચાર કરેછે તે બોપના કાએદા મુજબ દરૂસતછે. ( ) નો ઊચાર કોઈ ઠેકાણે વ પણ થાએછે, તોપણ તેહેનો ખરો અવાજ પરોફેસર બોપ ઊ કરીને કરેછે. એ ઊચાર ઈંગરેજી w ને મલતોછે.

( ), ( ), ( ) એ તરણ હરૂફેનો ઊચાર જરતોસતી મોબેદોએ **સ, શ, શ,** મુકીઓછે; તેઓ હાલમાંબી એ ગુજરાતી હરૂફેની પુરતી માહીતગારી રાખતા નથી, તેથી તેઓએ કદાચ ભુલ કીધી હોએ. પરોફેસર બોપે તપાસેલા ઊચાર પરમાણે એ તરણ હરૂફેને બદલે આપણે **શ, ષ, સ,** લખવું જોઈએ.

( ) અને ( ) ને બદલે ગુજરાતી **જહ** અને ઝ દરૂસતછે, તેમાં આપણા લોકો સાથે બોપને જાહાજો તફાવત પડતો નથી.

( ) જંદ ભાશાના એ અખશરનો ઊચાર હ થાએછે તે વીશે પરોફેસર બોપ અને મોબેદોનું મત મલતું આવેછે. સંસકરીતમાં એ હરૂફથી શરૂ થાતાં સંગલા શબદોમાં ( ) ને ઠેકાણે **સ** આવેલોછે તે વાત એ અખશર વીશે તપાસ કરતી વખતે ધેઆનમાં રાખવી જોઈએછે.

𐬥 **ન** એ હરૂફનો અવાજ બોપ આપણા લોકો સાથે એકસરખી રીતે કબુલ કરેછે. ગુજરાતીવાલાઓ જંદમાં 𐬥 હેવો એક બીજો **ન** માંડેછે તે બોપ કબુલ રાખતો નથી.

𐬄, 𐬅 એ બંધે અખશરોના ઊચાર **અં** અને **આં** આપણી સાથે મલતા આવેછે.

𐬢 એ અખશરને આપણા લોકો **ઘ** કરીને લખેછે, અને આગલથી **ન** બોલાએછે હેવું કબુલ કરેછે. બોપના જણાવીઆ પરમાણે એ હરૂફનો ખરો ઊચાર **નગહ** જોઈએ, અને તેહેને **ઘ** ને ઠેકાંણે **ન** લખીએતો વધારે દરૂસતછે. 𐬣 એ અખશરનો ઊચાર પણ 𐬢 ના જેહેવોજછે.

જંદનો બાકીનો અખશર 𐬨 છે તેહેનો ઊચાર ગુજરાતી **મ** નો થાએછે અને તે વીચાર સાથે બોપ મલતો આવેછે. ગુજરાતી લખનારાઓ બીજો એક 𐬩 લખેછે તે બોપ કબુલ રાખતો નથી.

• જંદની નકલ કરનારાઓ પોતાના હરૂફોની ટીપમાં એક બેએ બીજા અખશરો દાખલ કરેછે, તે બાબે પરોફેસર બોપ કસું ધેઆન પોંહોંચાડતો નથી; ધારીઆમેલે લખનારાઓની તરેહેવાર રીતની વલાણથી એ અખશરો ફકત વધેલા છે.

જંદના અખશરોના ઊચાર પરોફેસર બોપના ગરંથપરથી હમોએ ઊપર જણાવીઆછે, અને તેહેનો આપણી સાથેનો તફાવત બતલાવી આપીઓછે, તે હમારા ચંચલ વાંચનારાઓના ધેઆનમાં વધારે રેહે, તથા એકજ નજરથી દરએક હરૂફોનો ઊચાર માલમ પડી આવે એટલા વાસતે, એ અખશરોની એક સલગ ટીપ હમોએ આ ઠેકાણે પરગટ કીધીછે. એ હેઠલ આપેલી ટીપના અખશરોપર ધેઆન રાખીઆથી કોઈબી વાંચનાર સાહેબ ઊપર પરગટ કરેલા જંદ શબદો વાંચી શકસે, અને તેથી તેહેને તે શબદોનો સંસકરીત સાથે સેહેલાઈથી મુકાબલો કરવાને બની આવશે.

જંદના અખશરો સેહેલાઈથી સમજમાં આવેછે. પેહલવી અખશરો પણ ઘણાખરા એજ હરૂફોને મલતાછે. નકલ કરનારાઓના હાથથી

એ અખશરોની વલાણમાં કેટલોએક ફેરફાર થાએઓછે, તે આજ ૫૦ ઈઆ ૧૦૦ વરશની વાતપર લખેલી પોથીઓ તપાસીઆથી આપણા જોવામાં આવેછે. તોપણ હમોએ હેઠલ ઊતારેલા ઝંદ અખશરોની છપ ઘણી ચોકસાઈથી બનાવેલી જણાએછે. હેઠલ પરગટ કરેલી ટીપ માહેલા હરૂફોના ચેઆર ભાગ કીધાછે, તેમાં પેહેલા ભાગના હરૂફો સાદા સ્વરોછે, કે જેહેને ઈંગરેજીમાં "સીમપલ વાવેલ" કરી લખેછે, બીજા ભાગમાં સંધી સ્વર ઈઆને "ડીપઢાંગ", તરીજામાં નીમ સ્વર "સેમીવાવેલ" અને ચોથામાં વીઅંજન ઈઆને "કાનસોનેનટ" આપેલાછે.

**ઝંદ અખશરોનો કોઠો.**

| | | | |
|---|---|---|---|
| અ | ઓ | ક | બ |
| એ | આઓ | ખ | શ |
| અ | આઉ | ગ | ષ |
| ए | | ઘ | સ |
| ઈ | ઈ | ચ | જહ |
| ઈ | ઈ | જ | ઝ |
| ઉ | ઈ | ત્ | હ |
| ઉ | ર | ત | ન |
| ઊ | ર | થ | અં |
| | વ | દ | આં |
| એ | વ | ધ | ન |
| ઉઈ | ઊ | પ | ન |
| આઈ | ક | ફ | મ |

જંદના અખશરોના ઊચાર જણાવીઆ પછી પરોફેસર બોપ પોતાના ગરંથમાં જણાવેલી બીજી ભાશાઓના અખશરો તપાસેછે અને તે સંગલાંનો એક બીજા સંગાથે મુકાબલો કરી જુવેછે. હમો દલગીર છઈએ કે પરોફેસર બોપના આખા ગરંથ માહેલી તરેહ તરેહની સોધોની વીગત અતરે જાહેર કરવાને બનતું નથી. આ બાબત જો હમો લંબાણ કરીએ તો તે હમારા ઘણાખરા વાંચનારાઓને રસીલી લાગે નહી, તોપણ હમો જાણીએછે કે થોડાએકોને કીજે તે અતીસે અગતનીછે. હવે જે હમો બીના લઈજીએછે તે માતરે છુટી અને અગતની જોઈ ચુંટી કાહાડેલીછે, કે તેમાંથી જંદ ભાશા બાબે એ ગરંથકારની સોધ કેહવી મોતેબરી ધરાવેછે તે હમારા વાંચનારાઓને માલમ પડી આવે. બોપે હરૂફોના ઊચારો વીશે જે ઊપર જણાવેલી ખોલ કીધીછે તે ઊપરથી એ ધણીની માહબલ કાબેલીઅત વીશે હમારા વાંચનારાઓ અલબત સારીપેઠે જાણીતા થાએઆ હશે.

ઊચારોની સમજ આપીઆ પછી પરોફેસર બોપ પોતાના ગરંથના બીજા બાબમાં જુદી જુદી ભાશાઓના શબદોનાં મુલ સમજવાનો કાએદો આપેછે, કે તેથી એક ભાશામાંથી બીજી ભાશામાં કોઈ શબદ મલી જાઈ ગુંચવાઈ ગએઓ હોએ તો તે માલમ પડી આવે. જાણે કે, સંસકરીત અને હીંદુસથાનની બીજી કેટલીએક ચાલુ જુબાનોમાં 'પરીત', 'પરેમ', 'પેઆર', એ શબદો આવેલાછે. હવે એ તરણે શબદો આપણે તપાસીએછે તો તેમાં આગલ પાછલ એકુ અખશરનો તફાવત પડેછે, તે તફાવત ધેઆનમાં લેતાં **પર** એ બેએ અખશરો કાએમ રેહેછે, તે એ શબદોનું મુલ દેખાએછે; તેહેને સંસકરીત સાથે સરખાવીએછે તો તેમાં મી બોલ આવેલોછે, તેહેનો અરથ 'પેઆર' થાએછે, તેજ પરમાણે જંદમાં **ઞ્ઠ** "ફ્રી" કરીને લખેલુંછે તેહેનો અરથબી તેજછે, અને વલી ગાઠીક ભાશામાં Frijô "ફ્રીજો" એ બોલ આવેલોછે તેહેનો અરથ થાએછે કે 'હું પેઆર કરૂંછું'. એ રીતે ગાઠીક, જંદ અને સંસકરીતનું એકજ મુલછે હેવું માલમ પડી આવેછે. એ બાબતસર પરોફેસર

બોપે પોતાના ગરંથમાં બારીક કાએદા આપેલાછે, કે તેથી હીંદુ-ઈઊરોપી આન ટોલાની કોઈબી ભાશાના કોઈબી શબદની જડ જલદીથી માલમ પડી શકે. એ મુલોની તપાસ લેતાં પરોફેસર બોપ આગેલ જણાવેલી આઠ ભાશાઓના એકબીજા સંગાથેના મેલાપના બેશુમાર દાખલા બતલાવી ગએઓછે.

પરોફેસર બોપે પોતાના ગરંથનો એક મોહોટો ભાગ જુદી જુદી ભાશાઓની વીભકતી, કે જેહેને ઈંગરેજી વીઆકરણમાં "કેસીસ" કરીને કેહેછે તે બાબતમાં રોકીઓછે. જંદમાં આઠ વીભકતીછે; તે દર એક વીભકતીનો કાએદો જુદા જુદા શબદોને જુદી જુદી રીતે લાગુ પડેછે, તેહેનો પરોફેસર બોપે સારીપઠે ખોલાસો કીધોછે. જંદની વીભકતીનો કાએદો સંસકરીતને ઘણોખરો મલતો આવેછે. આ હેઠલ પર ગટ કરેલા બેએ દાખલા ઊપરથી જંદ ભાશામાં જુદી જુદી વીભકતીથી શબદોનો કાંઈએક ફેરફાર હમારા વાંચનારાઓના ધેઆનમાં આવશે; એ માહેલા પેહેલા દાખલાને કીજે "વેહરક" એટલે કે "વરૂ" અને બીજા દાખલાને કીજે "બરાતર" એટલે ભાઈ એ બેએ પુલીંગ નામ કામે લગાડીઆંછે.

**એક વચન.**

| | જંદ. | જંદ. |
|---|---|---|
| ૧.* | વેહરકો. | બરાત. |
| ૨. | વેહરકેમ. | બરાતરેમ. |
| ૩. | વેહરક. | બરાતર. |
| ૪. | વેહરકાઈ. | બરાતરે. |
| ૫. | વેહરકાત. | બરાતરત. |
| ૬. | વેહરકહે. | બરાતરસ. |
| ૭. | વેહરકે. | બરાતરી. |
| ૮. | વેહરક. | બરાતરે. |

* એ વીભકતીના હમોએ આંકડા માડીઆછે તે આ રીતે વાંચવું: ૧, કરતા કારક. ૨, કરમણી દુવીતીઆ. ૩, કરમપદ વીશ્ચક. (સાધક) ૪, સંપરદાન. ૫, ઉપાદાન. ૬, શશટીકારક. ૭, અધી કરણ. ૮, સંબોધન.

બેએ નામ.

| | જંદ. | જંદ. |
|---|---|---|
| ૧, ૨, ૮. | વેહરકા. | બરાતરાઊ. |
| ૩, ૪, ૫. | વેહરકએઈબીઅ. | બરાતરબીઅ. |
| ૬, ૭. | વેહરકઈઓ. | બરાથરો. |

અનેક વચન.

| | જંદ. | જંદ. |
|---|---|---|
| ૧, ૮. | ..........* | બરાતરઓ |
| ૨. | વેહરકન. | બરાતરેઅઉસ. |
| ૩. | વેહરકાઈસ. | બરાતરેબીસ. |
| ૪, ૫. | વેહરકેઈબીઓ. | બરાતરેબીઓ. |
| ૬. | વેહરકનઅંમ. | બરાથરઅંમ. |
| ૭. | વેહરકેશવ. | ..........* |

સ્ત્રિલીંગ અને નપુસકલીંગ નામોની વીભકતી એ કરતાં કાંઈએક ફેરફાર આવેછે. જેણે જંદની વીભકતીની પુરતી રીતે તલાસ કરવી હોએ તેહેને બોપનો ગરંથ વાંચવાની હમો મજબુત ભલામણ કરીએછે; તે મધે એ બીનાની સંગલી તરફ ધેઆન પોહોંચાડીઆમાં આવીઊંછે. હમો અતરે એટલુંજ જણાવીએછે કે સંસકરીત શીખીઆથી જંદની વીભકતીઓ સમજવાને ઘણું સેહેલું પડેછે.

પરોફેસર બોપનાં પેહેલાં દફતરનો બાકીનો ભાગ વીશેષણની બાબતમાં રોકાએલોછે. એ પરોફેસર કેહેછે કે જંદ અને સંસકરીતનાં વીશેષણના પાછલા અખશરોનો ફેરફાર નામની માફકજછે, તે આપણાં ગુજરાતી વીઆકરણના કાએદાને મલતું આવેછે. એ પછી વીશેષણના જે ફેરફારથી ગુણોનો અંગશ માલમ પડેછે, તે બાબે પરોફેસર બોપ લખેછે કે જંદમાં એ અંગસ [Avestan] "તર" અને [Avestan] "તેમ" ની જોડણીથી થાએછે. જેમકે, જંદ [Avestan] "હડસકો" એટલે "સુકું" અને [Avestan] "હડસકોતર" એટલે "વધારે સુકું"; જંદ

* એ વીભકતી લગાડવા વીશે બોપને કોઇ ચોકસ દાખલો મલી આવીઓ નથી.

𐬯𐬞𐬆𐬧𐬙𐬀 "સપેંત" એટલે કે "પવીતર" અને 𐬯𐬞𐬆𐬧𐬙𐬋𐬙𐬆𐬨𐬀 "સપેંતોતેમ" એટલે કે "વધારે પવીતર". એ પછી બોપે સંખીઆ વીશેષણ અને કરમ સંખીઆ વીશેષણપર ધેઆન પોંહોંચાડીઊંછે. સંખીઆ વીશેષણમાંથી જુદી જુદી ભાશાઓના આંકો આ બીના સાથે ટાંકેલા છુટા કોઠામાં "ગણીતના આંકો" હેવાં મથાલાંથી આપીઆછે.

પરોફેસર બોપના ગરંથના ઈંગરેજી તરજુમાનું બીજું દફતર સરવનામોથી શરૂ થાએછે. બોપ પુરવાર કરી આપેછે કે હીંદુ-ઈઊરોપીઆન ટોલાની ભાશાઓ મધે નાંમો જેમ અસલછે તેજ પરમાણે સરવનામો પણ છે; અને એ ભાશાઓમાં શબદના બીજા ભેદો કરતાં સરવનામ એકબીજાંમાં ઘણો મજબુત સંબંધ બતલાવેછે. જે પરમાણે ગુજરાતીમાં "હું" અને "તમો" એ પરથમ અને દુવીતઅ પુરસનાં સરવનામોછે, અને તે શબદોથી લીંગનો ભેદ માલમ પડતો નથી, તેજ પરમાણે સંસકરીત, જંદ અને હીંદુ-ઈઊરોપીઆન ટોલાની સંગલી ભાશાઓનો એકસરખો કાએદોછે. સરવનામોની તપાસથી પરોફેસર બોપે હીંદુ-ઈઊરોપીઆન ભાશાઓ વચ્ચે ઘણો બારીક અને ભરોસો રાખીઆ જોગ સંબંધ બતલાવી આપીઓછે. જંદમાં પરશનારથક સરવનામની નીશાંન, બોપના જણાવીઆ મુજબ, "ચી" એ અખશરથી થાએછે, તે નીશાન હાલ આપણે ફારસીમાં ખોલાસાથી વપરાતી જોઈએછે.

પરોફેસર બોપના ગરંથનો સઊથી તારીફ લાએક અને તેજ પરમાણે સઊથી કઠણ બાબ કીરીઆપદો વીશેછે. એ બાબતમાં બોપના ગરંથના ઈંગરેજી તરજુમાનું આખું તરીજું દફતર અને બીજાં દફતરનો મોહોટો ભાગ રોકાએલોછે, તે માહેલી જંદ ભાશાને લગતી જીજ વીગત હુમો અતરે જણાવીએ છઈએ. જંદમાં ફારસીની માફક સરવનામો કીરીઆપદને છેડે મલી શકેછે અને તેજ પરમાણે સંસકરીતમાં પણ છે, જેમકે—

| | | |
|---|---|---|
| 𐬨𐬭𐬏𐬨 | મરૂમ. | "હું બોલીઓ." |
| 𐬨𐬭𐬏𐬱 | મરૂસ. | "તું બોલીઓ." |
| 𐬨𐬭𐬏𐬝 | મરૂત્ | "તે બોલીઓ." |

એ કાએદો સંસકરીતને પણ મલતોછે, અને એ સવાએ કીરીઆપદથી શબદોની જોડણીમાં ઘણે ઠેકાંણે એ બંધે ભાશાના કાએદા એકસર ખાછે અથવા તેમાં ઘણોજ જુજ તફાવત ધરાવેછે. જંદનાં કીરીઆપદોની જોડણીમાં અનેક વચન તથા કાલ કેહેવો તફાવત કરેછે તે હેઠલ પરગટ કરેલો અને ઊપલો દાખલો સરખાવીઆથી માલમ પડેછે, તથા એજ કોઠાઓ ઊપરથી હમારા વાંચનારાઓને કીરીઆપદમાં જંદ અને સંસકરીતનો મેલાપ માલમ પડી આવશે.

| સંસકરીત. | જંદ | |
|---|---|---|
| દદામિ. | દધામિ. * | "હું આપું." |
| ભરામિ. | બરામિ. | |
| વહામિ. | વજામિ. | |

એ દાખલો હમારા વાંચનારાઓ જોશે કે, પરથમ પુરસ એક વચનનોછે, તે અનેક વચનમાં આ રીતે લખાએછે:

| સંસકરીત. | જંદ. |
|---|---|
| દદમસિ. | દદ્મમહિ. |
| ભરામસિ. | બરામહિ. |
| વહામસિ. | વજામહિ. |

એજ શબદોને દુવીતીઅ પુરસમાં મુકીએ છઈએ:—

| **એક વચન.** | | | **અનેક વચન.** | |
|---|---|---|---|---|
| સંસકરીત. | જંદ. | | સંસકરીત. | જંદ. |
| દદાસિ. | દધાહિ. | "તું આપે". | દદયાત. | દયધયાત. |
| ભરસિ | બરહિ. | | ભરાત. | બરાત. |
| વહસિ | વજહિ. | | વહાત. | વજાત. |

* આ માફક સંગલે ઠેકાંણે હમારા વાંચનારાઓએ ધેઆંનમાં રાખવું જોઇએ કે જંદના શબદોના ગુજરાતી ઉચ્ચાર હમોએ શંગલી જગોએ બોપના કાએદા પરમાંણેજ લીધેલાછે; નહીતો આ "દધામિ" બોલ આપણા લોકોના કાએદા પરમાંણે "દદામે" કરી વંચાશે.

તરતીબ પુરસમાં મુકીઆથી એ શબદો આ રીતે ફેરવાએછે:—

| એક વચન. | | | અનેક વચન. | |
|---|---|---|---|---|
| સંસકરીત. | જંદ | | સંસકરીત. | જંદ |
| દાદાતિ | દધયતિ. | "તે આપે." | દદતિ. | દદેનતિ. |
| બરતિ. | બરયેતિ. | | ભરનતિ. | બરેનતિ. |
| વહતિ. | વજયેતિ. | | વહનતિ. | વજેનતિ. |

પરોફેસર બોપના ગરંથની તપાસ હમો આ જગોએ બંધ કરીએછે; એ ગરંથના છેલા ભાગ (કીરીઆપદ) વીશે જંદ અથવા સંસકરીત ભાશાઓની વગર માહીતગારીએ કાંઈબી ભરોસો રાખીઆજોગ ખોલાસો કરવાને હમારેથી બનતું નથી. બોપના ગરંથમાં જંદનું સલગ વીઆકરણ દાખલ કીધું નથી, કે જેથી એ કામ બનવાને સેહેલું પડે; તે મધે માતરે આઠ જુદી જુદી ભાશાઓને એકબીજા સાથે સરખાવી જોઈછે, તેમાં વીઆકરણના જે ભાગની અગત પડીછે તેહેનો એ પરોફેસરે પુરતો ખોલાસો કીધોછે. તોપણ બોપનો ગરંથ ધેઆન રાખી શીખીઆથી જંદનાં વીઆકરણનો એક મોહોટો ભાગ આપણે હાથ આવે, અને તેજ કાએદાપરથી કોઈ કાબેલ પુરસ બાકીનું વીઆકરણ સમપુરણ કરી શકે તેમાં શક નથી. એ કામસર સંસકરીત ભાશા શીખવાની અગતછે, કાંએકે હમોએ ઊપર એક કરતાં વધારેવાર જણાવીઆ મુજબ જંદ અને સંસકરીતનાં વીઆકરણના કાએદા એકબીજા સંગાથે મોહોટો સંબંધ રાખેછે.

પરોફેસર બોપે "કમપારેટીવ ગરામર" પરગટ કરીઆ પછી પોતાની સોધ આગલ ચલાવીછે, તેમાં સેલટીક તથા મલાહી અને પાલીનેસીઅન ભાશાઓ બાબે તેણે કેટલીએક જાણવાજોગ ખોલ કીધેલીછે. તે બીના એ ધણીએ પોતાના આ ગરંથ સાથે મેલવી દીધી હોએ હેવું હમારા જાણીઆમાં આવીઊં નથી. હાલમાં ઈંગલંડ મધે નામદાર ઈસટ ઈનડીઆ કંપનીના ખરચથી હીંદુઓનો રીગવેદ, કે જેહેને કેટલાએક લોકો "રૂગવેદ" કરીને પણ કહેછે તે, ફરીને છપાએછે, તે વીશે

હેવી ખબર મલીછે કે તે માહેલા શબદોના ઊચાર કેઈ રીતે કરવા જોઈએ તેહેની નીશાનો સાથેની એક નકલ હાથ આવેલીછે, તે અસલ ઊપરથી વેદનો એ ભાગ છાપીઆમાં આવશે. એ ખબર સાંભલીને પરોફેસર બોપે હેવું જાહેર કીધુંછે કે જેમ તેણે ભાશાઓની જોડણી અને શબદોનાં મુલ એક બીજા સાથે મેલવી આપીઆંછે, તેજ પરમાણે હર કોઈ શબદોપર કીએ ઠેકાંણે ભાર મુકીને બોલવું, અને કીએ ઠેકાંણે અલગું બોલવું, તે બાબેનો સંબંધ સંસકરીત અને ઈઊનાની ભાશાઓની તપાસ ઊપરથી તે મેલવી આપવાને તઈઆરછે; અને રીગવેદ નીકલીઆ પછી એ બાબેનું એક પુસતક કાહાડવાની તેણે કબુલાત આપીછે.

[જગત પરેમી, ડીસેમબર ૧૮૫૨.]

---

# જંદ અને પેહલવી ભાશાઓની બાબતમાં પરોફેસર ફરેડરીક ઈસપીગલે કરેલી સોધ વીશે.

ઈઊરોપખંડ મધે અને તેમાં અગત કરીને જરમની દેશમાં આગલા જમાનાની નામીચી જુબાનો તાજી કરવાની બાબતમાં જે જે વીદીઆવાન માણસોનાં નામ હાલ આપણા જાણીઆમાં આવીઆંછે, તેઓમાં જરમની મધે એરલાનગનની મદરેસાવાલો પરોફેસર ફરેડરીક ઈસપીગલ દુનીઆંના કાબેલો વચ્ચે તારીફ લાએક રીતે જાહેર થાએઓછે. એ ધણીનું નામ આજ થોડીએક મુદત થાઈ હીંદુસથાન મધે ઘણીવાર વાપરીઆમાં આવીઊંછે, અને તે પોતાના દેશના પંડીતોમાં ઊગમણ પરાંતના એલમની બાબતમાં ઘણો નામીચો ગણાએછે. એ પરોફેસરે આજ કેટલાંએક વરશ થાએઆં જંદ અને પેહલવી ભાશાની બાબતમાં ઘણોજ વખાણવાજોગ અભીઆસ માંડીઓછે, અને તેહેની સોધથી જેબ પાંમેલી કેટલીએક બીનાઓ ઈઊરોપખંડ મધે આજ જુજ વરશમાં પરગટ થાઈછે, અને બીજી જાહેર થવાની વકી રાખીઆમાં

આવેછે. હમો જોવાથી ખુશી છઈએ કે એ નામીચા પરોફેસરને તેહેની તલાસને લગતી બાબતો વીશે મુંબઈના જરતોસતીઓ તથા બીજા વીદી આવાન શખસો સાથે કાગજ પતરોનો વેહેવાર ચાલેછે, તેથી એ ધણીના હાથથી ખુબી પાંમેલી ઘણીએક મોતેબર બીનાઓ આપણને હવેપછી મલી આવવાની ઊમેદ થાએછે.

પરોફેસર ઈસપીગલે જંદ અને પેહલવી ભાશાઓ તાજી કરવાના જે ઈલાજો કરવા ધારીઆછે તેહેવા ઈલાજો ઈઊરોપખંડમાં પરસીધ થાએલા આગલ આપણા જોવામાં આવીઆ નથી. એ પરોફેસરનો હેવો વીચારછે કે અવસતા જુબાનનાં જે કાંઈ પુસતકો આ જમાનામાં સાબેત રહેઆંછે, અને તેઓનો આંકુટીલ ડ. પેરોંએ ઈઊરોપીઆન વાંચ નારાઓને કીજે ફરેંચ ભાશામાં તરજુમો કીધોછે, તે તરજુમો ભરોસો રાખીઆજોગ નથી; અને આંકુટીલના આધાર ઊપરથી જે લોકોએ અવ સતાનાં દફતરો વીશે પોતાની સોધ ચલાવીછે તથા તે ઊપર વીચારો આપીઆછે તે આધાર સંગલો ભુલ ભરેલોછે, વાસતે એ બાબેની તલાસ નવેસરથી કરવાની મોહોટી અગતછે. એ કારણસર પરોફેસર ઈસપી ગલે એક ઘણુંજ માહભારત કામ પોતાને માંથે ખેંચી લીધુંછે, તેમાં તેણે હેવી ધારણા રાખીછે કે અવસતાનાં ઘણાંખરાં પુસતકો જેહેવાં કે વંદીદાદ, વીસપરદ, ઈજશને, ઈતીઆદી, એઓને પુરાની અને સહી ઠેડ વેલી નકલો ઊપરથી ખુદ જંદ હરૂફેમાં છાપીને એકવાર તમામ પરગટ કરવાં, અને તેઆરપછી તેજ દરએક પુસતક સમજાવવાને કીજે આગલા જમાનાના જરતોસતીઓએ, અવસતાની માંએની સમજાવવાને કીજે, પેહલવીમાં જે સરેહ કીધીછે તે સરેહ સાથેનાં બીજાં ચોકસ દફતરો પરગટ કરવાં, અને તે પછી એ સંગલાંનો જરમન ભાશામાં તરજુમો આપવો.

એ ભલામણ પરથમ જાહેર કરતી વખતે પરોફેસર ઈસપીગલે "જરમન પુરવ મંડલી" ની નજદીક એક પતર વાંચીઓ હતો, તેમાં તેણે અવસતાનાં પુસતકોના નવા તરજુમાની મોહોટી અગત ઘણી મજ બુતીથી બતલાવી હતી. એ પરોફેસર હેવો વીચાર આપેછે કે અવસ

તાના ફરેંચ તરજુમા મધે પેરોંને હાથની જે બેહદ ગલતી નજર આવેછે, તે બાબે ઘણા લોકો હુવો વીચાર જણાવેછે કે એ ગલતી પેરોંની પોતાની ખાંમીથી ઊતપન થાઈતી નહી; પણ એ ફરેંચ ગરંથકારને સુરત મધે જે દસતુરોએ ઈરાનની પુરાતમ જુબાનોની તાલીમ આપી હતી તેઓએ તેહેને ભુલમાં નાખીઓ હતો, વાસતે તે દસતુરોને માંથે એ ઠપકો નાખવો ઘટેછે. પણ ઈસપીગલ પોતાનું હેવું મત જણાવેછે કે નેરીઓસંગ ધવલે અવસતાના જે ભાગનો સંસકરીતમાં તરજુમો કીધોછે તે તરજુમો ઘણુંકરીને ચોકસ અને અસલ માફક કીધેલોછે, પણ પેરોંનો તરજુમો તેથી ઘણો ફરક ધરાવેછે, અને હીંદુસથાનના પારસીઓ નેરીઓસંગ જેહેવી ખરી સતા મુકીને થોડી સદીમાં ભુલમાં પડીઆ હોએ, અને પેરોંને ખોટું સમજાવે હેવું તેહેના માનીઆમાં આવતું નથી. ઈસપીગલ ધારેછે કે પેરોં જે દસતુર પાસે શીખતો હતો તે દસતુરે જંદ લફજોની એક ફરહંગ બનાવીને તેહેની ફારસી માંએની પેરોંને લખી આપી હતી, તે ઊપરથી પેરોંએ પોતે વમાસી તથા ગોઠવીને ઈઊરોપખંડની ભાશામાં અવસતાનો તરજુમો કરીઓ હતો. પેરોંના નામીચા ગરંથપર એ ઠપકો થોડો નથી, પણ પરોફેસર ઈસપીગલને તે જાહેર કરવાની ફરજ પડીછે; તોપણ એ ધુનધી ફરેંચમેને મોહોટી જેહેમત અને દરવથી અવસતાનાં દફતરો ઈઊરોપખંડમાં પેહેલવેહેલાં જાહેર કીધાં હતાં તે બાબે ઈસપીગલ તેહેનાં નામને ઘણી શાબાશી આપેછે.

અવસતાનાં પુસતકોની સમજને કીજે તેહેનો હુજવારેશ ઈઆને પેહલવી તરજુમો ઘણો અગતનોછે, હેવું ઈસપીગલ લખી જાએછે. એ કાબેલ શખસના જણાવીઆ પરમાણે પેહલવી જુબાનનું પુરાતમપણું ઈરાનના પાહડોપર કોતરેલી તખતીઓ તથા સીક્કાઓથી પુરવાર થાએછે, અને કેહેછે કે સાસાનીઆન પાદશાહોના વખતમાં ઈરાન મધે એ જુબાન ચાલુ હતી. પરોફેસર ઈસપીગલ જણાવેછે કે અવસતા સમજવાને કીજે પેહલવી તરજુમો અતીસે અગતનોછે, તોપણ તેમાં જુજ ગલતી આવીઆ વગર રેહેતી નથી. કેટલેએક ઠેકાંણે પેહલવી તરજુમામાં જે વાકીઅ

દાખલ કીધાછે તેહેના અસલ અવસતા આપણા જોવામાં આવતા નથી; અને કોઈવાર માંએની પણ ઘણીજ કઢંગી અને ગુંછવણ ભરેલી દેખાએછે; તે ઊપરથી હેવું ધારીઆમાં આવેછે કે પાંછલના વખતમાં કોઈએ એ તરજુમામાં થોડેએક ઠેકાણે ફેરફાર કરીને પોતાની તરફથી વધતું ઓછું કીધેલું છે.

ઈસપીગલ કેહેછે કે પેહલવી ભાશાની આપણી માહીતગારી જો ઘણી પુખત હોએ તો તવારીખને કીજે તેમાંથી મોહોટી મદદ મેલવવાની આપણને ઊમેદ થાએછે, કાંએકે એશીઆખંડમાં સાસાનીઆંનોનું જે બેનજોરગ રાજ થાઈ ગએઊંછે તે અંમલમાં એ ભાશા ચાલુ હતી. ઊપલી સંગલી પેહલવી ભાશા વીશે ઈસપીગલ જે કાંઈ બોલેછે તે ભાશાને તે પુરાતમ પેહલવી અથવા હુજવારેશનું નામ આપેછે, અને તે વાતને અતરેના જરતોસતીઓનો વીચાર મલતો આવેછે. પતેત, આફરીન, મીનોખેરદનો તરજુમો, ઈતીઆદી વીશે ઈસપીગલ લખેછે કે તેહેની જુબાંન અસલ પેહલવી નથી, પણ સાસાનીઆનોના વખત પછીની હુજવારેશ ઊપરથી તે ઊતરતી જુબાનછે. એ વાતનેબી અતરેના દસતુરો મલતા આવેછે, કાંએકે પતેત, આફરીન, ઈતીઆદીને તેઓ પેહલવી જુબાનમાં નાખતા નથી, પણ પાજંદ જુબાન કરીને કેહેછે, અને આપણા લોકોની એ પાજંદ જુબાનને ઈસપીગલે “પારસી” જુબાનનું નામ આપીઊંછે, અને હેવું કેહેછે કે પાજંદનો અસલ અરથ એક કેતાબનું નામછે તે નામ પેહલવીની સરેહને લાગુ પડેલુંછે. એ કાબેલ શખસે આપણી પાજંદ (અને તેહેનાં આપેલાં નામ પરમાણે પારસી) જુબાનનાં વીઆકરણની એક કીમતી ચોપડી બનાવીછે, તે પુસતક વીશે ઘણાખરા જરતોસતીઓ ખબર રાખતા હોએ હેવું લાગતું નથી, પણ તેઓના મજહબનાં દફતરોની સમજને કીજે એ પુસતક ઘણુંજ ઊપીઓગીછે; તે જો ચોકસ હોએ તો હીંદુસથાનના પારસીઓને કીજે તેહેનો તરજુમો કરવાની મોહોટી જરૂરછે.*

* જુવો મુંબઈવાલી બરાંચ રાએઅલ એશીઆટીક શોસાએટીનાં ૧૬ માં દફતર મધે રેવરંડ જે મરે મીચલે લખેલી બીનાં.

હમોએ ઊપર જણાવીઊંછે કે અવસતાનાં દફતરો અસલ જંદ હરૂફે છાપવા તથા તેહેનો પેહલવી તરજુમો અને પછી જરમન ભાશામાં તરજુમો કરવાનું કામ પરોફેસર ઈસપીગલે પોતાને માંથે લીધુંછે, અને હાલ તેણે વંદીદાદનું દફતર એ રીતે છાપી બાહેર કાહાડીઊંછે, અને અવસતાના એક ભાગનો જરમન ભાશામાં કીધેલો તરજુમો પણ તરત નીકલેલોછે. પરોફેસર ઈસપીગલે ફકત જંદ હરૂફમાં જે વંદીદાદ છપાવીઓછે તેહેની એક નકલ હમારા જોવામાં આવીછે; તેમાં પેહેલા ભાગમાં આ સફાનાં કદ જેટલા ૧૧૨ સફામાં વંદીદાદની દસ ફરગરદ આવેલીછે, અને તેટલીજ બીજી હદમાં તેહેનો બાકીનો ભાગ સમાપત થાએઓછે. એ વંદીદાદ ઘણાજ સોભઈતા અને ચોકસ હરૂફેથી છાપેલોછે, તે જરમન લોકોની છાપવાની કારીગીરીને ઘણું માન આપેછે. અવસતાના જે ફકરાઓનો પેહલવીમાં તરજુમો આપેલો નથી, તે સંગલા ફકરા પરોફેસર ઈસપીગલે ચોરસ કાપણીના વલાએઆમાં નાખીને એલાહેદા બતલાવીઆછે. એ ઊપરાંત એ વંદીદાદ અસલ હરૂફથી છાપવાનાં કામમાં ચોકસાઈને કીજે પરોફેસર ઈસપીગલે ઘણીએક મેહેનત લીધેલી જોવામાં આવેછે. વંદીદાદના જે ભાગનો પરોફેસર ઈસપીગલે જરમન જુબાનમાં તરજુમો બનાવીઓછે તેમાં એ વીદીઆવાન ગરહસથની મોહોટી માહીતગારી સાબેત થાએછે. એ કાબેલ પુરસે જંદ અને પેહલવીનો સંગલો એલમ કોઈ ઊસતાદની મદદ વગર ખુદ પોતાની કોશેશથી અખતીઆર કીધોછે. અવસતાનાં દફતરોનો આંકુટીલ ડ. પેરોંએ ફરેંચ ભાશામાં જે તરજુમો કીધોછે તે કરતાં ઈસપીગલનો તરજુમો ઘણી તરેહેથી સરશ અને સુધછે તેમાં કાંઈ શક નથી.

પરોફેસર ઈસપીગલે અવસતાનાં પુસતકો અને તેઓનો તરજુમો કરવાનું કામ ફકત માંથે લીધું નથી; તેણે એ પુસતકો માંહેથી જરતોસતી મજહબને લગતી ઘણીએક બીનાઓપર ધેઆન આપીઊંછે, અને તે વીચારો જરમની મધે વીદીઆવાંન મંડલીઓનાં દફતરોમાં પરગટ

થાએઆછે; તે માહેલી એક બાબત અતરે જાણવાજોગછે. આંકુટીલ ડ. પેરોં જે રીતે અવસતાનો તરજુમો કરી ગએઓછે, તે ઊપરથી ભુલ ખાઈને ઈઆ જરતોસતીઓને તેઓના મજહબ સંબંધી અંદેશો ઊપજાવવાને કીજે કેટલાએક ઈઊરોપીઆનો હેવો વીચાર આપી ગએઆછે કે જરતોસતી દીનનાં દફતરોમાં આ દુનીઆંની પેદાસની સઊથી મોહોટી બોજોરગી "જરવાન અકરને" ઈઆને બેકીનાર જમાનાને આપેલીછે, અને એ "જરવાન અકરને" માંથી અહુરમજદ અને હેરેમનની પેદાસ થાઈ હતી. એ ઊપરથી એ વીચાર આપનારાઓ અહુરમજદના હાથમાંથી ખોદાતાલાની સંગલી બોજોરગી દુર કરવા માંગેછે, અને તેથી જરતોસતી લોકો જેઓ અહુરમજદને સરવે ચીજનો પેદા કરનાર અને બાલાતર ગણેછે, તેઓનું દીલ પોતાનાં મતથી હેવા ઊલટા વીચારો સાંભલીને ઘણો કચવાટ પાંમેછે. હમારા જે જરતોસતી વાંચનારાઓ આજ દસ વરશની વાતપર મુંબઈ મધે ઈસાઈ ધરમના ઊપાધીઆ અને માજદીઅસનાંનો વચ્ચે ચાલેલી તકરારોથી વાકેફ હશે તેઓને ઈઆદ હશે કે "જરવાન અકરને" અહુરમજદ કરતાં બુલંદછે હેવો જે ઠપકો એક ખરીસટીઆન ઊપાધીઆ ડાકટર ઊલસને માજદીઅસની દીનપર મુકીઓ હતો તે બાબે અતરે જોશા ભરેલી ભાંજઘડ ચાલી હતી, અને અતરેના જરતોસતીઓએ ઘણી ખાતરી થાએ હેવી દલીલોથી બતલાવી આપીઊં હતું કે તેઓ અહુરમજદ કરતાં કોઈ બીજાને સરશ માન આપતા નથી. એ ખોલાસો કીધા છતાં ડાકટર ઊલસને પોતાની ચુક કોઈ વેલાએ કબુલ કીધેલી હમારા જોવામાં આવી નથી. પણ હમારા વાંચનારાઓ અચરત થાએઆ વગર રેહેશે નહી કે અવસતાનાં દફતરોના આધાર ઊપરથી એજ તકરાર આજ કેટલાંએક વરશની વાતપર ઈઊરોપખંડમાં ચાલી હતી; તેમાં એક તરફ પરોફેસર ઈસપીગલ હતો અને બીજી તરફ ડાકટર શલાટમાંન હતો. ઈસપીગલે પરથમ એ બીનામાં આંકુટીલ ડ. પેરોંની ચુક બતલાવી હતી, અને હેવું જાહેર કીધું હતું કે જરતોસતી મજહબમાં "જરવાન અકરને" નું નામ ખોદાઈ હક સાથે

લાગુ કીધેલું નથી. એ બાબતમાં અવસતાના સખિથી તકરાર કરવાજોગ શબદો આ રીતે આવેલાછે: [illegible] "દથત સપેનતો મેનીઉશ દથત જરવાને અપકરને," ઈઆને "સપેનતો મેનીઓશ ઈઆને નુરમંદ સાહેબે, ઈઆને અહુરમજદે, પેદા કીધું; બેકીનાર જમાનામાં પેદા કીધું." બીજાઓ વીઆકરણની ખાંમીથી લખેછે કે બેકીનાર જમાનાએ સંગલું પેદા કીધું, તે ઈસપીગલના જણાવીઆ મુજબ ચુકછે; તેહેનો ખરો અરથ એમ થાએછે કે સંગલું બેકીનાર જમાનામાં પેદા થાઈશે, અને તે અહુરમજદથી પેદા થાઈશે. ઈસપીગલના એ વીચાર સાથે રૂગવેદ પરગટ કરનાર ડાકટર મુલર, તથા અવસતાના રોમન હરૂફથી કોશ સાથેનાં પુસતકનો બનાવનાર ડાકટર બરાખશ, તથા સંસકરીતનો નામીચો ઉસતાદ ડાકટર રાઠ અને બીજા કાબેલ પુરસો એકમલતા થાએછે. પરોફેસર ઈસપીગલના વીચારની સાંમણે ડાકટર શલાટમાને એક બીનાં પરગટ કીધી હતી, તેમાં તેણે અવસતાનો આધાર લીધોતો નહી, પણ "જરવાન" એ નામ પરમેશ્વરનુંછે હેવું બાબલ તથા આરબસતાનના લોકોના આગલા મજહબ ઉપરથી જાહેર કીધું હતું. એ બાબતનો ઈસપીગલે ખાતરી ભરેલો ઉતર વાલીઓ હતો, કે બાબલનાં લોકોમાં અથવા આગલા આરબોમાં એ નામ ગમે એ રીતે આવેલું હોએ, પણ જરતોસતી મજહબમાં "જરવાન" ને અહુરમજદ ઉપર બોજોરગી આપી નથી, અને તેમાં સખિનો સરદાર અને પેદા કરનાર અહુરમજદનેજ ઠેરવેલોછે. શલાટમાને એ તકરારનો જવાબ આપીઓ નથી. માજદીઅસની દીનના એક ઘણાજ અગતના કાનુન વીશે પારકાં દેશવાલાઓ હાવી હીમત અને મજબુતીથી તકરાર ચલાવે કે જેમાં જરતોસતીઓમાં તેઓનો કબુલેલો એતેકાદ અંતે ખરો ઠરે તે વાતથી ઈઉરોપ ખંડના કાબેલો તેઓપર થોડો ઉપકાર કરતા નથી. ઈસપીગલે એજ પરમાણે અવસતાના આધાર ઉપરથી આખર જમાનાની બાબતમાં તથા બીજી બીનાઓ વીશે સમજ આપીછે.

અવસતાનાં દફતરો વીશે ઈસપીગલ હેવું મત આપેછે કે તે સંગલાં દફતરો એકજ જમાનામાં બનીઆં નથી. ઈજશનેનાં દફતરનો પાછલો ભાગ સઊથી પુરાના અવસતાછે, અને વંદીદાદ તે પછીના વખતનોછે, અને ઈજશનેનો પેહલો ભાગ તથા ઈઅશત તેઆરપછીનો ભાગછે. એ મત પારસીઓનાં ધરમ સંબંધી ચાલુ એતેકાદ સાથે મલતું આવતું નથી; પણ ઈસપીગલ અવસતાનાં જુદાં જુદાં દફતરોની એબારત ઊપરથી હેવો વીચાર બતલાવી શકેછે. પરોફેસર ઈસપીગલની સોધની કાએનાત મજબુત અને નવાઈ જેહેવીછે, અને તેહેની બોહોલી માહીતગારી ઊપરથી જંદ અને પેહલવી ભાશાની સમજની બાબતમાં ઈઊરોપખંડના બીજા વીદીઆવાનોપર તે શેવટે વધારે સોભી નીકલે હેવી નીશાણો દેખાએછે.

[જગત પરેમી, મેએ ૧૮૫૩.]

# જરતોસતી લોકોનાં ધરમ પુસતકો
તથા
# એ પુસતકોની ભાશા અને પુરાતમપણાં વીશે
# નીબંધ. †

## બાબ ૧ લો.

### જંદ ભાશાની બાબદમાં.

૧. દબેસતાંન કેતાબનો નામીચો બનાવનાર મોહોશન ફાંની પોતાની કેતાબની પેહલી નજર મધે શેપાસીએ લોકોની હકીકતમાં લખી જાએછે કે આએ દુનીઆંમાં આદમીઓની વસતીનો જે દોર હમણાં ચાલુછે તેહેની આગમજના જમાનાનાં દોર મધેથી તમાંમ આદમીઓ તારાજ થાએઆ પછી મેહેઆબાદ નામનો એક મરદ તથા તેહેની એક ઓરત એ બંનેનું જોડું સલાંમત રહીઊં હતું, અને તે જોડાં મધેથી આએ ચાલુ દોરને કીજે દુનીઆં મધે આદમીની વસતી ફરીને શરૂ થાઈ હતી. એજ લખનારનાં જણાવેઆ પરમાંણે મેહેઆબાદનું વતન ઈરાન જમીનમાં હતું, અને મેહેઆબાદનાં વંશથી આદમીની જે વસતી થાઈ તે વસતી પણ ઈરાન મધે પરથમ એકઠી થાઈ હતી. એજ કેતાબની બીજી હકીકત ઊપરથી હેવી સમજ ઊઠેછે કે મેહેઆબાદી ટોલાનાં લોકોનો પેહલો મુકાંમ ઈરાનના ઊતર તરફના ભાગમાં હતો.

---

† "સર જમશેદજી જીજીભાઈ ટરાનશલેશન ફંડ" ના ટરસટી સાહેબોએ ઈસવી સને ૧૮૫૬ નાં વરશમાં મુંબઇનાં ગુજરાતી વરતમાન પતરો મધે જાહેર ખબર છપાવીને ઉપલાં મથાલાં મધે જણાવેલી બાબદ ઉપર જે કોઈ જરતોસતી સઉથી સરશ એક રીસાલો લખે તેહેને એ ફંડ મધેથી રૂ૫૦૦) નું ઈનામ આપવાનું જાહેર કીધું હતું. એ જાહેર ખબરની સરત મુજબ એ ઇનામ મહને મલીઉં હતું, અને માહારા એ રીસાલાની ૧૦૦૦ નકલો એ ફંડને હીસાબે સને ૧૮૫૮ માં છાપવામાં આવી હતી, અને તે પછી તેહેની ૧૫૦૦ નકલોની બીજી આવરતી એજ શાલમાં મરહુમ સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટના ખરચથી પરસીધ થાઈ હતી.

૨. દબેસતાંન કેતાબની ઉપલી હકીકત વીશે ઉગમણ પરાંતના એલમમાં વખણાએલો આલમાં સર ઉલીઅમ જોનસ આએ રીતે લખેછે કે—"આએ (દબેસતાંન) કેતાબથી ઈરાન દેશની ઘણી પુરાતમ "તવારીખ તથા આદમીઓનાં ટોલાંની વારતાઓ ઉપર મહને ઘણું "અજવાલું માલુંમ પડેઉછે, અને જે બાબતનો પતતો મેલવવાને હું "નાઉમેદ થાતો હતો તે પતતો મહને એ કેતાબથી મલી આવેઓછે. "એ કેતાબની સતા મહને ઘણી ભરોશો રાખવાજોગ દેખાએછે, અને "તે ઉપરથી હેવું માલુંમ પડેછે કે ઈરાનનું રાજ દુનીઆંમાં સઉથી "વધારે પુરાતમ હતું."

૩. સર ઉલીઅમ જોનસનો ઉપલો વીચાર પરગટ થાએઆને આજ આસરે ૬૦ વરશ થાએઆંછે; તે પછી આપણાં જમાનાની ચહડતી કાબેલીઅતનાં જોરે કરીને બેએ નામીચા એલમનો પાએઓ ઈઉરોપખંડમાં રચાએઓછે, તેહમાં એક "એઠનોલોજી" નો એલમછે, અને બીજો "કમપારેટીવ ફીલાલોજી" નો એલમછે. એ બંધે એલમ એકબીજાને મદદગારછે અને તેઓ એકજ મકસદ ધરાવેછે. "એઠનોલોજી" નાં એલમથી આએ દુનીઆંની સપાટી ઉપર જે જે જુદી જુદી જાતનાં લોકો વશેછે, તેઓનાં શરીરની બાંધણી અને તેહમાં અગત કરીને તેઓનાં મગજ તથા મગજની નીચેનાં હાડકાંઓની બનાવટ તપાસેઆથી દરએક જાતનાં લોકો પરથંમ કહેઆ ટોલામાંથી નીકલેઆછે, અને તે ટોલાનો મુકામ કહેઆ મુલકમાં હતો તે બાબેની ખાતરી થાએ હેવી હકીકત આપણને જાહેર થાએછે. બીજા હાથ ઉપર "કમપારેટીવ ફીલાલોજી" નો એલમ પરૂથવીની સપાટી ઉપર રેહેનાર માંણસોની જુદી જુદી ભાશાઓ તપાસેછે, અને એ એલમ જાંણનારાઓ દરએક ભાશાની બાંધણી તથા વેઆકરણ વીશે તપાસ તથા ચોકસાઈ કરીને તે ભાશા કહી અસલ ઈઆ મુલ ભાશામાંથી નીકલીછે તેહેનો પતતો આપણને મેલવી આપેછે, અને તેઓ બીજું હેવું પુરવાર કરેછે કે આગલા જમાનામાં વસનાર આદમીઓનાં ટોલાં જે અસલ થોડાં હતાં તેઓ

આજ શેંકડો મુલકોમાં અને હજારો જાત તથા વરણમાં ફેલાઈ ગએ આંછે. આએ વાત જાણવાજોગછે કે "એઠનોલોજી" નાં એલમથી જે રીતે સાબેત થાએશેછે કે આપણી દુનીઆંનાં તમામ લોકોની વસતી અસલ છ ઈઆ સાત ટોલાનાં લોકોમાથી નીકલીછે, તેજ માફકનો સાર "કમપારેટીવ ફીલાલોજી" નાં એલમથી નીકલેઆછે, ઈઆને જે જે જુદી જુદી કોમનાં લોકો તેઓનાં શરીરની તથા મગજની બનાવટની તપાસ ઊપરથી અસલ એકજ ટોલા મધેથી નીકલેલાં આદમીઓ માલમ પડેઆંછે, તેજ જુદી જુદી કોમનાં લોકોની ભાશાઓ તપાસેઆથી પણ તેઓની ઊતપંતીનું એક થર ઘણુંકરીને માલમ પડી આવેશેંછે. "એઠનોલોજી" નો એલમ આદમીનાં મગજની બાંધણી તપાસેછે, અને "કમપારેટીવ ફીલાલોજી" નો એલમ તેહેની ભાશા તપાસેછે, અને પછી બંધે એકમતથી આદમીની નસલ આપણને પુરવાર કરી આપેછે. એ બંધે એલમથી આએ જમાનાની ચાલાકીને થોડું માન મલતું નથી.

૪. દએસતાંન કેતાબનો મેં જે ઊપર દાખલો બતલાવીઓછે તેહેને "એઠનોલોજી" તથા "કમપારેટીવ ફીલાલોજી" થી એક રીતે ટેકો મલેછે. દએસતાંન મધે લખેછે કે ઈરાન મધેનાં મેહઆબાદનાં ટોલાથી આએ પરૂથવીની સપાટી ઊપર જમાનાનાં આએ ચાલુ દોરનાં આદમીઓની વસતી થાઈ હતી. "એઠનોલોજી" તથા "કમપારેટીવ ફીલાલોજી" સાબેત કરેછે કે ઈરાનના મુલકના ઊતર ભાગમાં આદમીઓનો અસલ એક મુખીઅ ટોલો હતો એ વાત ખરીછે, પણ હાલની સોધ પરમાણે હેવું દીશેછે કે જેમ ઈરાનના ઊતર ભાગમાં આદમીઓનો એક મુખીઅ ટોલો હતો, તેમજ પરૂથવી ઊપર બીજા પાંચ અથવા છ ટોલા હતા, તે ટોલા અસલ ઈરાની ટોલામાંથી કદાચ નીકલેઆ હોએ, પણ તેહેની પુરવારી આદમીઓનાં શરીરની બાંધણી તથા તેઓની ભાશા ઊપરથી આજ સુધી મલી આવી નથી.

૫. "કમપારેટીવ ફીલાલોજી" આપણને હેવું બતલાવેછે કે આએ પરૂથવી ઊપર જે કાંઈ તમામ ભાશાઓ બોલાએછે તથા વપરા

એછે તથા આગલા વખતમાં વપરાતી હતી તે સંગલી ભાશાઓ સાત મોહોટા ભાગોમાં વેંહેંચાએલીછે—તેઓનાં નાંમ. ૧, એરીઅન (અથવા હીંદુ-ઈઉરોપીઅન). ૨, તુરાનીઅન. ૩, શીરો અરેબીઅન. ૪, આફ્રીકન. ૫, મલાહી. ૬, ચીનાઈ. ૭, અમેરીકન. એ સાત ભાગો મધેથી બેએ ભાગો (એરીઅન તથા શીરો અરેબીઅન). જરતોસતી લોકોનાં ધરમ પુસતકોની જંદ અને પેહલવી તથા પાજંદ ભાશા સંગાથે સંબંધ રાખેછે. "એરીઅન" ટોલાની ભાશાઓ દુનીઆંના સઉથી ચંચલ અને મોહોટાઈ પાંમેલા લોકો વચે વપરાતી આવીછે. સંસક રીત, જંદ, લાટીન, ગરીક, જરમન, શલેવાનીક, ગાઠીક, ફારસી, ઈંગરેજી, ફરેંચ, ઈટાલીઅન, પોરટુગીજ, ઈશપાંનીસ, ગુજરાતી, મરાઠી, હીંદુસ તાંની, ઈતીઆદી, એ સંગલી ભાશાઓ એકજ મુલમાંથી નીકલેલીછે, અને તે મુલ "એરીઅન" છે. આપણી પેહલવી અને પાજંદ ભાશાનો ઘણોખરો ભાગ જે ફારસી સાથે મલતો આવેછે તે "એરીઅન" ટોલા નોછે, પણ તેઓમાં ઘણાએક શબદો "શીરો અરેબીઅન" ટોલાનાંબી આવેલાછે. પેહલવી અને પાજંદ ભાશાઓ એ રીતે "એરીઅન" તથા "શીરો અરેબીઅન" એ બંધે ટોલા સાથે શું શબબથી સંબંધ રાખેછે તેહેનો ખોલાસો આગલ વાંચેઆમાં આવશે. "શીરો અરેબી અન" ટોલા મધે આરબી, હીબરૂ, ખાલદીઅન, આરમેઈક, અને એ સવાએ શાંમ, આરમ, મીસોપોટેમીઆ, અને તે વગરે બીજા મુલકોની કેટલીએક ભાશાઓ આવેલીછે.

૬. જંદ ભાશાને ઘણાં લોકો "જંદ અવસતા" તથા "અવસતા" જુબાંન કરીને પણ કેહેછે. અબુ જાફર મહમદ બીન જોરરે ઈઅજીદ તબરી નાંમનો એક આરબી ગરંથકાર જે ઈસવી દસમી સદીમાં થાઈ ગએઓ હતો, અને જેણે "તારીખે તબરી" નો નામીચો ગરંથ બના વેઓછે તે ધણી જરતોસતીઓનાં ધરંમ પુસતકોને "અવસતા" તથા "પાજંદ" કરીને લખી ગએઓછે. "અવસતા" એ ફારસી બોલછે, પેહલવીમાં તે "અપસતક" કરીને વંચાએછે. જરતોસતીઓના ઘણા

એક દસતુરોનો હેવો વીચારછે કે "અવસતા", એ જુબાંનનું નામછે કે જેહેનો અરથ ભલી વાંણી અથવા સુખનનો થાએછે, અને જંદ તે જે દસખતથી અવસતા જુબાંન લખેઆમાં આવીછે તેહેને કેહેછે. દસતુર એદલજી દારાબજી સંજાણાંએ "માંથરેમ" કરીને જંદ ભાશાનાં શબ દનો અરથ "અવસતા" જુબાંન" કરીને કરેલોછે. બીજા કેટલાએક ગરંથકારો હેવું લખેછે કે—"અવસતા", તે જરતોસતીઓનાં ધરમ પુસ તકોની ભાશાનું નામછે, અને "જંદ" નો અરથ શરેહ કરીને થાએછે, જેમકે "અવસતાઓ જંદ" એટલેજે અવસતા તથા તેહેની શરેહ. હું ધારૂંછું કે આએ છેલ્લો જણાવેલો અરથ બરાબરછે, પણ હવડાંના ઘણાખરા ગરંથકારો અવસતા જુબાંનને "જંદ" ભાશાનાં નામથી ઓલખેછે, અને એ બોલ ઘણો વપરાતો આવેઓછે, તેથી મેં પણ જરતોસતીઓનાં ધરમ પુસતકોની જુબાનને "જંદ" એ નામ આપેઊંછે.

૭. "જંદ" એ દુનીઆંની અસલ જુબાનો મધેની એક જુબા નછે, અને તેહેનું પુરાતમપણું આજ આસરે ૩ થીતે ૪૦૦૦) વરશની હધવચેનું ધારેઆમાં આવેઊંછે. હાલ આ જગતમાં સંસકરીત ભાશા સઊથી પુખત ઇઆને સમપુરણ ગણાએછે, પણ પરોફેસર બોપ નામનો જરમન ગરંથકાર જે ધણી "કમપારેટીવ ફીલાલોજી" નો એલમ જાણ નારાઓનો સરદાર કેહેવાએછે તે ગરંથકાર જંદ ભાશાને સંસકરીત કરતાં પણ કેટલીએક બાબતમાં વધારે સુધરેલી ગણેછે, અને તેહેનું પુરા તમપણું હીંદુઓનાં "વેદ" ની ભાશાની બરોબરનું ઠેડવેછે કે જેહેની મુદત પણ આજ ૩ થીતે ૪૦૦૦ વરશનીછે. જંદ ભાશા સંસકરીતની સાથે ભાઇબંધી અથવા પીતરાઈપણાંનો હક ધરાવેછે, અને "કમપારેટીવ ફીલાલોજી" ના એલમથી હેવું સાબેત થાએઊંછે કે જંદ તથા સંસક રીત એ ભાશાઓની ઊતપનતી એકજ મુલથી થાઇછે, અને તેજ માફક ઈઊરોપખંડની સંગલાંથી નામીચી લાટીન અને ગરીક (ઈઊનાની) ભાશાઓ એજ મુલનો વંઊશછે. લાટીન અને ગરીક ભાશાઓ ઊપ

રથી હવડાંની ઈંગરેજી જુબાંનનો તતવ નીકલેઓછે તે સરવે કોઈને રોશનછે. પણ પરોફેસર બોપે જે કાએદો આપણને જાહેર કીધોછે તે કાએદો લઈને આપણે જો ઈંગરેજી ભાશા તપાસીએ, અને હરૂફોની તબ દીલ અથવા ઊચારોનું ફેરફાર થવું, તથા એ પરોફેસરે આપેલો વેઆકરણનો કાએદો આપણે સમજીએ તો આજની ઈંગરેજી જુબાનના અરધાથી વધારે શબદો સંસકરીત અને જંદ ભાશાને મલતા નીકલી આવશે.

૮. હું ધારૂંછું કે આએ નીચે ટાંકેલો શબદોનો કોઠો ગોખીને તપાસેઆથી વાંચનારાઓને કાંઈએક રમુજ મલશે. એ કોઠો સંસકરીત, જંદ, અને લાટીન, એ દરએક ભાશાના એકમલતા ઊચાર તથા અરથના થોડાએક શબદો ચુંટી કાહાડીને મેં ઊપજાવીઓછે. ઈરાન દેશની પુરાતમ જંદ, હીંદુસતાંની, સંસકરીત, અને ઈઊરોપખંડની વખણાએલી લાટીન, હેવી એકબીજાથી હજારો કોશ દુર પડેલા મુલકોની જુબાંનો એકબીજા સાથે કેહેવી અતલગની સગાઈ રાખેછે, તે વીશે વાંચી વાકેફ થવા સારૂં જે લોકોને પરોફેસર બાપનો ઊમદા ગરંથ પાઠ કરવાની જોગવાઈ મલતી નથી તેઓને આએ કોઠો તપાસેઆથી કાંઈએક ખોલાસો મલી આવશે. જમાનાનો દોર અને દુર દેશની વેગલાઈને લીધે થાએલા ફેરફારથી જે ભાશા આગલા જમાનામાં એકજ હતી, તેહેની આએ જમાનામાં સેંકડો ભાશાઓ થાએલીછે, કે જેઓ સાધારણ રીતે આપણને એકબીજાથી એલાહેદી માલમ પડેછે, તોપણ એ દેખ ઈતી જુદી અને ખરેખર એક માંબાપથી પેદાએસ પાંમેલી ભાશાઓ મધેના કેટલાએક શબદો પોતાની અસલ ખાલેસી આજસુધી સંભાલી શકેઆછે, અને તેજ શબબ ઊપરથી એકજ રીતની સમજ અથવા અરથ ધરાવનારા શબદો જેમ હેઠલ પરગટ કરેલા કોઠા મધે એકબીજા સાથે સંબંધ રાખેછે તેમજ "એરીઅન" ટોલાની બીજી ભાશાઓ સંગાથે પણ તેઓનો સંબંધછે.

| સંસકરીત. | જંદ. | લાટીન. | ચાલુ ગુજરાતી જુબાનમાં અરથ. |
|---|---|---|---|
| પીતર. | પતર. | પાતર. | બાપ. |
| માતર. | માતર. | માતર. | માંએ. |
| પુતર. | પોથર. | પુતમ. | દીકરો. |
| દુહીતર. | દોગદર. | દુકટર. | દીકરી. |
| દેવ.* | દેવ. | દીઅસ. | પરમેશવર. |
| ભરાતર. | બરાતર. | ફરાતર. | ભાઈ. |
| દરવર. | દરવર. | આરબર. | જાહાડપાંન. |
| પશોસ. | પશદશ. | પીકશ. | પશુ. |
| વસતર. | વસેથર. | વેસતીશ. | લેબાશ. |
| દાનમ. | દાતેમ. | દોનમ. | આપવું. |
| ભરતી. | બરતી. | ફરત. | લઈ જવું. |
| અસતી. | અસત. | એસત. | છે. |
| રૂચ. | રોચ. | લુખસ. | રોશની. |
| મધઅ. | મદેમ. | મોડીઅમ. | વચમાં. |
| અંતર. | અઈનતર. | ઈનતર. | અંદર. |
| દંત. | દંતાનો. | દેનતમ. | દાંત. |
| અંખશ. | અસ. | ઓકુલશ. | આંખ. |
| પદ. | પાદ. | પેદસ. | પગ. |
| દખશીણ. | દશચનો. | દેકસતર. | હાથ. |

* સંસકરીતમાં ખોદાનાં નામને દેવ કેહેછે અને જંદમાં શેહેતાંનને ઇઆ બુરી ખસલતને એ નામ આપેલુંછે તે કસી રીતે અચરત થવાજોગ નથી. એ ફરક હેવું બત લાવેછે કે જે લોકો આગલ એક ટોલો થાઇને એકઠા રેહેતા હતા, અને પરમેશ્વરને "દેવ" નાં નામથી પીછાંણતા હતા તેઓ મધેથી જે લોકો છુટા પડઆ, અને પોતાનો જુદો ધરમ પાલવા લાગા તેઆરે તેઓ ખોદાનું નામ પણ જુદું વાપરવા લાગા, અને ખોદાનું નામ જે અસલ દેવ હતું તેહેને ખોદાથી ઉલટી ખસલતનું નામ આપેઉં. "દેવ" એ શબદ રોશનીમાંથી નીકલેઓછે. સંસકરીતમાં, "દીવ" એટલે પરકાશવું એ મુલછે તે ઉપરથી "દીવો", "દેવતા", "દીવસ", "દેવલ", (દેવનું ઘેર). અને એ વગરે હેવાજ બીજા શબદો નીકલેઆછે.

| સંસકરીત. | જંદ. | લાટીન. | ચાલુ ગુજરાતી જુબાનમાં અરથ. |
|---|---|---|---|
| મનસ. | મન. | મેનસ. | ' મન. |
| ઊપર. | ડપરો. | સુપર. | ઊપર. |
| વઅ. | વો. | વોસ. | તમો. |
| કઅ. | કઈએ. | કુઓ. | કોણ. |
| એક. | અએવ. | ઊનસ. | એક. |
| દુવ. | દુવ. | દુ. | બે. |
| તરી. | થરે. | તરેશ. | તરણ. |
| ચતવાર. | ચતવાર. | કતોર. | ચેઆર. |
| પંચ. | પંચ. | કુઅનક. | પાંચ. |
| શાશં. | ખસુઅશ. | સેકશ. | છઅ. |
| સપતં. | હપતં. | શેપતમ. | સાત. |
| અસતં. | અસત. | આકટો. | આઠ. |
| નવં. | નવ. | નોવેમ. | નવ. |
| દસં. | દસ. | ડીશેમ. | દસ. |
| પરથમ. | પાએરીમ. | પરામ. | પેહેલું. |
| સત. | સત. | સેનતમ. | સોઓ. |

૯. ભાશાઓનો એકબીજા સંગાથેનો સંબંધ ફકત બોલોના ઊચારથી સાબેત થતો નથી, પણ તેઓમાં એકબીજા સાથેનો વેઆકરણમાં સંબંધ જોઈએછે તે સંબંધ પરોફેસર બોપે ઘણીજ ઊતમ રીતે બતલાવી આપેઓછે. એ બંધે રીતનો સંબંધ તપાસેઆથી ભાશાઓનું પુરાતમપણું અને તવારીખ સોધી કાહાડવાનાં કામને ઘણી મદદ મલેછે.

૧૦. મેં લખેઊંછે કે "એરીઅન" ટોલાની ભાશાઓનું મુલ અસલ ઈરાન દેશનાં ઊતર ભાગ તરફથી નીકલેઊં હતું. "જંદ" ભાશાની ઊતપંતી પણ એજ લતા તરફનીછે. હવડેના વીદવાંન ઈઊ

રોપીઅનો જંદની અસલ પેદાએશ બાકટરીઆના મુલકમાંથી થાએલી વીચારેછે, અને "વંદીદાદ" માં એ મુલકને "બખડી" કરીને લખેલુંછે, અને બલખ નામનું નામીચું શેહેર એજ દેશ મધે આવેલુંછે, કે જે શેહેર ઈરાની લખનારાઓના જણાવેઆ પરમાંણે ઘણી મુદત સુધી પાદશાહોનું પાએતખત હતું. સંસકરીત ભાશાની ઊતપંતી બાકટરીઆના મુલકની દખણ ઓરદુમાં ઈઆને હવડાંના અફગાંનીસતાંનના મુલકની ઊતર હધ તરફ "હીંદુ કુશ" નામના જે પરવતોની હાર લાગેલીછે તાંહાંથી થાએલીછે. એ રીતે એ બંધે ભાશાઓ એકબીજાની પડોસનાં દેશોમાંથી નીકલેલીછે, પણ તેહેની આગમજ તેઓની જડ એકજ હતી તે બાબે હવડાં કસો શંધે રહેઓ નથી.

૧૧. "કમપારેટીવ ફીલાલોજી" થી આપણે વાકેફ થાએઆછે કે જરતોસતીઓનાં ધરમ પુસતકોની "જંદ" ભાશાને હીંદુઓના "વેદ" ની ભાશા સંગાથે અતલગનો સંબંધછે. "વેદ" મધેની કેટલીએક બીનાંઓ કે જેહેનું રૂપ હવડાંની ચાલુ સંસકરીતમાં મલતું નથી તે રૂપ "જંદ" ભાશાનાં પુસતકો મધે આપણા જોવામાં આવેછે, અને તેહેનું કારણ એટલુંજછે કે જંદ જુબાન અને વેદની સંસકરીત જુબાન એક બીજાને લગતા જમાનામાં ચાલુ હતી, અને તે શમેમાં એ બંધે જુબાન વાપરનારાઓ વચ્ચેના અરસપરસના સંબંધથી હેવો મેલાપ ઊતપન થાએઓ હતો. સંસકરીત ભાશા કે જેમાં પરથમમાં "વેદ" લખાએઓ હતો અથવા બોલાતો હતો તે ભાશા હવડેના ચાલુ સંસકરીત જાણનારાઓને સમજવાને ઘણી કઠણ પડેછે. "વેદ" ની જુબાન જે જમાનામાં ચાલુ હતી તે વખતમાં એ ભાશા બોલનારા લોકો "હીંદુ કુશ" નાં પાહડો છોડીને હીંદુસથાંન ખાતે આવી વસેઆ હતા નહી. હીંદુસથાંન મધે આવેઆ પછે હીંદુઓના નામીચા ધારા બાંધનાર મનુએ પોતાનાં પુસતકો લખેઆં હતાં, તેઆરપછે માહભારથ નામનો ગરંથ લખાએઓ હતો, અને તે પછે રાંમાએણ લખાએઊં હતું. એ પુસતકો જે જુદા જુદા જમાનામાં લખાએઆં હતાં તેહેની સંસકરીત ભાશા એકબીજાથી

કેટલોએક ફરક ધરાવેછે, અને મેં આગલ લખેઊંછે તેમ હવડેના ચાલુ સંસકરીત જાણનારને "વેદ" ની સંસકરીત સમજવી ઘણી મુશકેલ પડેછે.

૧૨. જંદ ભાશામાં પણ "કમપારેટીવ ફીલાલોજી" જાણનારાઓ હેવીજ રીતનો જમાનાથી બનેલો ફેરફાર બતલાવેછે. તેઓ કેહેછે કે જરતોસતીઓનાં ધરમ પુસતકો મધેનું એક પુસતક કે જેહેને "ઈજશને" કરીને કેહેછે તેહેના (૨૮) માં હા થીતે (૭૨) માં હા સુધીના ઘણાખરા ભાગની ભાશા સંગલાંથી પુરાતમછે, અને એ ભાગ મધેની કેટલીએક બીના શલોક અથવા બેતની મીસાલે લખેલી માલુમ પડેછે. "વંદીદાદ" નામનાં પુસતકની ભાશા એથી ઊતરતું પુરાતમપણું રાખેછે, અને ઈઅશત, તથા નીઆએશ તથા ઈજશનેનો પરથમનો ભાગ એ પછીના વખતનાં બનેલાંછે. જંદ ભાશામાં લખાએલાં પુસતકો એકબીજાથી ચહડતા ઊતરતા જમાનામાં લખાએલાંછે હેવો જે વીચાર "કમપારેટીવ ફીલાલોજી" ના જાણનારાઓ આપેછે, તે ઊપરાંત "વંદીદાદ" ની બીજી પરગરદ મધે તેહેને લગતો એક એસારો આપણા જોવામાં આવેછે, કે ઈરાન દેશ મધે પાદશાહ ગોસતાસપનાં વખતમાં પેગંબર જરતોસતે જે મજહબ આલમનાં લોકો પાસે કબુલ કરાવેઓ હતો તે મજહબ પાદશાહ જમશેદે પણ પોતાના વખતમાં આએ દુનીઆં મધે ચલાવેઓ હતો.

૧૩. જરતોસતીઓનાં ધરમ પુસતકોના જમાના પછેની જંદ ભાશાની નીશાંણ જે સંગલાથી પાછલનાં જમાનામાં વપરાએલી જોવામાં આવેછે, તે ઈરાન મધે પાહાડો ઊપર કોતરી કાહાડેલી તખતીઓની ભાશાછે, કે જે તખતીઓ સેકંદર રૂમીની આગમજ ૧૫૦ થીતે ૩૦૦ વરશની વચ્ચેનાં અઈઆંમમાં કોતરાઈ હતી. એ તખતી ઊપર કોતરેલા હરૂફોને ઈરાની "કીઊનીફારમ" અથવા ખીલાચોકા હરૂફ કરીને આપણે કહીએછે, અને તે મધેની ભાશા જંદછે હેવું હવડાં મુકરર થાએલુંછે. એ તખતીઓની જંદ ભાશા અને જરતોસતીઓનાં ધરમ પુસતકોની જંદ ભાશા વચ્ચે જે બોહોલો ફેરફાર પડેલો જોવામાં આવેછે, તેટલો ફેર

ફાર એ પુસતકોની પોતપોતા વચેની ભાશામાં પડેલો નથી, પણ હેવું ધારે આમાં આવેછે કે ખીલારોકી તખતીઓ ઊપર કોતરેલી જંદ જુબાન આજ સુધી કરેલી તપાસથી મંનમાનતી રીતે નકી થાઈ નથી, તે નકી થાએઆ પછી ધરમ પુસતકોની જંદ ભાશા સાથે એ તખતીઓની જુબાનને જે લાંબી જુદાઈ પડેલી દેખાએછે તે જુદાઈ કદાચ ઘણી ઓછી માલમ પડશે.

૧૪. વેદની ભાશા સાથે જંદને જે સંબંધછે તેથી અને એ બંધે ભાશાનાં દફતરોનાં વાકીઅરૂપ એકબીજાને મલતાં આવેછે તેથી જંદનું પુરાતમપણું તેહેની બરોબરનું સાબેત થાએછે, અને તે ઊપરાંત એ ભાશાની બુજોરગી માનવાના આપણી પાસે બીજા કેટલાએક શબબોછે. પુરાંણી ભાશાઓનાં દફતરો મધે જે કાંઈ બીનાંઓ અથવા હકીકત લખેલી હોએ તે હકીકતની બારીકીથી તપાસ કરેઆથી તે દફતરો કીઆ જમાનામાં બનેલાં હોએછે તે ઊપર ખેઆલ કરવાની આપણને જોગ વાઈ મલી આવેછે. જરતોસતીઓનાં જે કાંઈ ધરમ પુસતકો જંદ જુબા નમાં લખેલાંછે તે સેકંદરની આગમજના જમાનામાં ઈરાન મધે પાદશાહ ગોસતાસપ અને તેહેનો બેટો અસફંદીઆર થાઈ ગએઓછે, તેઓના વખતનાં અથવા તે આગમજનાં અઈઆંમમાં લખાએલાંછે હેવું એ પુસ તકો મધે જણાવેલી તવારીખ ઊપરથી જાહેર થાએછે. જંદ ભાશાની કેતાબો મધે જે કાંઈ ઈરાની પાદશાહોનાં નામો આવેલાંછે તે મેં થોડી એક મેહેનત લઈને ચુંટી કાહાડેઆંછે. એ કેતાબો મધે પેશદાદીઆંન તથા કીઆંની તબક્કાના કેટલાએક પાદશાહોના નામછે, પણ તેમાં પાદ શાહ ગોસતાસપ અને તેહેનો બેટો અસફંદીઆર એઓના જમાના પછીના એકુબી પાદશાહનું નામ જોવામાં આવતું નથી. એ દફતરો મધે ઈરાનની પેશદાદીઆંન તબક્કાની પાદશાહીના વખતનાં પાંચ નામ. તથા કએઆનીઆંન પાદશાહોનાં ચેઆર નામ, તથા તુરાની પાદશાહોનાં બેએ નામ મલી આવેઆંછે, અને તેહેની વીગત નીચે લખેઆ પરમા ણેછે—હોશીઅંગોહો, ઈમો, દાહાકો, થરેતનો, નોતરીઆંનો, કઊએ, હોશ રૂએ, વીસતાસપ, અસપાઈઆદો જરેવરશ, ફરંગહરેશ, એરેજદઅશપેમ.

૧૫. એ મધેનું પેહેલું નામ "હાશીઆંગોહા" એ પેશદાદીઆંન ટોલાના બીજા પાદશાહ "હોશંગ" નું નામછે. બીજું નામ "ઈમો" એ નામીચો પાદશાહ "જમશેદ" છે. એ નામં "ઈઅમ" કરીને પણ વંચાએછે, અને હાલમાં આપણે જે રીતે "ઈઆતરા" એ સંસકરીત શબદને ચાલુ જુબાનમાં "જાતરા" કરીને બોલીએછે, તેજ માફક "ઈઅમ" એ નામ તબદીલ થાઈને "જમ" કરીને વંચાએશિં તથા વપરાએશિંછે. જાણવું જે જમશેદનાં નામના પાછલા ભાગમાં "શીદ" અથવા "શેદ" કરીને જે છેડોછે તે માતરે એક ખેતાબછે, અસલ નામ ફકત "ઈઅમ" કરીને હતું જે પાછલથી "જમ" કરીને વંચાએશિંછે. તરીજું નામ "દાહકો" એ ઈરાનના જુલમગાર પાદશાહ "જોહાકનું" નામછે, તેહેના ઊચારનો ફેરફાર સેહેલાઈથી સમજ પડેછે. ચોથું નામ "થરેતનો" છે કે જે "થરેતુન" કરીને પણ વંચાએછે, અને એ છેલાં જણાવેલાં નામ ઊપરથી આપણે "ફરેદુન" કરીને બોલીએછે. જંદમાં ફરેદુનના બાપનું નામ "આથવીઆંન" કરીને લખેલુંછે, ફારસી તવારીખમાં તેહેને "કાવીઆંન" કરીને કેહેછે. પાંચમું નામ "નોતરીઆંનો" છે કે જેહેને ઈરાનના શાહેરો પેશદાદીઆંન તબકાના છેલા પાદશાહ "નોદર" ને નામે ઓલખેછે. કીઆંની ટોલાના પાદશાહોનાં ઊપલાં ચેઆર નામો મધેનું પેહેલું નામ "કઊએ" કરીનેછે તેહેને પાછલા જમાનામાં "કાઊશ" નાં નામથી ઓલખતા હતા. બીજું નામ "હોશરૂએ" છે, એ નામમાં પેહેલા હરૂફ "હો" ની તબદીલ થાએઆથી તે "ખોશરૂએ" કરીને વંચાએછે, અને ઈરાનના કીરતીવાંન પાદશાહ "કએખોશરૂ" નું એ નામછે. એ નામની આગલ જે "કએ" કરીને શબદછે તે માતરે કએઆંની પાદશાહોનો ખેતાબછે, જેમકે કએકાઊશ, કએગોસતાસપ, કએ બહમન, ઈતીઆદી. ઈઊનાની લોકો એ નામને "કએરૂશ" કરીને કેહેતા હતા, તે ઊપરથી હાલના ઈંગરેજો "શાએરૂશ" અથવા "સાએરસ" બોલેછે. તરીજું નામ "વીસતાસપ" છે, તે પાદશાહ ગોસતાસ

પનું નામછે કે જેહેની પાદશાહીના વખતમાં હજરત જરતોસતે "જંદ અવસતા" નાં ઘણાંખરાં દફતરો પરસીધ કીધાં હતાં, અને ઈરાનમાં માજદીઅશની દીન ચાલુ કીધી હતી. એ પાદશાહને ઈઊનાની ગરંથકારો "હાઈસતાસપીસ" કરીને લખી ગએલાછે. કએઆંની ટોલાનું ચોથું નામ જે જંદમાં, "અસપાઈઆદો જરેવરસ" કરીને વંચાએછે તે ગોસતાસપનાં બેટા અસફંદીઆરનું નામછે કે જેહેને કેટલાએક ગરંથકારો "જરીર" ને નામે પણ પીછાંણેછે. એ જંદ નામ મધેના પેહેલા ભાગ "અસપાઈઆદો" ઊપરથી આપણી તરફનાં લોકો "અસપંદીઆર" અથવા "અસફંદીઆર" કરીને કેહેછે. ઈઊનાની લોકોએ એ શાહજાદાનાં નામના પાછલા ભાગ "જરેવરસ" ઈઆ "જરીર" ઊપરથી પોતાના ગરંથોમાં તેહેને "જરસીસ" કરીને લખેલોછે. હવે તુરાની પાદશાહોનાં બેએ નામ મધેથી પેહેલું નામ "ફરંગહરેશ" કરીનેછે, અને તેહેના બાપનું નામ "તુરીઆ" કરીને લખેછે. એ શખસ "તુર" નો બેટો "અફરાસીઆબ" છે. શાહનામાં ઊપરથી આપણા જોવામાં આવેછે કે "અફરાસીઆબ" ની એક બેટી જે પાદશાહ કએખસરૂની માએ થાતી હતી તેહેનું નામ "ફરંગહરેશ" કરીને હતું, પણ એ રીતે ઈરાની ગરંથકારોની તવારીખમાં બાપની સાથે બેટીનું નામ શું શબબથી ગુંચવાઈ ગીઊંછે તેહેની મહને સમજ પડતી નથી. બાકીનું નામ "એરેજદેઅસપેમ" જંદમાંછે, તે ફારસી ગરંથકારોના "અરજાસપ" સાથે મલતું આવેછે. એ પાદશાહ જરતોસતી મજહબનો શતરૂ હતો તેહેને અસફંદીઆરે લડાઈ કરી જેર કીધો હતો.

૧૬. ઊપલાજ પાદશાહોનાં નામ જંદ ભાશાનાં દફતરો મધે જોવામાં આવીઆથી એ દફતરોનો જમાનો આપણને માલમ પડી આવેછે, અને તે ઊપરાંત એ દલીલને એ દફતરો મધે જે જે મુલકો તથા શેહેરોનાં નામો આવેઆંછે તે ઊપરથી ટેકો મલેછે. ખોદાએતાલાએ આદમીઓની પરવરશીને વાસતે જે શેહેરો અથવા મુલકોને આબાદ કીધાં હતાં તેહવાં સોલ મકાંનોનાં નામ "વંદીદાદ" ની પેહેલી પરગરદ

મધે આપણા વાંચવામાં આવેછે. એ નામ આએ રીતેછે—૧, એરીએ નેમ. ૨, સોગદો. ૩, મોરો. ૪, બખદી. ૫, નીસય. ૬, હરોયુ. ૭, વેએકેરેત. ૮, ઊરવ. ૯, ખનેનત. ૧૦, હરખઈતી. ૧૧, હેતુમત. ૧૨, રઘ. ૧૩, ચખર. ૧૪, વરેન. ૧૫, હપતહીંદુ. ૧૬, રંઘહ. એ મધેનાં પેહેલાં નામ "એરીએનેમ" ને પેહ લવી લખનારાઓ "ઈરાન"નો મુલક કરીને લખેછે, પણ હવડાંના વખતના ઈરાન દેશનાં કીઆ ભાગને આગલા વખતનાં "ઈરાન" નું નામ લાગુ પડતું હતું તે બાબે એ લખનારાઓથી બરોબર ખોલાસો મલતો નથી. મેજર રાલીનસન (જે હવડાં કરનલ સર હેનરી રાલીન સનનાં નામથી ઓલખાએછે તે ધણી) હેવું ધારેછે કે હાલનાં ઈરાન મધે "અરદેલન" નામનો જે પરાંત આવેલોછે, તે પરાંત તથા તેહેને લગતી આવેલી જમીનને આગલા ઈઊનાનીઓ "મીડીઆ" કરીને કેહેતા હતા, અને તે "મીડીઆ" દેશને જંદમાં "ઈરીએનેમ" કરીને લખે લુંછે. મેજર રાલીનસનનાં એ મતને બેએ ગરંથકારોથી ટેકો મલેછે. મોંસીઓ કાટરેમેર નામના એક ફરેંચ ગરંથકારે ઘણીએક મેહેનત લેઈને હેવું બતલાવી આપેઊંછે કે અરમાંની લોકોની લખેલી સંગલી તવારી ખોમાં જાંહાં "એરીરી" અથવા "અઈરાન" કરીને જાબજા આવે લુંછે, તે નામ "મીડીઆ" દેશનુંછે. હીરોડોટસ નામનો ઈઊનાની ગરંથકાર એક ઠેકાંણે લખેછે કે "મીડીઆ"ના લોકોને આગલા વખ તમાં "એરીરી" કરીને કેહેતા હતા. એ તરણે ગરંથકારોની સતા ધેઆંનમાં લેતાં "એરીએનેમ" એ નામ હવડેના આખા ઈરાનના મુલ કને લાગુ પડતું હતું, અને ઈઊનાનીઓનું "મીડીઆ" પણ એજ હધની અંદર આવેલું હતું હેવું માંનવાને આપણને હરકત દીશતી નથી. એ ઊપરાંત સ્ત્રેબો નામનો ઈઊનાની ગરંથકાર લખી જાએછે કે "મીડીઆ" તથા ઈરાનના લોકોની ભાશા લગભગ એકજ હતી. બીજું નામ "સોગદો" છે તે હવડેનું "અલસોગદ" અથવા "સોગદીઆનાં" ધારેઆમાં આવેછે. તરીજું નામ "મોરો" છે તેહેને પેહલવીમાં "મરવ"

કરીને કેહેછે. એ ખોરાસાનના મુલકનો એક ભાગ ધારેઆમાં આવેછે. ચોથું નામ "બખદી" છે, તે આગલ જણાવેઆ પરમાણે "બાકતરીઆ" અથવા "બલખ" નું નામ કેહેછે. પાંચમું "નીસય" તે પણ હવડેના ખોરાસાનના મુલકનો એક ભાગછે. છઠું "હરોયુ" તે હવડાંના ઈરાન તથા આફઘાનીસતાંન વચેનો મુલક ધારેઆમાં આવેછે. સાતમું "વેએ કેરેત" તે આફઘાનીસતાંનનાં મુલકનો કેટલોએક ભાગછે. આઠમું "ઊરવ" તથા નવમું "ખનેનત" તથા દસમું "હરખઈતી" એ મુલકોના મુકામો વીશે સમજ પડતી નથી. અગીઆરમું "હેતુમત" એ "સીસતાંન" નો મુલકછે. બારમું "રઘ" તે "રેએ" શેહેર અને તેહેની આસપાસના મુલકનું નામછે. તેરમું "ચખર" તેહેને પેહલવી લખનારાઓ "ચીન" કરીને લખેછે, અને હવડાંની "ચીનાઈ ટારટરી" નો તે એક ભાગ ધારેઆમાં આવેછે. ચઊદમું "વરેન" એમાં પાદશાહ ફરેદુનનો જનમ થાએલો લખેછે, અને તેહેનો મુકાંમ ઈરાનના દખણ ભાગમાં ધારેઆમાં આવેછે. પંદરમું "હપતહીંદુ" તે હીંદુસથાંનના મુલકનું નામછે. "વંદીદાદ" માં લખેછે કે હીંદુસથાંન સંગલાથી મોહોટો અને નામીચો મુલકછે. સોલમું "રંઘહ" તેહેને શાંમનો મુલક ધારેછે.

૧૭. ઊપલા સોલ મુલક મધે એકબી હેવા મુલકનું નામ "વંદીદાદ" મધે આવેલું નથી કે જે મુલકો દુનીઆંની નજરમાં પાદશાહ ગોસતાસપના જમાનાની પછી હસતીમાં હતાં. ગોસતાસપના વખત પછી થોડી મુદતે સેકંદર પેદા થાએઓ, અને તેણે ઈઊનાનથી તે હીંદુસથાંન સુધીની સંગલી જમીન પોતાને તાબે કીધી, અને તેહનાં ગુજરવા પછી એ જમીનમાં ઘણાંએક નામીચાં રાજપાટો ઊભાં થાએઆં તથા લાંમબી મુદત સુધી ચાલેઆં, પણ તે માહેલાં પાછલા જમાનામાં ઊભાં થાએલાં એકબી રાજનું નામ જરતોસતીઓનાં જંદ ભાશામાં લખેલાં પુસતકો મધે જોવામાં આવતું નથી. વાસતે એ શબબ ઊપરથી તથા ગોસતાસપ અને અસફંદીઆર પછીના કોઈબી પાદશાહનું નામ એ પુસતકો મધે આવેલું નથી તે ઊપરથી આપણને ભરોશો મલેછે કે એ દફ

તરો ગોસતાસપની પાદશાહીનાં વખત પછે બનેલાં નથી. એ શાખશો સાથે જેઆરે આપણે જરતોસતી ધરમની ઊતપંતીની તવારીખ સર ખાવીએછે તેઆરે આપણા જોવામાં આવેછે કે જંદ ભાશાનાં દફતરો મધેની બીના અને એ ધરમની તવારીખ એકબીજા સાથે મલતીછે.

૧૮. જંદનાં દફતરો મધેથી તે જમાનાના લોકોની હાલત આપ ણને માલમ પડેછે તે ઊપરથી પણ આપણા જોવામાં આવેછે કે જે વખ તમાં એ પુસતકો પરસીધ થાએઆં હતાં તે જમાનો સુધરાઈની શરૂઆ તના વખતથી ઘણો દુર હતો નહી, અને એ દફતરોની મદદથી ઈરાની ઓની જે હાલત આપણને દેખાએછે તે વાત આપણી ખાતરી કરી આપેછે કે એ દફતરો ઘણા પુરાંણા વખતમાં બનેઆં હતાં. એ બાબેનો વધારે ખોલાસો આગલ વાંચેઆમાં આવશે.

૧૯. કેહેછે કે પેગમબર હજરત જરતોસતે પાદશાહ ગોસતાસ પના વખતમાં ઈરાનીઓ પાસે માજદીઅશની દીન કબુલ કરાવી હતી તેઆરે તેણે જે કાંઈ "જંદ અવસતા" નાં દફતરો જાહેર કીધાં હતાં તેહેના એકવીસ ભાગ અથવા નુસક હતા.† પણ જેઆરે ઈઊનાનના ફતેહમંદ પેહેલવાંન સેકંદરે ઈરાનનું રાજ લીધું, અને કએઆંની પાદ શાહી તારાજ કીધી તે સમેમાં એ સંગલાં દફતરો પરાગંદે થાઈ ગએઆં, અને તે મધેનું એક દફતર "વંદીદાદ" અને બીજાં જુજ પુસતકો કે જે બંદગી કરવાનાં કામમાં આવતાં હતાં, તે માતરે સલાંમત રહેઆં. એ વાત માનવાજોગ દીશેછે, કારણ એજે એ પરાગંદે થાએલાં દફતરો મધેનાં કેટલાંએક દફતરો જેવાં કે "વીસતાસપ" નુસક તથા "હાદોખત" નુસક તથા "દાંમદાદ" નુસક એવોનો થોડોએક ભાગ હીંદુસથાંન તથા ઈરાનના જરતોસતીઓ પાસે આજસુધી સલાંમત રહેઓછે, તથા એ

† એ નુસકનાં નામ ફારસી કેતાબોમાં આએ રીતે આપેલાંછે—૧, સતુગરદ. ૨, વેહસત માંથરે. ૩, બગ. ૪, દાંમદાદ. ૫, નાવર. ૬, પાંજુમ. ૭, રતશતાઈ. ૮, બરસ. ૯, ગોશેશરૂબ. ૧૦, વીસતાસપ. ૧૧, દાદ. ૧૨, છીદારસ. ૧૩, અસફંદ. ૧૪, બગાંન. ૧૫, નીઆદામ. ૧૬, દવાશરૂએ. ૧૭, આશકારમ. ૧૮, હુસપદાંમ. ૧૯, વંદીદાદ. ૨૦, હાદોખત. ૨૧, ઈઅશત.

સવાએ બીજા નુસક મધેના અવસતાના ફકરાઓ દીનને લગતી બીજી કેતાબોમાં ગવાહી દાખલ ઊતારી લીધેલા આપણા જોવામાં આવેછે.

૨૦ જરતોસતીઓ પાસે જંદ ભાશામાં લખેલાં પુસતકો હાલમાં જે મોજુદછે તે હેઠલ જણાવેઆ પરમાણેછે.

| | | |
|---|---|---|
| ૧. | વંદીદાદ | એ તરણ દફતરોને એકંદર કરીને "વંદીદાદ સાદે" નું નામ આપેલુંછે. |
| ૨. | ઈજશને. | |
| ૩. | વીસપરદ. | |
| ૪. | વીસતાસપ નુસક. | હેની આઠ પરગરદ સલાંમતછે. |
| ૫. | હાદોખ્ત નુસક. | હેની તરણ પરગરદ સલાંમતછે. |
| ૬. | દાંમદાદ નુસક. | હેની તરણ પરગરદ સલાંમતછે. |
| ૭. | ઓગમદેચા. | |
| ૮. | ખોરદેહ અવસતા. | |
| ૯. | ઈઆશતોનું દફતર. | |

"વંદીદાદ" ને પેહલવીમાં "જુદદેવદાદ" કરીને કેહેછે, અને તેહેનો અરથ હેવો થાએછે કે બદીનો નાશ કરવાને સારૂં આપેલું પુસતક. "ઈજશને" હેનો અરથ બંદગી અથવા આરાધનાંનો થાએછે, "વીસપરદ" એટલે જે તમાંમ સરદારો અથવા તમાંમ સરદારોની આરાધનાનું પુસતક. "વીસતાસપ નુસક", "હાદોખત નુસક", "દાંમદાદ નુસક", "ઓગમદેચા' એ જુદા જુદા નુસકના ભાગોછે. "ખોરદેહ અવસતા" હેને નાધલા અવસતા પણ કેહેછે તે અને "ઈઅશત" એ બંધે બંદગી કરવાનાં પુસતકોછે. "વંદીદાદ", "વીસતાસપ નુસક", "હાદોખત નુસક", "દામદાદ નુસક" અને "ઓગમદેચા", એ સંગલાં પુસતકો મધે જરતોસતી ધરમની કીરીઆઓનું બેઆંન તથા સફાઈ અને પવીતરાઈ વાપરવા તથા જરતોસતી ધરમ જાલવવા બાબેનાં ઘણાંએક ફરમાંનો આવેલાંછે, અને તેમાં કોઈ કોઈ ઠેકાંણે ખોદાતાલાને માનવા તથા પરહેજગારીથી રેહેવા તથા નીતીના મારગથી ચાલવાની સુચના અને એ વગેરે જુદી જુદી બાબદો પણ જણાવીછે. અને એ સવાએ એ પુસતકો મધેની બીજી હકીકતો ઊપરથી ઈરાન દેશની કેટલીએક તવારીખ તથા તે જમા

નાના લોકોની હાલત તથા ચાલચલણથી આપણે વાકેફ થાઈએ છઈએ. "ઈજશને", "વીસપરદ", "ખોરદેહ અવસતા", અને "ઈઅશતો" નું દફતર એ સંગલાં બંદગી કરવાનાં પુસતકોછે, તેઓમાં દીનની કીરીઆનું બેઆન ઘણું જુજ જોવામાં આવેછે, પણ તેઓમાં નીતીની બાબદોનો ભાગ ઘણોછે. ખોદાતાલાની ભકતી કરવાની જરૂરીઆત, ગુજરેલાંઓને ઈઆદ કરવાની અગત, નેકીની તારીફ, બદીનો ધીકાર, ઊદીઓગ કરવાની બુજોરગી, નેક કાંમો પછવાડે કોશેશ કરવાની મરદ અને ઓરતોની ફરજ, અને હેવીજ બીજી બાબદોનાં ફરમાંનોથી એ દફતરોનો મોહોટો ભાગ રોકાએલોછે. એ દફતરો મધેથી પણ ઈરાન દેશની કેટલીએક પુરાતમ તવારીખ અને તાંહાંના લોકોની હાલત આપણને માલમ પડેછે.

૨૧. "વંદીદાદ", "વીસતાસપ નુસક", "હાદોખત નુસક", "દામદાદ નુસક" અને "ઓગમદેચા" એ દફતરો મધે જરતોસતી ધરમની કીરીઆઓનું બેઆન તથા પવીતરાઈ વાપરવા તથા જરતોસતી ધરમ જાલવવા બાબેનાં જે ફરમાંનો આવેલાંછે તેહેના આધાર ઊપરથી હાલના જરતોસતીઓ ઘણું કરીને ચાલેછે. એ કીરીઆઓ કરવાનું તથા પવીતરાઈ જાલવવાનું બેઆન કોઈ વેલાએ ઘણું લંબાંણથી આવેલું છે પણ તેઓની મોરાદ ઘણી સારી દીશેછે. માણસ ઈઆ જાનવરો ગુજરેઆ પછે તેઓનાં મુરડાંને કોઈએ અડકવું તથા તે મુરડાંને લાગેલી ચીજો વાપરવામાં લાવવી નહી, એ બાબદની એ પુસતકોમાં મજબુત મનાઈછે. જમીન તથા પાણીની જગા અને નેહેરોને તથા આતશને નજીસાઈથી દુર રાખવાનું તથા જમીનના ખાડા પુરવાનું તથા ખેતી વાડી કરવાનું એ સંગલાં કામોને ઘણાં તારીફલાએક ગણેઆંછે. બીજાં તમામ જાનવરો કરતાં કુતરો અથવા "સગ" નો દરજજો એ પુસતકો મધે ઘણો સરશ કીધોછે, અને કેટલેએક ઠેકાંણે માણસોના દોસત તરીકે તેહેને માણસની બરોબરનો હક ધરાવનાર ગણેલોછે. માણસને દાટવા તથા બાલવાનું કામ એ પુસતકો મધે ગુનાહ ભરેલું ઠેહેરાવેલુંછે. બદનને

સાફ રાખવા તથા સોહોજાઈ સાચવવાની અતીશે અગત બતલાવીછે. માણસોએ માજદીઅશની ધરમ જાલવવો તેહેનો મોહોટો સવાબ ગણે ઓછે. અને એ સવાએ હેવીજ બીજી બાબદોથી ઘણુંકરીને એ દફ તરો સમાપત થાએલાંછે.

૨૨. "ઈજશને", 'વીસપરદ", "ખોરદેહ અવસતા" અને "ઈઅશત", એ સંગલાં આગલ જણાવેઆ પરમાણે બંદગીનાં પુસત કોછે. એ પુસતકો ઊપરથી જરતોસતીઓની ભકતીનો કાએદો આપ ણને માલમ પડેછે. જરતોસતીઓ એક ખોદાને માંનેછે, તેહેને સંગલી પેદાએસનો સાહેબ કરી ગણેછે, અને ખોદાતાલાની બંદગીની વખતે આતશ, પાણી અને બીજાં ઓનાસરો તથા સુરજ, ચંદર, અને એ વગેરે બીજી ખુદરતી ચીજોનો કેબલો કરેછે, તેહેની સતા એ દફતરો ઊપરથી આપણને મલી આવેછે. ગુજરનાર માણસોની ઈઆદગારી રાખવા તથા તેઓનાં નામથી કપડાં તથા ખોરાકનું દાંન આપવા તથા બીજાં સવાબનાં કામો કરવાની જરતોસતી મજહબમાં જે ફરજછે તે બાબદનાં બેશુમાર ફરમાંનો એ દફતરો મધે આપણા જોવામાં આવેછે. પણ એ સંગલાં કરતાં નીતીની બાબદોથી એ પુસતકોનો ઘણોખરો ભાગ રોકાએલોછે, કે જેથી એ પુસતકો ખુબી ભરેલાં દીશેછે, અને તેઓની મોરાદ આદમીઓની સંસારી હાલતમાં તથા સુખમાં વધારો કરવાનીછે, હેવું આપણને જાહેર થાએછે. સ્ત્રીનાં હક તથા દરજજા વીશે તપાસ કરતાં એ દફતરો મધે એકબી હેવો હરફ આપણા જોવામાં આવતો નથી, કે જેથી સ્ત્રીનો દરજજો મરદ કરતાં કાંઈબી રીતે ઊતરતો ગણેઓ હોએ. એ પુસતકોમાં જાંહાં નેક મરદોની તારીફ કીધીછે તાંહાં નેક ઓરતોની પણ તારીફ તે સાથે કીધેલીછે, જાંહાં મરદોને સારી સુચના બતલાવીછે, તાંહાં ઓરતોને પણ સારી સુચના બતલાવીછે, અને તેહેના ફકરા "ઈજશને" તથા "ખોરદેહ અવસતા" માં જાબજા આવે લાછે. ઈજશનેનાં ૫૨) માં હા મધે ઓરતોને માજદીઅશની દીન સમ જાવવા વીશે ખોલલો ફરમાંન લખેલોછે, અને તે ફરમાંન અમલમાં લાવે

આથી શું પરીણામ નીપજશે તે વીશે એજ જગોએ હેવું લખેછે કે, ઓરતો "નેક વમાશનારી" છે તેથી "જેમ મરદોમાં તેમજ ઓરતોમાં ભલાઈ જાહેર" થાશે.

૨૩. જંદનાં સંગલાં પુસતકો મધેની હકીકત ધેઆંનમાં લઈને તથા તે મધે જણાવેલી સંગલી નીતીની બાબદો સારીપઠે તપાસીને તે ઊપરથી આંપણે હીમતથી કહી શકીએછે કે એ દફતરો મધે માણસોને નેક મારગે રાખવા તથા ચલાવવાની મોરાદથી જેહેવી સુચના કરેઆમાં આવીછે તે કરતાં દુનીઆંના હાલના ઈઆ આગલા વખતનાં કોઈબી લોકોનાં ધરમ પુસતકો ઈઆ બીજાં પુસતકોમાં વધારે સરશ સુચના નથી. જંદનાં દફતરો મધે આપણા જગત કરતા સાહેબને હરેક રીતે માનવાની તથા તેહેની ભકતી કરવાની મજબુત તાકીદ ફરમાવેલીછે, એટલુંજ નહી, પણ તે મધેની બતાવેલી તથા તારીફ કીધેલી નીતી હેવીછે કે જેથી દુનીઆં મધે આદમીઓનો તથા તેઓનાં સુખ સંપજનો તથા ભાઈબંધીનો તથા પીઆર અને મોહાબતનો તથા બીજાં ભલાં કામોનો વધારો થાએઆ વગર રેહે નહી. નેક બોલવું, નેક કરવું, અને નેક વમાસવું, એ "જંદ અવસતા" નાં ધરમ પુસતકોની નીતીનો પાએ ઓછે. એ પુસતકો મધે નાફરમાની ઊપર ફરમાબરદારીને સરદારી આપીછે, નાસુલેહ ઊપર સુલેહને સરશ ઠેડવીછે, બખીલાઈ ઊપર સખાવતને માન ભરેલી ગણીછે, બદ અંદેશાનો ધીકાર કરીને નેક અંદેશો પસંદ કીધેલોછે, આલસાઈ કરતાં મેહેનતનો મરતબો વધારેઓછે, ખોટા સુખન બોલનાર ઊપર રાસત સુખન બોલનારને બોજોરગી આપીછે,* અને એ ઊપરાંત જાબજા બીજી ઘણીએક નીતી શીખાડેલીછે, કે જેથી એ પુસતકોથી વાકેફગાર એક ફરેંચ ગરંથકારના જણાવેઆ પરમાંણે એ પુસતકો મધે જાહેર કરેલા મજહબની મતલબ આપણને માલુમ પડેછે, તે એ જે ખોદાને માનવો, સારી ચીજ પસંદ કરવી, બુરી ચીજને

* જુવો હજશનેનો ૫૮ મો હા. એ સવાએ હજશનેના બીજા ભાગોમાં તથા વીસપરદ અને ઓરદેહ અવસતામાં જગો જગોએ તથા વંદીદાદ મધે કેટલએક ઠેકાણે હેનેજ મલતા ઘણાએક ફકરા જોવામા આવેછે.

દુર કરવી, પોતાના કરતાં જે કોઈ વડા હોએ તેઓને માન આપવું, દુની આંના લોકો સાથે ભાઈબંધીથી તથા નેકીથી ચાલવું, અને આદમીઓનાં સુખ તથા આબાદાંનીનો વધારો કરવો.*

૨૪. એ દફતરો ઊપરથી આગલા ઈરાનીઓની તવારીખ તથા તેઓની હાલત અને ચાલચલણ આપણને જાહેર થાએછે. "ઈઅશત" નાં દફતરો મધેથી "ફરવરદીન ઈઅશત" માં તથા "આવાં ઈઅશત" માં તથા "ઈજશને" અને વંદીદાદમાં તથા બીજી કેટલીએક જગોએ ઈરાનની તવારીખને લગતા જુજ ફકરાઓ આવેલાછે, તે ઊપરથી ઈરાનના કેટલાએક પાદશાહોનાં નામ તથા તેઓએ જે જે માહાભારત કામો કીધાં હતાં તેહેની થોડીએક હકીકત આપણા જોવામાં આવેછે, અને જેઆરે આપણે જોઈએછે કે એ દફતરો ઘણાજ આગલા જમાનામાં બનેલાંછે તેઆરે તે માહેલી તવારીખ ઊપર ભરોશો રાખવાને આપણથી બની શકેછે. કેટલાએક ઈરાની પાદશાહોનાં નામો જંદનાં દફતરોનાં પુરાતમપણા વીશે બોલતી વેલાએ મેં ઊપર જણાવેઆંછે.

૨૫. વંદીદાદની બીજી પરગરદ ઊપરથી આપણા જોવામાં આવેછે કે પાદશાહ જમશેદે ઈરાની લોકોને ધરમ સમજાવવાની પેહેલ વેહેલી તાલીમ આપી હતી, અને એજ પાદશાહે આદમીઓ જે જાંનવરોની માફક ટોલાંબંધ ભટકતાં ફરતાં હતાં તેઓને ભેગા કરીને ઠરીઠાંમ રેહેવાનું તથા ખેતીવાડી કરવાનું પરથમ શીખવેઊં હતું. એ વખત પછી ઈરાનીઓ પોતાની ભટકતી અવસથા છોડીને મોહોટાં મોહોટાં શેહેરો બનાવી તેહેમાં રેહેવા લાગા, અને તેથી તેઓના પાદશાહોનો અમલ વધારે આસાંનીથી ચાલવા લાગો, અને એક શેહેર અથવા મકાંનનાં આદમીઓ બીજાં મકાંનના આદમીઓને ઓલખવા લાગા, અને તેઓએ સંપજથી પોતાને માથે એકજ પાદશાહ કબુલ રાખેઓ, કે જેથી તેઓનું કઊવત વધીઊં, અને તે પછી થોડીએક સદીમાં ઈરાનનું રાજ

* જુવો આકુટીલ દુ પેરાંનો ગરંથ દફતર બીજું, જરતોસતી ધરમની નીતીની બાબતમાં સફે ૫૯૨, ૬૧૬.

દુનીઆંમા ઊગી નીકલીઉં, અને સંગલાઓનાં કરતાં ઘણું મોહોટું ગણાવા લાગું.

૨૬. ઈરાની પેહેલાં રાજનાં એ આબાદી ભરેલા વખતમાં ઈરાનના લોકોની ચાલચલણ ઘણી સાદી હતી, અને તેઓની હાલત મેં આગલ જણાવેલિં છે તેમ સુધરાહીની શરૂઆતના જમાનાથી ઘણી દુર હતી નહી. એ જમાનામાં એલમ સંગલો મોબેદોનાં હાથમાં હતો, ખેતીવાડી કરવાની ચાલ થોડીએક ચાલતી હતી, ભરવાડનો ધંધો ઘણો બોહોલો હતો, લડાઈનો પેશો નામીચો ગણાતો હતો, આદમીઓની દોલત તેઓના અસતકના ઘોડા, ગાએ, ઈઆ મેહેનડાં હેવાં જાંનવરોની સંખેઆ ઊપરથી કેહેવાતી હતી, ફરજંદવાલી ઓરતો માંન પાંમેલી હતી, બાપો પોતાની બેટીઓને વાસતે દોલતમંદ નહી, પણ જોરાવર અને દેલાવર ખાવંદો સોધતા હતા, માણસોને તેઓની તકસીર મુજબ કતલ કરવાની ઈઆ કોરડાથી મારવાની ઈઆ તેઓ પાસેથી દંડ દાખલ ગાએ ઈઆ બકરાં લઈને ધરમ ખાતે આપવાની સજા થાતી હતી, આદમીઓમાં પોતાથી ચહડતી ઊમર અથવા દરજજો ધરાવનાર શખસને માન આપવાનો કાએદો ઘણો મજબુત હતો, ઓરતોની સેફત તેઓના ખાવંદોના સુખન બજા લાવવાથી ગણાતી હતી, અને મરદોની તારીફ બાહાદુરી તથા રાસત બોલવા ઊપરથી થાતી હતી.†

† આગલા વખતના ઈરાનીઓની ચાલચલણ તથા તેઓના કાએદા કાનુંન જંદ ભાશાનાં પુસતકો ઉપરથી જે આપણને માલમ પડેછે, અને જેહેની વીગત એ કેતાબો મધે આવેલા ફકરાઓ ઉપરથી મેં ઉપર જણાવેલીછે તે માહેલી કેટલીએક બાબતોની શાહદત ઘણી જાંણવાજોગ રીતે હીરોડોટસ નામના યુનાની ગરંથકારનાં દફતર મધેથી આપણને મલી આવેછે. એ હીરોડોટસ ગરંથકાર પાદશાહ ગોસતાસપનાં જમાનાની નજદીકમાં થાઈ ગએઓ હતો, તે મુસાફરી કરતો ઈરાન દેશની આઠમણ હદ આગલ બાબેલન શેહેર સુધી આવી ગએઓ હતો. તેણે ઈરાનીઓની જે તવારીખ પોતે માતરે શાંભલેલી હકીકત ઉપરથી લખેલીછે તે ભરોસો રાખવાજોગ નથી, પણ ઈરાનીઓની કેટલીએક ચાલચલણનું બેઆંન જે પોતાની નજરે જોઈને તેણે લખીઉંછે તે ભરોસો રાખવાજોગછે, અને તેહેની કેટલીએક વીગત જંદનાં પુસતકો મધેથી ઉપર લખેઆ મુજબ આપણને નજર આવતી ચાલચલણની હકીકતને મલતી આવેછે. હીરોડોટસ લખેછે:—"ઈરાનીઓ પુતલાં પુજતા નથી", "તેઓ ઉંચા પાહડો ઉપર જઈને ભોગ આપેછે", "તેઓ સુરજ, ચંદર, જમીન, આતશ, પાંણી, પવન એઓને ભોગ આપેછે." [એ ખીનાં કેબલાને વાસતેછે, પણ હીરોડોટસનાં એજ ફકરા ઉપર ટીકા કરીને રોમની તવારી

૨૭. આપણે આગલ જોઈશિં છે કે જરતોસતીઓ પાસે હવડાં •જે જંદ ભાશામાં લખેલાં દફતરોછે તે દફતરો ઈરાનના પાદશાહ ગેસતા સપના વખતનાંછે કે જે વંખતમાં પેગમબર જરતોસને બીજાં કેટલાંએક પુસતકોની સંગાથે એ પુસતકો પોતાના મજહબના કલાંમ દાખલ પરસીધ કીધાં હતાં. એ પછી કેટલીક મુદત સુધી જરતોસતી મજહબ ઈરાન મધે આબાદી સાથે ચાલુ રહેઓ હતો, તેઆરબાદ ઈશવી સદીની શરૂઆતની આસરે ૩૩૦ વરશ આગમચ ઈઊનાનથી સેકંદર પાદશાહ ઈરાન ઊપર ચહડી આવેઓ, તેણે કએઆંનીઓની પાદશાહી તારાજ કીધી હતી, અને પોતાના સરદારોને ઈરાનની હકુમત સોંપી હતી. કેટલાએક ગરંથકારો લખેછે કે સેકંદરે જરતોસતી મજહબનાં પુસતકો તારાજ કીધાં હતાં, બીજાઓ એ વાતનો ઈનકાર કરેછે અને કેહેછે કે સેકંદર ઘણો નેક પાદ શાહ હતો, તેણે હેવી ખરાબી કીધીતી નહી. એ બંધે માહેલી કહી વાત

---

•બનો લખનાર મી૦ ગીબન આએ રીતે લખેછેઃ—" આગલા ઈરાનીઓ ઊંચા પાહાડો " ઊપર જઈને ખોદાની બંદગી કરતા હતા, પણ હીરોડોટસના જાતવાલાઓ એક " કરતાં વધારે ખોદાને માંનતા હતા. તેજ માફક તેણે ઈરાનીઓને સમજીને તેઓને " બદનામ કીધાછે, પણ ઈરાનના લોકોએ સંગલા જમાનામાં એ ઠપકાને પોતાથી દુર " રાખેઓછે, તેઓ આતશ, પાંણી, સુરજ ઈતીઆદીને પોતાનો કેબલો કરી કેહેછે, " અને એ ચીજોને તેઓ તે સરવે શકતીવાંન ખોદાતાલાની પેદાએશનાં સઉથી ઊમદા " નીશાંણ જાંણેછે." [જુવો મોરીઓ ગીબનનાં ઊપરીપણાં હેઠલ મી૦ ગીબનનો રોમની તવારીખનો ગરંથ પુસતક ૧ લું, સફે ૮૩] હીરોડોટસ બીજું લખેછે જે:—" કોઈ ઈરાની બંદગી કરેછે તો તે ફકત પોતાંને વાસતે નથી કરતો, પણ સંગલા ઈરાનીઓને વાસતે તથા પોતાના પાદશાહને વાસતે તે દોઆ માંગેછે", " ઈરાનીઓ પોતાની શાલ ગીરીનો દાહડો ઘણો મોહોટો ગણેઆમાં લાવેછે", " ઈરાનીઓને શરાબ પીવાનો શોખ ઘણોછે. પણ સુફરા ઊપર તેઓ આબરૂથી ચાલેછે, અને શરાબ પીતાં તેઓ પોતાની ઘણીએક અગતની બાબદો વીશે વાતચીત કરેછે." " ઈરાનીઓમાં બાહાદુરીની ઘણી તારીફ થાએછે, અને તેથી ઊતરતી તારીફ જેહેને તાંહાં ઘણાં ફરજંદો હોએ તેહેની ગણાએછે", " બચું પાંચથી તે વીશ વરશની ઊમરનું થાએછે તાંહાંસુધી ઈરાનીઓમાં તેહેને તરણ ચીજ શીખાડઆમાં આવેછે, તે એજે સાચું બોલવું, ઘોડા ઊપર બેશવા શીખવું, અને તીર મારવાની કવાએદ લેવી". " એ લોકો હેવું કેહેછે કે જે ચીજ કરવી એબ ભરેલીછે તે ચીજ વીશે બોલવું તેબી એબ ભરેલુંછે", " જુઠું બોલવું તેહેને એ લોકો બચી તકસીર કરતાં વધારે શરમ ભરેલું સમજેછે", " કરજ કરવું એબી એ લોકો શરમ ભરેલું સમજેછે", " કોહોડ થાએલાં માંણસોને ઈરાનીઓ શેહેરમાં દાખલ થવા દેતા નથી", " તેઓ નદી નાલાંને નજીસાહથી ખરાબ કરતા નથી, તથા તેહેમાં પોતે હાથ પણ ધોતા નથી", " એ લોકો કુતરાંને મારતા નથી, પણ કીડી, શરપ, અને હેવાં જાંનવરો ઘણાં મારેછે." વલી હીરોડોટસના જણાવેઆ પરમાંણે આગલા ઈરા

ખરીછે તે હવે શાબેત થવું મુશકેલછે, પણ આએ એક બીના આપણે જાંણીએછે કે સેકંદરની ફતેહનાં વખતથી તે ઈશવી સને ૨૨૬ નાં વરશમાં પાદશાહ અરદેસર બાબેકાંન ઈરાનનાં તખત ઊપર બેઠો અને ઈરાનની સાસાની તબકાની પાદશાહી શરૂ થાઈ તાંહાંશુધી ૫૫૬ વરશની મુદતમાં ઈરાનીઓનો મજહબ ઘણો પડી ભાગેલી હાલતમાં હતો. એ સમેમાં તેઓના પોતાના ધરમ પાલનારા પાદશાહની સરદારી તેઓ ઊપર હતી નહી, મોબેદોનો અમલ અને તે સાથે તેઓનો એલમ ગુમ થાતો ચાલેઓ હતો, અને હજરત જરતોસતે તેઓને જે દીન બખશી હતી તેહેના તરીકાથી તેઓ ઘણા આડા ઊતરેઆ હતા.

૨૮. ઈશવી સને ૨૨૬ નાં વરશમાં બાબકનો બેટો અરદેસર જેઆરે ઊભો થાએઓ અને પોતે ઈરાનની પાદશાહી મેલવી, અને પોતાની આસપાસનાં મુલકો ફતેહ કીધા, તે સમેમાં એ પાદશાહે જરતો

---

નીઓ પારકા ધરમવાલાઓ સાથે બેશીને જમવાની કસી અડચણ લેતા હતા નહી. હેવું કેહેછે કે યઉનાનનાં "થીબસ" શેહેરમાં ફરીનાન નામના એક રેહેવાસીએ ઈરાનના એક ઉમરાવને ખાંણું આપેઉં હતું, તાંહાં પચાસ યઉનાની તથા પચાસ નામીચા ઈરાનીઓ આવેઆ હતા, તાંહાં દરએક બેઠક ઉપર એક ઈરાની અને એક યઉનાનીએ એકબીજાની સાથે બેશીને ખાંણું ખાધું હતું", "પાદશાહ દારાએસનો ડમોસીડીશ નામનો એક યઉનાની તબીબ હતો તે પાદશાહના સુફરા ઉપર જતો હતો", હીરોડોટસે જણાવેલી બીજી આએ એક વાત સંગલા પારસીઓએ ધેઆંન પોહોંચાડવાજોગછે:— "માસીડોનીઆના પાદશાહ આમીનટસની દરબાર ખાતે ઈરાનના પાદશાહ દારાએસે એક એલચી મોકલેઓ હતો, તે એલચીને તથા તેહેની સાથના બીજા ઈરાનીઓને આમીનટસે પોતાના મેહેલમાં એક મોહોટી જીઆફત આપી, તાંહાં સંગલા જમી રહેઆ, અને પછે શરાબ પીવા લાગા, તેઆરે તેમાંથી એક ઈરાની ઉઠીને ઉભો થાએઓ, અને બોલવા લાગો "એ માહરા મેજબાંન, માસીડોનીઆના પાદશાહ હમારા ઈરાની લોકોનો ધારોછે કે જાંહાં મોહોટી જીઆફત હોએ તાંહાં હમો હમારી બાંનુઓને લાવીએ", એજ ગરંથકારના જણાવેઆ પરમાંણે આગલા ઈરાનીઓ, યઉનાની લોકોની છોકરીઓ સાથે શાદી કરતા હતા, તથા પોતાની છોકરીઓને તેઓની સાથે શાદીમાં આપતા હતા. હીરોડોટસ બીજું લખેછે જે—"ઈરાનીઓ હીચકારાપણાનો ઘણો ધીકાર કરેછે", "બીજાઓ કરતાં એ લોકોમાં લડાએક માણસની નામદારી ઘણી મોટી ગણાએછે", "ઈરાનીઓ પોતા ઉપર કોઈની સાહેબી કબુલ રાખતા નથી અને તેમ કબુલ રાખવાની ઘણી અડચણ કરેછે, પણ તેઓ પાસે પઈશા જાહાજ નથી." હીરોડોટસની જણાવેલી ઉપલી બીગતો મધેથી ઘણીએક બીના માનવાજોગછે તે જરતોસતી વાંચનારને સેહેલાઈથી માલમ પડશે. [જુઓ હીરોડોટસે કરેલાં વરણન પર આણે પુરાતન ઈરાની લોકોની રીતભાંત, કાએદા, અને મજહબ વીશે ડીસેમબર ૧૮૪૦ નાં ઓરીએનટલ ક્રીસટીઅન ઈસપેકટેટર ચોપાંનીઆં મધે છપાએલી બીના.]

સતો દીનનો રવઈઓ પાછો તાજો કીધો હતો. તેણે શેહરેશેહેર નવાં આતશખાંનાંઓ બંધાવેઆં હતાં, કેટલાંએક જુનાં પુસતકો જે પરાગંદે થાઈ ગએઆં હતાં, તે જેમ બની શકીઉં તેમ એકઠાં કીધાં હતાં, તથા કેટલીએક કેતાબોને પોતાના વખતની જુબાન, "પેહલવી" માં તરજુમો કરાવેઓ હતો, લોકોને તેઓના નેઆગાંનોના વખતની ધરમ સંબંધી ચાલચલણ પાછી શીખાડી હતી, મોબેદીનો મરતબો તથા એલમ આગલા વખતની માફક પાછો ચાલુ રાખેઓ હતો, અને બીજી સંગલી પરકારે જરતોસતી મજહબને ઈરાન જમીનમાં ઓસતવાર કીધો હતો. અરદેસર બાબેકાનની પાદશાહી શરૂ થાએઆ પછે ૪૧૬ વરશ સુધી એ પાદશાહની ઓલાદે ઈરાનનાં મુલક ઊપર અમલ ચલાવેઓ હતો, તેઓમાં શાપુર તથા બેહરાંમગોર તથા નોશીરવાંન અદલ તથા ખુસરૂ પરવેજ, અને એ વગરે બીજા નામીચા પાદશાહો થાઈ ગએઆ હતા, તેઓના જમાનામાં જરતોસતી મજહબને તથા એ મજહબનાં દફતરોને કસી અડચણ પોંહોંચતી નહી હતી, બલકે સાસાની તબકાના સંગલા પાદશાહોના અમલમાં મોબેદ લોકોનું માંન અને તેઓનું કઊવત સલાંમત રહીઉં હતું, અને દીનના એલમમાં ઘટારાને ઠેકાંણે વધારો થાએઓ હતો.

૨૯. ઈશવી સને ૬૪૨ નાં વરશમાં મુસલમાનોના ખલીફ ઊમરની સરદારી હેઠલ આરબોનાં લશકર સાથે "નાહવંદ" નાં મેદાંનમાં ઈરાનીઓને એક મોહોટી લડાઈ થાઈ હતી, તે લડાઈથી ઈરાનના જરતોસતી પાદશાહોનાં રાજની આખેરી આવી, ઈરાનીઓનો છેલો પાદશાહ ઈઅજદજરદ મારેઓ ગએઓ, અને એ દેશ મધે મુસલમાની અમલ શરૂ થાએઓ. હરએક મુલકમાં મુસલમાની અમલથી થાતી અસરો વીશે સરવે કોઈ જાંણીતાછે. આરબોનો દોર ઈરાનમાં શરૂ થાતી વેલાએ તેઓએ દેશના લોકોના એક મોહોટા ભાગને જબરદસતીથી ઈસલાંમી મજહબ કબુલ કરાવેઓ હતો, બીજા કેટલાએક ભાગે જજીઓ આપતો કીધો હતો, અને તે રીતે તે લોકો કતલથી બચેઆ હતા, તોપણ પોતાને દીલ ભાવતી છુટથી ધરમ પાલવાને તેઓથી બની આવેઉં નું

નહી. એ પછી ઈરાનનાં દરએક પરગણાંના મુસલમાન હાકેમો હરએક ખાંહાંને જરતોસતી ધરમ માંનનારાઓ ઊપર જુલમ ગુજારતા હતા તેથી હેવું બનેઊં કે આરબોનો દોર શરૂ થાએઆ પછે બે સદીની અંદર ઈરાનની વસતીનો મોહોટો ભાગ ઈસલાંમી મજહબ પાલનાર થાએઓ, અને જરતોસતી દીન પાલનારાઓની સંખેઆ ટોલાંબંધ ઘટવા લાગી' અને ઈશવી દસમી સદીમાં માતરે ફારસ અને કેરમાંનનાં પરાંતોમાં તેઓની વસતી રેહી ગઈ. દસમી સદીમાં ફારસ મધે ઘણાંએક શેહેરો તથા ગાંમડાંઓમાં જરતોસતીઓની વસતી મોહોટી હતી તથા તે જગાઓમાં ઘણાંએક આતશખાંનાંઓ પણ હતાં, હેવું તે વખતના મુસાફરોની ગવાહી ઊપરથી આપણા જોવામાં આવેછે. પણ ઈરાનના જુલમગાર મુસલમાંન પાદશાહોની ચાલથી એ પરાંત પણ સલાંમત રહેઓ નહી, અને ફારસની જરતોસતી વસતી ધીમે ધીમે તારાજ થાઈ, તથા તેઓનાં આતશકદેહની જગો ઊપર મસજીદો બંધાઈ. આજે માતરે "ઇઅજદ" શેહેરમાં અને કેરમાંન મધે જરતોસતીઓનો થોડોએક ભાગ બંચી શકેઓછે, તેઓની સંખેઆ એકશો વરશની વાત ઊપર એક લાખ માંણસની ગણાતી હતી, તેહેની જગોએ મરદ તથા ઓરત અને બચાંઓ મલીને હવડાં ૭૦૦૦) માંણસોથી વધારે ગણતરી થાતી નથી.†

૩૦. હેવું જોવામાં આવેછે કે ઈરાન મધે આરબોનો દોર શરૂ થાએઆ પછી થોડેએક વરશે તેઓના જુલમથી કંટાલીને કેરમાન મધે રેહેનારા જરતોસતીઓ મધેના કેટલાએક લોકોએ એ દેશ છોડેઓ હતો, અને તાંહાંથી તેઓ નીકલીને ઈરાનની દખણ તરફ "ઓરમજ" નામના એક ટાપુ મધે આવી વસેઆ હતા, પણ તાંહાંબી મુસલમાંનોનો જુલમ પોંહોંચેઆથી તેઓ વાંહાંણોમાં બેશીને હીંદુસથાંન તરફ આવેઆ, અને પેહેલવેહેલાં "દીવ" નાં બંદરમાં રહેઆ, અને તાંહાંથી ઊતર કોકણના કીનારા ઊપર (હાલનાં દમણની પાસે) સંજાંણ મધે આવી

† હમણાં (ઇ૦ સ૦ ૧૮૮૦) માં એ વસતી ૫૦૦૦) માણસો કરતાં વધારે ગણવામાં આવતી નથી.

વશેઆ, અને તે જગાથી જરતોસતીઓની વસતી ધીમે ધીમે હીંદુસથાંનના બીજા ભાગો તરફ પંથરાઈ ગઈ. સંજાંણ મધે જરતોસતીઓએ આવી પોંહોંચવાનો દાહાડો સંવત ૭૭૨ ના સરાવણ શુદ ૯ નો નોંધી રાખેઆમાં આવેઓછે, અને તેહેનું ઈશવી સનેનું ૭૧૭ મું વરશ થાએછે. એ વરશમાં હીંદુસથાંનના સરવે પારસીઓ એકદમ ઈરાનથી આવેઆ હોએ તે મનાતું નથી. એ જમાનામાં તરીને મારગે પંદર ઈઆ પચીશ હજાર માંણસોને એકદમ લાવવાનું કામ કાંઈ સેહેલું હતું નહી, અને ઈરાનીઓ જેહવા નાહાશેલા તથા જુલમથી હેરાંન થાએલા લોકો પોતે એક દેશથી બીજે દેશ દરીઆને મારગે હેવા જથાબંધ જાઈ શકે તે મુશકેલછે. આપણે જો એમ ધારીએ કે સંવત ૭૭૨ નાં શાલમાં જરતોસતીઓની વસતી પેહેલવેહેલી સંજાંણમાં આવી વશી હતી, અને તેઆરપછી ઘણાંએક વરશ સુધી હીંદુસથાંન ખાતે ઈરાનીઓની આવક ચાલુ રહી હતી તે વાત માનેઆજોગ ઠડેછે. જરતોસતીઓની વસતી હીંદુસથાંનના સંગલા મુકાંમો મલીને આજ આસરે સીતેર હજાર મરદ, ઓરત અને બચાંઓ જુમલે ધારેઆમા આવેછે.

૩૧. હવે આપણે જોઈએ કે ઊપલા સંગલા હીગાંમમાં જંદ ભાશા તથા એ ભાશા મધે લખેલાં પુસતકોની હાલત કેહેવી તરેહની હતી. આપણે આગલ જોએઊંછે કે કએઆંની પાદશાહોની હકુમત સેકંદરના હાથથી આખર થાઈ તાંહાંસુધી જંદ ભાશા તે જમાનાનાં પુસતકોને કીજે તથા તખતીઓ ઊપરના લેખોને કીજે વપરાતી ભાશા હતી અને જંદનાં સંગલાં દફતરો તે સમેમાં સલાંમત હતાં. સેકંદર પછી ૫૫૬ વરશ સુધી ઈરાની ધરમ પડતી હાલતમા હતો, અને તેથી કરીને ધરમ પુસતકોની ભાશા વીશેની ઈરાનીઓની સમજ ઘણી ઓછી થાઈ હતી. ઈશવી સને ૨૨૬ નાં વરશમાં પાદશાહ અરદેસર બાબેકાંને સાસાની અમલ શરૂ કીધો તેઆરે તેણે જરતોસતી દીનને તાજી કીધી હતી, તેણે કેતાબો એકઠી કરાવી તથા લખાવી હતી, તથા કેતાબોના તરજુમા કરાવેઆ હતા, અને જરતોસતીઓ પાસે હાલમાં જે કાંઈ "પેહલવી" કેતાબોછે,

તથા જંદ ભાશાનાં દફતરોનો "પેહલવી" માં જે તરજુમોછે તે સંગલું એ પાદશાહનાં વખતમાં અને તે પછીના અઈઆંમમાં બનેલુંછે, કે જે વીશે "પેહલવી" ભાશા બાબે બોલતી વેલાએ હું વધારે ખોલાસો કરશ.

૩૨. જંદ ભાશાની કેતાબો મધેની હકીકત જરતોસતી દસતુરો તથા મોબેદો જે આપણને હવડાં સમજાવેછે તે એ "પેહલવી" તરજુમાઓ ઊપરથી સમજાવેછે. જંદ જુબાન ખુદ જાંણવાનો ઈઆને "પેહલવી" ની મદદ વગર સમજવાનો આપણા દસતુરોનો અભીઆસ નથી, અને અભીઆસ રાખે તોપણ એ જુબાનનાં વેઆકરણનો કાએદો તથા બીજી જરૂરજોગ સમજ સલાંમત રહી નથી તેથી સમજવું ઘણું બીકટછે. એટલા માટે જંદનાં દફતરોની બાબદ ઘણુંકરીને આપણને આએજ રીતે સમજાવીઆમાં આવેછે કે એ ઘણાંખરાં દફતરોનો "પેહલવી" તરજુમો કીધેલોછે, તથા તે સાથે "પેહલવી" માં શરેહ કીધેલીછે, તે પેહલવી જુબાન ફારસીની મારફતે અને પાછલથી ગુજરાતીની મારફતે આપણે સમજીએ છઈએ. એ રીતે એ દફતરોની બીના સમજવાનો આપણો મારગ ગુછવણ ભરેલોછે. પણ એ ગુંછવણ ભરેલા મારગથી જંદનાં દફતરોને એક લાભ થાએઓછે, તે એજે લાંમબો મુદતને લીધે એ દફતરોની ભાશાને જેહવી ખરાબી પોંહોંચવાની આપણે વકી રાખીએ તેહવી ખરાબી તેહને પોંહોંચી નથી. "જંદ" ની ખુદ સમજ જરતોસતીઓમાંથી આજ લાંમબી મુદત થાઈ ઊદી ગેઈ અને "પેહલવી" નીજ મારફતે તેઓ એ પુસતકો સમજી શકવા લાગા, તેથી મતલબસર ઈઆ ઠગાઈને સારૂં ઈઆ બેખબરીને લીધે જે કાંઈ ફેરફાર હેવી કીસમનાં દફતરો મધે થાવો જોઈએ તે સંગલો ફેરફાર પેહલવી મધેજ થાએઓ હતો, અને જંદની એબારત એ ખરાબીથી સલાંમત રહી હતી, કે જેથી એ ભાશાની સમપુરણ હાલત આજ કાએમ રહેલી આપણાં જોવામાં આવેછે.

૩૩. આરબોના જુલમાત ભરેલા વખતમાં જોકે ઈરાન મધે જરતોસતી દીનનો એલમ ઘણો ખરાબી પામેઓ હતો, તોપણ ઊપલાં કાર

ણને લીધે તેથી જંદ ભાશાની એબારતબંદીમાં ખરાબી થાઈ હતી નહી. આરબોના વખતના પેહેલા જોસામાં એ પુસતકો પરાગંદેહ થાએઆ પછી જેમ જોગવાઈ મલતી ગેઈ તેમ તેઓને પાછાં એકઠાં કરતાં એ દફતરોના જુદા જુદા ભાગ ઈઆ કરદા ઈઆ ફકરા એકબીજાની આગલ પાછલ મુકાએઆ ઈઆ જોડાએઆ હોએ તે નવાઈ જેવું નથી, પણ તેથી તે કરદા ઈઆ ફકરાની ખુદ બીનામાં તથા ભાશામાં ફેરફાર થાએ ઓતો નહી. એ સંગલાં ઊપરથી આપણે વગર અડચણે કહી શકીએછે કે જંદનાં દફતરો મધેના કરદા ઈઆ ભાગો એકબીજાની આગલ પાછલ ગફલતથી મુકાએઆ વતરોગે એ સલામત રહેલાં દફતરો બીજી સંગલી પાંતીએ જેહેવી હાલતમાં અરદેસર બાબેકાનનાં વખતમાં હતાં તેજ હાલ તમાં તેઓ હવડાં આપણા હાથ મધે રહેલાંછે.

૩૪. હીંદુસથાંનનાં જરતોસતીઓ પણ ઈરાંનથી નીકલતી વખતે પોતાની સાથે જંદ ભાશાનાં દફતરો તેહના પેહલવી તરજુમાં સાથે લેઈ આવેઆ હતા હેવું માનવાને આપણી પાસે કારણોછે. નેરીઓશંગ ધવલ નામનો એક જરતોસતી મોબેદ જે આજ આસરે ૫૦૦ વરશની† વાત ઊપર થાઈ ગએઓછે તેણે જંદની કેટલીએક કેતાબોનો સંસકરીત ભાશામાં તરજુમો કીધો હતો, અને તે મધેથી "ઈજશને" ના ૭૨ હા મધેના ૬૬ મા હા સુધી તથા "વંદીદાદ" ની ૨૨ મધેની ૯ પરગરદ તથા "ઓગમદેચા" તથા "ખોરદેહ અવસતા" એઓનાં તરજુમા હાલ મોજુદછે. એ તરજુમો આપતી વખતે તેઓના સંબંધમાં નેરીઓશંગે પેહલવી તરજુમા વીશે કેટલોએક એસારો કીધોછે, તો જોકે એ વખ તની આગમજ ઈરાન તથા હીંદુસથાંનના જરતોસતીઓ વચ્ચેનો કાગજ

† કેટલાએક લોકો નેરીઓશંગનો વખત ઈરાનીઓ સંજાંણુમો આવેઆ તે શાલ (સંવત ૭૭૨) થી ગણેછે, અને કેહેછે કે તેણે ઉદવારાનાં આતશબેહરાંમ સથાપવાની કીરીઆ કીધી હતી. એ નેરીઓશંગ કોઈ જુદો હશે. પણ જે નેરીઓશંગે જંદનાં કેટલાંએક દફતરોનો સંસકરીત ભાશામાં તરજુમો કીધોછે તે પાછલા જમાનામાં થાઈ ગએઓ હતો. આંકુટીલ ડુ. પેરાં ઈશવી સને ૧૭૫૬ માં સુરત મધે હતો. તેઆરે તેણે દસતુરોથી હેવું સાંભલેઉં હતું કે એ સંસકરીત તરજુમો કરનાર નેરીઓશંગ ૩૦૦ ઈઆ ૪૦૦ વરશની વાત ઉપર થાઈ ગએઓ હતો.

પતરોનો સંબંધ લાંબી મુદત સુધી બંધ પડેલો હતો. નેરીઓશંગ ધવલે સંસકરીત તરજુમો કીધા પછી હીંદુસથાંનનાં જરતોસતી મોબેદોએ હેવું વીચારીઊં હોએ કે જંદનાં પુસતકો સમજવાને સારૂં પેહલવી ભાશાની કસી અગત રહી નથી, કાંએકે નેરીઓશંગ પછી આસરે ૨૦૦ વરશે હીંદુસથાંનમાં એકબી દસતુર ઈઆ મોબેદ પેહલવીની મારફતે જંદ ભાશા સારી રીતે સમજનાર રહેઓતો નહી, અને લાચારી હાલતને લીધે સંસકરીતનો અભીઆસ પણ તેઓએ ચાલુ રાખેલો હોએ હેવું જોવામાં આવતું નથી. આજ ૩૦૦) વરશની વાત ઊપરની હીંદુસથાંનના પારસીઓની ગરીબી હાલત ઊપર જેઆરે આપણે ધેઆન પોંહોંચાડીએછે તેઆરે એ વાત માનવાજોગ દીશેછે. એ સંગલા મામલા ઊપરથી હેવું બનેઊં હતું કે હીંદુસથાંનના જરતોસતીઓ ફકત પોતાના રેવાજ ઊપર આધાર રાખીને પોતાના ધરમની સંગલી કીરીઆઓ કરતા હતા, તથા તેઓએ બંદગી અથવા એબાદત સરેશતા પરમાંણે જંદ ભાશામાં ચાલુ રાખી હતી, પણ તે બંદગી ઈઆ એબાદતમાં શું લખેલુંછે તથા કીરીઆઓ વીશે દીનની કેતાબોમાં શું ફરમાનોછે તે સમજાવનાર એકબી કાબેલ શખસ તેઓમાં રહેઓ હતો નહી. હમણા હીંદુસથાંનના દસતુરોમાં જંદનાં પુસતકોની સમજ જે પાછી તાજી થાઈછે તે સંગલું એક ઈરાની દસતુર નામે જાંમાસપ જે ધણી હીંદુસથાંનમાં જરતોસતી ટોલો સલામતછે હેવી વાત સાંભલીને આસરે ઈઅજદજરદી ૧૦૯૦ નાં વરશમાં કેરમાંન શેહેરથી સુરત ખાતે આવેઓ હતો તેહેના આવેઆ પછી બનીઊંછે. એ દસતુર જાંમાસપે સુરત, નોસારી તથા ભરૂચના કેટલાએક દસતુરોને પોતાની શાગેરદીમા લઈને તેઓને દીનનો એલમ શીખાડેઓ હતો, તથા તેઓની માહેતગારીમાં વધારો કરેઓ હતો. એજ શબબ ઊપરથી મોંશીઓ બોરનુફ નામનો ફરેંચ ગરંથકાર જેણે ઈજશનેના પેહલા બાબ વીશે શરેહનું એક નામીચું પુસતક લખેઊંછે, તે ધણી કેહેછે કે જો દસતુર જાંમાસપ હીંદુસથાંનમાં આવેઓ નહી હતે તો જે ઇઊરોપીઆંનો પારસીઓની પુરા

તમ જુબાંન જાંણવાની ઊમેદથી સુરત ગએઆ હતા તેઓ ખચીત પોતાની ધારણામાં નીશ્ફલ થાએઆ વના રેહેતે નહી.* હાલ આપણે જોઈએછે તો એ મામલો કાંઈએક ફરી ગએલોછે. જાંમાસપ કેરમાનીના આવેઆથી હીંદુસથાંનના પારસીઓ વચ્ચે તેઓની પુરાતમ જુબાનનો એલમ પાછો તાજો થાએઓ હતો, તે વખત પછી સુરત અને બીજાં બંદરો ખાતે ઈઊરોપીઅન લોકોના વેપારની અસરથી હીંદુસથાંનના પારસીઓની સંસારી હાલત ઘણી સુધરી હતી, અને તે આજ સુધી સુધરતી ચાલીછે, અને તેથી કરીને તેઓથી પોતાની દીનનો એલમ પોતા વચ્ચે સચવાઈ શકાએઓછે, તથા તેહેની માહેતગારી કાંઈએક વધી પણ છે. બીજા હાથ ઊપર ઈરાન મધે આજ એકશો વરશ ઊપર ઓછામાં ઓછા એકલાખ જરતોસતીઓની વસતી હતી, તે તાંહાંનાં જુલમગાર રાજને લીધે હમણાં માતરે ૭૦૦૦ માણસથી વધારે ગણાતી નથી, અને એ સંખેઆની ઘટ પરમાંણે તેઓમાં એલમ પણ ઘટેલો દીશેછે, તે હેવી રીતે કે મુસાફરોના જણાવેઆ પરમાંણે આજના હીંદુસથાંનના દસતુરો જેટલો જંદ ભાશાનો એલમ જાણેછે તેટલોબી ઈરાનના દસતુરોને ખબર નથી. એ પાછલના સંગલા વખતમાં પણ જંદ ભાશાનાં પુસતકોને કસી હાંણી પોંહોંચી નથી, તેહેનું કારણ આગલ જણાવેઆ પરમાંણે એટલુંજછે કે જરતોસતી દસતુરો એ પુસતકોની

* હીંદુસથાંન અને ઇરાનના જરતોસતીઓ વચ્ચે તારીખની ગણતરીમાં જે એક મહીનાનો ફરકછે, અને જેહેને લીધે હીંદુસથાંનનાં પારસીઓમાં "શેનશાહી" અને "કદમી" એ નામના બેએ ભાગ પડેઆછે તે ભાગ દસતુર જાંમાસપ કેરમાંનથી આવેઆ પછે પડેઆ હતા. હેવું કેહેછે કે સુરત મધે માણેકજી અરમાની દલાલ કરીને એક પારસી હતો તેણે પરથમ હીંદુસથાંનમાં ઇરાની રોજ માહ પઢવાનું શરૂ કીધું હતું. પણ તે વખતે પારસીઓ ઊઘાડી રીતે જુદા પડેઆતા નહી, કાંએકે હીંદુસથાંનના પારસીઓમાં કાંઇબી રખણો ઊઠે તેહેવું દસતુર જાંમાસપને પસંદ હતું નહી, તેથી તેણે એ રોજ માહાની કસર વીશે જાહાજી ભાંજગડ કીધીતી નહી. પણ દસતુર જાંમાસપ પાછો ઇરાન ગએઆ બાદ આસરે પંદર વરશે એક ઇરાની બેહદીન નામે જમશેદ સુરત આવેઓ હતો, તેણે એ ભાંજગડ માથે લઇને ઇઅજદજરદી ૧૧૧૪ નાં વરશમાં કુમાનો દાદદારૂ નામનો એક મોબેદ અને બીજા થોડાએક બેહેદીનોને પોતાની તરફ ખેંચીને તેઓનું બીજા પારસીઓથી જુદું તડું પાડેઊં હતું, અને તે વખતથી હીંદુસથાંનમાં "કદમી" ટોલો શરૂ થાએઓ હતો.

સમજ માતરે પેહલવી ભાશાના આસરાથી હમેશ રાખતા આવીઆછે, તેથી જે કાંઈ ફેરફાર થાએઓછે તે પેહલવી તરજુમા મધે થાએઓછે,' અને જંદમાં લખેલી સંગલી બાબદ અથવા એબારત સલાંમત રહીછે. પરોફેસર એન. એલ. વેસટરગારડ જેણે ઘણીએક પુરાંણી અને જુદી જુદી નકલો એકબીજા સાથે મેલવી તથા તપાસીને "જંદ અવસતા" નાં સંગલાં દફતરોનું એક કીમતી પુસતક એ જુબાનના અસલ હરૂફે ઈશવી ૧૮૫૪ ની આખેરીમાં છપાવી પરગટ કીધું છે, અને જેહેની સતા એ બાબદમાં ઘણી નામીચી ગણાવી જોઈએછે, તે ધણી ઊપલી બીનાને મલતી રીતે લખેછે કે—"જંદ અવસતાનાં દફતરોની તમાંમ નકલો જોકે "જુદે વખતે ઈઆ જુદે જુદે ઠેકાંણે લખાએલીછે, તોપણ એ નકલો "મધેની અસલ બીના સંગલાંમાં એકસરખીજછે. ખરૂં છે કે એ દફત "રોમાં ઘણાએક બોલો ઊચારને કીજે જુદા જુદા હરૂફોની જોડણીથી "લખાએઆછે, પણ એ છુટા અખશરોનો ફેર છતાં તેઓ માહેલા "શબદો બીજી કસી રીતે ફેરવાએઆ નથી."

૩૫. જંદ ભાશાનાં દફતરો જે આજ સુધી સંગલાં હાથનાં લખેલાં હતાં તેહેની જુનામાં જુની નકલ કીઆ વખતની અને કાંહાંછે તે બાબેનો ખોલાસો ફકત ઈઊરોપીઅન ગરંથકારોનાં પુસતકો ઊપરથી આપણને મલી આવેછે. "વંદીદાદ" અને "ઈજશને" એઓની કેટલીએક નકલો ઊપર તેહેનાં ઊતારાનો સને મેલેલોછે, અને તે ઊપરથી આપણા જોવામાં આવેછે કે ઈઊરોપખંડમાં એ બંધે દફતરોની સંગલાંથી પુરાંણી નકલ "કાપનહેગન" શેહેરનાં પાદશાહી પુસતકખાનાં મધે હાલ મોજુદછે. પરોફેસર ઈરાસમશ રાશક સને ૧૮૨૦ નાં વરશમાં મુસાફરી કરતો ઈરાન થાઈને મુંબઈ આવીઓ હતો, તેઆરે એ નકલો એ વીદવાન પુરસ ઈઊરોપ ખાતે લઈ ગએઓ હતો. એ પુસતકો મધે "વંદીદાદ" ની નકલનો સને તથા લખનારનું નામ આએ રીતે આવેલું છે—"રોજ ૨૪ મો માહ ૪ થો સને ૬૯૩ ઈઅજદજરદી (૧૩૨૩ ઈશવી) ને દીને ખંમાએત મધે હેરબદ રૂસતમ મેરબાંન હેરબદજાદા કએ

ખશરૂને વાસતે નકલ ઊતારીછે." અને એ નકલ કરનાર ધણી બીજો હેવો ખોલાસો કરેછે કે એ નકલ ઈઅજદજરદી ૫૫૪ (ઈશવી ૧૧૮૪) નાં વરશમાં ઈઅજદ શેહેર મધે અરદેસર બીન બહમનના હોકમથી હેરબદ હુમશતની હાથની કરેલી એક નકલ ઊપરથી લીધીછે. એ દફ્તર પેહેલવી તરજુમા સાથેનું છે. "ઈજશને" નું દફ્તર પણ ઊપલાજ ધણીને હાથનું લખેલું છે, માતરે તેહેની તારીખમાં આસરે સાત માસનો ફરકછે, એ દફ્તરની નકલનો રોજ ૨૭ મો માહા ૧૦ મો સને ૬૯૨ ઈઅજદજરદી (ઈશવી ૧૩૨૩) નો લખેલોછે. એ દફ્તર સાથે પણ તેહેનો પેહેલવી તરજુમો આવેલોછે. ઈઊરોપખંડનાં "પારીસ" શેહેરનાં તથા "આકસફરડ" ની મદરેસામાં તથા લંડન મધે ઈસટ ઈંડીઆ કંપનીનાં તેમજ બરીટીશ મીઊજીઅમનાં પુસતકખાંનાઓ મધે જંદ કેતાબોની પુરાંણી નકલોછે, પણ તે સંગલી ઊપલા સને પછીની ઊતારેલીછે. હીંદુસથાંન મધે વંદીદાદની સંગલાથી જુની નકલ મુંબઈમાં મુલાંફીરોજનાં પુસતકખાંનાં મધેની ધારેઆમાં આવેછે. એ નકલ ઈરાન મધે રૂસતમ બીન શેહેરીઆરે ઈઅજદજરદી ૯૮૭ (ઈશવી ૧૬૧૭) નાં વરશમાં ઊતારી હતી.

૩૬. જંદ ભાશાનાં પુસતકોની હવડાંની વપરાતી જુદી જુદી જુબાનોમાં જે તરજુમા થાએલાછે તેહેની વીગત એ પુસતકો વીશે થાએલી સોધના બાબ મધે આગલ વાંચેઆમાં આવશે. હમણા માતરે એટલુંજ જણાવવાની જરૂરછે કે આજ થોડીએક મુદત સુધીમાં એ સંગલાં પુસતકો માતરે હાથનાં લખેલાં મલી આવતાં હતાં, પણ ઈઅજદજરદી ૧૧૮૪ (ઈશવી સને ૧૮૧૫) નાં વરશમાં "ખોરદેહ અવસતા" ની કેતાબ પેહેલવેહેલાં ગુજરાતી હરૂફે મુંબઈ મધે જીજીભાઈ બેહેરાંમજીએ છાપી હતી, અને તેઆરપછે તેહેની ધણીએક નકલો છપાઈછે. ઈઅશતોનું દફ્તર ખોરદેહ અવસતા તથા બીજી કેટલીએક બંદગી સુધાંનું ઈઅજદજરદી ૧૨૧૧ (ઈશવી સને ૧૮૪૨) નાં વરશમાં બેહદીન દાદાભાઈ કાવશજીએ ગુજરાતી હરૂફે પેહલવેહેલું છપાવી પરગટ કરેઊં હતું.

ઈજશનેનું તથા વીસપરદનું દફતર ઈઅજદજરદી સને ૧૨૧૯ (ઈશવી ૧૮૫૦) નાં વરશમાં બેહદીન પેશતનજી માંણેકજીએ જંદ હરૂફે છપા વીઉં હતું. વંદીદાદ શાદેનું દફતર ગુજરાતી હરૂફે ઈઅજદજરદી સને ૧૨૨૦ (ઈશવી ૧૮૫૧) નાં વરશમાં એજ ધણીએ છપાવીઉં હતું. વંદીદાદ શાદે જંદ અખશરે દસતુર એદલજી દારાબજી સંજાંણાનાં ઊપ રીપણાં હેઠલ ઈઅજદજરદી સને ૧૨૦૦ (ઈશવી સને ૧૮૩૦) નાં વર શમાં એજ બેહદીન પેશતનજી માંણેકજીએ શીલા છાપા ઊપર છાપેઓ હતો. ઈઊરોપખંડ મધે જંદનાં જે પુસતકો તરજુમા વગર છપાએ આંછે તેમાં પેહલવેહલાં પરોફેસર ઈ. બોરનુફે ઈશવી સને ૧૮૨૯ થીતે ૧૮૪૩ સુધીની મુદતમાં કટકે કટકે તમાંમ વંદીદાદ શાદે શીલા ઊપર છાપેઓ હતો. બોરનુફે તેહેની નકલ પારીસનાં પુસતકખાંનાં મધેનાં એક દફતરની ઊપરથી લીધી હતી, કે જે નકલ ઈઅજદજરદી ૧૦૮૩ (ઈશવી ૧૭૧૪) નાં વરશમાં નોશારી મધે હેરબદ દારાબ બીન રૂસતમે ઊતારી હતી. એજ બોરનુફની છપાવેલી નકલ તથા મુંબઈ મધે ઈશવી સને ૧૮૩૦ માં દસતુર એદલજી દારાબજી સંજાંણાનાં ઊપરી પણાં હેઠલ છપાએલી ઊપર જણાવેલી નકલ ઊપરથી ઈશવી સને ૧૮૫૦ નાં વરશમાં પરોફેસર હેરમન બરાકશે રોમન (ઈંગરેજી) દસત ખતે વંદીદાદ શાદેનું એક પુસતક છપાવેઊં હતું. સને ૧૮૫૧ માં પરોફેસર લાશન નામના એક બીજા વીદવાને કેટલીએક નકલોનો મુકા બલો કરીને વંદીદાદની પાંચ પરગરદ જંદ હરૂફમાં છપાવી હતી, પણ તેઆરપછે તેણે એ કાંમ આગલ વધારેલું જોવામાં આવતું નથી. એજ ઈશવી સને ૧૮૫૧ નાં વરશમાં એરલાંનગનવાલા પરોફેસર ઈસપીગ લનાં ઊપરીપણાં હેઠલ "વંદીદાદ" જંદ હરૂફે તેહેની પેહલવી શરેહ સુધાં છપાએઓ હતો. પણ એ સંગલાં ઊપરાંત કાપનહેગનવાલા પરો ફેસર વેસટરગારડે ઈશવી સને ૧૮૫૪ માં "જંદ અવસતા" ના ગરં થનું જે પેહેલું દફતર છપાવી પરગટ કીધુંછે તે બીજાઓ કરતાં ઘણું સરશછે. એ દફતર મધે ઈજશને, વીસપરદ, વંદીદાદ, તમાંમ નીઆ

એશ, ઈઅશત, આફ્રીન, ઈતીઆદી, એ સંગલાં પુસતકોનો એકદમ •સંગરહ જંદ દસતખતે અને ઘણી ખુશનુમાં રીતે તેણે છપાવેલોછે, અને એ સંગરહ પરોફેસર વેસટરગારડે ઈરાન તથા હીંદુસથાંનથી પોતે લાવેલી કેતાબોની નકલ તથા પારીસ, કાપનહેગન, આકસફરડ, અને લંડનનાં બરીટીશ મીઊજીઅમ તથા ઈસટ ઈંડીઆ હાઊસ અને એ વગરે બીજાં પુસતકખાંનાંઓ મધેની નકલો તપાસીને તથા તેઓનો મુકાબલો કરીને પરગટ કરેઓછે. એ જુદી જુદી નકલોમાં જે જે હરૂફ અથવા શબદોનો ફેરફાર પડેછે તેહેનો પણ વીગતવાર ખોલાસો પરો ફેસર વેસટરગારડે એ પુસતકની અંદર આપેલોછે. એ છેલું જણાવેલું પુસતક જંદ ભાશાના અભીઆસીને અતીસે અગતનુંછે.

૩૭. જંદ ભાશાનું વેઆકરણ ઈરાનના ઈઆ હીંદુસથાંનનાં જરતોસતીઓ પાસે કોઈ વેલાએ રહીઊં હોએ હેવું આપણા જોવામાં આવતું નથી, અને એ પુસતકો મધેની બાબદો પેહલવી તરજુમાઓ ઊપરથી સમજવાની ચાલ ઊપરથી એ વેઆકરણની અગત પણ આપણા લોકોની સમજમાં આવી નથી. હવડેના "કમપારેટીવ ફીલાલોજી" ના જાંણનારાઓ જંદનાં પુસતકોનો એ પેહલવી તરજુમો તથા જરતોસ તીઓ પાસેની પેહલવી ફરહંગો ઘણી ભુલ ભરેલી ગણેછે, અને કેહેછે કે ઘણેએક ઠેકાંણે જંદનો તરજુમો કરતી વખતે વેઆકરણ સંબંધી જે રૂપમાં જંદનો બોલ વાપરેલોછે તેજ રૂપમાં તેહેનાં પેહલવી અરથનો શબદ મુકેલો નથી. એ કારણને લીધે આજે પણ જંદ દફતરો મધેની બીના આપણને ઘણી વખતે ચુક ભરેલી રીતે સંમજાવેઆમાં આવતી હશે તેમાં કસો શંધે નથી. જંદનાં દફતરોના અશુધ પેહલવી તરજુમા વીશે હવે પછેના બાબમાં વધારે ખોલાસો વાંચેઆમાં આવશે.

૩૮. જંદ ભાશા વીશે જે કાંઈ ઊપર લખી જણાવેઊંછે તે જંદનાં દફતરો ઈઆને "જંદ અવસતા" નાં પુસતકોની ભાશા વીશેછે, પણ મેં આગલ જણાવેલુંછે કે ઈરાન મધે પાહડોમાં કોતરી કાહાડેલી તખતીઓ જે ઈરાની ખીલારોકા હરૂફોની તખતીઓને નામે ઓલખા

એછે તે તખતીઓની ભાશાનું મુલ પણ જંદછે હેવું હવડાં મુકરર થાએલું છે. એ તખતીઓ ઈરાન મધે બેહશતુન, મોરગાબ, ઈસતખર, હમદાન, અને એ વગેરે બીજી જગાઓ ઊપર આવેલીછે, અને એજ ભાશાને મલતા લેખ સુવેજથી મલેલા એક પથ્થર ઊપર તથા "વેનીસ" શેહેરમાં સેનટ મારકની "તરેજરી" મધે એક પુરાંણાં વાસણ ઊપર વાંચેઆમાં આવીઆછે. એ તખતી તથા લેખ સેકંદરની આસરે ૧૫૦) વરશ આગમજ કોતરાવેલા ધારેઆમાં આવેઆછે, અને તેઓને ઊકલાવવાના એલમનું માન સંગલું ઈઊરોપીઅન આલમાંઓને મલેછે. પરથમ એ ખીલારોકા હરૂફેની તખતીઓના થોડાએક અખશરો ઊકલાવનાર પરોફેસર ગરાટફેંડ નામનો એક વીદવાંન જરમન હતો, તેણે ઈશવી ૧૮૦૨ નાં વરશમાં બાર અખશરોના ઊચાર સોધી કાહાડેઆ હતા. તેઆરપછે સને ૧૮૨૩ માં ડેનમારકવાલા પરોફેસર રાસકે તથા પારીસવાલા સેંટ મારટીને એ એલમ આગલ વધારેઓ હતો. સને ૧૮૩૬ માં મોંશીઓ બોરનુફ, તથા લાશન, તથા મેજર રાલીનસન એ સંગલાઓએ તખતીઓ ઊકલાવવા વીશે કોશેશ કીધી હતી. લાશન ઈઊરોપખંડમાં ઘણી મુદત સુધી એજ કામમાં ગુંતાએઓ હતો, અને મેજર રાલીનસન જે સને ૧૮૩૫ થીતે ૧૮૪૫ સુધી ઈરાન દેશના દખણ ભાગ તરફ રહેલો હતો તેણે એ વખતમાં પોતાની ફુરસદનો મોહોટો ભાગ એજ કામ પછવાડે વાપરેઓ હતો. મી૦ વેસટરગારડે પણ એજ બાબતસર પાછલથી કેટલીએક સોધ કીધીછે.

૩૯. એ ખીલારોકા હરૂફેથી કોતરી કાહાડેલી તખતી અથવા લેખની ભાશા જંદછે. તેહેનો કાએદો જંદનાં દફતરોના કાએદાથી ઊલટી રીતે ઈઆને (આએ ગુજરાતીની માફક) ડાબી થીતે જમણી બારદુ તરફ વાંચવાનોછે. ગરાટફેંડ હેવું ધારેછે કે એ ખીલારોકા હરૂફે કેતાબોનાં કામને વાસતે બનેલા નથી, પણ પથ્થરની તખતીઓ તથા મોહોર ઊપરની કોતરણીને વાસતે બનેલાછે. પથ્થરની તખતીઓ તથા મોહોર ઊપર એ અખશરો કોતરવાને ઘણું સવલ પડેછે, શબબ

કે તેઓમાં બીજા અખશરોની માફક ગોલ વલાંણ આવતી નથી. એ તખતીઓની ભાશા જંદનાં દફતરોની ભાશાને મલતી આવેછે, પણ તે બંધેના જમાના બાબે કેટલાએક ઈઊરોપીઅન ગરંથકારોના વીચારમાં ફરક પડેછે. પરોફેસર વેસટરગારડ કેહેછે કે એ ખીલારોકા હરૂફોની જુબાન જંદનાં પુસતકોની પછીનીછે. મેજર રાલીનસન કેહેછે કે એ જુબાન જંદનાં પુસતકોની આગમજનીછે. ઈઊરોપખંડના ઘણાખરા નામીચા વીદવાંનો એ બાબતમાં મી૦ વેસટરગારડનાં મતને મલતાછે.†

૪૦. એ ખીલારોકા હરૂફોની તખતીઓની મદદથી ઈરાનના હેઠલ જણાવેલા પાદશાહોનાં નામો આજસુધી વાંચવામાં આવેઆંછે—

| | ફારસી ધારેલાં નામ. |
|---|---|
| ૧. કુરૂશ. | કએખોસરૂ. |
| ૨. દારયવુશ વીસતાસપ. | ગોસતાસપ. |
| ૩. કબુજીઆ. | |
| ૪. અઊઆખશેતરઈઅ. | (કોબાદ?) |
| ૫. ખશઈઆરશા. | અસફંદીઆર. |
| ૬. અરતખશતર. | અરદેસર—એને બહમન કરીને પણ લખેછે. |

એજ લેખ ઊપરથી ઈરાન તથા તેહેની આસપાસનાં ઘણાંએક પરગણાનાં નામ આપણા જોવામાં આવેછે. ખોદાતાલાનું નામ એ તખતીઓમાં "અઊરમજદા" કરીને લખેલુંછે.

† મેજર રાલીનસને ઊકલાવેલી તખતીઓ મધેની એક તખતી મધેનો ફકરો નમુના તરીકે હું અતરે પરગટ કરૂંછું. એ તખતી ઈરાન મધે હમદાંન શેહેરની પાસે અલવંદના પાહડની નીચાંણમાં કોતરેલીછે, અને તેથી પાદશાહ ગોસતાસપના તે તરફ આવી ગએઆની યાદેઆમેલે ઇઆદગારી રાખેલીછે. **તખતી**—બગ વઝરક અઊરમઝદા હય ઈમામ બુમીમ અદા, હય અવમ અસમાનમ અદા, હય મરતીયમ અદા, હય શીયાતીમ અદા મરતીયા હયા, હય દારયવુશ ખશાયથીયમ અકુ નઊશ અપવિમ પરૂનામ ખશાયથીયમ, અપવિમ પરૂનામ ફરમાતારમ. **તરજુમો**—મોટો ખોદાએ હોરમઝદ, જેણે જમીન આપીચ, જેણે પેલું આસમાન આપીઉંચ, જેણે માંણસ જાત આપીચ, જેણે માંણસ જાતને જીવ આપીઓચ, જેણે દારયવુશ પાદશાહને બનાવેઓચ, જેમ લોકોનો પાદશાહ તેમ લોકોને ધારા આપનાર.

૪૧. મેજર રાલીનસન કેહેછે કે તેણે જે કાંઈ એ લેખ ઊકલાવે આછે તે ઊપરથી તેહેની ખાતરી થાએછે કે ઈરાન દેશની આગલી તવારીખ જે ફારસી ગરંથકારોએ આપીછે તે કરતાં ઈઊનાની તવારીખ વધારે ભરોસો રાખવાજોગછે. પણ એ વાત હજુર ચોકસ થાએલી કેહેવાએ નહી. જેઓને એ ખીલારોકા હરૂફે ઊકલાવવાની તવારીખ તથા કાએદાથી વાકેફ થાવું હોએ તેઓને "ગરેટ બરીટેનની રાએલ એશીઆટીક શોશાએટી" નું દસમું તથા અગીઆરમું દફતર વાંચવાની હું ભલાંમણ કરૂંછું. એ દફતરો મધે મેજર રાલીનસને ઊકલાવેલી સંગલી તખતીઓનો બોલેબોલ તરજુમો, તેઓને ઊકલાવવાની તવારીખ, તે મધેના અખશરોમાં ઊચારની સમજ, એ તખતીઓ મધે આવેલા સંગલા લફ્જોની એક કીમતી ફરહંગ, તથા તે સાથે બાબીલોનીઆ અને આસીરીઆ દેશોની તખતીઓ બાબેનો કેટલોએક વીચાર, તથા એ વગરે બીજી ઘણીએક વાંચવાજોગ હકીકત આવેલીછે.

---

## બાબ ૨ જો.

## પેહલવી ભાશાની બાબદમાં.

૧. "પેહલવી" એ નામ વીશે કેટલાએક લખનારાઓ કેહેછે કે તેહેનો અરથ પેહલવાનોની ભાશાનો થાએછે. બીજાઓ કેહેછે કે પેહેલુ નામનાં એક શેહેર ઊપરથી એ નામ નીકલેઊંછે. "પેહલવી" એ ઈરાનના સાસાનીઆન ટોલાના પાદશાહોની રાજદરબારી તથા ધરમ સંબંધી ભાશાછે. એ જુબાંન "એરીઅન" ટોલા મધેથી નીકલેલીછે, પણ તેહેમાં "શીરો અરેબીઅન" ટોલાના ઘણાએક બોલો દાખલ થાએલાછે, કે જે શબબ ઊપરથી કેટલાએક લોકો તેહેને "આરબી" જુબાનમાંથી નીકલેલી સમજતા હતા, પણ એ વીચાર હવડાં ભુલ ભરેલો ઠરેઓછે.

૨. એ પેહલવી જુબાનમાં ઈરાનના સાસાનીઆન તબકાના પાદશાહોના વખતના સીક્કા પાડેલાછે, તથા ઈરાન મધે કેટલાએક મુકાંમો

ઊપર એ જુબાનમાં તખતીઓ કોતરેલીછે, તથા એજ જુબાનમાં જંદનાં ઘણાંખરાં પુસતકોનો તરજુમો થાએલોછે તથા તેહેની શરેહ આવેલીછે, તેમજ જરતોસતીઓના મજહબને લગતાં ઘણાંએક પુસતકો લખાએલાંછે. એ તરજુમો તથા પુસતકોની ભાશાને જરતોસતીઓ "હુજવરશ" ભાશા કરીને પણ કેહેછે.

૩. ઈરાનના સાસાનીઆંન પાદશાહોના વખતના પેહલવી લેખના સેંકડો સીક્કા આજ સલાંમત રહેલાછે, તે ઊપરથી અરદેસર બાબેકાંન તથા શાપુર* (પેહલો) તથા બેહરાંમ (પેહલો) તથા બેહરાંમગોર તથા ખુસરૂ પરવેજ, તથા શાપુર ઝુલકતફ, તથા ફીરોજ, તથા પાલાશ, તથા શેહરીઆર, એ પાદશાહઓનાં નામો વાંચીઆમાં આવીઆંછે. એજ રીતે ઈરાનના પેહલવેહલા આરબ સરદારોના સીક્કાઓ ઊપર પણ એ જુબાન જોવામાં આવેછે, તથા હીંદુસથાંનનાં વાવીઅખુણાંના હીંદુ રાજાઓના કેટલાએક સીક્કાઓમાં એક બાજુ ઊપર સંસક રીત અને બીજી બાજુએ પેહલવી એ રીતે બંધે ભાશાઓ ભેલી વપરાએલી દેખાએછે.

૪. પેહલવી ભાશામાં ઈરાનના પાહડો ઊપર જે તખતીઓ આવેલીછે તે નકશે રૂસતમ તથા નકશે રજબ તથા હાજીઆબાદ તથા કેરમાંનશાહ એટલી જગાઓ મધેછે. એ તખતીઓ મધેની કેટલીએક ઊકલાવીઆમાં આવીછે, અને તે ઊપરથી ઈરાનના સાસાની પાદશાહ અરદેસર બાબેકાંન, તથા શાપુર (પેહલો) તથા શાપુર (બીજો) તથા શાપુર

* એ સીક્કાઓ ઘણું કરીને રૂપાં ઉપર પાડેલા હોએછે, તેહેની એક બારદુ ઉપર પાદશાહની તસવીર તથા નામ આવેછે, બીજી બારદુએ એક તખતની ઉપર બલતો આતશ દેખાએછે, અને તે તખતની બંધે બાજુએ બે માણસો નેગેહબાંની કરનાર દાખલ ઉભેલા દીશેછે. પાદશાહનું નામ આએ રીતે લખેઆમાં આવેછે, જેમકે—"મજદજન બેહ શાપોરી મલકાંન મલક, મીનોચેથરી મન ઇઆજદાન" એટલેજે "હોરમજદને માનનારો નેક શાપુર, પાદશાહોનો પાદશાહ, ખોદાઇ બુનીઆદથી ઉતરેલું બચ્ચું." બીજી બારદુ ઉપર "શાપોર પપેકી ઇઆજદાંની" એટલેજે "પપેક (બાબેકાંન) ની ઓલાદનો શાપુર."

(તરીકે) એઓનાં નામ વાંચીઆમાં આવેઆંછે.† નકશે રૂસતમ મધેની તખતીઓની નીચે ગરીક જુબાનમાં તેઓનો તરજુમો કોતરેલોછે, કે જેથી એ તખતીઓ અને તે પછી સાસાની પાદશાહોના સીક્કાઓ ઊકલાવવાનું કામ સેહેલું પડેલું હતું. મોંશીઓ શીલવેસટર ડ. સાસી નામના એક ફરેંચ વીદવાને એ લેખ પેહલવેહલા ઊકલાવેઆ હતા. હાજી આબાદમાં જે તખતી આવેલીછે તેહેની જોડ દાખલ બીજી એક તખતી તેહેની બોરદુમાંછે, અને તે બંધેની ભાશા એકસરખીજ લાગેછે, તથા બાબદો પણ એકજ ધારેઆમાં આવેછે, પણ તે મધેની એક તખતી કાંઈએક જુની ભાશામાં લખી હોએ ઈઆ બીજીના કરતાં થોડીએક મુદત આગમચથી કોતરાએલી હોએ હેવુંછે. એ હાજી આબાદની તખતી કે જે પાહાડ ઊપરના બીજા સંગલા પેહલવી લેખ કરતાં કદમાં લાંમબીછે, તે ચોકસ અને ભરોસો રાખવાજોગ રીતે જેઆરે ઊકલાવેઆમાં આવશે તેઆરે પેહલવી જુબાન વીશે આપણને ઘણીએક જાંણવાજોગ બીનાં જાહેર થાશે.

૫. જંદનાં પુસતકોનો જે ભાગ આપણી પાસે સલાંમતછે, તે સાથે તેઓનો પેહલવી જુબાનમાં શરેહ સાથે તરજુમો થાએલોછે, તેહેની વીગત:—

વંદીદાદ, (પરગરદ ૧૨ મી વતરોગ) ઈજશને, વીસપરદ, હાદોખત નુસક, દામદાદ નુસક અને ખોરદેહ અવસતા. ઓગમદેચાનો તરજુમો પાજંદછે, તથા ઈઅશતોનાં દફતરોનો પેહલવી ઈઆ પાજંદ કોઈબી તરજુમો મલી આવતો નથી. જંદનાં દફતરોના પેહલવી તર

† એ તખતીઓ મધેની એક તખતી જે કેરમાંનશાહ આગલ તાકે બોસતાંન પાહાડ ઊપર પાદશાહ શાપુર ઝુલકતફની તસવીરની બોરદુ ઊપરછે તેહેની નકલ આએ માફકછે:— "પતકલી તમન મજદીઅજન, બેહ શાપોરી મલકાંન મલક, અએરાંન વ અનેરાન, મીનોચેથરી મન ઈઅજદાંન, બમન મજદીઅજન વોહુઅ અહુરમજદી, મલકાંન મલક, અએરાંન વ અનેરાંન, મીનોચેથરી મન ઇઅજદાંન, નપી બેહ નારસી, મલકાંન મલક." એટલેજે—"આએ આકાર હોરમજદને માનનારનોછે, નેક શાપુર, પાદશાહઓનો પાદશાહ, ઈરાન અને અનેરાંનનો પાદશાહ, મીનોઈ બુનીઆદથી ઊતરી આવેલું બચ્ચું, હોરમજદને માનનારનો બેટો, નેક હોરમજ, પાદશાહઓનો પાદશાહ, મીનોઈ બુનીઆદથી ઊતરી આવેલું બચ્ચું, નેક નારસીનો દોતરો, પાદશાહોનો પાદશાહ."

જુમા વીશે જરતોસતીઓના કેટલાએક દસતુરોનો હેવો વીચારછે કે એ તરજુમો પેગમબર જરતોસતના જમાનામાં તેહેના શાગેરદોએ બનાવીઓ હતો, બીજાઓ કેહેછે કે એ સંગલો તરજુમો તથા બીજાં પેહલવી પુસતકો સાસાનીઆંન પાદશાહ અરદેસર બાબેકાનના વખતમાં અને તે પછીના જમાનામાં બનેલાંછે. એ છેહલો જણાવેલો વીચાર હું ભરોસો રાખવાજોગ જાંણુછું, તેહેનાં કારણો આએ રીતેછે: —૧, જંદનાં દફતરોનો પેહલવીમાં જે તરજુમોછે તે ઘણો અશુધ ઈઆને ઘણે ઠેકાંણે જંદની બરોબરનો નથી, તેથી તે પેગમબર જરતોસતના વખતમાં (આપણા દસતુરોનાં કહેઆ પરમાંણે) તેહેના શાગેરદોનો બનાવેલો હોએ નહી. ૨—એ તરજુમા સાથેની શરેહ મધે તે શરેહનાં લખનારાઓએ પોતાની તરફથી જંદના કેટલાએક ફકરાઓની સમજ વીશેનાં બીજા દસતુરોનાં મત ટાંકી બતલાવેઆંછે, તથા કેટલીએક જગોએ પોતાની નાવાકેફી કબુલ કીધીછે, માટે જો પેગમબર સાહેબના વખતમાં તેહેનાં શાગેરદોએ એ તરજુમો કીધો હતે તો તેઓને બીજા દસતુરોનાં મત ટાંકવાનું તથા હેવી રીતે પોતાની નાવાકેફી જણાવવાનું કસું કારણ પડતે નહી. ૩—એ તરજુમાની શરેહ મધે એક હેવા શખસનું નામ આવેલુંછે કે જેહેને વીશે આપણે ચોકસ જાંણીએછે કે તે પેગમબર સાહેબના જમાનાની ઘણી મુદત પાછલથી થાઈ ગએઓ હતો, તે ઊપરથી એ તરજુમો પેગમબરના જમાનામાં થાએલો નથી હેવું શાબેત થાએછે. એ વીશેની વીગત આગલ વાંચવામાં આવશે.

૬. જંદનાં દફતરોનો પેહલવીમાં જે તરજુમો થાએઓછે તે ઘણો અશુધ ઈઆને ઘણે ઠેકાંણે જંદની બરોબરનો નથી, તેથી કેટલાએક દસતુરોના કહેઆ પરમાંણે પેગમબર જરતોસતના વખતમાં તેહેના શાગેરદોએ તે બનાવેલો નથી. જંદનાં દફતરોના પેહલવી તરજુમાંને પાંને પાંને એ તરજુમાની ભુલ આપણા જોવામાં આવેછે. એ ભુલ હેવી નથી કે જે પાછલથી નકલ કરનારાઓને હાથે ઈઆ ફકત પેહલવી શરેહમાં ફેરફાર કીધાથી થાઈ હોએ, પણ તે ભુલ જંદનાં દફતરોના ખુદ

તરજુમો કરનારની દીશેછે, અને હેવું જોવામાં આવેછે કે જે જમાનામાં એ પેહલવી તરજુમો થાએઓ હતો તે જમાનામાં જંદ ભાશાની માહીતગારી આગલના કરતાં ઘણી કમતી હતી, અને તે તરજુમો કરનાર જંદનું વેઆકરણ બરોબર સમજેઓનો નહી. જો પેગમબર સાહેબના વખતમાં તેહેના શાગેરદોએ એ તરજુમો કીધો હતે તો હેવી ભુલ કધી એ તરજુમામાં આવતે નહી. પણ સેકંદરના વખત પછી ૫૫૬ વરશ સુધી દીનનો એલમ બેહદ ખરાબી પાંમેઆ બાદ પાદશાહ અરદેસર બાબેકાંનના અમલમાં પાછો તાજો થાએઓ હતો, તે વખતમાં એ તરજુમો થાએઓછે. એ વખતમાં મોબેદો દીનના એલમમાં પાછા એકદમ કાબેલ થાઈ ગએઆતા નહી, અને તેજ શબબને લીધે તેઓએ એ પેહલવી તરજુમો કરતી વખતે જંદનાં વેઆકરણની સમજમાં પોતાની તરફની ઘણીએક કસુર બતલાવી હતી. એ પેહલવી તરજુમાની ભુલો વીશે માહરી તરફથી વધારે બોલીઆના કરતાં તેહેનો એક દાખલો બેહદીન ધનજીભાઈ ફરાંમજીએ ઈશવી સને ૧૮૫૫ માં છપાવી પરગટ કરેલી "હુજવરશ ભાશાનાં વેઆકરણ" ની કેતાબ મધેથી હું અતરે ઊતારી લેઊંછું. વંદીદાદનું દફતર ઊંઘાડતાંવાર તેહની પેહેલી પરગરદ મધેથી એ ભુલોના કેટલાએક દાખલા મલી આવેછે, કે જે મધેથી તરણ ફકરા લેઈને બેહદીન ધનજીભાઈએ એ બાબદસર નીચે લખેઆ પરમાંણે પોતાનો વીચાર જણાવેઓછે.

**"વંદીદાદની પેહેલી પરગરદનાં જંદ અવસતા તથા તેહેની હુજવરશ અથવા વીશેશ પેહલવી અસલ પરમાંણે.**

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]
[illegible] ( [illegible] )

[illegible]

[illegible]

**“વંદીદાદની પેહેલી પરગરદનાં અવસતા અને તેહેની અસલ મુજબ હુજવરશ ગુજરાતી અખશરોમો તથા માએની.**

“ફ્રકરો ૧ લો.

૧ ૨ ૩
મરૂદ અહોરૂ મજદાએ સપેતમાંએ જરથોશતરાએ.

૧ ૨ ૩
ગુફતશ અંહુમાં અનુ સપેતમાંન જરથોશત.

૧ ૨ ૩
કેઊ હોરમજદે સપેતમાંન જરતોસતને.

“ફ્રકરો ૨ જો.

૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦
અન્જેમ દદાંમ સપેતમ જરથોશતર અસુ રામુ દાએતીમ નુફ્દ
૧૧ ૧૨ ૧૩
ફ્રો દદ સાફ્તીમ.

૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦
૨ દાણુનત સપેતમાંન જરથોશત જીનાંક રામશની વ દહસની લા
૧૧ ૧૨ ૧૩
આગ દાદ જકનીસુનીદ આસાની (ગુમનઆગ અનશુત જક જીનાંક આઘ ઘન જરહુનીદ અસ વર ફ્રરૂરીનદ વદ અસ સપીર મદમમનનીદ આઘ નદુકતર આસાંનતર અફ ૨ દાણુનત.)

૪ ૫ ૬ ૭ ૮
મે પેદા કીધી સપેતમાંન જરતોસત જગો રામશની અને
૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩
આપનારો નહી કોઈ પેદા કરતે આસાની (આપનારી) (વીશેશ પેહલવી શરેહની માએની) એ કોણ આદમી તે જગો કોણ તે તંમો પેદા થઆ તે (જે) તે પાંમે તાંહાંસુધી તે ભલો તમે ચાહવો કોણ ઘણો નેક ઘણો આશાન કે મે આપી.

"ફકરો ૭ જો.

૧૪ ૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧
ઈફદે ૭ અજેમ નુઈદ દએદીઆંમ સપેતમ જરથોશતર અશુ રામુ
૨૨ ૨૩ ૨૪ ૨૫ ૨૬
દાફતીમ નુઈદ કો દદ સાફતીમ.

૧૫ ૧૪ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦
મમન અદ ર લા દાબુનદ હુમની સપતમાંન જરથોશત ૭નાક
૨૧ ૨૨ ૨૩ ૨૪ ૨૫ ૨૬
રામશની દહશની લા આઘ દદ જકનીમુદ આસાની સપેતમાન જરથુશત.

૧૫ ૧૪ ૨૦ ૨૧ ૨૨ ૧૬ ૧૭ ૧૮
અગર જો જગો રામશની આપનારી હું નહી પેદા કરતે તો
૨૩ ૨૪ ૨૫ ૨૬
નહી કોઈ પેદા કરતે આસાંની (આપનારી.)

"આએ ઊપર લખેલા જંદ અવસતા અને હુજવરશ અથવા વીશેશ પેહલવીમો તેહેનાં અરથો લખેઆછે. એ ઊપર કોઈબી સાહેબ જો વેઆકરણનાં કાએદાથી જંદ અવસતાના તથા હુજવરશ (પેહલવી) ના શબદોનો મુકાબલો કરશે તો તરત તે સાહેબને રોશન થાશે કે હુજવરશમો અરથનો કરનાર તથા શરેહના કરનારે કેહવી રીતે ગલતી કરીછે.

"ઊપલા અવસતાના ફકરા પેહલામો આંક ૧) પેહલાનો શબદ મરૂદ આવેલોછે તેહની નીચે હુજવરશમો ગુફતશનો શબદ જે વાપરેલોછે, તે વેઆકરણનાં કાએદાથી ઊલટી રીતે વાપરેલોછે, કાંએકે કીરીઆપદનાં અમીશરીત ભુતકાલમો ૭ ગુફત ઈઆને "તેહને કેહી" એ પરમાંણે

તરીજા પુરૂશનાં એક વચનમો એ શબ્દ વાપરવો જોઈએ. એજ ૫૬ •રામો વીશેશ નામનો સપેતમાંન જરથોશતનો શબ્દ આવેલોછે તેહની આગલ અનુનો શબ્દ વાપરેલોછે, પણ દવીતીઆ વીભકતીની એલામત દાખલ જો એ શબ્દનો વીચાર કરીએછે તો [illegible] અનુને ઠેકાંણે અન વાપરવો જોઈએ. એ વીશે જગે જગે જો પેહલવીનાં પુસતકોમો તપાસ લઈએછે તો અન દેખાએછે, વાસતે કાએદાની રીતી પરમાંણેબી અંન વાપરવો દરૂસતછે, કાંએકે વીભકતીઓને હમેશાં પેહલવીમો શબ્દ ઈઓગીની મદદ મલેછે. આએ ઊપરથી નેક વાંચનારા સાહેબોએ જાંણવું જોઈએ કે જો વેઆકરણનાં કાએદાથી તપાસી જોઈએછે તો નીચે લખેઆ પરમાંણે એ ફકરાનો હુજવરશમો અરથ થવો જોઈએછે.

[illegible]

ગુફત અંનહુંમાં અન સપેતમાંન જરથોશત.
કહેશિં હોરમજદે સપેતમાંન જરતોસતને.

"ફકરા બીજા મધે અવસતાનો શબ્દ "દદામ" "મેં પેદા કીધો" આવેલોછે, તેહની હેઠલ હુજવરશમો આંક ૫) મા વાલો શબ્દ [illegible] દાબુનત જે આવેલોછે તે ગલતછે, કાંએકે પરથમ પુરૂશના એક વચનમો કીરીઆપદનો અમીશરીત ભુતકાલ [illegible] દાબુનતમ "મેં પેદા કીધી" જોઈએ, તેહને ઠેકાંણે નકલના કરનારે અથવા શરેહના કરનારે ભુલથી કીરીઆપદના તરીજા પુરૂશના એક વચનમો અમીશરીત ભુતકાલ [illegible] દાબુનત "તેહને પેદા કીધી" વાપરેલોછે, અને આંક ૬ ઠા વાલો શબ્દ [illegible] [illegible] સપેતમ જરથોશતર જે અવસતામો વીશેશ નામે સંબોધંન પરથમા વીભકતીમો આવેલોછે તેહેની જે હુજવરશ લખીછે [illegible] [illegible] સપેતમાંન જરથોશત તે શબ્દની આગલ સંબોધન વીભકતીની અલામત [illegible] અફ જોઈએ કાંએકે શબ્દ ઈઓગીની મદદ હમેશાં સંબોધન વીભકતીનાં શબ્દની આગલ કાએદાથી વાપરવામો આવેછે. એ પછી હુજવરશના આંક ૮) મા વાલો શબ્દ

રામશની કરીને આએઓછે, તેહની પછવાડે નકલના કરનારે અથવા શરેહના કરનારે વગર સમજવે ઊભીઆંનવીત દાખલ વાપરી ઓછે, કાંએકે રામશનીનો જે શબદ વાપરેલોછે તે માતરે દેહશનીનાં નામની આગલ ગુણ વીશેશન દાખલ શશટી વીભકતીનાં એક વચનમો વાપરેલોછે, તે વાસતે એ બંધે શબદોનાં વચમો ઊભીઆંનવીતની કસીબી જરૂર નહી હતી. અને હુજવરશનો આંક ૧૨) બારમા વાલો જે શબદ દાદ કરીને આવેઓછે, તે કીરીઆપદની આગલ જકનીમુનીદ કરીને મીશરીત ભુતકાલ બનાવીઓછે, પણ એ કાલ ગલત માલમ પડેછે, કાંએકે જકનીમુનીદ જે શબદછે તે માતરે દવીતીઆ પુરૂશનો અનેક વચનછે કે જેહનો અરથ "તંમો છેવો" એ પરમાંણે થાએછે. બીજું મીશરીત ભુતકાલમો જો એ કીરીઆપદ આવેઓ હોએતો દાદ હુમનદ વાપરવો દરૂસતછે, કાંએકે દાદાર હોરમજદ કેહેછે કે "(કોણ પેદા કરતે)" એ ઊપરથી વધારે શાબેત થાએછે કે વેઆકરણનાં કાએદાથી મીશરીત ભુતકાલમો એ શબદ વાપરવો જોઈએ, અને બીજા ફકરાની શુધ હુજવરશ લખવી હોએ તો આએ પરમાંણે લખવી જોઈએ:—

### ઊપલો ફકરો ગુજરાતી અખશરોમો તેહેના અરથો સાથે.

ર દાબુનતમ અએ સપેતમાંન જરથોશત જીનાંક રામશની દેહશનીલા દાદ હુંમનદ આસાની.

મેં પેદા કીધી ઓ સપેતમાંન જરતોસત જગો રામશની આપનારી નહીં કોઈ પેદા કરતે આસાંની (આપનારી).

"એજ ફકરા બીજાની હેઠે વીશેશ પેહલવીમો શરેહના કરનારે જે વીશેશ પેહલવીમો શરેહ લખીછે તે વાંચનારા સાહેબોને વાસતે લખી જણાંઊંછું કે તે ઊપરથી વીચાર કરવાને બની આવે.

## "હુજવરશમો કીધેલી શરેહ."

[illegible]

## ઊપલો ફકરો ગુજરાતી અખશરોમો તેહેના અરથો સાથે.

"ઘુમન આગ અંનસુત જક જીનાંક આગ ગન જરહુનાદ અશ વર ફરૂરીનદ વદ અશ શપીર મદમમંનનીદ આગ ન દુકતર આશાનતર અએ ર દાગુનદ.

"કોણ આદમી તે જગો કોણ તે તમો પેદા થાવો તે તે પાલે તાંહાંસુધી તે ભલો તમો ચાહવો કોણ ઘણો નેક ઘણો આસાન કે મે આપી.

"આએ ફકરામો વેઆકરણનાં કાએદાથી કેટલાએક શબદોની ભુલો દેખઈતીઓછે તે તથા લંબાંણ થવાના શબબને લીધે તે શબદોના ઊપર ટીકા કરવાને હમો ઘટતું નથી જાંણતા, પણ આએ ફકરાની અગાઊનો ફકરો જે સાહેબ ધેઆંન રાખીને વાંચી જોશે તેહેને માલમ પડશે કે જંદ અવસતાના પાક કલાંમોની માએનીના પેહલાજ ફકરા ઊપરથી તેહેની ખરી મતલબ આપણને માલમ પડેછે, તારે હુજવરશ અથવા વીશેશ પેહલવી શરેહના લખનારે જે શરેહ કીધીછે તેહનું ખરૂં કારણ શું હશે ? કાંએકે એ શરેહના ફકરા ઊપરથી કસુંબી વધારે માલમ નથી પડતું, પણ ઓર એ ઠેકાંણે વાંચનારાઓને મોટી ગુચવણ પડેછે. કાંએકે એકતો શરેહમો ભુલછે અને બીજી તરફથી જો તેજ શબદોની તપાસ લેઈએછે તો વેઆકરણના કાએદા પરમાંણેબી તે શબદો અશુધ માલમ પડેછે. આએ માહરા નમનતાઈ ભરેલા વીચાર ઊપરથી નેક વાંચનારાઓએ એમ નહી સમજવું કે આપણા જંદ અવસતાના સરવે કલાંમોની જે હુજવરશમો માએનીઓ તથા તેહની શરેહઓ કીધીછે તાંહાં બંધે ઠેકાંણે ભુલો નીકલશે, પણ માહરૂં કેહેવાનું ખરૂં કારણ એજછે કે કેટલેએક ઠેકાંણે નકલોના કરનારાઓની તથા શરેહના કરનારાઓની ભુલછે,

"પ્રકરા તરીજા મધે આંક ૧૮) અઢારમા વાલો શબદ [illegible] [illegible] લા દાશુનત હુમનીછે, એ શબદ વેઆકરણના કાએદાથી પદના નીશેધ મીશરીત ભુતકાલમો બરાબરછે, પણ પુરૂશ વાચક ણીમો માતરે ભુલછે, કાંએકે પરથમ પુરૂશના એક વચનનો [illegible] મ તેહેને ઠેકાંણે દવીતીઆ પુરૂશનાં એક વચનની [illegible] ય અથવા ઈ તે વાસતે [illegible] હુમનીને ઠેકાંણે [illegible] હુમનમ વાંચવો જોઈએ દાદાર હોરમજદ પોતે પરથમ પુરૂશ દાખલ કેહેછે કે "અગરજો પેદા કરતે" એ નીશેધ મીશરીત ભુતકાલમો કીરીઆપદ આવે વાસતે પરથમ પુરૂશના એક વચનની જોડણીનો [illegible] મ જોઈએ ! અરથ "હું" થાએછે. આંક ૧૯ માં વાલો જે શબદ [illegible] [illegible] સપેતમાંન જરતોશતનો વાપરેલોછે, તેહની આગલ : વીભકતીની અલામત [illegible] અએ વાપરવો જોઈતો હતો. અ ૨૫ માં વાલો જે શબદ [illegible] [illegible] દાદ જકનીમુનીદ ચ તે કાએદાથી ઊલટી રીતેછે, કાંએકે મીશરીત ભુતકાલમો [illegible] દાદ હુમનદ કરીને વાપરવો જોઈતો હતો. એ વીશે આગલ જે બીજા પ્રકરાના આંક ૧૨ મા વાલા શબદનો કીધોછે, તે ઊપરથી લખી જણાવવાને દરૂસત નથી જાંણતો.

**"તરીજા પ્રકરાની શુધ હુજવરશ અથવા વીશેશ પેહલ**

[illegible]

[illegible]

**"ઊપલા પ્રકરાનાં શબદો ગુજરાતી અખશરોમો.**

"મમન અદ ૨ લા દાશુનત હુમનમ અએ સપેતમાંન જ ર્જીનાંક રામશની દેહશની લા આગ દાદ હુમનદ આસાની.

"ઓ સપેતમાંન જરતોસત અગર જો જગો રામશની ચ હું નહી પેદા કરતે (તો) નહી કોઈ પેદા કરતે આસાંની (આપન

"નેક વાંચનારા સાહેબોને તથા અગત કરીને આપણા જરતોસતીઓને જાંણવું જોઈએછે કે ઊપર લખી જણાવેલા વંદીદાદની પેહલી પરગરદનાં તરણ ફકરાઓની હુજવરશ અથવા વીશેશ પેહલવીના લખનાર તથા શરેહના કરનારની જે ભુલો બતલાવીછે તે ઊપરથી તમો સાહેબોએ વીચાર કરવો કે જો એજ પરમાણે નામીચાં વંદીદાદ જેહવાં આખાં પુસતકની હુજવરશ માએનીની તપાસ લેઈએ તો એક ઘણુંજ મોટું પુસતક બને, પણ હમોએ જે આએ તરણ ફકરાની ગલતી બતલાવી આપીછે તે વાંચનારા સાહેબોની ખાતરી કરી આપવા સારૂં. અગરજો કોઈબી સાહેબને એ વીશે સમજવું હોએ તો માહરી તરફથી એટલી ભલામણ કરીઆમો આવેછે કે તે સાહેબે મેહેરબાંનીની રાહે આપણા જંદ અવસ્તાના પાક કલામો તથા તેહની હુજવરશ અથવા વીશેશ પેહલવીનો વેઆકરણના કાએદાથી મુકાબલો કરીને તપાસી જોએતો અલબતાં તે સાહેબની વધારે ખાતરી થાએ, કાંએકે માહરા આધીન વીચાર પરમાણે હુજવરશ ભાશાનાં ઘણાંએક પુસતકો તથા જંદ અવસતાના પાક કલામોની હુજવરશ તપાસી જોઈએછે તો કેટલેએક ઠેકાંણે ઘણીએક ભુલો તથા ગલતીઓ માલમ પડી આવેછે, અને જે પરમાંણે જંદ અવસતાના કુલે શબદો વેઆકરણના કાએદા પરમાંણે શહી તથા શુધ લખેલાછે તે પરમાંણે હુજવરશના શબદો લખેલા નથી."

૭. જે પરમાંણે "જંદ અવસતા" ના કુલે શબદો વેઆકરણના કાએદા પરમાણે શહી તથા શુધ લખેલાછે, તે પરમાણે તેહના તરજુમામાં "હુજવરશ" (પેહલવી) ના શબદો લખેલા નથી, એ ખરૂંછે. નામીચો ફરેંચ ગરંથકાર આંકુટીલ ડુ. પેરોં જેણે પેહલવી તરજુમો તથા પેહલવી શરેહની સાહેતાથી જંદનાં દફતરોનો ફરેંચ ભાશામાં તરજુમો કીધોછે, અને જેહેના તરજુમા મધે હવડાં ઘણીએક ગલતી માલમ પડીછે, તે ગલતી પણ એજ પેહલવી તરજુમાનાં અશુધપણાંથી ઊતપન થાએલીછે. આંકુટીલ ડુ. પેરોં જેઆરે સુરતમાં હતો તેઆરે તેહની પાસે જંદ તથા પેહલવી જુબાનની એક ફરહંગ હતી, કે જે ધારેઆમેલે દસતુર જામાસપ

કેરમાનીની લાવેલી ફરહંગ ઊપરથી ઊતારીને એ ફરેંચ ગરંથકારને તેહના ઊસતાદ દસતુર દારાબ જેહને કેટલાએક, લોકો કુમાના દાદદારૂને નામે પીછાણેછે તેણે આપી હતી. આંકુટીલ ડુ. પેરોંના ગરંથનાં બીજાં દફતર મધે એ ફરહંગ પરગટ થાએલીછે, તે બાબે "કમપારેટીવ ફીલાલોજી" ના એલમ જાણનારાઓનાં સરદાર પરોફેસર એફ. બોપનો હેવો વીચારછે કે એ ફરહંગ ઘણીજ અશુધછે, અને તેહના બનાવનારાઓ જંદ શબદોનું વેઆકરણ બરોબર સમજેઆ નથી, કાંએકે એ ફરહંગ મધે વેઆકરણના જે રૂપમાં ઘણાએક જંદ લફજો આવેલાછે તેથી જુદાંજ રૂપમાં તેઓનો પેહલવી તરજુમો કરેલો જોવામાં આવેછે. પરોફેસર બોપ એ બાબદમાં આએ રીતે લખેછે—"મેં જે અતરે દાખલા "બતલાવીઆછે,† અને જેહને મલતા બીજા દાખલા સેહેલાઈથી વધારી "શકાએછે, તે ઊપરથી જોવામાં આવશે કે જંદ ભાશાનું વેઆકરણ "જેહવું આંકુટીલ સમજતો હતો તે કરતાં એ ફરહંગનો પેહલવી તર"જુમો કરનાર વધારે સમજીઓ નથી, અને એ બંધે જણા ગેઓઆ "હેવુંજ પોતાના ખેઆલમાં લાવેઆછે કે જંદમાંથી હરએક વાકીઅની "મતલબ માતરે ઊઠી શકેછે, પણ તેહમાં શબદોનાં રૂપ બદલવાનું કઊ"વત ઘણું થોડુંછે, વાસતે પેહલવી ઈઆ ચાલુ ફારસીમાં જેમ હરએક "શબદનું વેઆકરણ સંબંધી કઊવત જે વાકીઅમાં તે શબદ વપરાએઓ "હોએ તે વાકીઅની સમજ ઊપરથી આપણને માલમ પડેછે, તેજ પર"માંણે એ લોકોએ જંદ ભાશા વીશે પણ ધારેલું લાગેછે." એટલેજે જંદ ભાશા એક માતબર ભાશાછે. તેહેના શબદો હરએક ઠેકાંણે જેમ

† જંદ ભાશાના શબદોની પેહલવી ફરહંગની ગલતી વીશે વીચાર આપતી વખતે પોતાના બોલવાની સાબેતીમાં પરોફેસર બોપે જે દાખલા આપેઆછે, તે માંહેલા બેએ તરણ દાખલા હું અતરે ટાંકી બતલાઊંછું. જંદમાં "અનહમ" કરીને લાગત આવેલાછે તેહનો ખરો અરથ "હું હતો" અથવા "હું છેઊં" કરીને થાએછે, તેહેનો પેહલવી ફરહંગવાલાએ "જાનુંનદ" એટલેજે "તે છે" એ રીતે કરેઓછે. જંદમાં "બીશ" લાગતછે તેહનો અરથ "બેએ વેલાએ" કરીને થાએછે, તેહનાં પેહલવી તરજુમામાં ફકત "દોડ" એટલેજે "બેએ" એ રીતે કીધોછે. જંદ ફરહંગમાં "જથો" એ શબદ આવેલાછે તેહનો અરથ "માર ખાધેલું" કરીને થાએછે, તેહની માંએની પેહલવીમાં "મએતુનદ" એટલેજે "તે મારેછે" એ રીતે કીધોછે.

જુદા જુદા સંબંધમાં વાપરેઆમાં આવેછે તેમ તેમ તે સંબંધને બેશતો તે શબદોની પછવાડેનો ભાગ ફેરવાએછે, ઈઆને જંદમાં એકજ અરથનો એક બોલ જો દસ ઠેકાંણે દસ જુદી જુદી રીતનાં વેઆકરણના આકારમાં વાપરવો હોએ તો તે બોલની પછવાડે જંદનાં પુખત વેઆકરણથી દસ રીતનો ફેરફાર થાઈ શકેછે, પણ બીજી નબલી ભાશાઓમાં હેવું માતબરપણું આપણા જોવામાં આવતું નથી. જરતોસતીઓના જે દસતુરો ફકત પેહલવી ઊપરથીજ જંદનાં પુસતકોનો તરજુમો કરી જાણેછે તેઓ અલબત જંદની એ ખુબી પીછાણી શકતા નથી, અને એજ કારણ ઊપરથી કેટલાએક ઈઊરોપીઅન ગરંથકારો જરતોસતી દસતુરો વીશે લખી ગીઆછે કે તેઓ જંદ ભાશા શુધ સમજવાને શામર થવાન નથી. જેઆરે આપણે જોઈએછે કે જંદનાં પુસતકોનો પેહલવી તરજુમો ઘણો અશુધછે, એટલુંજ નહી, પણ એક પુખત જુબાન દાખલ જંદની બરોબરી પેહલવી ભાશાથી થાઈ શકતી નથી, અને તે ઊપરાંત જંદ ભાશાનું ખુદ વેઆકરણ ભાગું તુટું પણ આપણી પાસે નથી, તેઆરે એ ટપકો વગર વજનનો ઠડતો નથી. ઈઊરોપીઅન "ફીલાલોજીશટો" જંદ ભાશાનું ઘણુંએક વેઆકરણ હવડાં જે સારી રીતે સમજેછે તે તેઓ સંસકરીત ભાશાનાં વેઆકરણની મદદથી શીખીઆછે. સંસકરીત અને જંદ ભાશાઓ એકબીજાની નજદીકના જમાનામાં નીકલીછે, તેઓ એકજ અસલ ટોલાની ભાશાઓછે. બંધે એકસરખી રીતે માતબરી ધરાવેછે, અને તે ઊપરાંત બંધેનું વેઆકરણ એકબીજાને ઘણું નજદીક મલતુંછે, તેઆરે જંદનું વેઆકરણ સમજવાને સારૂં બીજી સંગલી ભાશાઓ તપાસીઆની આગમજ આપણે જો પરથમ આધાર સંસકરીત ઊપર રાખીએ તો તે વાજબી કેહવાએ. ખરેખર હવડાંના વખતમાં સંસકરીત શીખેઆ વગર કાઈથીબી જંદ ભાશાનો સમપુરણ રીતે અભીઆસ થાઈ શકે હેવું નથી.

૮. બેહદીન ધનજીભાઈએ "જંદ અવસતા" નાં પુસતકોના પેહલવી તરજુમાનાં અશુધપણાં વીશે જે ઊપર ટાંકી બતલાવેલી દલીલો આપીછે, તથા પરોફેસર બોપે જંદ અને પેહલવીની ફરહંગની ગલતી

વીશે જે ટીકા કીધાછે, તે બંધે સાહેબોનાં મતને એ પેહલવી તરજુમા વીશે બીજી વધારે તપાસ કરતાં ટેકો મલેછે, અને તે ઊપરથી આપણી ખાતરી થાએછે કે એ તરજુમો પેગમબર સાહેબ હજરત જરતોસતના વખતમાં નહી, પણ સાસાનીઆન પાદશાહોના વખતમાંજ બનેલોછે.

૯. એ કારણસર વંદીદાદનાં દફતર ઊપરથી આપણે પોતાની ખાતરી કરી શકીએછે. વંદીદાદની બીજી પરગરદના એક ફકરા મધે લખેછે કે આદમીઓ તથા ગોસપંદોની વસતીનો સમાસ કરવાને કીજે પાદશાહ જમશેદે જમીન વધારી હતી. એ ફકરાનો તરજુમો પેહલવીમાં કીધા પછી તે તરજુમો કરનાર લખેછે કે—"જમશેદે જમીન કેમ વધારી તે હમોને માલમ પડતું નથી." એજ રીતે વંદીદાદની ૧૩ મી પરગરદ મધે એક શગ વીશે બીનાં આવેલીછે, કે જે વીશે હેવું લખેછે કે તે શગ રાત દાહાડો મલીને તરણ મરતબે પોકાર કરેછે. પણ એ ઠેકાંણે પેહલવી તરજુમો કરનાર પોતાની શરેહમાં બોલેછે કે—"તે શગ કેમ પોકાર કરેછે તે હમોને માલમ નથી." વલી વંદીદાદની એજ ૧૩ મી પરગરદમાં બીજી જગોએ લખેલુંછે કે એક જાંનવર હેરેમનની પેદાએશ નુંછે તે રાત અને દાહાડો મલી એક મરતબે પોકાર કરેછે. એ બાબે પેહલવી તરજુમો કરનાર પોતાની શરેહમાં લખેછે કે "તે જાંનવર શી રીતે પોકાર કરેછે તે હમોને ખબર નથી." હવે આએ ઠેકાંણે આપણે વીચાર કરવો જોઈએછે કે જો એ તરજુમો હજરત જરતોસતનાજ વખતમાં બનેલો હતે અને તેહેના હાથ નીચે તાલીમ પામેલા શાગેરદોએજ તે બનાવેઓ હતે તો તેઓ હાવી રીતની પોતાની નાવાકેફી હરગેજ જાહેર કરતે નહી. પણ એ તરજુમો હજરત જરતોસતના વખત પછી ઘણી મુદતે બનેલોછે, એટલાજ શબબ ઊપરથી તે બીના એ તરજુમો કરનારાઓ સમજીઆ નથી, અને તે બાબેનું તેઓ પોતાનું અણજાંણ પણું જાહેર કરી ગએઆછે.

૧૦. વલી વંદીદાદના એજ પેહલવી તરજુમાં મધે કેટલીએક બાબદોનો ખોલાસો કરતી વખતે તેહેમાં જુદા જુદા દસતુરોનાં મત ટાંકે

આંછે—જેમકે પાંચમી પરગરદ મધે દરખત ઊપર જાંનવરોની નજીસાઈ બાબે અફરગ નામના દસતુરનો તથા મેદીઓમાહનો વીચાર ટાંકી બત લાવેઓછે, તથા એજ પરગરદના બીજા ભાગમાં પશેમાંનીની તોજશ વીશે મોબેદ સોશીઓશનો વીચાર જાહેર કીધોછે, તથા નશાની બાબદમાં રોશન નામના શાગેરદનું મત આપેલુંછે, તથા પરગરદ ૬ ઠી મધે દાદ ફરોખત નામના શાગેરદનું મત તથા કુશતન બુજીદ નામના દસતુરનું મત નશાની બીજી બાબદો વીશે આપેલુંછે, અને એજ માફક એ તરજુમામાં બીજે ઘણે ઠેકાંણે જુદા જુદા દસતુરોના વીચારો પરગટ કીધાછે, તે ઊપરથી પણ શાબેત થાએછે કે એ તરજુમો પેગમબર સાહેબના જમાનાનો બનેલો નથી. જો પેગમબર સાહેબના જમાનામાંજ એ તરજુમો થાએઓ હતે તો પેગમબરના શાગેરદોનાં તથા બીજા દસતુરોનાં જુદાં જુદાં મત ટાંકી બતલાવવાની એ તરજુમો કરનારને કસી અગત પડતે નહી, પણ એ તરજુમો પાછલા જમાનામાં બનીઓ તે વેલાએ કેટલીએક બાબદોની સમજ વીશે જે ગુછવણો પડતી ગેઈ, તેહેને લીધે એ રીતે જુદા જુદા દસતુરોનો વીચાર ટાંકી બતલાવવાની એ પેહલવી તરજુમો કરનારને ફરજ પડી હતી.

૧૧. સરવે કોઈને જાહેરછે કે આદરબાદ મેહરેસપંદ—જરતોસતી દીનનો એક નામીચો દસતુર, ઈરાનના પાદશાહ અરદેસર બાબેકાન તથા તેહેની પછીની હકુમત ચલાવનાર પાદશાહ શાપુરનાં વખતમાં થાઈ ગએઓ હતો. એ દસતુરનું નામ વંદીદાદની ચોથી પરગરદના પેહલવી તરજુમાની શરેહમાં આએ રીતે આવેલુંછે—"તમાંમ તે સોખનને નરમ કરતો રેહ ઈઆને પઢે—ઊસતાદની આગલનો આગલ પઢે ઈઆને આદરબાદ મેહરેસપંદની મીસાલ પઢે." હવે જો એ તરજુમો હજરત જરતોસતના વખતમાં બનેઓ હતે તો દસતુર આદરબાદ મેહરેશપંદ જે પેગમબર સાહેબના જમાના પછીની ઘણી લાંબી મુદતે થાઈ ગએઓછે તેહેનું નામ તે મધે આએ રીતે કધી આવતે નહી. એ સંગલાં ઊપરથી આપણી ખાતરી થાએછે કે જરતોસતીઓ પાસે જંદનાં જે દફતરોનો

હવડાં પેહલવીમાં તરજુમોછે તે તરજુમો ઈરાનના સાસાનીઆન પાદશાહોના વખતમાં બનેલોછે, કાંઈ પેગમબર સાહેબના વખતમાં બનેલો નથી, અને આગલા કેટલાએક દસતુરો જે લખી ગએઆછે કે એ તરજુમો પેગમબર સાહેબના શાગેરદોનો બનાવેલોછે, તેહનો અરથ આપણે હેવોજ સમજવો જોઈએછે કે એ શાગેરદો પેગમબર સાહેબના વખતના નથી, પણ સાસાનીઆન પાદશાહોના વખતના દીનની બીનાઓથી વાકેફગારી ધરાવનારા દસતુરોછે, કે જેઓ પણ એ ખેતાબથી ઓલખાતા હતા.

૧૨. જંદ ભાશાનાં પુસતકોના તરજુમા સવાએ ઈરાનના સાસાની વખતમાં તથા તે પછીના વખતમાં પેહલવી ભાશામાં ઘણાંએક દફતરો લખાએઆં હતાં, તે દફતરોનો કેટલોએક ભાગ હજુર સુધી જરતોસતી દસતુરો પાશે સલાંમત રહેઓછે. એ દફતરો મધેથી માતરે જરતોસતી દીનની બાબદોને લગતાં જે પુસતકો હવડાં જરતોસતી દસતુરોના હાથમાંછે તેહની વીગત હું અતરે પરગટ કરૂંછું. એ પુસતકો મધે—૧, "દીનકરદ" એ કેતાબ બીજી પેહલવી કેતાબોમાં સરવેથી નામીચી ગણાએછે. એ કેતાબની ઊતપંતી વીશેનો હેવાલ તેહનાં તરીજાં દફતર મધે આવેલોછે, તે ઊપરથી હેવું જોવામાં આવેછે કે હજરત જરતોસતની લાવેલી દીન બીજી કોમના ઈઆને જુદદીનનાં લોકોને સમજાવવાને સારૂં પાદશાહ ગોસતાસપના વખતમાં પેગમબર સાહેબના શાગેરદોએ એક કેતાબ બનાવી હતી, અને તેહેનું નામ "દીનકરદ" અથવા "દીનગરદ" કરીને રાખીઊં હતું. પણ સેકંદર રૂમીના આવીઆ પછી બીજી ઘણીએક કેતાબોની માફક જરતોસતી દીનનું એ પુસતક તારાજ થાએઊં હતું, તોપણ તે આગમજ સેકંદરનાં હોકમથી એ કેતાબનો ઈઊનાની જુબાનમાં તરજુમો થાએઓ હતો. હવે જેઆરે સેકંદર પછી ૫૫૬ વરશે ઈરાન મધે જરતોસતી દીનનો રેવાજ પાછો પોતાની અસલ મોટાઈ ઊપર આવીઓ હતો, તેઆરે પાદશાહ અરદેસર બાબેકાને એ કેતાબને ફરીને તાજી કરવાનો હોકમ આપીઓ હતો, તે

વેલાએ એક દસતુર નામે તોશરે ઈઊનાની જુબાનની નકલ ઊપરથી "દીનકરદ" ને પાછી ઊભી કીધી હતી. એ વખત પછી કેટલીએક મુદતે આરબોનો દોર ઈરાનમાં થાએઓ તેઆરે એ ચોપડી ફરીને ખરાબ થાઈ હતી, તે પાછી ઘણી મેહનત અને કોશેશથી એક દસતુર નામે આદરબાદ બીન આદર ફરોબગ ફરોખજાદે તેહને તાજી કીધી હતી, કે જેહની નકલો હવડાં જરતોસતીઓના હાથમાંછે. એ કેતાબની ઊતપંતીની ઊપલી હકીકત માનવાજોગછે, અને તે ઊપરથી "દીનકરદ" નું જે દફતર હમણાં દસતુરોના હાથમાંછે તેહનું પુરાતમપણું આસરે ૧૦૦૦ થીતે ૧૧૦૦ વરશ સુધીનું ધારેઆમાં આવેછે. એ કેતાબના આઠ ભાગ કીધેલાછે, અને તે મધે દીનની કીરીઆ તથા કાનુન તથા નશીહતની બાબદો, તથા હજરત જરતોસતના વખતમાં માજદીઅશની દીનની ઊતપંતી, તથા હજરત જરતોસતનાં મોજેજાનું બેઆન, અને એ વગરે બીજી ઘણીએક હકીકત આવેલીછે. એ પુસતક કુલ જરતોસતીઓની વાકેફગારીને સારૂં ચાલુ જુબાનમાં તરજુમો કરવા લાએકછે* એ પુસતકની નકલ પેહલવેહલાં ઈઅજદજરદી સને ૧૧૫૫ નાં વરશમાં મુલાં બહમન બીન મુલાં બેહરાંમ નામનો એક જરતોસતી ઈઅજદ શેહરથી સુરત લાવીઓ હતો. એ કેતાબની પેદરપે નકલ ઊતારવાની તારીખ જે લખીઆમાં આવીછે તેહની શઊથી જુની તારીખ ઈઅજદજરદી સને ૩૬૯ ની નાંખેલીછે, કે જે નકલ માવંદ નામના એક શખસે ઊતારી હતી. જરતોસતી મજહબને લગતી મોજુદ પેહલવી કેતાબો મધે ૨ જી કેતાબ "શેકંદગુમાંની વજાર" નામનીછે કે જે ફરજાંને મરદાંન ફરોખ હોરમજદ નામના એક દસતુરે બનાવી હતી, અને જેહેનો ફારસી તથા સંસકરીત ભાશામાં તરજુમો થાએલોછે. એ કેતાબ મધે દીનકરદ વીશેની ગવાહી આવેલીછે. એ કેતાબનાં નામ ઊપરથી જોવામાં આવેછે કે જરતોસતી દીનની કેટલીએક બાબદોનો શક દુર કર

* એ તરજુમો હાલ (ઇ૦ સ૦ ૧૮૮૦) કેટલુંએક થાઇઉં દસતુર પેશુતનજી બેહરાંમજી સંજાંણાએ પરસીધ કરવા માંડીઓછે.

વાની ધારણાથી તે લખાઈ હતી. એ કેતાબ મધે કેટલીએક નીતીની બાબદોછે, પણ તે સાથે હોરમંજદથી નેક પેદાએશ અને હરેમનથી બુરી• પેદાએશ નીકલેછે હેવી બાબદનો ખોલાસો કરવામાં અથવા શક દુર કરવામાં એ કેતાબનો મોટો ભાગ વાપરીઓછે. એ કેતાબમાં દીનકરદ વીશે જે ગવાહીછે તે અરદેસર બાબેકાનના વખતની દીનકરદ ધારેઆમાં આવેછે, અને તે વાત ધેઆનમાં લેતાં એ કેતાબ સાસાની પાદશાહોનાં વખતમાં લખાએલી વીચારેઆમાં આવેછે. એ કેતાબને હીંદુસથાંન ખાતે આવતી વખતે જરતોસતીઓ પોતાની સાથે લેઈ આવેઆ હતા હેવું ધારેઆમાં આવેછે. ૩ જી કેતાબ "નેરંગસતાંન" કરીનેછે, તેહમાં તમાંમ દીનની કીરીઆ જે જરતોસતીઓએ પોતાને કીજે તથા ગુજરેલાં રવાંનોને કીજે કરવી જોઈએ તેહનું બેઆન આવેલુંછે. એ કેતાબ કોણે બનાવીછે તેહનું નામ જણાતું નથી, પણ તે સાસાની વખતમાં બનેલી ધારેઆમા આવેછે. એ કેતાબની એક નકલ ઇઅજદજરદી ૧૦૯૦ નાં વરશમાં દસતુર જાંમાસપ કેરમાંનથી હીંદુસથાંન ખાતે લાવેઓ હતો. ૪ થી કેતાબ "સાએસત નાસાએસત" નામનીછે, તેહને કેટલાએક લોકો પેહલવી રવાએત કરીને પણ કેહછે, અને આપણા ઘણા ખરા દસતુરો તેહને આદરબાદ મેહરેસપંદના વખતની ધારેછે. હેના બનાવનારનું નામ આપણને મલતું નથી. એ કેતાબ મધેની બીનાં તેહનાં નામ પરમાંણે દીનના લોકોને ચોખાઈ તથા સફાઈથી ચલાવવાની મકસદ રાખેછે. ૫ મી કેતાબ "વજરકરદ દીની" કરીનેછે, કે જે પેહલવીમાં દસતુર પેશુતનજી બેહરાંમજી સંજાંણાનાં ઊપરીપણાં હેઠલ ઈશવી સને ૧૮૪૮ નાં વરશમાં મુંબઈ મધે છપાઈછે. એ કેતાબના દીબાચામાં લખેછે કે સુરતના મોદીજીનાં દફતરખાંનાં મધેની કેતાબ ઊપરથી ઈઅજદજરદી ૧૧૨૩ માં મોબેદ નવરોજજી રૂસતમજી બેહરાંમજી સંજાંણાએ એક નકલ લીધી હતી, તે નકલ ઊપરથી ઊતારીને છપાવીછે. એ કેતાબ મધે દીનની કીરીઆ બાબે તથા જરતોસતીઓનાં રવઈઆ બાબે તથા હજરત જરતોસતના મોજેજા બાબે અને એ વગરે

બીજી કેટલીએક હકીકત દાખલ કીધેલીછે. એ છાપેલી કેતાબના દીબા ચામાં જણાવેછે કે પેગમ્બર સાહેબનાં એક શાગેરદ મેદીઓમાહની તે લખેલીછે, પણ એબારત ઊપરથી એ કેતાબ "દીનકરદ" કરતાં વધારે પુરાતમ હોએ હેવું દીશતું નથી. આંકુટીલ ડુ. પેરોં ઈશવી સને ૧૭૬૧ નાં વરશમાં ફારસીમાં લખેલી "વજરકરદ" નામની કેતાબની એક નકલ સુરતથી લેઈ ગએઓ હતો, તે વીશે એ ફરેંચ ગરંથકાર લખેછે કે એ ફારસી કેતાબ અસલ પેહલવી "વજરકરદ" નો તરજુમોછે. પણ છપા એલી પેહલવી અને આંકુટીલ ડુ. પેરોંવાલી ફારસી "વજરકરદ" એ બંધેનાં શાંકલીઆંઓ તપાસી જોતાં તેઓમાં ઘણો ફરક દેખાએછે. "વજરકરદ" ની છાપેલી કેતાબ આજ થોડાંએક વરશ ઊપર બનાવટથી ઊભી કીધામો આવીછે, હેવું શાબેત કરવાની ધારણાંથી ઈશવી સને ૧૮૫૫ નાં વરશમાં "શેકસતારે દરોગી" નામનું એક ચોપાંનીઊં "રાસત જોએ" ની શહીથી અતરે બાહેર પડીઊં હતું, પણ હરએક કેતાબનું પુરાતમપણું અથવા બનાવટની જે રીત અને કાએદાથી તપાસ કરવી જોઈએછે તે રીતે એ લખનારે "વજરકરદ દીની" ની તપાસ કીધેલી નથી. હું ધારૂંછું કે "વજરકરદ દીની" નામની એક પેહલવી કેતાબ આગલા વખતમાં હતી તે બાબે કસો શક નથી, પણ એ નામની કેતાબ જે હવડાં છપાઈછે તેહમાં અસલ ઊપરાંત કદાચ કાંઈ વધાર ઘટાર થાએઊં હોએ તે વાત બની શકે હેવીછે, પણ તે વાત શાબેત કરવાને સારૂં "શેકસતારે દરોગી" નાં બનાવનારે બતલાવેલી દલીલો પુરતી જોવામાં આવતી નથી. ૬ ઠી કેતાબ "બુનદેશની" છે, તેહમાં દુની આંની સંગલી તરેહની પેદાએશનું વરૂતાંત કીધેલુંછે. એ કેતાબ મધેની બાબદો ઊપરથી તે સાસાની અમલ પછેનાં વખતમાં લખેલી દીશેછે. તેહના લખનારનું નામ માલમ પડતું નથી. એ કેતાબની એક નકલ શીલા ઊપર અસલ પેહલવી પરમાંણે ઈશવી સને ૧૮૪૯ નાં વરશમાં પરોફેસર વેસટરગારડે કોપનહેગન મધે છપાવીછે, અને ફરેંચ ભાશામાં ઈશવી સને ૧૭૭૧ નાં વરશમાં આંકુટીલ ડુ. પેરોંના ગરંથ મધે એ

કેતાબનો તરજુમો છપાએઓછે, તથા ઈશવી સને ૧૮૧૯ માં દસતુર એદલજી દારાબજી જાંમાસપ આશાવાલાએ તેહનો ગુજરાતી તરજુમો પરગટ, કીધોછે. એ કેતાબ મધેની ઘણીએક બેહુદી બાબદો ઊપરથી ઘણાખરા જરતોસતીઓ તેહને દીનની કેતાબ દાખલ કબુલ રાખતા નથી. ૭ મી કેતાબ "અરદાએ વીરાફનામું" છે. એ કેતાબ મધે પાદશાહ અરદેસર બાબેકાનના વખતમાં અરદાએ વીરાફ નામના એક દસતુરના ખુઆબનું બેઆન કીધેલુંછે, તેમાં મીનોઈ જેહાંનમાં બેહશત તથા દોજખ શી તરે હનુંછે, તથા જુદી જુદી રીતનાં સવાબનાં કામો કરનારને કેહવી જુદી જુદી પદવીનાં બેહશતો મલેછે, તથા એજ રીતે ગુનેહગારો કેહવી રીતનું દોજખ ભોગવેછે તે બાબેનું બેઆન આવેલુંછે. એ કેતાબનો ફારસી તરજુમો નોશરવાંન કેરમાંનીએ નસરમાં તથા જરતોસત બેહરાંમે નસર અને નજમમાં કીધોછે, તેહનો ઈંગરેજી તરજુમો ઈશવી સને ૧૮૧૬ નાં વરશમાં મી૦ જે. એ. પોપે છપાવી પરગટ કીધો હતો. એ કેતાબનો ગુજરાતી તરજુમો પણ થાએલોછે. ૮ મી કેતાબ "જાંમાસપી" કરીનેછે, એ કેતાબનો લખનાર માલમ નથી અને તેહનો જમાંનો "બુનદેશની" ની બરોબરનો દીશેછે. એ કેતાબમાં ગોસતાસપ પાદશાહની મજલેસનાં એક દાના દસતુર જાંમાસપને નામે આસમાંન તથા સેતારાઓનું દાસતાંન તથા હકીમાની કેટલીએક બીનાં આવેલીછે. એ કેતાબને પણ ઘણાખરા જરતોસતીઓ દીનની કેતાબ કરીને કબુલ રાખતા નથી. ૯ મી કેતાબ "માદીગાંને ગોસતે પરીઆંન" કરીનેછે, તેહનો બનાવનાર તથા તે કેઆરે લખાઈ તેહેનો જમાનો ખબર નથી. એ કેતાબની બીના હેવીછે કે અખાત નામનો એક જાદુગર ૭૦૦૦૦ માંણસનું લશકર લેઈને પરીઆંન શેહેર તારાજ કરવાને આવેઓ હતો, તેણે કેટલાએક સવાલો એ શેહરના લોકોને પુછીઆ હતા, અને તે સવાલોનો જો તેઓ ઊતર નહી વાલે તો પછી શેહેર તારાજ કરવાની તેણે ધમકી બતલાવી હતી. પણ એક જરતોસતી નામે ગોશતે પરીઆંને તે જાદુગરના પુછેલા સંગલા સવાલોનો ઊતર વાલીઓ હતો, તેથી અખાત અંતે

આજેજ થાએઓ હતો. એ વાતચીતનાં દરમેઆંનમાં જરતોસતી ધરમની ખુબીનું ઘણુંએક, બેઆન આવેલુંછે. ૧૦ મી કેતાબ "દાદસતાને દીની" કરીનેછે, એ કેતાબ સવાલ જવાબના આકારમાં લખેલીછે, તેહમાં જરતોસતી ધરમ પાલનારાઓના કાનુન તથા નીતીની ઘણીએક બીના આવેલીછે. એ કેતાબના લખનારનું નામ ખબર નથી, પણ તે સાસાની વખતમાં લખેલી ધારેઆમાં આવેછે. ૧૧ મી કેતાબ "જંદે બહમન ઈઅશત" છે. કેહછે કે એ કેતાબ અસલ જંદમાં લખેલી બહમન ઈઅશતનો પેહલવી તરજુમોછે. એ કેતાબમાં પેગમબરી ઈઆને આગાહીનું દાસતાંન આવેલુંછે, તેહમાં ગોએઆ આગમજથી ભવીશવાંણી કહી હોએ તે માફક ગોસતાસપનાં વખતથી તે ઈઅજદજરદની પાદશાહી ગીઆ સુધીનું બેઆંન કીધેલુંછે, અને તેમાં લખેછે કે ટરક, ગરીક, ચીનાં, આરબ, અને ખરીસટીઆંન લોકોનો દોર આ દુનીઆંમાં એક પછી એક ચાલુ થાશે, પણ તે સંગલો દોર આખર થાએઆ પછી બેહેરાંમ વરજાવંદ નામનો એક પાદશાહ ઈરાનનાં તખત ઊપર બેશશે, અને માજદીઅશની દીન તેહનાંથી પાછી આબાદ થાશે. એ સવાએ જરતોસતી દીનને લગતાં બીજાં જુજ પુસતકો પેહલવી જુબાનમાંછે, પણ તે સંગલાંની વીગત જણાવવાની આએ ઠેકાંણે અગત નથી. એ દીનની કેતાબો વતરોગ પેહલવી જુબાનમાં તવારીખ તથા નજુમ તથા દાનાઈની બાબદનાં થોડાં એક પુસતકોછે, પણ એ સંગલાં મધેથી એકબી પુસતક પેગમબર જરતોસતના વખતમાં બનેલું હોએ હેવું નથી. એ પુસતકો સંગલાં ઈરાનના સાસાની પાદશાહોના અમલમાં અને તે પછીના જમાનામાં બનેલાંછે. પેહલવી પુસતકો વીશે આએ એક હકીકત અગત કરીને ધેઆંનમાં રાખવી જોઈએછે કે એ પુસતકો ઊપરથી જે લોકોએ તેહની ભાશા સારાં ધેઆં નથી તપાસેલીછે, તેઓનો વીચાર હેવોછે કે એ પુસતકોની ભાશા ફકત લખત પતર તથા કેતાબો મધેજ કાંમે આવતી હતી, અને ઈરાનમાં લોકોની ચાલુ બોલચાલને સારૂં હેનેજ મલતી પણ એ કરતાં વધારે સલીશ ભાશા તે વખતે વાપરેઆમાં આવતી હતી.

૧૩. ઊપલી હકીકત ઊપરથી સરવે કોઈની ખાતરી થાશે કે પેહલવી જુબાનની નીશાનો જે હાલ આપણાં લોકોના હાથમાંછે તે સંગલી, ઈરાનના સાસાની પાદશાહોના વખત કરતાં વધારે દુરના જમાનાની નથી. એ હકીકત પેહલવી ભાશાની બાંધણી વીશે જેઆરે આપણે વીચાર કરીએછે તેઆરે તેહને ટેકો આપેછે. પેહલવી તખતીઓ, સીક્કા, ઈઆ પુસતકો, આપણે કાંઈએક બારીકીથી તપાસીએછે તો તેહમાં હેઠલ જણાવેલા આરબી જેહવા બોલો તે મધે તરત આપણી નજરે પડેછે. જેમકે—

| પેહલવી. | આરબી. | ગુજરાતી અરથ. |
|---|---|---|
| શમાસ. | શમા. | આસમાંન. |
| શમશીઆ. | શમશ. | આફ્તાબ. |
| જમાંન. | જમાન. | કલાક, દાહડો, વખત. |
| મદીન. | મદીનહ. | શેહર. |
| ઈઅદમન. | ઈઅદ. | હાથ. |
| શપતીન. | શફ્ત. | હોટ. |
| હીઅ. | હઈઆ. | અજદાંહ. |
| રબ. | રાબ. | મોહોટો. |
| અબ. | અબ. | બાપ. |
| અમ. | અમ. | માંએ. |
| જકર. | જકર. | મરદ. |
| શજરા. | શજર. | જાહાડ. |
| મીઆ. | માઅ. | પાંણી |
| બબ. | બાબ. | દરવાજો. |
| બન. | બીન. | થી. |
| મલકા. | મલક. | પાદશાહ. |

એ રીતના શબદોના મેલાપ ઊપરથી જે પરમાંણે આગલા વખતમાં ઘણાએક ઈઊરોપીઅન ગરંથકારોએ વીચાર આપેઓ હતો કે જંદ ભાશા સંસકરીત મધેથી નીકલીછે, તેજ પરમાંણે ઘણા ગરંથકારો

કેહતા હતા કે પેહલવી જુબાન ઈરાન મધે મુસલમાંની અમલ થાએઆ પછી આરબી ઊપરથી પારસીઓએ જોડી કાહાડેલીછે. પણ જારે મોંશીઓ શીલવેસટર ડ. સાસીએ ઈરાની સીક્કા તથા થોડીએક તખતીઓ ઊકલાવી, અને તે ઊપર "મલકા" એટલેજે "પાદશાહ", "બીન" એટલે "થી", એ બોલો માલમ પડેઆ, કે જે બોલો આરબીમાં પેહલવીનીજ માફકના અરથ ધરાવેછે, તેઆરે અલબત જાહેર થાઈઊં કે એ તખતીઓ આરબોનાં વખતની આગમજની હોવાથી હેવા બોલો આરબોના ઈરાનમાં આવીઆ પછી લાગુ પડીઆને ઠેકાંણે અલબત કાંઈ બીજા સંબંધથી એ શબદો તે આગમજ બંધે ભાશાઓમાં વપરાતા આવીઆ હતા. એ બાબદમાં જેઆરે વધારે સોધ થાઈ તેઆરે હેવું માલુમ પડેઊં કે પેહલવી અને આરબીમાં જે બોલો મલતા આવેછે તે કાંઈ અસલ આરબી ભાશામાંથી પેહલવીવાલાએ લીધેલા નથી, પણ તે બોલો સીરીઆ દેશની એક ભાશા કે જેહને "આરમેઈક" કરીને કેહછે તેમાંથી લીધેલાછે, અને "આરમેઈક" તથા "આરબી" એ બંધે એક ટોલાની (એટલેજે શીરો આરબીઅન ટોલાની) ભાશાઓછે, તેથી આરમેઈક ભાશામાંથી લીધેલા શબદો ગોએઆ આરબીમાંથી લીધા હોએ હેવું માલમ પડેછે. એજ કારણ ઊપરથી મેં આગલ જણાવીઊંછે કે પેહલવી (અને તેજ માફક પાજંદ) માં ઘણાએક શબદો "શીરો આરબીઅન" ટોલાના દાખલ થાએલાછે.

૧૪. એ આરમેઈક ભાશાના શબદો પેહલવીમાં શી તરેહથી દાખલ થાએઆ તેહનો ખોલાસો આએ રીતનોછે.* આપણી તરફના લખનારાઓ કબુલ કરેછે કે પેહલવી અથવા "હુજવરશ" જુબાન "શવદ"† નાં મુલક મધે બોલાતી હતી. ફીરીસત અલ કુતબ નામની આરબી કેતાબ મધે એબન મોકાફા નામના એક ગરંથકારની શાખશી

* એ ખોલાસા વીશે જરમની વાલા પરોફેસર જે. એફ. કલુકર અને તેઆરપછી પરોફેસર હસ્પીગલનો આપણે ઉપકાર માંનવો જોઈએછે.

† "શવદ" એ હવડાંનું ઈરાકે-આરબીનું પરગણું જે ઈરાનની આઠમણ દશા તરફ આવીઊંછે તેહને કેહછે.

ઊપરથી હેવીજ રીતે લખીઊંછે કે "હુજવરશ" એ શવદનાં મુલકની જુબાન હતી, અને શવદનાં લોકો ફારસી તથા સીરીઆ દેશની ભાશા ભેલાએલી પોતાનાં કાગજ પતરોમાં વાપરતા હતા. આપણે ઊપર જોઈઊંછે કે "આરમેઈક" એ સીરીઆ દેશની એક ભાશાછે, અને એ ભાશા વીશે મોંશીઓ કાતરેમેર નામના એક ગરંથકારે ભરોસો રાખવાજોગ રીતે પુરવાર કીધુંછે કે ઈરાનના સાસાની તબક્કાના પાદશાહોના વખતમાં એ "આરમેઈક" જુબાનને ઘણું માન મલતું હતું, અને એ જુબાનની કેતાબોને ઈરાનીઓ ઘણી પસંદ કરતા હતા. બીજું હેવું આપણા જોવામાં આવેછે કે સીરીઆ દેશમાં ઈડીશા શેહર મધે એક મદરેસા હતી તાંહાં ઈરાનના જુવાંન શખસો તાલીમ લેવાને કીજે જાતા હતા. એ સંગલી હકીકત ઊપરથી આપણા જોવામાં આવેછે કે સાસાની વખતમાં ઈરાની લોકોને પોતાની પાસેના સીરીઆના મુલક સાથે ઘણો વેહવાર હતો, તથા ઈરાનીઓ સીરીઆ દેશનાં "આરમેઈક" ભાશામાં લખેલાં દફતરો પોતે વાંચતા તથા પોતાનાં કામમાં લાવતા હતા, અને તેથી કરીને આરમેઈક ભાશાના ઘણા બોલો આપણી પેહલવી મધે દાખલ થાએઆ હતા, અને તે આજે સીક્કા તથા તખતીઓ તથા કેતાબો મધે આપણા જોવામાં આવેછે. વાસતે આરબી ભાશાને મલતા જે શબદો જંદ જુબાનનાં પુસતકોના પેહલવી તરજુમાં મધે તથા બીજી પેહલવી કેતાબો મધે આપણને મલી આવે તે વીશે હેવું સમજવું નહી કે એ તરજુમો તથા કેતાબોનો જમાંનો આરબોનાં દોર પછીનોછે, પણ હેવું જાણવું કે એ શબદો આરમેઈક જુબાન સાથેનાં ઈરાનીઓનાં બોહલા સંબંધથી પેહલવી જુબાન મધે સાસાની વખતમાં દાખલ થાએઆછે. એ દાખલો પણ આપણને ખાતરીથી હેવું બતલાવેછે કે આપણી પાસેની પેહલવી ભાશામાં લખેલી સંગલી કેતાબો સાસાની વખતમાં અને તે પછીના જમાનામાં લખેલીછે.

૧૫. કેટલાએક ઈઊરોપીઅન ગરંથકારો જેઓએ પેહલવી પુસતકો સારાં ધેઆંનથી તપાસેઆંછે તેઓ થોડાંએક પેહલવી પુસતકો

મધેની પાછલથી વધારેલી અથવા મેલવેલી બીનાઓ તથા પેહલવીને નામે પેહલવી ઢપથી અને બોલોનાં જુજ ફેરફારથી ફારસી જુબાનમાં લખેલી કેતાબો તપાસીને હેવું ગુમાંન લેઈ જાએછે કે આજ જરતોસતીઓ પાસે અસલ પેહલવી જુબાન સલાંમત રહી નથી, અને હવડાં જે પુસતકોને તેઓ પેહલવી પુસતકોનું નામ આપેછે તે પુસતકો માતરે ફારસીમાં લખાએલાંછે, અને માતરે તેહમાં ફારસી જુબાન છુપાવવાને કીજે બોલોના સેવટના ભાગમાં ફેરફાર કરેલોછે. એ વાતમાં એ વીચાર આપનારાઓની ભુલ એટલીજછે કે પેહલવી જુબાન સાસાની અંમલ ગીઆ પછી આજસુધી જરતોસતીઓની કેતાબોમાં વંચાતી તથા વપરાતી આવીછે, તેહેની સાબેતીમાં મુસલમાંન ગરંથકારો* ની સતાથી આપણને જે કાંઈ દલીલો મલેછે તેહનાં પરીણાંમ ઊપર એ લખનારાઓએ સારી પઠે ધેઆંન પોહોચાડીઊં નથી. એ મુસલમાંન ગરંથકારોની સતા ઊપરથી આપણા જોવામાં આવેછે કે ઈરાનનું રાજ આરબોના હાથથી તારાજ થાઈઊં તે પછી તરણસો વરશની મુદત તુલીક ફારસનાં પરગણાં મધે જરતોસતીઓની વસતીનો મોટો ભાગ હતો, અને તે જમાનામાં તેઓ પાસે પેહલવી પુસતકો હતાં, અને તે વખત પછી તે આજ સુધી એ પુસતકોનો કેટલોએક ભાગ જરતોસતીઓના હાથમો કાએમ રહેઓછે, તેહના દરએક જમાનાની ગવાહી ઊપર જણાવીઆ મુજબ આપણને મલેછે, અને તે ઊપરથી હેવું ઠડેછે કે પેહલવી જુબાન જરતો

* એ મુસલમાંન ગરંથકારો પોતપોતાના જમાનાને લગતી હકીકતમાં લખી ગીઆછે કે તેઓના વખતમાં જરતોસતીઓ વચ્ચે પેહલવી ભાશા વંચાતી હતી, અથવા પેહલવી કેતાબો કાએમ હતી. એ ગરંથકારોનાં નામ હમો અતરે પરગટ કરીએછે. ઈશવી દસમી સદીમાં "સુરઅલ બલદાંન" કેતાબનો બનાવનાર એબન હોકલ, ઈશવી બારમી સદીમાં "શાહનાંમા" નો બનાવનાર ફીરદોસી, ઈશવી તેરમી સદીમાં "નુજાહત નાંમહ અલતઈ" નો બનાવનાર શહમ અદદીન, ઈશવી ચઊદમી સદીમાં "સેકંદર નાંમહ" નો બનાવનાર નીજાંમી, ઈશવી પંદરમા સદીમાં "નોજત અલ કોલુબ" નો બનાવનાર હમદલલા બીન અબુબેકર અલ કજવીની, ઈશવી શોલમી સદીમાં "ફરહંગે જેહાંગીરી કેતાબ", ઈશવી સતરમી સદીમાં "ફરહંગે રશીદી કેતાબ", ઈશવી અઢારમી સદીમાં મહમદ અલી અજીન ઈશફાંનીની મુસાફરીની કેતાબ. એ રીતે ઈશવી દસમી સદીથી તે આજ સુધી દરએક જમાનામાં જરતોસતીઓ પાશે પેહલવી કેતાબો હતી તેહની ગવાહી મુસલમાંન ગરંથકારોની સતાથી આપણને મલેછે.

સતી લોકોના હાથમાંથી કદી નાબુદ થાઈ નથી. પેહલવી પુસતકો મધે ઘણીવાર શારસીમાં લખેલી અને પેહલવી ઢપથી છુપાવેલી જે એબારત આપણા જોવામાં આવેછે તેહનો શબબ એજછે કે સાસાની વખતથી તે આજ સુધી ઈરાન અથવા હીંદુસથાંન મધે જરતોસતીઓના દસતુરો પેહલવીનું થોડું ઈઆ ઘણું ગનેઆંન ધરાવતા આવેઆછે. તેઓને એ ગનેઆંનની મદદથી પેહલવી પુસતકો મધે પોતાની તરફની બીનાંઓ વધારવાને તથા બીજી બીનાંઓ લખવાને ઘણી જોગવાઈ બની આવી હતી, અને અલબત તેઓ અસલ પેહલવીની માફક લખવાની શકતી ધરાવતા નહી હતા, તેથી તેઓએ કેટલીએકવાર શારસી જુબાન પેહલવીની ઢપથી વાપરીને પોતાનું કામ ચલાવીઊં હતું કે જે ફેરફાર આજે પકડાઈ આવેછે. પણ એ ઊપરથી કેટલાએક ગરંથકારોના વીચાર પરમાંણે એમ નહી ઠેડવવું જોઈએ કે જે ભાશાને હવડાં જરતોસતીઓ પેહલવીને નામે પીછાંણેછે તે જુબાન તમાંમ શારસીમાં ઠગાઈથી જોડી કાહડીને તેહને પેહલવીનું નામ આપેઊંછે. માહરે જણાવવું જોઈએછે કે જે ઈઊરોપીઅનો પેહલવી ભાશા વીશે હેવું મત રાખેછે કે એ જુબાન ઠગાઈથી ઊભી કરેલી શારસીછે તેઓએ જરતોસતીઓ પાસેની માતરે એક બેએજ કેતાબો તપાસીને એ વીચાર આપીઓછે. એ ગરંથકારોએ "દીનકરદ" જેહવી કેતાબની એબારત હજુર સુધી તપાસી નથી.

૧૬. પેહલવી ભાશામાં લખેલાં કેટલાંએક પુસતકો સાસાનીઆનોના વખતથી તે આજ સુધી જરતોસતીઓના હાથમાં કાએમ રહેઆંછે, તોપણ એ ભાશા સમજવાનો એલમ તેઓમાં ઓસતવારીથી શાબેત રહેઓ નથી, અને તેજ કાચા એલમને લીધે એ ભાશાનાં પુસતકોમાં ઘણી ખરાબી થાઈછે. સાસાની વખત પછી પેહલવી જુબાનમાં લખવા તથા વાંચવાના કાએદાની સમજ દરએક જમાનામાં ઓછી થાતી ગેઈ હતી, તે હેવું કે હમણાં જો આપણે એ એલમને વગર હાથ પગનો કહી જોએતો તે વાજબી ગણાએછે. એ ખુટને લીધે પેહલવી ભાશાનું વેઆકરણ તઈઆર કરતી વખતે તેહનાં બનાવનાર બેહદીન ધનજીભાઈ ફરાં

મજીને જે જે અડચણો પડી હતી તે વીશે એ ધણી પોતાના દીબાચામાં કેહછે કે:—"હુજવરશ અથવા વીશેશ પેહલવી ભાશા જે પરમાંણે ઈરાન
"તથા હીંદુસથાંનના જરતોસતીઓ વાંચેછે તેજ પરમાંણે મેં વેઆકરણ
"બનાવીઊંછે, તે શબબથી આએ વેઆકરણના બનાવનારને કસો ઠપકો
"આપવો નહી કાંએકે હાલનાં વખતમો જેહેને આપણાં લોકો પેહલવી
"ભાશા કેહછે તે ભાશાના ઘણાએક શબદો જેમ જેહેને ગમે તેમ વાંચેછે,
"પણ તે વીશે કોઈ પરકારેબી મુખીઅ કાએદો માહરા જોએઆમાં
"આવેઓ નથી. અને અગરજો કોઈ સાહેબને પોતાની પકી ખાતરી
"કરવી હોએ તો સુખેથી હુજવરશનાં પુસતકમાંથી એકજ ફકરો ઊતા
"રીને જે જે સાહેબો હુજવરશ ભાશા વાંચી જાંણતા હોએ તેઓની
"ઊપર મોકલશે, અને પછે સંગલા સાહેબોના વાંચેલા ફકરાનો મુકા
"બલો કરી જોશે તો એકબીજામો તફાવતો તરત માલમ પડી આવશે.
"તે વાસતે એ અડચણો ટાલવાને લીધે તથા એક કાએદો કાએમ કર
"વાને વાસતે માહરી આધીન શકતી પરમાણે ઈરાનીઓની બીજી
"ભાશાનાં વેઆકરણ સાથે ઘટતો મુકાબેલો કરીને આએ હુજવરશ
"ભાશાનું વેઆકરણ પેહલીવાર બનાવેઊંછે, અને હું ઊમેદ રાખુંછું કે
"એ ઊપરથી બીજા વીદીઆવાંન વીઆકરણઆરથીઓ વધારે સુધાર
"વાને ચુકશે નહી." બેહદીન ધનજીભાઈએ જણાવેલા ઊપલા શબબોને લીધે પેહલવી જુબાન જાંણનારાઓ હવડાં ફારસી જુબાનનનાં વેઆક રણ ઊપર પોતાનો ઘણોખરો આધાર રાખેછે. પણ જે દસતુરો ફારસી જુબાન તથા તેહેનું વેઆકરણ સારીપેઠે સમજતા નથી અને પેહલવી સમજવાનો દાવો કરેછે તેઓ પોતાનાં કામમાં અતીશે ગુછવાએછે, અને હરએક એબારતનો તરજુમો કરતી વખતે ભુલ કરેઆ વગર રેહતા નથી.

૧૭. પેહલવી એલમ હવડાં ઘણી ખરાબ હાલતમાં આવેલોછે તેહેનો આએ એક બીજો દાખલો એ ભાશાના મુલ અખશરો ઊપરથી મલી આવેછે. એ જુબાનમાં ~~ હેવો મુલ અખશર આવેલોછે તે અ, આ, ખ, હ, હેવી ચેઆર જુદી જુદી રીતે વંચાએછે, ~ એ અખશ

રનાં ફ, ગ, જ, દ, ય, ઇ, એ રીતે છ તરેહના ઊચાર થાએછે, ı હેને ઓ, ઊ, ન, ર, વ, હેવી પાંચ રીતે વાંચેછે, ȴ એ અખશર ઓ, ઊ, ર, હેવી તરણ રીતે વંચાએછે, ᵹ હેનો અ, એ, ક, ગ, હ, હેવી પાંચ તરેહથી ઊચાર થાએછે, વાસતે હેવી કાચી અને અશુધ હાલતનાં મુલ અખશરોની જુબાન વાંચવામાં ઘણીજ ગુછવણ પડે હેમાં કસો સંધે નથી. આગલા વખતમાં પેહલવી ભાશા જેઆરે ઘણાં લોકો સમજતા હતા તેઆરે ઊપર જણાવેલી રીતનાં અશુધપણાંથી જાહજી અડચણ પડતી નહી હતી, પણ હવડાં એ શબબથી ઘણી અડચણ પડેછે, એટલુંજ નહી, પણ તેથી પેહલવી કેતાબો મધેથી કરેલા તરજુમાઓ ઊપર ભરોસો રખાઈ શકાતો નથી. એ અશુધ મુલ અખશરોને લીધે આપણે જોઈએછે કે ઘણી વેલાએ દસતુરો પોતપોતા વચે વાંધો અને તકરાર ઊઠાવેછે, અને એકજ બીનાનો એક જણ એક રીતે અને બીજો જણ બીજી રીતે અરથ કરેછે. જેમકે એકજ રીતે લખેલા એક શબદનો ઊચાર કોઈ "જકુ" કરીને કરેછે તો બીજો તેહને "જકર" કરીને કેહછે. એક "જવમ" વાંચેછે તો બીજો ઘણી તેજ શબદને "ઈઊમ" કરીને વાંચેછે. એક કેહછે કે આએ શબદનો ઊચાર "દમીક" છે તો બીજો કેહછે કે તેહનો ઊચાર "જમીક" કરીને થાએછે; અને જેહવો ઊચારમાં ફેર પડેછે તેમજ માએનીમાં પણ ફેર પડેછે. પેહલવીમાં એકજ રૂપે લખેલા એક શબદનો જો કોઈ "ઈઅદમન" કરીને ઊચાર કરેછે તો તેહનો અરથ "હાથ" કરીને થાએછે. જો કોઈ તેજ શબદને "જદમન" કરીને વાંચેછે તો તેહની માએની "નસીબ" ની થાએછે, અને "ગદમન" કરીને વાંચેછે તો તેહની માએની "ચલકાટ" ની થાએછે. એ રીતે એ ભાશાનાં મુલ અખશરો અને એ ભાશાનાં પુસતકો વાંચવાનો કાએદો અશુધ હાલતમાંછે.

૧૮. પેહલવી ભાશાની ઊપલી રીતે ખરાબી થાએઆ પછી જરતોસતીઓમાં આજ સુધી કોઈ દસતુર હેવો નીકલેઓ નથી કે તે ઘણી એ બાબદનો સુધારો કરે, અને પોતાની કોમનો પેહલવી એલમ જે લુલો

અને વગર ધારાનો ગણાએછે તેહુને સુધારીને ઠેકાંણે લાવે. જરતોસ તીઓમાં પેહલવી જુબાનની માહીતગારી ઘણી કોતાછે તે બાબે જરતો સતીઓનાં શેહનશાહી તથા કદમી એ બંધે ટોલાના બેએ નામીચા દસ તુરો તેહમાં દસતુર એદલજી દારાબજી સંજાંણાં પોતાની બનાવેલી "ખોરદેહ અવસતા" નાં તરજુમાંની કેતાબ મધે, તથા દસતુર મુલાં ફીરોજ બીન કાઊશ પોતાની "અવીજેહદીન" નામની કેતાબમાં નીચે લખેઆ પરમાંણે પોતાની દલગીરી બતલાવી ગીઆછે. દસતુર એદ લજી દારાંબજી સંજાંણાં જંદ તથા પેહલવી એ બંધે એલમ વીશે આએ રીતે લખેછે:—"તે દાના મોબદે (નેરીઓસંગે) પોતાની દાંનાઈથી વમા "શીઊં કે રખેને દનપરદન પેહલવીનો તથા અવસતાનો એલમ જુદ "દીનનાં દોરને લીધે હાથથી જાતો રેહ તે જાંણીને અવસતાનો તથા "બીજી કેટલીએક પેહલવી કેતાબોનો શંશકરૂત જુબાનમાં તરજુમો "કીધો, જે અગરજો ભલી દીનનાં લોકો શંશકરૂત શીખશે, તો તેથીબી "અવસતાની માએનીનો ફાએદો હાંશલ કરશે. તેવારપછીબી દાંનાં "લોકો શ્રી નોશારી કશબા મધે ઘણા હતા, અને હાલ હવડાં એ વખત "માંબીછે, પણ કોઈએ એકકને એલમની તાલીમ નહી આપી, અને "નહી શીખવેઆ, અને ખુબીથી જાહેર નહી કીધું, તે શબબથી એ નેક "જુબાનનાં જાંણનાર કોતા થાતા ગીઆ, અને એ ખુબી ભરેલી નેક "જુબાનમાં સમજ પડતી કોતા થાતી ગેઈ: અને વલી બીજો શબબ "એજે જેમ અંગરેજી તથા ફારસી, તથા આરબીનો, તથા બીજી જુબા "નોનો કાએદો બાંધેલોછે, કે જેહને આરબીમાં શરફે નહવ કેહછે, અને "અંગરેજીમાં ગરામર કેહછે, તેહવો કાએદો એ નેક જુબાનનોબી "અશલ કદીમ જમાનાથી બાંધેલોછે, પણ હવડાં તે શરવે કોઈને ઘણો "જાહેર નથી, અને કોઈ એકકને દેખાડતાબી નથી, તે શબબથી જે "લોકો પોતાના ઊશતાદથી એ જુબાન શીખેલા હોએ તેજ શહમજેછે, "અને બીજા લોકો એ અવસતા જુબાનની ખુબીથી બેનશીબ રેહછે." મુલાં ફીરોજજી સાહેબ પણ એજ રીતે પણ દસતુરજી સાહેબ એદલજી

દારાબજી સંજાણાનાં કરતાં વધારે મજબુતી તથા લંબાંણથી પોતાનો વીચાર આપેછે કે: —"પેહલવીનો એલમબી. જે દાહાડેથી આપણી. "છેલ્લી ઈઅજદજરદની પાદશાહી ગેઈ તે દાહાડેનો તે એલમબી તે "પાદશાહીની સાથે ગીઓછે. આજે હાલ હવડાં જે પેહલવીનો એલ "મછે તે રૂપીઆનો એક આનો રહેલોછે, તે એક આનોછે તેહનું પણ "પાધરૂં મલે નહી. જેહને અંગરેજીમાં ગરાંમર તથા શંશકરૂતમાં "વેઆકરણ કેહછે તેહેવી પેહલવીની ગરાંમર નહી મલે, અને જો કોઈ "પેહલવી જુબાનમાં વાત કરવા ચાહે તો વાત કાંઈ થાએ નહી અને "જો કોઈ પેહલવીમાં કાગજ લખવા ચાહે તો લખાએબી નહી. શાવા "શતે જે હરએક જનશનાં નામના બોલો તથા હરએક ચીજનાં નામનાં "બોલો પેહલવીમાં કાંઈ મલે નહી તેહવારે તે નામનાં બોલો કાંહાંથી "લાવે. અને કાગજો મધે હરએક કોઈને અલકાબ લખાએછે ઈઆને "જે જેહવું માણશ નાધલું ઈઆ મોટું ઈઆ ગરીબ ઈઆ તવંગર ઈઆ "હાકમ ઈઆ સરદાર, પેગમબર ઈઆ પાદશાહ, જેહવો જેહનો મરતબો "તેહવો તેણાંને અલકાબ લખવો જોઈએ, તે માહેનું પેહલવી માહે કાંઈ "એક બોલ નહી મલે અને જે પેહલવીમાં હાલમાં થોડાએક બોલોછે "તેહને દસતુર લોકો જેમ જેહને ગમેછે તેમ વાંચેછે. પેહલવીમાં દાહા "ડાનો બોલછે તેહને કેટલાએક (જવમ) કરીને વાંચેછે અને કેહછે જે "પેહલવી મધે દાહડાને જવમ કરીને કેહછે અને કેટલાએક દસતુરો "દાહડાના બોલને (જોમ) કરીને વાંચેછે, અને પેહલવી મધે (ઈઅજદનો) "બોલછે તેહને કેટલાએક દસતુરો (જાતન) કરીને વાંચેછે અને કેટલાએક "દસતુરો એ બોલને (દાદન) કરીનેબી વાંચેછે, અને પેહલવી મધે ખાહેશ "કરવાનો અને ચાહવાનો બોલછે તેને કેટલાએક દસતુરો (બવીહુનશ "તંન) કરીને વાંચેછે અને કેટલાએક દસતુરો એ બોલને (બુનશુનતન) "કરીને વાંચેછે. એ વગરે કેટલાએક બોલોને એ પરમાણે દસતુર "લોકો જુદી જુદી તરેહથી વાંચેછે, એહવોતો પેહલવીનો એલમ હાલ "નાકેશ રહેલોછે કે જે થોડા બોલો પેહલવીના રહેલાછે તેહનોબી પણ

" લખવા પઢવાનો કાએદો મલે નહી, અને જેમ જેહને ગમે તેમ વાંચે
" અને જેમ જેહને ગમે તેમ બોલે. જેવારે વાંચવા પઢવાનો કાએદો
" મલે નહી તેવારે દસતુરોને જેહને ગમે તેમ બોલે અને ગોઠવે અને
" પછે બેએ દસતુરો એકએકની સાથે મરાએ અને એક દસતુર કેહેશે જે
" આએ બોલ એમછે તેવારે બીજો દસતુર કેહેશે જે તુને શું આવડેછે,
" એ બોલતો એમછે તારે પેલો કેહેશે જે ચાલ તુંને શું આવડેછે, અને
" જોશો તો તે એકજ બાપનાં બેએ દીકરા અને એકજ ઊશતાદથી
" શીખેલા, વાશતે હેવો તો પેહલવીનો નાકેશ એલમ આજનાં વખતમાં
" રહેલોછે. શરવે એલમો કરતાં છેક ઊતરતો અને છેક ઊતરતામાં ઊત
" રતો અને છેકજ હલકામો હલકો કે ગુજરાતીનો જે એલમછે, તોપણ
" તે ગુજરાતીમાં જેહવું કાગજ, પતર, હીશાબ, દફતર આદમી લખવા
" ચાહે તેહવું લખી શકે અને આગલો ધણી વાંચનાર તે મુદા અને મત
" લબ સારીપખે શહમજે. અને હાલ કોઈ પેહલવીના એલમમાં કાંઈ
" હીશાબ, દફતર હરેક લખવા ચાહે તો હરગેજ લખાએ નહી, શાવાશતે
" જે હરએક બાબદનાં બોલો જોઈએ તે બોલો કાંહાંથી લાવે અને આંક
" મુકવા જોઈએ તે આંક અને આંકડાનાં નામના બોલો જોઈએ તે
" કાંહાંથી લાવીને મુકે. વાશતે ગુજરાતી કરતાંબી પેહલવીનો એલમ
" જે આજે રહેલોછે તે ઘણોજ અધુરો અને નાંકેશ રહેલોછે. બીજું
" ફારસીમાં જે પરથમ ફારસીનાં અખશર શીખેઆ પછે આંમદન શીખેછે
" તેહેના હરએક બોલના શેગા ૬) છઅછે, તેહનાં નામ. આમદન,
" આમદેહ, બીઆએદ, મીઆએદ, ખાહદઆમદ, મીઆમદ, એ પરમાંણે
" શેગા ૬) છે. અને પેહલવીની ફરહંગોમાંબી હરએક બોલોના શેગાછે
" જે જાતુનતન, આમદન; જાતુનેદ, આએદ; જાતુનમ, આમદમ; એ પર
" માણે હરએક બોલોનાં ૩) તરણ શેગાછે. પેહલવીની જુબાન માંહે
" બીજા શેગા જોઈએ તેવારે એ ૩) શેગા જે ઊપર લખેઆછે તે મધે
" થીજ પોતાની તરફથી ગોઠવે. પણ તે ગોઠવેલું કોઈ બીજાથી વાંચીને
" શહમજાએ નહી, જેણે ગોઠવીને લખીઊં હાએ તેણે તે બોલોની હેઠે

"ફારસીમાં માએની લખી મેલી હોએ તેવારે તે લખનારોબી પોતે
"ફરીથી વાંચે, નહી તો પોતાનું લખેલું પોતે વાંચી તથા શહમજી શકે
"નહી. જો માએની નીચે ટાંકી રાખી હોએ તોજ તે વાંચીને પોતે
"શહમજે જે મેં આએજ ગોઠવીને લખીઊંછે. અગરજો તે ગોઠવીને
"લખનારે પોતે પેલો બોલ ગોઠવીને લખેઓ હોએ અને તેહની હેઠે
"માએની નહી ટાંકી મુકી હોએ તો તે ફરીથી જેહવારે વાંચે તેહવારે
"લખનારો પોતેજ નહી સમજે જે હુંએ શું લખીઊંછે, વાશતે આજે
"જે કાંઈ પેહલવીનો એલમ રહેલોછે તે હેવો અધુરોછે. પણ આગલ
"જે દાહાડા ઊપર હોશે તે દાહાડા ઊપર બીજા એલમો કરતાંને શરશ
"અને એલમનાં કાએદા મુજબ ઘણોજ શહી અને મોતેબર હશે. પણ
"અફશોશ કે આજે એ પુરાતમ માહભારત એલમ તે વગર હાથ પગનો
"થાઈ પડેઓછે. વાશતે આજના વખતના હેવા અધુરા એલમ ઊપર
"ફખર અને વડાઈ કરવી નાલાએકછે. મગર માજદીઅશની દીનના
"પેશવાઓને ઘટેછે કે બીજા એલમો ખુબ પોખત શીખે પછે એ એલ
"મની પાછી શોધ કરીને તેહને તાજો કરે અને સુધારે. અલબતે
"એ રીતે કીધાથી એ પેહલવી એલમ પાછો ઊભો થાએ. પણ તે
"કેહવારે કે હાલના પેહલવી પઢનારાઓ પરથંમતો ફારસી એલમ જે
"પેહલવી એલમની બેખછે તેહને દશ પંદર વરશ શુધી ઘણીએક મેહ
"નત કરી હાંશેલ કરે. અને વલી તે સાથે બીજા એલમોથી ખુબ વાકેફ
"થાએ તેવારપછી પેહલવી શીખે તો કાંઈબી ફારસીના જોરથી અને
"બીજા એલમોનાં કઊવતથી શારીપઠે શહમજે અને એ એલમને પાછો
"સુધારી શકે અને અલબતે રોજ બરોજ એ એલમ સુધારતા જાએ.
"અને તેહેનો પાછો ગરાંમરનો કાએદો બાંધે તેવારે માજદીઅશની
"દીનના લોકોને જે કાંઈ રાસતી અને વાજબી હોએ તે શહમજાવે, અને
"પેટને વાશતે હરગેજ થાઈ દીનને ખરાબ નહી કરે." હવે દસતુરજી
સાહેબ એદલજી દારાબજી સંજાંણા તથા દસતુરજી સાહેબ મુલાં ફીરોજ
બીન કાઊશ પેહલવી જુબાન વીશે જે ઊપલી રીતે ફરીઆદ કીધીછે તે

વાતને આજ આસરે ૩૦) વરશ થાએઆંછે, પણ તે પછી હવડાંના આપણા દસતુરો પાસેની પેહલવી એલમની હાલત ઘણી સરશ થાઈ હોએ હેવી દીશતી નથી, તે અનુભવવાલા સરવે શખસોને રોશનછે. બેહદીન ધનજીભાઈ ફરાંમજીએ જોકે પેહલવીમાં હવડાં પેહલવેહલું વેઆકરણ કાહાડીશિ'છે, તોપણ એ ધણી પોતાનાં પુસતક મધે ઘણી ખાંમી હોવાની જગો જગોએ ધાસતી તથા વકી રાખેછે. પેહલવી ભાશાના જે કેટલાએક મુલ અખશરો ઊપર જણાવેલી રીતે ચેઆર ઈઆ પાંચ જુદી જુદી રીતના ઊચાર ધરાવેછે, તે અડચણ ટાલવાને કીજે પેહલવી કેતાબોમાં થોડીએક મુદત થાઈ તેહવા અખશરોની નીચે ઈઆ ઊપર એક ઈઆ તેથી વધારે નુકતા ઈઆને મીડાં મુકવાની ચાલ નીકલીછે, પણ તે ઘટતો એલાજબી આજ સુધી મનમાનતી રીતે અમલમાં આવી શકીઆ નથી.

૧૯. પેહલવી એલમે દુનીઆંના સુધારાને વાસતે જુજ ફાએદો કીધોછે. એ ભાશા ઘણી મુશ્કેલછે, તોપણ તેહમાં લખેલાં પુસતકો ઊપરથી ઈરાનની તવારીખ જોડનારાઓને કેટલીએક મદદ મલીછે, તથા જંદનાં દફતરોની કાચી પાકી સમજ આપણા લોકોમાં એજ ભાશાના આધારથી ચાલુ રહીછે. માહરે કેહવાને ભુલવું નહી જોઈએ કે “કમપારેટીવ ફીલાલોજી” ના એલમ જાંણનારાઓના હાથથી જંદ જુબાન જેહવી ચોકસાઈ તથા બારીકીથી તપાસીઆમાં આવીછે, તેજ પરમાંણે પેહલવી જુબાનની તપાસ થાઈ નથી, અને તેહનો મુખીઅ શબબ એજછે કે દુનીઆંની ભાશાઓનાં દરમેઆનમાં પેહલવી જુબાનનો દરજ્જો સરવે કોઈને અગતનો હોએ એમ નથી.

---

## બાબ ૩ જો.

## પાજંદ ભાશાની બાબદમાં.

૧. “પાજંદ” જુબાન હેને કેટલાએક ઈઊરોપીઅન ગરંથકારો “પારસી” જુબાન કરીને પણ કેહેછે. એ જુબાન માતરે પુરાંણી ફારસી

ભાશાછે, અને તે મધે જંદ અને પેહલવી ભાશાના બેહદ શબદો ભેલાએલાછે. એ ભાશા હમેશાં જંદ અખશરથી લખેઆમાં આવેછે. હેવું ધારેઆમાં આવેછે કે એ જુબાન આલમનાં લોકોની દીનની બાબદની વાકેફગારીને વાસતે લાંબી મુદતથી ઈઆને ઈરાનના સાસાનીઆન વખખતથી તે આજ જુજ મુદત સુધી વાપરેઆમાં આવીછે, અને એ સંગલા જમાનામાં જેમ ઈરાનની ચાલુ બોલાતી ભાશા ફરતી ગઈછે તેમજ એ "પાજંદ" ભાશા પણ ફરતી ગઈછે. એ જુબાન જરતોસતીઓમાં દીનની બાબદોના સંબંધમાં વપરાઈછે, તેથી તેમાં જંદ અને પેહલવી ભાશાના લફજો હર તરેહની ઢપથી કામે લગાડેઆમાં આવેઆછે. એ જુબાન મધે જે બેશુમાર જંદ અને પેહલવી શબદો આપણા જોવામાં આવેછે તે જો કાહાડી લેઈને તેહની જગોએ આપણે ફારસી લફજો મુકીએ, તો એ જુબાનમાં અને ફીરદોસીનાં શાહનામાંની જુબાનમાં જાહાજો ફરક પડશે નહી. એ જુબાનને જંદ હરૂફેથી લખવાનો કાએદોછે, તેહનો શબબ એછે કે દીનની બાબદો લખેઆ સવાએ બીજી કસી રીતે તે કામે લગાડેઆમાં આવી નથી, અને તેથી જરતોસતી દીન પાલનાર શખસો સવાએ કોઈ બીજાને એ જુબાન ઊપીઓગની નથી.

૨. પાજંદ જુબાનમાં જરતોસતીઓનાં જુજ ધરમ પુસતકોનો તરજુમો થાએઓછે, તથા થોડીએક બંદગી જોડેઆમાં આવીછે, તથા એ ધરમને લગતાં એક બેએ પુસતકો લખાએઆંછે. જંદના "ઓગમદેચા" નો તરજુમો "પાજંદ" માં થાએલોછે. "ખોરદેહ અવસતા" મધે "પતેત પશેમાંની" કરીને જે બંદગી જરતોસતીઓ દરરોજ કામે લગાડેછે, તથા "દોઆ નામસેતાએશને" જે દાહાડામાં ઘણી વેલાએ પઢેઆમાં આવેછે, તથા "નેરંગ કુસતી બાંધવાની" જે હર વખત કુસતી બાંધતી વખતે સંગલા જરતોસતીઓને પઢવી પડેછે, તથા "નેરંગ આબેજર" લેવાની તથા "દોઆ તનદરોશતી" ની તથા એ સવાએ બીજી ઘણીએક "નેરંગો" તથા "આફરીન" અને એ વગરે બીજી બંદગીઓ "પાજંદ" જુબાનમાં જોડેલીછે. જરતોસતીઓ પાસે "મીનોખેરદ"

નામની કેતાબ જે નામીચી ગણાએછે તે "પાજંદ" ભાશામો લખાએ લીછે. એ કેતાબમાં જરતોસતી દીનનાં ફરમાંન તથા નીતીની કેટલીએક બાબદો સવાલ જવાબ દાખલ લખેલીછે, તેહેમાં પુછનાર શખસે પોતાનું નામ "દાનાઇ" કરીને રાખીઊંછે, અને જવાબ દેનાર "મીનોખેરદ" ઈઆને "મીનોઈ નુર" છે. એ કેતાબનો ફારસી તથા સંસકરીતમાં તરજુમો થાએલોછે. "શેકંદ ગુમાની વજાર", "જામાસપી" અને "બુન દેશને" એ કેતાબો "પાજંદ" ભાશા મધે પણ જોવામાં આવેછે.

૩. જરમનીવાલા પરોફેસર ઈસપીગલે પાજંદ ભાશાનાં વેઆક રણનું એક પુસતક ઈશવી સને ૧૮૫૧ નાં શાલમાં છપાવી પરગટ કીધુંછે. એ વેઆકરણ હમણાનાં ફારસી જુબાનનાં વેઆકરણને ઘણું મલતું આવેછે, અને તેજ શબબ ઊપરથી બેહદીન ધનજીભાઈ ફરાંમજીનાં પેહલવી વેઆકરણને પણ તે ઘણું મલતુંછે.

---

બાબ ૪ થો.

## ફારસી ભાશાની બાબદમાં.

૧. ઈરાન મધે આરબોનો દોર શરૂ થાએઆ પછી ફારસી જુબાન ઘણી ફેરફાર થાઈછે, પણ આરબોના દોરની આગમજની ફારસી અને આપણી પેહલવી જુબાન એ બંધે એકમલતીછે. ફરક માતરે એટ લોજછે કે જે ભાશાને હમણાં આપણે પેહલવી કરીને કહીજીએછે તે જુબાન કાગજ પતરોમાં તથા કેતાબો લખવાનાં કામમાં આવતી હતી, અને પુરાંણી ફારસી ભાશા જે બોલચાલમાં તથા બીજા ચાલુ વેહેવારમાં કામે લાગતી હતી, તેમાં પેહલવીના જેટલા પુશકલ આરમેઈક ભાશાના તથા જંદ ભાશાના શબદો હતા નહી.

૨. જરતોસતીઓ પાસે પોતાની દીનની બાબદોને લગતી જે ફારસી કેતાબો હવડાં મોજુદછે તેહેની ટીપ હેઠલ જણાવેઆ પરમાણેછે.

| | |
|---|---|
| ૧. સદ્દરે નસર. | ૬. જોરે પાસતાંન. |
| ૨. સદ્દરે નજમ. | ૭. એલમે ઈસલાંમ. |
| ૩. સદ્દરે બેહરેતવીલ. | ૮. જુની રવાએત. |
| ૪. જરતોસતનામું. | ૯. નવી રવાએત. |
| ૫. દસાતીર. | ૧૦. કીસસે સંજાંણ અને |

એ વગરે બીજી કેતાબો.

એ મધેની ૧ લી કેતાબ "સદ્દરે નસર" કરીનેછે, તે વીશે કેહેછે કે તે આરબોના દોરની નજદીકમાં દસતુર મેદીઓમાહ તથા વરદશત તથા શીઆવખશ એઓએ ફારસી જુબાનમાં બનાવી હતી. "દબેસ તાંન" મધે લખેછે કે એ કેતાબનો બનાવનાર શાહજાદ નામનો એક દસતુર હતો. એ કેતાબ લખાએઆનો સને આપણી પાસે મુકરર નથી, પણ તેહેને જો ઈઅજદજરદી સાતમી સદીમાં લખાએલી આપણે ધારી એતો તેહમાં ઘણી ચુકની ધાસતી નથી. "સદ્દર" હેનો અરથ "સોઓ દરવાજા" હેવો થાએછે, અને એ નામથી એકસોઓ બાબની અંદર દીનની ઘણીએક નીતી તથા મોજેજાઓની વાતો એ કેતાબ અને હેવાંજ નામની બીજી કેતાબો મધે દાખલ કરેઆમાં આવીછે. ૨ જી કેતાબ નામે "સદ્દરેનજમ" કરીનેછે, તે કેરમાંનના એક દસતુર નામે શેહમરદ મલેકશાહે ઈઅજદજરદી ૮૬૪ નાં વરશમાં ઊપલી "સદ્દરેનસર" ઊપરથી બેતમાં જોડી હતી. એ કેતાબ કેરમાં નથી હીંદુસથાંન ખાતે દસતુર પેશુતન દાદજી પેહેલવેહેલી લેઈ આવેઓ હતો, અને ડાકટર હાઈડ નામના એક ઈંગરેજે ઈશવી સને ૧૭૦૦ નાં વરશમાં ઈરાનીઓના પુરાતમ ધરમ વીશે લાટીન ભાશામાં જે પુસતક બનાવેઊંછે, અને તેહમાં તેણે જે "સદ્દર" નો તરજુમો કીધેલોછે, તે આએ "સદ્દરે નજમ" ઊપરથી કીધોછે. ૩ જી કેતાબ "સદ્દરે બેહરે તવીલ" કરીનેછે, એ કેતાબ ઈઅજદજરદી ૯૦૦ નાં વરશમાં બેહદીન મુલાં રૂસતમ અસફંદીઆર ખોરાસાંનીએ લખી હતી. એ કેતાબ મધેની બાબદો પણ આગલી બેએ કેતાબોને મલતીછે. ૪ થી કેતાબ "જર

તોસત નામું" કરીનેછે, એ કેતાબ ઘણી નામીચીછે. તે મધે હજરત જર તોસતના જનમારાનું તથા તેહેના મોઅજેજાનું તથા તેહેના મજહબના ફેલાવાનું તમાંમ દાસતાંન આવેલુંછે. એ કેતાબ ઈઅજદજરદી ૬૪૬ નાં વરશમાં દસતુર જરતોસત બેહેરાંમ નામના એક જરતોસતીએ લખી હતી, તે વીશે એ લખનાર કેહેછે કે તેણે પેહલવી કેતાબ ઊપરથી એ નામું લખી કાહાડેલું હતું. દસતુરજી સાહેબ એદલજી દારાબજી સંજાં ણાએ બનાવેલી "મોઅજેજાતે જરતોસતી" કેતાબ મધે આએ પુસતકના ઘણાએક ભાગનો ગુજરાતીમાં તરજુમો થાએલોછે.* ૫ મી કેતાબ "દસાતીર" કરીનેછે—એ નામને કોઈ "વસાતીર" કરીને પણ વાંચેછે. એ કેતાબની શાહદત "દબેસતાંન" કેતાબ તથા "શારેસતાંને ચેઆર ચમન" તથા "ફરહંગે બુરહાંને કાતેહ" એટલી કેતાબો મધે જોવામાં આવેછે, પણ તે કેતાબો સંગલી ઈશવી પંદરમી સદીની પછીની બને લીઓછે. એ "દસાતીર" કેતાબ તેહેની અસલ જુબાન તથા ફારસીમાં તેહેના ઈંગરેજી તરજુમા સાથે ઈશવી સને ૧૮૧૮ નાં વરશમાં મરહુમ દસતુરજી મુલાં ફીરોજ બીન કાઊશનાં ઊપરીપણાં હેઠલ છપાઈ હતી, અને તે પછી ઈશવી સને ૧૮૪૮ નાં વરશમાં તેહેનો ગુજરાતી તરજુમો પરગટ થાએઓ હતો. એ કેતાબ છપાએઆની આગમજ તેહેની માતરે એકજ નકલ દુનીઆંમાં બચેલી હોએ હેવું કેહેવામાં આવેછે, અને તે એકપુરી નકલ હમણાં મુંબઈ મધે મુલાં ફીરોજજી સાહેબનાં કેતાબખાંનાં માંછે. એ કેતાબ ઈઅજદજરદી ૧૧૪૭ નાં શાલમાં મુલાં ફીરોજજીના બાવા મુલાં કાઊશને ઈસફહાંન શેહેર મધે એક કેતાબ વેચનારની દુકાંન ઊપરથી હાથ લાગી હતી. એ કેતાબ મધે ૧૫) પેગમબરોની પોથીઓ પરગટ કરેલીછે, તેહેમાં પેહેલો પેગમબર મેહઆબાદને ઠેરવેલોછે, અને છેહલો સાસાને પંજુમછે. હજરત જરતોસતની હકીકત એ ગરંથની

* હજરત જરતોસતના જનમારાનો એક ઘણો કીમતી હેવાલ અવસતાનાં દફતરોના આધારે ઇ૦ સ૦ ૧૮૭૦ નાં વરશમાં શેઠ ખુરશેદજી રુસતમજી કામાજીએ ગુજરાતીમાં બનાવીને પરસીધ કીધોછે.

૧૩ મી પોથી મધે આવેલીછે. એ ગરંથમાં પરગટ કરેલી નીતી ઘણીજ નાદરછે, અને તેની મુખીઅ મતલબ હેવુંજ સાબેત કરવાની દીશેછે કે મેહઆબાદના વખતથી તે ઈરાનના સાસાનીઆંન પાદશાહોની હકુમત આખર થાવા આવી તાંહાંસુધીનો ઈરાનીઓનો મજહબ ઘણો બુલંદ અને એકજ ખોદાને માનવાનો હતો. "દસાતીર" કેતાબ જે જુબાનમાં લખીછે તે જુબાન હમણાં દુનીઆંની કોઈબી જુબાનને મલતી આવતી નથી. એ જુબાનનું નામ "આસમાંની જુબાન" કરીને આપે આમાં આવેઊંછે, અને તે ફારસી અખશરે લખેલીછે, અને તેહેનો પુરાંણી ફારસી ભાશામાં તરજુમો ઈરાનના પાદશાહ ખુસરૂ પરવેજના વખતમાં સાસાને પંજુમ નામના એક દસતુરે કીધેલોછે, કે જે શખસને એ કેતાબ મધે છેલ્લા પેગમબરનો દરજ્જો આપેલોછે. હમણાના "કમ પારેટીવ ફીલાલોજી" ના એલમ જાણનારાઓ હેવું ધારેછે કે કોઈ ફારસી જાણનાર શખસે કલપણાથી ઈશવી આઠમી સદીથી તે ચઊદમી સદીની અધમાં એ "આસમાંની" જુબાનને નામે આએ "દસાતીર" કેતાબ લખેલીછે, અને પછી તેહેનો તે વખતની ફારસી જુબાનમાં તરજુમો કીધેલોછે.† એ ફારસી તરજુમો ઘણો જુનોછે તે વીશે કસો શક નથી. જરતોસતી મજહબ સાથે એ કેતાબને એટલોજ સંબંધ દીશેછે કે તેમાં હજરત જરતોસતના મોજેજાનું કેટલુંએક બેઆન તથા પાદશાહ ગોસતા

† એ "આસમાંની" જુબાન કેહેવી ઢપ રાખેછે તેહનો એક દાખલો હું આતરે લખી જણાઉંછું. એ દાખલો "સત વખશુરે જમશેદ" જેહેને તેહેમુરશની પછીનો પેગમબર ઠેરવેલોછે તેહેની પોથીમાંથી હું લઉંછું:—**આસમાંની જુબાન** ૧, હુજામીમ ફેહમજદાંન હજ હજમાશે વજમાશે હરશીવરે હરદીવર; ૨, ફેહશીદે સમતાએ હરશનદએ હરશેશગરે જમરપાન ફરાણીદવર. **એ "આસમાંની જુબાન" નો સાસાંને પંજુમે કરેલો ફારસી તરજુમો**—૧, પનાંહીમ બ ઇઆજદાંન અજ મનેશ વ ખુએ બદ વજેશત ગોમરાહ કોનંનદેહ બ રાહે બાખુબ બરંનદેહ રંજદેહનદેહ આજાર રશાનંનદેહ, ૨, બનામે ઇઆજદે બખશાઇઆંદેહ બખશાઇઆશગરે મેહરબાંન દાદગર. **ગુજરાતી તરજુમો**—૧, ઇઆજદાંની પાસે હમો પનાહ માંગીએચ, બદ ધારણા અને બદ તથા ભુંડી ખસલત જે ગોમરાહની કરનારી બદ રાહ ઉપર લઈ જાનારી દુખની દેનારી આજારની પોહોંચાડનારીછે તેહેનાંથી, ૨, ઇઆજદાંનાં નાંમથી કે તે બખશેશનો કરનાર તથા બખશનાર તથા મેહેરબાંન તથા ઇનસાફનો આપનારછે.

સપના વખતમાં એ મજહબના ઊભા થવાની કેટલીએક હકીકત આવે લીછે. ૬ ઠી કેતાબ "જોરેહપાસતાંન" કરીનેછે. એ કેતાબ ઘણી મોતે બર ગણાએછે, "જોરેહપાસતાંન" નો અરથ "કદીમ લોકોની વાતો" હેવી રીતે થાએછે, અને તેહેમાં પેગમબર જરતોસતે હીંદુસથાનના એક રાજા ઊપર લખેલાં એક કાગજ અથવા "નામાં" ની બીનાં આવેલીછે. કેટલાએક જરતોસતીઓ કેહેછે કે ઈરાનના પાદશાહ નોશેરવાંન અદલના વખતમાં એ કેતાબ પેહલવીમાંથી ફારસીમાં થાઈ હતી તે આજ સુધી આપણા હાથમાં સલાંમત રહીછે, પણ એ વાત માનવાજોગ નથી. ખરૂં છે કે એ કેતાબ ઘણી નાદરછે, અને તેહેમાં દાંનાઈ તથા હેકમતની ઘણીએક બાબદો આવેલીછે, અને નોશેરવાંન અદલના વખતની કોઈ કેતાબ ઊપરથી પાછલા જમાનામાં તેહેનો ફારસીમાં તરજુમો થાએલો ધારેઆમાં આવેછે. ૭ મી કેતાબ "એલમે ઈસલાંમ" કરીનેછે. એ કેતાબ ઘણી સારી ગણેઆમાં આવેછે. તેમાં એક જરતોસતી દસતુરની તરફથી મુસલમાંન ઓલમાંઓને જરતોસતી મજહબની ખુબી સમજાવેઆમાં આવીછે. એ કેતાબ આસરે ઈશવી ૧૧૨૬ નાં વરશમાં બનેલી ધારેઆમાં આવેછે. ૮ મી કેતાબ "જુની રવાએત" કરીને કેહેવાએછે. તેમાં માતરે દીનની કેટલીએક બાબદોનો સંગરહ કરેલોછે, કે જેહેના છુટા ભાગ પણ મલી આવેછે. એ કેતાબ મધે જરતોસતી દીનની કેટલી એક બંદગી બાબેની સમજ તથા ફરજ બતલાવીછે, તથા બરશનુમ, ગહમબાર, જીનદરવાંન અને એ વગેરે બીજી દીનની કીરીઆઓ વીશે ખોલાસો કીધેલોછે, તથા ઈરાનના પાદશાહ નોશેરવાંન અદલની નશીહત તથા તેહેના જમાનાની દાંનાઈની વાતોનું બેઆન આવેલુંછે. એ રવાએત સાથે ઘણી વેલાએ ફારસી "જામાસપી" તથા "સદદરે બુનદેહશને" તથા ફારસી "મીનોખેરદ" તથા ફારસી "વીરાફનામું" તથા ઈઅજદજરદી ૮૮૫ નાં શાલમાં કેરમાનના દસતુરોએ નોશારીવાલા બેહદીન માણેક ચાંગા ઊપર દીનની બાબદો વીશે લખેલા કાગજની નકલ, તથા એ વગરે બીજી જુજ બાબદો જોડેલી આવેછે. ૯ મી કેતાબ

"નવી રવાએત" કરીનેછે, હેને "મોહોટી રવાએત" કરીને પણ કેહેછે, અને "દારાબ હોરમજદીઆરની રવાએત" તથા "બરજોર કામદીનની રવાએત" (ખોલાસે દીન કેતાબ) એ નામનાં જે પુસતકો જરતોસતીઓ વચ્ચે ઓલખાએછે તે સંગલા એ મોહોટી રવાએતના ભાગછે. એ રવાએતનું પુરાતમપણું ઈઅજદજરદી સને ૯૦૦ પછીનુંછે, અને તેહેમાં સુરત તથા નોશારી કશબામાંથી તાંહાંનાં જરતોસતીઓએ વખતે વખત ઈરાન ખાતે કાગજો લખીને દીનની બાબદો વીશે પુછપરછ કીધી હતી તે કાગજોની નકલ, તથા ઈરાનના જરતોસતીઓએ તે કાગજોના વાલેલા જવાબ સંગલા દાખલ કીધેલાછે. એ કાગજો હીંદુસથાંનના જરતોસતીઓ ઘણુંકરીને પોતા વચ્ચેથી કોઈ માણસને પેગાંમચી દાખલ તઈઆર કરી તેહની સાથે મોકલતા હતા, અને તેજ ધણી તેહેનો જવાબ લઈ આવતો હતો, અને તે ઊપરથી તે કેતાબ અથવા રવાએતનું નામ તે પેગાંમ લેઈ જનારનાં નામ ઊપરથી આપેઆમાં આવતું હતું. એ રીતે એક ચંચલ પારસી નામે નરીમાંન હોશંગ (ઈઅજદજરદી સને ૮૪૭ માં) ઈરાન ખાતે પરથમ પેગાંમ લેઈ ગએઓ હતો, અને તેઆરપછી બીજી વાર ઈરાન જાઈ આવેઓ હતો, તેહેને લાવેલા જવાબો હવડાં "નરીમાંન હોશંગની રવાએત" ને નામે ઓલખાએછે. એજ માફક બહમન પુંજીઆ, કાંમાવોહોરા, કાંમદીન શાપુર, બેહેદીન જશા, કાઊશ કાંમદીન, શાપુર ભરૂચી, કાઊશ કાંમન, દસતુર બરજોર અને એ વગરે બીજા જરતોસતીઓ હીંદુસથાંનના પોતાના જાતભાઈઓની તરફથી જુદી જુદી વખતે ઈરાન જઈને કાગજોના જવાબ લેઈ આવેઆ હતા, તેઓનાં નામ ઊપરથી એ રવાએતનાં પુસતકો જાંણીતાં થાએઆંછે, અને તે સંગલી રવાએતોનો આએ મોહોટી રવાએત મધે સંગરહ કીધેલોછે. કેહેછે કે એ માફકની સંગલી મલીને ૨૨) રવાએતો ઈરાનથી હીંદુસથાંન ખાતે આવી હતી. કેરમાંનનો એક કાબેલ દસતુર નામે અરદેસર નોશેરવાંન જે હીંદુસથાંનના શેહેનશાહ અકબરના ફરમાવેઆથી દીલ્લી ખાતે આવેઓ હતો, તે દસતુરને પણ સુરત, ભરૂચ તથા નોશારીના જરતોસ

તીઓની તરફથી કેટલાએક સવાલો પુછીઆમાં આવેઆ હતા, તે સવાલોના એ દસતુરે વાલેલા જવાબ પણ આએ રવાએત મધે જોવામાં આવેછે. હમણાં જરતોસતીઓ જે કેતાબોને "દારાબ હોરમજદીઆરની રવાએત" તથા "બરજોર કાંમદીનની રવાએત" ને નામે ઓલખેછે તે કેતાબો ઊપલી સંગલી રવાએતોના સાર તરીકે દારાબ હોરમજદીઆર તથા બરજોર કાંમદીને બનાવેલીછે. દારાબ હોરમજદીઆરની રવાએત ઈઅજદજરદી સને ૧૦૪૭ નાં વરશમાં બની હતી. બરજોર કાંમદીનની રવાએત એ કરતાં પુરાંણીછે, પણ તેહેનો સને ચોકસ માલમ પડતો નથી. એ સંગલી રવાએતોનો જુદા જુદા આકારથી ગુજરાતીમાં તરજુમો થાએલોછે. ૧૦ મી કેતાબ "કીસસે સંજાંણ" કરીનેછે. તેહમાં જરતોસતીઓ પોતાનું અસલ વતન ઈરાન દેશ છોડીને મુસલમાંનોનાં દોરને લીધે હીંદુસથાંન ખાતે આવી વશેઆ તથા હીંદુસથાંન મધે તેઓ ઊપર જુજ હાદેસો પડીઓ તેહેની સંગલી હકીકત આવેલીછે. એ કેતાબ ઈઅજદજરદી ૯૬૯ નાં વરશમાં નોશારીવાલા એક પારસી નામે બહમને લખી હતી, અને તે વીશે તે કેહેછે કે એક દાનાવ દસતુર નામે હોશંગની જુબાનથી સાંભલેલી હકીકત ઊપરથી તેણે એ કેતાબ બનાવીછે. એ કેતાબ ઘણી પાછલા જમાનામાં બનેલીછે, અને તેહેનો આધાર માતરે સાંભલેલી વાત ઊપરછે તેથી તે ઘણો ભરોસો રાખવા જોગ નથી. જરતોસતીઓમાં બંદગીને સારૂં "સેતાએશ" અથવા "મોનાજાત" નાં નામથી જે પુસતકો વાપરેઆમાં આવેછે તે પાછલા વખતમાં જુદા જુદા દસતુરોએ ફારસીમાં જોડેલી બંદગીઓનો સંગરહછે. એ સવાએ બીજી કેટલીએક કેતાબો ફારસી ભાશામાં લખેલી જરતોસતીઓ પાસેછે, પણ ઊપલી કેતાબો કરતાં તેઓ ઊતરતી અગતનીછે.

૩. મેં આગલ જણાવેઊંછે તેમ ફારસી જુબાનનું વેઆકરણ પેહલવી ભાશા જાંણનારને કીજે ઘણું અગતનુંછે, તે શબબ ઊપરથી તથા પાછલા જમાનાના જરતોસતીઓ પોતાના મજહબને

લગતી કેતાબો ફારસીમાં જોડતા આવેઆછે તેથી એ જુબાન જર તોસતીઓનાં ધરમ પુસતકોને લગતી એક જુબાન ગણાએછે.

---

બાબ ૫ મો.

## જરતોસતી લોકોનાં ધરમ પુસતકો વીશે થાએલી સોધની બાબદમાં.

૧. આ વાત જાંણવાજોગછે કે હમણાના વખતમાં જરતોસતીઓ પોતાનાં ધરમ પુસતકોના તરજુમા કરાવી તે મધેની બાબદોથી વાકેફ થાએઆછે તેહેની ઘણાં વરશ આગમજ એ ધરમ પુસતકોનો ઈઊરોપ ખંડની નામીચી અને ઘણા લોકોમાં વપરાતી ફરેંચ જુબાનમાં તર જુમો થાએઓ હતો. ઈઊરોપખંડના લોકો પોતાની હકુમતના બલથી પરૂથવીની સંગલી બોરદુ તરફ ફરી વલેઆછે, સંગલી તરફ પોતાનાં એલમનો ફેલાવો કરેઓછે, સંગલી તરફનો એલમ એકઠો કરીને તે પોતાના લાભને કીજે કામે લગાડેઓછે, તેહેની અસરે કરીને એ લોકો જે પરમાણે જરતોસતી તેમજ બીજી તમામ કોમના લોકોના મજહબ તથા કાએદા તથા કાંનુનોથી વાકેફ થાએઆછે, અને વલી તે હેવી રીતે કે હીંદુઓમાં મોહોટા વીદવાંન શાશતરી, તથા પારસીઓમાં સરવેથી ખબરદાર દસતુરો પોતાના ધરમને લગતી જેટલી બીનાં જાંણેછે તે કરતાં ઈઊરોપખંડના કાબેલો કેટલીએક બાબદોમાં સરશ પડેછે. હમણાં ઈઊરોપખંડનાં રાજો આબાદાંનીથી ભરપુરછે, તાંહાં એલમ જાણના રાઓને પાદશાહી આસરો મલેછે, તેઓએ પરગટ કરેલાં પુસતકોનો નફા ભરેલી રીતે ઊઠાવ થાએછે, તે સંગલી મદદથી કોઈબી એલમની તપાસ એ ખંડના આલમાઓએ બાકી રાખી નથી, અને આએ સફાઓ મધે આગલ ચાલતાં વાંચનારના જોવામાં આવશે કે હવડેના વખતમાં ઈઊરોપખંડમાં જરતોસતીઓનાં ધરમ પુસતકો વીશે જેટલી સોધ અને તપાસ થાઈછે તેહનો એક દસમો ભાગ જરતોસતીઓથી પોતાથી બની શકેઓ નથી.

૨. પણ ઈઊરોપીઅનોની એ સંગલી સોધ છતાં તેઓના વીચાર દીન ધરમની બીબદમાં ઘણી ચોકસાઈથી સરવે કોઈએ કબુલ રાખવા ઘટેછે. હરએક જરતોસતી પોતાનાં ધરમ પુસતકો વીશે કાંઈબી સોધ કરેછે તો તે માહેલી કોઈબી બીનાં એકાએક રદ કરવાને તે આચકો ખાએછે. બીજા હાથ ઊપર ઈઊરોપખંડના અભીઆસીઓને માંથે પારકા ધરમોની બાબદો રદ કરવાનાં કાંમ વીશે સંભાલ રાખવા ઈઆ તે બાબે ચુપકીદી અખતીઆર કરવાની ફરજ નથી, તેથી તેઓ પોતાના વીચારો જાહેર કરવાને કસો આચકો ખાતા નથી, અને જેઆરે તે વીચારો માતરે ઊપર ટપકેની વાકેફગારીથી કીધા હોએછે તેઆરે ઘણી વેલાએ પાછલથી ખોટા પડેછે. વાસતે ઈઊરોપીઅનોની સોધ સંગલા જરતોસતીઓએ એક કીસતીની માફક ગણવી જોઈએછે. કે જે કીસતીનાં માણસો પોતાની સફરમાં જે કાંઈ જોએછે તે પરમાંણે બોલેછે, ઘડીએકમાં તેઓને જમીન નજર આવેછે, ઘડીમાં ફકત પાંણી દેખાએછે, ઘડીમાં તેઓને પોતાનો રસતો ખોલલો દીશેછે, અને ઘડીએકમાં તેઓ પાછા ગુંછવાએછે, અને ઘડીમાં તેઓ એકબીજાને જુદો રસતો બતલાવેછે. આએ નીચે ટાંકેલા સખ્શો ઊપરથી વાંચનારના જોવામાં આવશે કે જરતોસતીઓનાં ધરમ પુસતકો વીશે ઈઊરોપખંડમાં એક વખત હેવો વીચાર હતો કે એ પુસતકો જરતોસતીઓના જણાવેઆ પર માણેનું પુરાતમપણું તથા મોતેબરી ધરાવેછે. બીજા થોડા વખતમાં એ વીચાર ફરી ગએઓ અને ઘણા કાએલો હેવું કેહેવા લાગા કે એ પુસતકો થોડી મુદત ઊપર બનાવટથી ઊભાં કીધેલાંછે. તેઆરપછી વલી સમો ફરેઓ અને કેટલાએક લોકોએ હેવો વીચાર આપેઓ કે એ પુસતકોની ભાશા જુનીછે, પણ પુસતકો પાછલથી બનાવેલાંછે, બીજાઓ કેહેવા લાગા કે તેઓ પાછલથી બનાવેલાં નથી, પણ પાછલથી એકઠાં કરેલાંછે. આજે ઈઊરોપખંડનો એક ઓલમાં આપણને મજબુતીથી જાહેર કરેછે કે પારસીઓ પાસે જે "પેહલવી" પુસતકોછે તે માતરે ઠગાઈથી કેરમાની ફારસી જુબાનમાં લખેલાંછે. બીજો એ કરતાં વધારે હીમતથી કેહેછે કે

પારસીઓ પાસેનાં "પેહલવી" પુસતકો ખરેખર "પેહલવી" જુબાનમાં લખેલાંછે, અને તે જુબાન સાસાનીઆંન જમાનાનીછે. મેં જે આએ રેસાલો લખેઓછે, અને જેમાં જરતોસતીઓની પુરાતમ ભાશાઓ તથા પુસતકો વીશે જે વીચાર આપેઆછે તે વીચાર આપતી વખતે ઈઊરોપીઅન ગરંથકારોના એકબીજાથી જુદા જુદા ખેઆલ મેં એક કોરે રાખેઆછે, પણ ઈઊરોપીઅન ગરંથકારોએ કરેલી ખુદ સોધ ઊપર પુરતી રીતે ધેઆંન પોહોંચાડીને તે ઊપરથી મેં પોતાનો સવતંતર વીચાર બાંધેઓછે. હું આશા રાખુંછું કે એ ઠરાવ માહારા વાંચનારાઓ વાજબી ગણશે.

૩. ઈઊરોપીઅન લોકોમાં જરતોસતી મજહબ વીશેની સંગલાથી પેહેલી સોધ કરવાનું માંન ડાકટર ટાંમશ હાઈડ નામના એક ઈંગરેજને મલેછે.* એ ધણી ઈંગલંડની "આકસફરડ"ની નામીચી મદરેસા મધે હીબરૂ તથા આરબી ભાશાનો "પરોફેસર" અથવા પંડીત હતો. એ ગરહસથ ઈશવી સને ૧૬૮૦ નાં વરશમાં ઈરાન મધે આવેઓ હતો, અને સને ૧૭૦૦ નાં વરશમાં આગલા ઈરાનીઓના ધરમની તવારીખને નામે લાટીન ભાશામાં એક પુસતક પરગટ કરીને તેણે પોતાના જાતભાઈઓને જરતોસતી મજહબથી પેહેલવેહેલાં વાકેફ કીધા હતા. ડાકટર હાઈડ જંદ ઈઆ પેહલવી એલમ જાંણતોતો નહી. તેહેની પાસે ઈજશને તથા ખોરદેહ અવસતાનું દફતર હતું,† પણ એ દફતરોને તે ઊપીઓગમાં લાવી શકેઓતો નહી. એ ગરંથકારે પોતાનાં પુસતકમાં જરતોસતી લોકોના મજહબ વીશે જે કાંઈ લખેઊંછે તે સંગલું ફારસી કેતાબોના

* ઈશવી સને ૧૬૩૦ નાં વરશમાં હેનરી લારડ નામના ઈસટ ઈંડીઆ કંપનીની ચાકરીવાલા એક પાદરીએ પારસીઓની બાબદમાં એક નાધલું પુસતક પરગટ કરેઊં હતું, તે પુસતક મધે માતરે સુરતના પારસીઓને જોઈને એ ગરંથકારે તેઓના મજહબ તથા ચાલચલણની કેટલીએક નજરે જોએલી હકીકત જણાવીછે, પણ એ પુસતક જરતોસતી મજહબ વીશે સોધ કરનાર ગરંથોની સંફમાં દાખલ થાવાને લાએકની માતે ખરી ધરાવતું નથી.

† એ વાતને થોડાંએક વરશ પછી જેઆરે નવરોજજી રૂસતમ માણેક (શેઠ ખાંનદાંનવાલા) ઈંગલંડ ગએઆ તેઆરે આકસફરડ મધે ઈજશનેનું એ દફતર તેવણ જોઈ આવેઆ હતા.

આધાર ઊપરથી લખેલીછે. ડાકટર હાઈડે "સદદરે નસર" કેતાબનો પોતાના ગરંથ મધે તરજુમો કીધોછે. જરતોસતી મજહબની ઊતપતી વીશેનો ઘણોખરો આધાર તેણે જરતોસત બેહેરાંમનાં બનાવેલાં "જરતોસતનામાં" ઊપર રાખેઓછે. એ ધણીએ પારસીઓનાં આતશખાનાં તથા દોખમાં અને બીજી ધરમની જગાઓનું તથા કીરીઆઓનું વીગતવાર બેઆન કીધેલુંછે. જંદનાં પુસતકોની તેણે એક ટીપ આપીછે, તથા જંદ અખશરોનો કોઠો બનાવી ટાંકેઓછે, ખીલારોકા હરૂફેનો એક નમુનો ઊતારી બતલાવીઓછે, સાસાનીઆંન પાદશાહોના સીક્કાઓનો ચીતાર આપેઓછે, આગલા વખતના ઈઊનાની તથા ખરીસટીઆંન ગરંથકારો હજરત જરતોસત વીશે પોતાનાં પુસતકોમાં જે કાંઈ લખી ગએઆછે તેહેનો પોતે સોધી કાહાડેલી બીનાઓ સાથે મુકાબલો કરી જોએઓછે, અને એ વગરે બીજી ઘણીએક બીના જણાવીછે, કે જે આજે આપણને કેટલીએક રીતે અસુધ દીશેછે, પણ એ કામ સરવેથી પેહેલું માંથે લેતાં તેહેમાં જે કાંઈ ભુલ દાખલ થવાની આપણે વકી રાખીએ તે કરતાં ડાકટર હાઈડે વધારે ભુલ કીધેલી નથી. ડાકટર હાઈડ જરતોસતી ધરમને ઘણો પસંદ કરતો હતો, તે ઊપરથી તેહેને વીશે કેટલાએક લખનારાઓ ઠેકડીથી લખી જાએછે કે તે પોતે "આતશપરશત" હતો. ડાકટર હાઈડ માજદીઅશની દીનનાં લોકોની ખોદાપરસતી વીશે આએ રીતે લખી ગએઓછે. "ઈરાનીઓ જે વખતથી દુનીઆંની સપાટી ઊપર "એક કોમ તરીકે ગણાવા લાગા તેઆરથી તે આજ સુધી તેઓ એક "ખોદાને માનતા આવેઆછે. ખોદાતાલાને તેઓએ એકજ અને સરવ "શકતીવાંન સાહેબ ગણેઓછે. જેમ આપણે (ખરીસટીઆંનો) પરમેશ "વરની સંગલી શકતીઓ પીછાંણીએછે, તેમ તેઓ પણ પીછાણતા આવે "આછે. તેઓએ પોતાનાં પુસતકોમાં બનાવનાર, પેદાનો કરનાર, હકુમ "તનો કરનાર, નેગેહબાંનીનો રાખનાર, હેવાં ખોદાતાલાને નામો આપે "આંછે." આગલા ઈરાનીઓના ધરમ વીશે ઈઊરોપખંડમાં પરથમમાં જે સારો વીચાર બેશાડેઓ હતો તેહેનો ડાકટર હાઈડનો આપણે

ઊપકાર માનવો જોઈએ. એ ડાકટરનું પુસતક સને ૧૭૬૦ માં બીજીવાર છપાએઊં હતું.

૪. ડાકટર હાઈડના વખત પછે લગભગ ૭૫) વરશ સુધી જરતોસતી મજહબ વીશે કોઈ પુસતક ઈઊરોપખંડમાં પરસીધ થાએઊં હતું નહી. પણ એ ડાકટરે પોતાના ગરંથ મધે એ ધરમ બાબેની સોધ વધારવાની સંગલા ઈઊરોપીઅનોને ભલાંમણ કીધી હતી તે ફોકટ ગેઈતી નહી. ઈશવી સને ૧૭૧૮ નાં વરશમાં એક ઈંગરેજ વેપારી નામે જારજ બઊચરે "વંદીદાદ શાદે" ની એક નકલ સુરતમાંથી મેલવીને ઈંગલંડ ખાતે મોકલી હતી, કે જે નકલ એ વાતની ઘણાં વરશ પછવાડેથી દીઠા ઊપરથી આંકુટીલ ડુ પેરોં નામના એક ફરેંચમેનને આપણાં ધરમ વીશે તજવીજ કરવાની ઊલટ થાઈ હતી. એ કેતાબ ઊપર રોજ ૧૪ મો માહ ૭ મો ઈઅજદજરદી ૧૦૫૦ ની નકલ કરેઆની તારીખ નાખેલીછે, અને આકસફરડનાં બોડલીનનાં પુસતકખાંનાં મધે તે આજ પડેલીછે. ઈશવી સને ૧૭૩૫ માં મી૦ જેમસ ફરેજર નામનો એક બીજો ઈંગરેજ સુરતની ઈંગરેજી કોઠીમાં ચાકરી હતો, તે ઘણો વીદવાંન હતો, તેણે જરતોસતી ધરમ વીશે પણ કેટલીએક તજવીજ કરવા માંડી હતી, અને માંણેકજી શેઠ નામના એક પારસીને પાંચશો રૂપીઆ આપીને દસતુર બીખ* પાસેથી ઈજશનેની એક નકલ તથા રવાએતનું એક પુસતક તેણે મેલવેઊં હતું. એ દફતરો બીજાં ઘણાંએક સંસકરીત તથા ફારસી દફતરોની સાથે મી૦ ફરેજરે ઈંગલંડ મધે આકસફરડનાં રાડકલીફ નામનાં પુસતકખાંનાંને ભેટ કીધાં હતાં. ઈજશનેનાં એ દફતરની શરૂઆતમાં મી૦ ફરેજર એક ઈઆદદાસત લખી ગએઓછે, તેમાં તે હેવું જણાવેછે કે સુરતમાં દસતુરનું એક કુટંબછે, તે કુટંબ હેવી ગરૂરી રાખેછે કે તેઓ સીવાએ બીજા કોઈ જંદ અને પેહલવી ભાશાઓ સમજી શકતા નથી. મી૦ ફરેજરે જંદ તથા પેહલવી ભાશા શીખ

---

* "પારસી પ્રકાશ" મધે સફે ૧૨૩ મે મી૦ બહમનજી બેહરાંમજી પટેલે એ દસતુરનું આખું નામ ભીખાજી જમશેદજી કરીને આપેઊંછે.

વાને સારૂં ઘણી તજવીજ કીધી હતી, પણ તે વખતના દસતુરોએ તેહને શીખાડવાને ના માડી હતી.

૫. મી૦ ફરેજરના નાસીપાસ થાએઆથી જરતોસતી મજહબની વાકેફગારીનો ફેલાવો ઈઉરોપીઅનોમાં અટકેઓતો નહી. મેં આગલ જણાવેઊંછે કે મી૦ જારજ બઊચરે ઈંગલંડ મધે લાવેલી વંદીદાદ શાદેની નકલ જોએઆ ઊપરથી મોંશીઓ આંકુટીલ ડુ. પેરોંને જરતોસતીઓનાં ધરમ પુસતકોથી વાકેફ થવાની ઊલટ થાઈ હતી. એલમ મેલવવા પછવાડે ઈઊરોપીઅનો કેહેવી જહડપ રાખેછે તેહનો એક જાંણવાજોગ દાખલો આ આંકુટીલ ડુ. પેરોંના જનમારાની હકીકત ઊપરથી આપણને મલી આવેછે. એ ધણી ઈશવી સને ૧૭૩૧ નાં વરશમાં જનમેઓ હતો, અને જરતોસતીઓનાં ધરમ પુસતકોથી વાકેફ થાવાની જેઆરે તેહને ઊમેદ થાઈ તેઆરે તેહની ઊમર માતરે ૨૩ વરશની હતી. હેવી જવાંનીનાં કઊવતથી એ ધણીનાં દીલમાં ધીરજ થોડી હતી, તેથી તેણે પોતાની ધારણાં તુરત પાર પડવાને સારૂં આએ દેશ ખાતે ફરેંચ લોકોનું કેટલુંએક લશકર આવનાર હતું તે મધે પોતાના દોસતોથી છુપી રીતે સીપાહીગીરીની ચાકરીમાં પોતાનું નામ નોધાવેઊં હતું, પણ તે વાત ફરાંસના પાદશાહના કાન ઊપર ગએઆથી તેણે આંકુટીલને લશકરી ચાકરીમાંથી છુટો કરીને તથા સરકારની તરફથી એક નાધલો પગાર ઠેડવીને હીંદુસથાંન ખાતે રવાંને કીધો હતો. ફરાંસથી નીકલેઆ પછી આંકુટીલ હીંદુસથાંનના કેટલાએક ભાગો તરફ ફરીને ઈશવી સને ૧૭૫૭ નાં વરશમાં સુરત આવી પોંહોંચેઓ હતો, તાંહાં તેહને કેટલીએક ઈજા તથા હરકતો નડેઆ પછી દારાબ (કુમાનો દાદાદારૂ) નામના એક દસતુરની ઊસતાદગીરી હેઠલ તે જંદ અને પેહલવી ભાશા શીખેઓ હતો, અને જરતોસતીઓની સંગલી ચાલચલણ અને દીન ધરમની કીરીઆ તથા કાંનુનથી વાકેફ થાએઓ હતો, તથા તેઓનાં દોખમાં અને અગીઆરી પોતાની નજરે જોઈ આવેઓ હતો, તથા જરતોસતીઓનાં ધરમ પુસતકોનો પોતાની

પાસે એક કીમતી સંગરહ કીધો હતો. સુરતમાં રહીને એ ચંચલ ફરેંચ મેને જંદ ભાશાનાં તથા જરતોસતી મજહબને લગતાં બીજાં પુસતકોનો ફરેંચ ભાશામાં તરજુમો બનાવેઓ હતો, તે સંગલું નકી કરીને સને ૧૭૬૧ નાં વરશમાં તેણે સુરત છોડેઊં હતું. પોતાનાં વતનમાં પાછો ગએઆ પછી આંકુટીલ જે કાંઈ કીમતી પુસતકો આએ દેશથી પોતાની સાથે લેઈ ગએઓ હતો તે સંગલાં તેણે પારીસ શેહેરનાં પાદ શાહી દફતરખાનાંને સપુરદ કીધાં હતાં. આંકુટીલે પોતાની મેલવેલી સંગલી માહીતગારીનો સરવેને જાંણીતો "જંદ અવસતા" નો ગરંથ બેએ મોહોટા ભાગમાં તઈઆર કરીને ઈશવી સને ૧૭૭૧ નાં વરશમાં ફરેંચ ભાશામાં બાહેર પાડેઓ હતો. એ ગરંથમાં આંકુટીલ દુ. પેરોંએ તમામ જંદનાં પુસતકોનો તરજુમો આપેઓછે, એટલુંજ નહી, પણ તે સાથે જરતોસતી ધરમને લગતી બીજી કેતાબોનો તરજુમો અથવા સાર, તથા હજરત જરતોસતના જનમારાની હકીકત, તથા હીંદુસથાંનના જર તોસતીઓની તવારીખ તથા તેઓની ચાલચલણ, તેઓના કાએદા કાંનુન, ધરમ સંબંધી કીરીઆ, અને એ વગેરે બીજી ભાંત ભાંતની હકીકત, કે જે સરવે હકીકત આજ ૧૦૦ વરશની વાત ઊપરની હીંદુસથાંનના જર તોસતીઓની હાલત ગોએઆ આપણે નજરે જોતા હોઈએ તે રીતે આપણને વાકેફ કરેછે. આંકુટીલ દુ. પેરોંએ પોતાના ગરંથમાં જરતો સતી મજહબ બાબે તથા જરતોસતી લોકો બાબે એકબી જાંણવાજોગ વીગત લખેઆ વગર બાકી રાખેલી નથી, અને હું અજમાએશ ઊપરથી કેહુંછું કે આંકુટીલના ગરંથ ઊપરથી જરતોસતી દીનની બાબદોથી જેહેવી ખોલાસા ભરેલી રીતે હું એકી નજરે વાકેફ થાએઓછું તેહેવો સંગરહ મહને બીજી રીતે મલવો મુશકેલ પડેઓ હતો.

૬. જરતોસતી મજહબનાં ધરમ પુસતકોના આંકુટીલે કરેલા તરજુમા મધે હવડેના ઈઊરોપીઅન ગરંથકારો ઘણીએક ગલતી બત લાવેછે, તે વાત ખરીછે. પણ એ ગરંથકારો આંકુટીલના તરજુમાની તપાસ ઘણી બારીકીથી કરેછે. આંકુટીલે પોતાના ગરંથમાં જંદ ઈઆ

બીજાં પુસતકોના બોલેબોલ અને પદેપદનો તરજુમો આપવાનો દાવો કીધો નથી, તેણ઼ેએ કેતાબો મધેની બાબદોનો તરજુમો કરતી વખતે માતરે તેહેની સમજ હરેક રીતે વાંચનારના મનમાં ઊતારવાની પેરવી કીધીછે, અને પોતાના ઊસતાદ દસતુર દારાબથી તે જે કાંઈ શીખીઓ તે સંગલું તેણે બરાબર જાહેર કીધુંછે. માટે જે લોકો એ તરજુમાને વેઆકરણની બારીકીથી તથા પદેપદના તરજુમાની આશાથી જોએછે તેઓને તે મધે ઘણી ભુલો માલમ પડેઆ વગર રેહેતી નથી, પણ માતરે સાધારણ સમજ મેલવવાને કીજે જો એ પુસતકોનો આપણે આધાર પકડીએ તો તેથી આપણે ઘણા ગફલતીમાં પડશું હેવી ધાસતી રાખવી જરૂર નથી. આંકુટીલ ડુ. પેરોંના ગરંથ ઊપરથી જરતોસતી દીનની તમાંમ હકીકત આપણને માલમ પડી આવેછે, અને જરતોસતી મજહબ વીશે આંકુટીલનાં જેહેવો સંગલી પરકારે સમપુરણ કોઈ બીજો ગરંથ આજ સુધી પરગટ થાએઓ નથી. એ ગરંથ મધે જે જે બીનાઓ આવેલીછે તેહેની વીગત હું અતરે પરગટ કરૂંછું. આપણા મજહબની બાબદોથી વાકેફ થાવાને સારૂં એ નામીચા ફરેંચમેને કેટલી મેહેનત પોતાને માથે ખેંચી હતી, તેહેનો ખેઆલ પણ એ વીગત ઊપરથી વાંચનારનાં ધેઆંનમાં ઊતરશે, અને તે સાથે કોઈ વેલાએ કાંઈ દીનની બાબદ વીશે હરકોઈ જરતોસતીએ ખોલ કરતી વેલાએ એ વીગત તેહેને ઊપીઓગી થાશે. આંકુટીલે પોતાના ગરંથ મધે પરથમ પોતાની મુસાફરીની હકીકતનાં દાસતાંનના આકારથી એક લાંબી બીના લખે લીછે, તે મધે જંદ ભાશાનાં દફતરોનો તરજુમો કરવાની તથા બીજી કેતાબો મધે હજરત જરતોસતની તારીફ વાંચીને તે સાહેબની કેતાબો ઈઊરોપખંડમાં જાહેર કરવાની તેહેને શી પરકારે ઊમેદ થાઈ, અને તે ઊમેદ તેણે કેહેવી રીતે પાર પાડી તેહેનું સંગલું દાસતાંન આવેલુંછે. આંકુટીલ હીંદુસથાંનના મધરાજ તથા બંગાલ તરફના કોસતાઓ ઊપર ફરીને મલબાર કોસતાને મારગે સુરત આવેઓ હતો તે મુસાફરીની તમાંમ હકીકત તેણે જણાવીછે, અને તે મધે તે વખતના હીંદુસથાન

ખાતેના દેશી તથા ઈઊરોપીઅનોની ચાલચલણ વીશે તેણે એક વાંચવા લાએક બીના લખી કાહાડીછે. એજ ભાગ મધે જરતોસતીઓ પોતાનું અસલ વતન ઈરાન છોડીને હીંદુસથાંન ખાતે નીકલી આવેઆ તે વખતથી તે આંકુટીલના પોતાના વખત સુધીની પારસીઓની સંગલી તવારીખ તેણે જણાવીછે. આંકુટીલ જે વેલા સુરતમાં હતો તે વખતમાં તાંહાંના જરતોસતીઓ વચ્ચે રોજ માહની કસર અને તેહને લગતી બીજી બાબદો વીશે ભાંજગડ તથા મારામારી ચાલતી હતી, તથા નોશારી અને ઊદવારાનાં આતશબેહેરાંમ બાબે આગલ મારામારી થાઈ હતી તે સંગલાં વીશે એ ગરંથકારે પોતાનાં દફતરમાં જાંણવાજોગ હકીકત આપેલીછે. આંકુટીલે જરતોસતીઓનાં પુસતકો વીશે સુરતમાં જે કાંઈ તજવીજ કીધી હતી, જે પુસતકોની નકલો તેહેને મલી આવી હતી, અને જે નકલો તે વખતના કેટલાએક હટીલા દસતુરોએ તેહેને બતલાવી હતી નહી, તે વીશે તેણે સારીપઠે ખોલાસો કીધોછે. ડાકટર હાઈડનું પુસતક જે આંકુટીલની ઘણાં વરશ આગમજ છપાએઊં હતું, તે પુસતક કેટલી રીતે અસમપુરણછે તે બાબે પોતાની તરફથી ટીકા કરેઆ બાદ તેણે પોતાના ગરંથના પેહલા ભાગનું પેહલું દફતર સમપુરણ કીધુંછે. એજ ભાગનાં બીજાં દફતરની શરૂઆતમાં જંદ, પેહલવી, પાજંદ, ફારસી, અને ગુજરાતી જે દફતરો આંકુટીલ પોતાની સાથે હીંદુસથાંનથી ફરાંસ દેશ ખાતે લેઈ ગએઓ હતો, અને જે દફતરો તા૦ ૧૫ મી મારચ સને ૧૭૬૨ ને દીને તેણે પારીસ શેહેરનાં પાદશાહી પુસતકખાંનાંમાં મુકેઆં હતાં તેઓની વીગતવાર ટીપ તે કેતાબ લખનાર અથવા ઊતારો કરનારાઓનાં નામ તથા કેતાબો મધેની બીનાના થોડાએક સારાંઊંશ સુધાં આપેલીછે. એ પછી હજરત જરતોસતના જનમારાની હકીકત આપવામાં તેણે પોતાનાં પુસતકના ૭૦ સફા રોકેઆછે, અને તે બાદ વંદીદાદ ઈજશને, અને વીસપરદ, એ "જંદ અવસતા" ની તરણ મુખીઅ કેતાબોનો ફરેંચ ભાશામાં તરજુમો આપેઓછે, અને તેથી તેણે પોતાના ગરંથનો પેહલો ભાગ સમાપત કરેઓછે. જંદ તથા પાજંદ ભાશામાં

જરતોસતીઓએ પઢવાને કીજે જોડાએલી બંદગીના તરજુમાંથી આંકુટીલ દુ પેરોંના ગરંથનો બીજો ભાગ શરૂ થાએછે, અને તે તરજુમાંની વીગત આંકુટીલે પોતે ટાંકેલાં મથાલાં મુજબ નીચે જણાવેઆ પરમાણેછે.* અશેમ, અહુનવર, નેરંગની બાજ, કુસતીની નેરંગ, નેરંગે દસતેશોહો, હોશબાંમ, ખોરશેદની નીઆએશ, મેહેરની નીઆએશ, માહાબોખતારની નીઆએશ, અરદુઈશુરની નીઆએશ, આતશની નીઆએશ, વીસપહુમત, નાંમસેતાએશને, નમશકાર ચેહારે દશાનો, પતેત આદરબાદ મેહરેશપંદની, રવાંનની પતેત, ખુદ પતેત, ઈરાની પતેત, ધુપ નેરંગ, ગહમબારનું આફ્રીંગાંન, ખશેથરાએનું આફ્રીંગાંન, ગાથાનું આફ્રીંગાંન, દેહમાંનનું આફ્રીંગાંન, રપીથવનનું આફ્રીંગાંન, રપીથવનની આફ્રીન, દેહમાંનની આફ્રીન, અમશાશપંદોની આફ્રીન, ગહમબારની આફ્રીન, મીઅજદની આફ્રીન, પેગમબરની આફ્રીન, પેહલવી નેકા, આફ્રીન ચુનં પેશગાહખોદા, નાંમજદ (હીંદુસથાંની), નામજદ (કેરમાંની), હાવન ગેહ, રપીથવન ગેહ, ઓજીરન ગેહ, ઐવેશરૂથરેમ ગેહ, હોશંન ગેહ, ઈઆ દાદારી હોરમજદ, જમવા અગાઉની બાજ, જમી રહેઆ પછીની બાજ, કપડું કાપતી વખતે પઢવાની નેરંગ, નખ પહરેજવાની નેરંગ, બાલ પહરેજવાની નેરંગ, ગોસપંદનાં ટોલાની નેરંગ, કોહોર થાએલાને જોઈને પઢવાની નેરંગ, નેરંગ શેહેતાંનબાજી પરહેજવાની, નમશકાર પરબતનો, નમશકાર દોખમાંનો, આફ્રીને ગહંમબાર (પાદશાહની), શેહેરનો નમશકાર, પીશાબની બાજ, સુતી તથા ઊઠતી વખતે પઢવાની બાજ, નેરંગ દેવદરૂજ દફે કરવાની, નેરંગ (રાતની) સરોશ ઈઅશત પછે પઢવાની, દાદાર તોનાક, તંદરોસતી, ગોસપંદ હલાલ કરવાની બાજ, જાદુઈ દુર કરવાની બાજ, ૧૨૦૦ અશેમની બાજ, ૧૨૦૦ ઈઅથાની બાજ,

* આંકુટીલ દુ. પેરોંએ જંદ, પાજંદ, તથા ફારસી એ સંગલી બંદગીઓનો ફરેંચ ભાશામાં તરજુમો આપેલોછે, તે વીશે જાંણવું જોઇએછે કે એ મધેની ઘણીખરી નેરંગ, આફરીન, તાવીજ, ઇતીઆદી, એ સંગલાં પાછલા જમાનાનાં દસતુરોનાં જોડેલાંછે, અને તેઓની ભાશા પાજંદ અથવા ફારસીછે, પણ આંકુટીલે તે જુદી જુદી ભાશા પરમાણે છુટું પાડેઉં નથી, મગર સંગલાનો એકપછી એક તરજુમો પોતાના ગરંથ મધે તેણે દાખલ કીધોછે.

નમશકાર ચેરાગનો, નમશકાર પાંણીના ચશમાંનો, કસટાતી ઓરતને છુટ વાની નેરંગ, મીઅજદ આફરીન, ખરફશતર મારતી વખતે પઢવાની નેરંગ, બચાંની નજર ઊતારવાનું તાવીજ, દેવ દફે કરવાનું તાવીજ, કલેજાંનું દરદ દુર કરવાની નેરંગ, દોસતી રાખવાનું તાવીજ, હોરમજ દની ખશનુમનનું તાવીજ, બચું માબાપને નમતું રેહે તેહેનું તાવીજ, બઈરી પોતાનાં મરદોને ઘેરથી નાહાશી જતી હોએ તેહેને હાથે બાંધ વાનું તાવીજ, બુરી નજર દુર કરવાનું તાવીજ, શેહેતાંન દુર કરવાનું તાવીજ, હોરમજદ ઈઅશત, સાતે અમશાસપંદોની (હફતન) ઈઅશત, અરદીબેહશત ઈઅશત, ખોરદાદ ઈઅશત, આવાં ઈઅશત, ખુરશેદ ઈઅ શત, માહાબોખતાર ઈઅશત, તીર ઈઅશત, ગોશ ઈઅશત, મેહેર ઈઅ શત, સરોશ હાદોખત ઈઅશત, સરોશ ઈઅશત (રાતની), રશને ઈઅશત, ફરવરદીન ઈઅશત, બેહેરાંમ ઈઅશત, આસતાદ ઈઅશત, હોમ ઈઅશત, વનત ઈઅશત, શીરોજા (નાધલી), શીરોજા મોહોટી.† એ તમાંમ નેઆ એશ, ઈઅશત, દુવા, નેરંગ, આફરીન, ઈતીઆદીનો અસલ ઊપરથી તેહનો ફરેંચ ભાશામાં તરજુમો આંકુટીલે આપેલાછે, તે ઊપરથી એ ગરંથકારની તારીફ લાએક કોશેશ વીશે કાંઈએક અટકલો કરવાને આપ ણને બની આવેછે. એ સંગલો તરજુમો આપેઆ પછી પેરોંએ "પેહ લવી "બુનદેહશને" કેતાબનો તરજુમો આપેલાછે. તેઆરપછી તેણે જંદ, પેહલવી અને પાજંદ ભાશાઓનાં પુરાતમપણા વીશે પોતાનું મત જણાવેઊંછે. આંકુટીલનો વીચાર હેવો હતો કે જંદ જુબાન ઈરાનની ઊતર દશા તરફ જારજીઆનાં મુલકની ભાશા હતી, અને ઈસુ ખરીસ ટની ઘણી સદી આગમજથી તે હઈઆતી પાંમી હતી, અને જંદમાંથી પેહલવી જુબાન નીકલી હતી, અને પાજંદ જુબાન પેહલવીમાંથી નીકલી હતી. એ સંગલા વીચારો આંકુટીલે અલબત પોતાની તે વખ તની સમજ મુજબ લખીઆ હતા. એ વીચારો આપેઆ પછી આંકુ

† આએ શીરોજાનો ઇંગરેજી તરજુમો લંડનની "રાએલ એશીઆટીક શોસા એટી" નાં ૪ થાં દફતર મધે ઇશવી સને ૧૮૩૭ નાં વરસમાં પરગટ થાએલોછે.

ટીલ ડુ. પેરોંએ પોતાના ગરંથ મધે બેએ ફરહંગ દાખલ કીધીછે, તે મધે પેહેલી ફરહંગ જંદ, પેહલવી અને ફરેંચ ભાશામાછે, બીજી ફરહંગ પેહલવી, ફારસી અને ફરેંચ ભાશામાંછે. એ ફરહંગોમાં ઘણીએક ભુલોછે તે બાબે પેહલવી ભાશાના બાબમાં મેં આગલ ખોલાસો આપેઓછે.* આંકુટીલે એ પછી હીંદુસથાંનના જરતોસતીઓની સંસાર સંબંધી તથા ધરમ સંબંધી ચાલચલણ તથા રવઈઆ વીશે એક કીમતી બાબ લખેલોછે, તેમાં એક જરતોસતી જનમ પાંમેછે તેઆરથી તે ગુજરે તાંહાંસુધી તેણે જે રીતે પોતાનો ધરમ પાલવો તથા સંસાર ચલાવવો જોઈએછે તેહેની તમાંમ હકીકત આપેલીછે. અને તેહમાં પારસીઓના ધરમની તથા લગનની તથા તેહેવારોને લગતી સંગલી કીરીઆઓનું તુલોતવીલ બેઆન કરેલું છે. એ હકીકત સાથે આતશખાંનું, તથા દોખમું, બરશનું મગાહ, ઈજશનેના આલાત, સુદરો, કુશતી, પદાંન અને એ વગેરે બીજી બાબદોના નકશા આપીને તેણે પોતાના વાંચનારાઓને વધારે ખોલાસો કરેઓછે. એ પછી જરતોસતી મજહબથી એ મજહબ પાલનાર લોકો ઊપર કેહેવી રીતની અસર થાઈછે, એ મજહબ ખોદાતાલાને પીછાંણવાનો મારગ માંણસોને શી રીતે બતલાવેછે, નેકી શી રીતે પસંદ કરાવેછે, બદીનો કેટલો અને કેહેવો ધીકાર કરેછે, માંણસને બેહેશતની આશા તથા દોજખની ધાસતી શી રીતે સમજાવેછે, જરતોસતી ધરમની જુદી જુદી કીરીઆઓ શું મતલબ ધરાવેછે, તે સંગલાં વીશે આંકુટીલે પોતાની તરફનો વીચાર લખી જણાવેઓછે. એ સંગલા વીચાર ઊપરથી આંકુટીલનું મત હેવું જાહેર થાએછે કે જરતોસતી ધરમ આપણી અકલને મલતોછે, એ ધરમથી "આદમી પોતાના પેદાના કરનારને તથા "તે સાહેબે પેદા કીધેલી ચીજોને આબરૂ સાથે પીછાંણેછે, તેથી માબાપ "અને બચાં, ખાવંદ અને ઓરત, પાદશાહ અને રઈએત, ઊસતાદ અને "ચેલા, એઓનો એકબીજા ઊપર પેઆર રેહેછે, તેહનું માંન એ ધરમ

---

* પરોફેસર ઈસપીગલ લખેછે કે કેટલેએક ઠેકાંણે એ ફરહંગ મધે પેરોંએ બોલ ચુકીને પેહલવીની કટારમાં ફારસી લફજો નાખેઆછે.

"આપનાર (પેગમબર) ને મલેછે."† એ પછી એક કીમતી શાંકલીઊં આપીને આંકુટીલે પોતાનો ગરંથ સમાપત કીધોછે. આંકુટીલ ડુ. પેરોંનો ગરંથ ખરેખર નામીચોછે.

૭. આંકુટીલનો ગરંથ ઊપર જણાવેઆ પરમાંણે ઈશવી સને ૧૭૭૧ માં પરગટ થાએઆ પછી તે વીશે ઈઊરોપખંડના કાબેલોમાં ઘણી ચરચા ચાલી હતી. આંકુટીલે પોતે એ કામ ઘણી મેહેનત તથા કોશેશથી બજાવેઊં તે બાબે તે મગરૂર હતો, અને તેહેના વખતની ઘણાં વરશ આગમજ જંદ ભાશાનાં પુસતકો ઈંગલંડ મધે આવેલાં હતાં, તોપણ તાંહાંના કોઈબી ઈંગરેજી આલમાએ તેઓનો તરજુમો કીધો હતો નહી તે બાબે આંકુટીલે ઈંગરેજ વીદવાંનો વીશે થોડાએક તીરશકાર ભરેલા સુખનો વાપરેઆ હતા. એ છેલા જણાવેલા શબબ ઊપરથી તેણે એક બેએ ઈંગરેજી લખનારાઓની દુશમની મેલવી હતી, અને તે લખનારાઓએ આંકુટીલની કોશેશનું વજન ઘટારવાની ધારણાંથી જે દફતરોનો તે તરજુમો કરી લાવેઓ હતો, તે દફતરો પેગમબર જરતોસતનાં નથી હેવું કારણ જણાવીને તેહેની મેહેનતના ઊપીઓગ વીશે સખત ટીકા કીધા હતા. આંકુટીલે એ હોમલાનો કસો જવાબ વાલેઓ નહી. તેહેનો ગરંથ ફરેંચ ભાશામાં નીકલેઆ પછી એક જરમન વીદવાંન નામે જે. એફ. કલુકરે જરમન ભાશામાં તેહેનો તરજુમો કરવા માંડીઓ હતો. એ તરજુમાનો પેહેલો ભાગ ઈશવી સને ૧૭૭૬ નાં વરશમાં બાહેર પડેઓ, અને ૧૭૮૩ સુધીમાં તમાંમ પરગટ થાએઓ હતો. આંકુટીલે બનાવેલા ફરેંચ તરજુમાની જરમન ભાશામાં નકલ કરતી વેલાએ કલુકરે તે સાથે જંદ, પેહલવી અને પાજંદ ભાશાઓનાં પુરાતમપણાં વીશે પોતાની તરફથી લંબાંણથી વીચાર આપેઓછે, તથા તરજુમાની સંગાથે જાંહાં જરૂર પડીછે તાંહાં પોતાની તરફથી "નોટ" મારીને ઘણોએક જાંણવાજોગ ખોલાસો કીધોછે, તથા જે જે લખનારાઓ આંકુટીલના ગરંથની સાંમણે થાએઆ હતા, તેઓનો તેણે સવ

† જુઓ આંકુટીલ ડુ. પેરોંના ગરંથનું પુસતક ૨ જું, સફે ૬૦૩.

ભાવીક રીતે ઊતર વાલેઓછે. એ શબબો ઊપરથી કલુકરનો ગરંથ આંકુટીલના કરતાં ઈઊરોંપખંડમાં વધારે ઊપીઓગી થાઈ પડેઓ હતો, અને એ કલુકરની મેહેનતથી જંદ ભાશા તથા જંદનાં પુસતકોની તરફમાં ફરાંસ અને જરમની દેશોના વીદવાંનોમાં સારી અસર થાઈ હતી. કલુકર હેવો વીચાર આપેછે કે જંદ ભાશા ઈરાનની ઊતર દશા તરફ કાસપીઅન સમુદરનો સંગલી બાજુએ તથા મીડીઆના પરાંત મધે ઈસુની ૫૦૦) થીતે ૬૦૦ વરશ આગમજ વપરાતી હતી, અને તેજ સમેમાં પેહલવી ભાશા સીરીઆ દેશમાં તથા તેહેની નજદીકનાં ઈરાનનાં પરાંતો મધે ચાલતી હતી, અને પાજંદ જુબાન ફારસનાં પરાંતમાં વપરાતી હતી, અને એ છેલ્લી જણાવેલી જુબાન બીજી બંધે કરતાં પાછલથી લાંબી મુદત સુધી ચાલુ રહી હતી. પેહલવી જુબાન મધે આરમેઈક ભાશાના ઘણા શબદો આવેલાછે, અને તેથી તેમાં ઈરાની અને સીરીઆંની એ બંધે દેશોની જુબાનોનો મેલાવરો થાએઓ હોએ હેવું આપણને દીશેછે. એ વીચાર પેહલવેહલો પરોફેસર કલુકરે આપેઓ હતો, કે જે હવડાંના વખતમાં પરોફેસર ઈસપીગલની સોધથી સાબેત ઠરેઓછે. જંદ ભાશાને એક તરફથી સંસકરીત સંગાથે અને બીજી તરફથી લાટીન અને તેહેને લગતી જુબાનો સાથે સંબંધછે, અને તે ઊપરથી એ સંગલી ભાશાઓ એકજ મુલમાંથી નીકલીછે, તે બાબદ વીશે એજ કાબેલ કલુકરે પોતાના ગરંથમાં એસારો કીધોછે, કે જે વાત પાછલના વખતમાં બોરનુફ અને બોપ જેહેવા વીદવાંનોની પુરતી તજવીજથી સાબેત થાઈછે. કલુકરે પોતાનાં દેશોમાં તથા ફરાંસ દેશ મધે જંદ ભાશા તથા તેહેનાં પુસતકોનાં પુરાતમપણાં વીશે સારો વીચાર બેશાડીઓ હતો, તે કામ તેહેની કાબેલીઅત ઊપરથી સેહેલાઈથી બનેઊં હતું.

૮. કલુકરના વખત પછી આસરે પચીસ વરશે અને તેઆરપછી આજ આસરે પચીસ વરશની આગમજની મુદતમાં કેટલાએક ઈંગરેજી ગરંથકારો જંદ તથા પેહલવી ભાશાઓ વીશે પોતાનો વીચાર આપી ગએઆછે. એ ઈંગરેજી લખનારાઓમાં સરવે કોઈને જાંણીતો સર

ઊલીઅમ જોનસ, કરનલ વાંનસ કેનેડી, મી૦ ઊલીઅમ અરસકીન, મી૦ જાંન રોમર, અને એ વગેરે બીજાઓ હતા, અને તેઓની આગમજ વલી ફારસી, આરબી, અને ઈંગરેજી ફરહંગનો બનાવનાર મી૦ રીચરડસન પોતાની કેતાબના દીબાચામાં જંદ અને પેહલવી ભાશાઓ વીશે કેટલોએક વીચાર આપી ગએઓ હતો. જેમ સંસકરીત ભાશા વીશે સોધ કરનાર ઈઊરોપીઅન ગરંથકારો આગલ લખી ગએઆ હતા કે એ જુબાન બરામણોએ હીંદુસથાંનમાં આવેઆ પછી જોડી કાહાડીછે, તેજ માફક ઊપલા સંગલા ઈંગરેજી ગરંથકારોનો વીચાર જંદ અને પેહલવી ભાશાઓ વીશે હતો, કે પારસીઓ પાસે જે કાંઈ જંદ અને પેહલવીનાં પુસતકોછે તે સંગલાં તેઓના મોબેદોએ જુજ મુદત ઊપર ઊભાં કીધાંછે, અને જંદ જુબાન સંસકરીત ઊપરથી નકલ કરેલીછે, તથા પેહલવી જુબાન આરબી ઊપરથી બનાવી કાહાડીછે. એ લખનારાઓએ જંદ ભાશામાં માતરે સંસકરીતને મલતા અને પેહલવીમાં આરબીને મલતા શબદો જોઈને એ વીચાર આપેઓ હતો, તે આધાર ખોટો હતો હેવું હમણાં "કમપારેટીવ ફીલાલોજી" જાણનારા સરવે એલમવાલાઓ કબુલ કરેછે. સર ઊલીઅમ જોનસ જેહવા માહવીદવાંન પુરૂશે જંદ અને પેહલવી ભાશાઓ વીશે જે મત આપેઊં હતું તે સાબેત રેહેવાની તેહના વખતમાં અલબત સરવે કોઈએ વકી રાખી હશે, પણ એ નામીચા પંડીતનો વીચાર પાછલથી ખોટો પડેઓછે, તે બાબે આપણથી એટલોજ ખેઆલ લેઈ જવાઈ શકાએછે કે તેણે એ મત આપતી વખતે પોતાની સરેશતાનો આસરમ પરમાંણે પુરતી ખોલ કરવાને તેહેને સાંધણો મલી શકીઆંતાં નહી. જો એ નામીચો આલમાં આ જગતમાં પચીસ વરશ વધારે જીવેઓ હતે તો પાછલથી એ બાબદનો તે પોતાનો વીચાર ફેરવતે તેહમાં કસો શક નથી. સર ઊલીઅમ જોનસનું મત "એશીઆટીક રીસરચીસ" નાં બીજાં દફતર મધે પરગટ થાએલુંછે. કરનલ વાંનસ કેનડીએ જંદ અને પેહલવી ભાશાઓ સંબંધી પોતાનો વીચાર "પરીનસીપલસ આવ લાનગુએજીસ" હેવાં નામથી પોતે પરગટ કરેલી કેતાબ

મધે દાખલ કીધોછે. તેણે સંસકરીત અને જંદ તથા પેહલવી અને આરબી એઓમાં એકબીજાંને મલતા શબદો જોઈને બીજી જરૂરજોગ તજવીજ કરેઆ વનાં સર ઊલીઅમ જોનસને મલતો પોતાનો વીચાર આપેઓ હતો. મી૦ ઊલીઅમ અરસકીનનું મત જે મુંબઈની "લીટરેરી શોશાઈટી" નાં બીજાં દફતર મધે આપણા જોવામાં આવેછે તે પણ હેવુંજ હતું, કે જંદ જુબાન સંસકરીતમાંથી ઊભી થાએલીછે, અને પેહલવી આરબીમાંથી બનેલીછે. પણ એ મધેથી પેહલું જણાવેલું જંદ ભાશા વીશેનું મત મી૦ અરસકીને પોતે ગુજરેઆ તે આગમજ ફેરવેઊં હતું, હેવું તેહેનાં મરણ પછી તેહેની કેતાબોની હકીકત લખનાર આપણને જાહેર કરી જાએછે. મી૦ રીચરડસનનાં મતને કસું માન મલતું નથી. એ ઘણી વીશે કેહેછે કે તેણે મોહોટી મેહેનતથી પોતાની ફરહંગ બનાવી હતી એ ખરૂંછે, પણ એ શખસ એટલો વીદવાંન નહી હતો કે ભાશાઓની ઊતપંતી તથા પુરાતમપણા વીશે તેહેનું બોલવું વજનદાર ગણાએ. એ સંગલા લખનારાઓ હમણાં આએ દુનીઆં માહેથી કુચ કરી ગએઆછે, માતરે તેઓ માહેલો એક મી૦ રોમર હજુર સુધી જીવતોછે, તે ઘણી વખતેવખત પોતાના વીચારો ચોપાંનીઆંઓની મારફતે ઈઆ બીજી રીતે જાહેર કરવાની ટક કોઈ વેલા હાથથી જવા દેતો નથી, પણ તે વીચારો ઈઊરોપખંડના વીદવાંનોમાં આજે કસો આસરો પાંમતા નથી. આએ ઠેકાંણે માહારે જણાવવું જોઈએછે કે ભાશાઓની ઊતપંતી તથા બાંધણી સમજવાનો એલમ જેહેવો જરમન અને ફરેંચ ઓલમાઓ સારીપઠે સમજેછે, અને તેઓએ એ બાબદમાં જે નામીચા ગરંથો બનાવેઆછે તેઓની બરોબરી ઈંગરેજો આજ સુધી કરી શકેઆ નથી.

૯. ઊપલા વખત પછી પારસીઓનાં ધરમ પુસતકોની સોધ કરનારાઓની ટીપમાં ડેનમારક દેશના પરોફેસર ઈરાસમસ રાસકનું નામ આપણા જોવામાં આવેછે. એ નામીચા શખસે કાંઈ ઘણાં મોહોટાં દફતરો લખેલાં નથી, પણ તેણે સોધ ઘણી બોહોલી કીધીછે, અને તેણે જે કાંઈ થોડું લખીઊંછે તે ઘણી મજબુતીથી લખીઊંછે. પરોફેસર

રાસક પોતાના વખતનો સરવેથી નામીચો "કમપારેટીવ ફીલાલોજીશટ" ગણાતો હતો. પરોફેસર બોપે "કમપારેટીવ ગરામર" નો જે ઊમદા ગરંથ બનાવીને પોતાનું નામ દુનીઆંમાં આશકારા કીધુંછે, અને તે ગરંથમાં તેણે જે જે વાતો સાબેત કીધીછે, તે સંગલાંનો એસારો પરોફેસર રાસક આગમજથી આપી ગએઓ હતો. એ નામીચા ઓલમાંની ઊમર અગરજો વફાદારી કરતે તો તેણે દુનીઆંના એલમમાં આજનાં કરતાં ઘણો વધારો કીધો હતે તેમાં કસો સંધે નથી. એ ધણીએ ઈશવી સને ૧૮૧૬ માં "એરીઅન" ટોલાની તમામ ભાશાઓ એક મુકરર કરેલા કાએદાથી તપાસવાનું ઘણું મોહોટું અને મુશકેલ કાંમ પોતાને માથે ઊઠાવેઊં હતું, અને તે કારણસર એ ભાશાઓ વાપરનારા લોકોમાં પોતે મોલાકતે ફરવાનો તથા કેતાબો એકઠી કરવાનો તેણે ઠરાવ કરેઓ હતો. એ ઠરાવ મુજબ પરોફેસર રાસકે પરથમ રૂશીઆ દેશમાં મુસાફરી કીધી હતી, તાંહાંથી તે ઈરાનના ઊતર ભાગ તરફ જારજીઆંન અને સરકાશીઆંન લોકોમાં ફરેઓ હતો, તે પછી ઈરાનમાં પસાર થાઈને હીંદુસથાંન ખાતે આવેઓ હતો. ઈશવી સને ૧૮૨૦ નાં વરશમાં પરોફેસર રાસક મુંબઈ મધે હતો, અને મુંબઈથી જે જંદનાં પુસતકો તે પોતાની સાથે લેઈ ગએઓ હતો તેહેની વીગત મેં આગલ જણાવીછે. રાસકે પોતાને વતન ગએઆ પછી જંદ ભાશાની સાબેતીમાં એક નાધલું ચોપાનીઊં સને ૧૮૨૬ માં છાપી પરગટ કીધું હતું, અને તેહેનો "જરમન" જુબાનમાં તરજુમો તરત થાએઓ હતો. તે પછી એ ધણીએ મુંબઈના તે વખતના ગવરનર માંઊનટ ઈશટુઅરટ એલફીનસટન ઊપર એજ બાબદમાં એક કાગજ લખેઓ હતો, કે જે કાગજ "ગરેટબરીટન" ની "રાએઅલ એશીઆટીક શોશાઈટી" નાં તરીજાં દફતર મધે પરગટ થાએઓછે. રાસકે જંદ ભાશા વીશેની સાબેતી ઘણુંકરીને વેઆકરણના કાએદા ઊપરથી આપીછે. જે લોકો હેવું કેહેતા હતા કે જંદ ભાશા સંસકરીત મધેથી નીકલીછે, તેઓને રાસકે હેવો ઊતર વાલેઓછે કે જેમ જંદનું વેઆકરણ ઘણી તરેહથી સંસકરીતને મલતું આવેછે, તેમજ

એ વેઆકરણ બીજી કેટલીએક રીતે સંસકરીતથી સવતંતરછે, તેથી સંસ કરીત ભાશા જંદ સંગાથે માબાપનો હક ધરાવતી નથી, પણ માતરે દુરની સગાઈનો હક રાખેછે, અને આજની ઈઊરોપખંડની ભાશાઓને સંસકરીત સાથે જે રીતે સંબંધછે તેજ માફક જંદને પણ તેહેની સાથે સંબંધછે. રાસક કેહેછે કે જંદ મીડીઆ દેશની ભાશાછે. આગલા વખતમાં જંદ ભાશા વપરાતી હતી તેહેની પુરવારીમાં રાસક એક દાખલો આપેછે, કે આજ ઈરાનની ઊતર દશા તરફ કાકેસસના પાહડોમાં "ઓશી" નામના લોકોનો એક ટોલો વસેછે, તે લોકોમાં કેટલાએક જંદ શબદો તથા વાકીઅનાં રૂપ હવડાં સુધી કાએમ રહેઆંછે. એ "ઓશી" લોકો મીડીઆ દેશથી નીકલીને કાકેસસ પરવતોમાં જાઈ વશેઆ હતા. રાસકનો વીચારછે કે પારસીઓનાં ધરમ પુસતકો અસલ જંદ ભાશામાં હતાં, અને તેઓનો પેહલવી તરજુમો સાસાનીઆંન પાદશાહ અરદેસર બાબેકાનના વખતમાં થાએઓ હતો. એ બાબદ વીશે રાસક બીજું લખેછે કે:—"આ દેખઈતુંછે કે જંદ પુસતકોનો પેહલવી તરજુમો કર "નારાઓ પોતે જંદ મધેની બીનાં ઘણી જગોએ સમજેઆ નથી "તેથી તેઓએ જંદનાં અસલ સાદાં ફરમાંનોને ઠેકાંણે કેટલીએક જગોએ "પોતાની બેવકુફી તરજુમા મધે દાખલ કીધેલીછે." પેહલવી તરજુમા વીશે હું જે કાંઈ આગલ બોલી ગએઓછું તે વીચારને આ દલીલ મલ તીછે. રાસક ધારેછે કે પેગમબર જરતોસતનાં વખત પછીબી મોબેદોએ જંદમાં થોડીએક બંદગી જોડી હોએ, પણ તે સંગલાંનો જમાનો પાદ શાહ સેકંદરના વખતની નજદીકનો હતો. એ નામીચો ઓલમાં ઈશવી સને ૧૮૩૨ નાં વરશમાં ગુજરી ગએઓ હતો. પરોફેસર બોપ એ ધણીની કાબેલીઅતની અને તેહેમાં અગત કરીને તેણે જંદ ભાશાની બાબદમાં પરગટ કરાવેલાં ચોપાંનીઆંની ઘણી તારીફ કરી ગએઓછે.

૧૦. રાસક પછી જંદ ભાશાની સોધમાં ફરાંસની પાદશાહી મદ રેસાના સંસકરીત ભાશાના પંડીત મરનાર પરોફેસર ઈઊજીન બોરનુફે નામદારી મેલવીછે. કલુકર અને રાસકે જેમ જંદ ભાશાની સાબેતી

આપી હતી, તેમ આએ બોરનુફે હાલના જમાનામાં જંદ ભાશાને પાછી તાજી કરવાની શરૂઆત કરેલી કેહેવાએછે. આપણે આગલ જોઈશું છે કે જંદનાં પુસતકોનો આપણી પાસેનો પેહલવી તરજુમો ઘણે ઠેકાંણે ભુલ ભરેલોછે, અને પેહલવી તરજુમા વગર જંદનાં પુસતકો જરતોસતીઓમાં સમજવાનો કાએદો નથી, તેઆરે અલબત એ પેહલવી ઊપરથી આપણે જે કાંઈ સમજ મેલવીએ તે ઘણી વેલાએ આપણને ચુકમાં નાખેઆ વગર રેહે નહી. પણ બોરનુફની સોધથી આપણી એ અડચણ ટલવાની શરૂઆત થાઈ હતી, અને એ નામીચા ફરેંચ ગરંથકારે જંદ ભાશાનું વેઆકરણ આપણને સમજવાનો હવડેના વખતમાં પાએઓ નાખેઓ હતો. જંદનું આખું વેઆકરણ જો એક વેલા આપણે હાથ આવેશું તો એ ભાશા પાછી સજીવન થાએલી આપણે સમજવી જોઈએછે, અને આપણને ઊમેદછે કે ઈઊરોપખંડના આલમાઓની સોધથી જંદ ભાશાનું વેઆકરણ આપણને મલેઆ વગર રેહેશે નહી, મગર એ બાબેની પરથમ સોધનું માન પરોફેસર બોરનુફને મલેછે. એ ધણીએ "કાંમેનટેરી શુર લ ઈઅશના" નામનો ફરેંચ ભાશામાં જે ગરંથ ઈશવી સને ૧૮૩૩ માં છપાવી પરગટ કીધોછે તે તેહેની કાબેલીઅતની તારીફ લાએક નીશાનછે. એ કેતાબ મધે બોરનુફે એક કીમતી બાબ જંદનાં મુલ અખશરો વીશે લખેઓછે, અને તે પછીના બાબમાં "ઈજશને" ના પેહલા "હા" ની તપાસ લીધીછે. જંદના મુલ અખશરોના ઊચાર મુકરર કરવામાં તેણે પોતાનાં મોહોટાં દફતરના ૧૧૫ સફા રોકેઆછે. એ તપાસ તેણે ઘણી બારીકીથી કીધીછે, તથા તેઓની જોડણી વીશે પુરતું બેઆન કીધુંછે. ઈજશનેના પેહલા "હા" ની તપાસ વેઆકરણના કાએદાથી કરવાની બોરનુફે જે કોશેશ કીધીછે તે કારણસર નેરીઓશંગ ધવલે કરેલો ઈજશનેનો સંસકરીત તરજુમો, તથા આંકુટીલ દુપેરોંએ દસતુર દારાબની ઊસતાદગીરી હેઠલ પેહલવી ઊપરથી કરેલો ફરેંચ તરજુમો, એ બંધેનો મુકાબલો કરીને તે બંધેને સુધારવા ધારતો હુઓ હેવી ઢપથી તેણે પોતાની તપાસ ચલાવીછે. તેણે ઈજશનેમાંથી

પરથમ ટુકા ટુકા ફકરા જંદ હરૂફે ઊતારી લીધાછે, તેહેની હેઠલ નેરીઓ શંગે કરેલો તેહેનો સંસકરીત તરજુમો, અને તેહેની નીચે આંકુટીલ ડુ. પેરોંનો ફરેંચ તરજુમો ટાંકેઓછે, અને પછી તે ફકરા મધેના દરએક શબદ વીશે તેણે પોતાની શરેહ ચલાવીછે. બોરનુફે પરથમ જે મુલ અખશરોનો કાએદો આપેઓછે, તેથી ઈજશનેના ઊપલા ભાગ મધેના દરએક શબદનો ઊચાર તરત સમજ પડેછે. તેઆરપછી તે શબદ સંસકરીત ભાશા સાથે શી રીતે મલતો આવેછે, તેહેની તબદીલ શી રીતે થાએછે, તેહનું મુલ શું છે, તે વેઆકરણનાં કેહેવાં રૂપમાં આવેલોછે, નેરીઓશંગે તેહેનો અરથ કેમ કીધોછે, પેરોંએ તે કેમ સમજાવેઓછે, તેહેની ખરી સમજ કેમ ઊઠેછે, એ રીતે એ નામીચા ઊસતાદે ઈજશનેના આખા પેહેલા "હા" નો દરએક લફજ ચોકસાઈથી તપાસેઓછે, અને પછી તે ઊપરથી દરએક ફકરાનો તેણે પોતાની તરફનો તરજુમો કરી દેખાડેઓછે. બોરનુફની જીંદગીનો હેવાલ લખનાર જણાવેછે કે ઈજશનેની શરેહનો ગરંથ બનાવવાનું કામ માથે લીધા અગાઊ જંદ ભાશાના તમાંમ લફજોની એક ફરહંગ બોરનુફને તઈઆર કરવી પડી હતી, અને એ તપાસનાં કામસર કેતાબો મધેથી જોઈતા બોલો સોધી કાહાડવાને સારૂં તેણે કેટલાએક શખસોને પોતાના હાથ તલે રાખેઆ હતા. મેં આગલ જણાવેઊંછે કે બોરનુફે "વંદીદાદ શાદે" નો ગરંથ ખુદ જંદ હરૂફે છપાવી પરગટ કરેઓ હતો. બોરનુફનો વીચાર હેવોછે કે જંદ ભાશા અને હીંદુઓનાં "વેદ" ની સંસકરીત ભાશા એ બંધે એક જમાનાની જુબાનોછે, તેઓમાં મેલાપ હેવોછે કે જેથી તેઓની તોખમ એક દેખાએછે. બોરનુફે ઈરાનના પાહડો ઊપરના ખીલારોકા હરૂફે લખેલી તખતીઓ ઊકલાવવા વીશે થોડીએક મેહેનત લીધી હતી તે વીશે મેં આગલ લખી જણાવીઊંછે. ખીલારોકી જુબાનને બોરનુફ "જંદ અવસતા" નાં દફતરોની પછીના જમાનાની જુબાન ગણેછે, અને તે લખી ગએઓછે કે એ તખતીઓની ભાશાનો મેલાપ જંદનાં દફતરો કરતાં હવડાંની સંસકરીત તથા ફારસી સાથે વધારે મલતો આવશે. બોરનુફ ઈશવી સને ૧૮૫૨ માં ગુજરી ગએ

ઓછે. એ શખસનો "કાંમેનટેરી શુર લ ઈઅશનાં" નામનો ગર
ઈને પેહવવેહલો હીંદુસથાંન ખાતે આવેઓ હતો તે વેલાએ તેહ
લીઅતની પીછાંણની ઈઆદગારી દાખલ મુંબઈના કેટલાએક જર
ઓએ "વંદીદાદ શાદે" નો એક નકલ ખુશ ખતથી ઊતરા
નામીચા શખસ ઊપર ભેટ મોકલી હતી.

૧૧. પરોફેસર એફ. બોપ, જેહેનાં વીશે મેં આગલ જણ
કે "કમપારેટીવ ફીલાલોજી" ના એલમ જાંણનારાઓનો તે
વખતમાં સરદારછે, તે ધણીની "જંદ" જુબાન વીશેની સોધથી
તેહેના ઊપકાર હેઠલ છેઈએ. પરોફેસર બોપ ઈશવી સને ૧૮
આજ સુધી પોતે પસંદ કરેલા એ એલમની તલાસ પછવાડે
અને તેહેની કલમથી લખાએલી બાબદોમાં તેહેનો બનાવેલો '
ટીવ ગરામર" નામનો ગરંથ કે જે મધે સંસકરીત, જંદ, ગરીક
લીથુનીઅન, ગાથીક, જરમન, અને શલેવાંનીક, એ આઠ જુ
વેઆકરણ સંબંધી તપાસ લીધીછે, તે ગરંથ સંગલાથી નામીચે
ગરંથ કટકે કટકે છપાતાં ઈશવી સને ૧૮૩૩ નાં વરશમાં જર
મધે છપાઈ તમાંમ થાએઓ હતો. તેહેનો ઈંગરેજી તરજુમે
માં પેહેલીવાર અને ૧૮૫૪ માં બીજીવાર તરણ દફતરોમાં
આપણા જોવામાં આવેછે. બોપે જે આઠ જુબાન એકબીજા
વીને તપાસીછે તે સંગલી "એરીઅન" ટોલાની ભાશાઓછે.
ભાશાની ઊતપંતી તથા બાંધણી બીજી ભાશાઓના આસરાથી
શકાએછે, અને તે ઊપરથી તે ભાશાની તવારીખ આપણને જાહે
એ કાએદા મુજબ બોપે ઊપલી આઠ જુબાન તપાસીછે; તે દર
નના એકજ રીતના શબદો જે રીતે કાએમ રહેઆછે, તથા જે
એઆછે તેહેનો ખોલાસો એ પરોફેસરે આપેઓછે, એટલુંજ
પોતાની બોહોલી અને ઊમદા તજવીજ ઊપરથી તેહેનો
મુકરર કીધોછે. તેણે પોતાની સોધ કરવાનાં કામમાં સંસકર
વેઆકરણને હથીઆર દાખલ પકડેલુંછે, કે જે વેઆકરણ

રણ રીતે આપણા હાથમાં રહેલુંછે. બોપે પોતાની તપાસમાં જંદ ભાશાના શબદોનાં મુલ જેમ સંસકરીતમાં, તેમજ લાટીનમાં, તેમજ ગરીકમાં, તેમજ જરમન અને બીજી જુબાનોમાં સફાઈથી બતલાવી આપે આંછે. બીજું તેણે હેવું પુરવાર કીધુંછે કે એ સંગલી જુબાનોની બાંધણી અસલ એકજ આધાર ઊપરથી ઊભી થાએલીછે. તેણે પોતાના ગરંથ મધે પરથમ ઊપલી દરએક જુબાનના મુલ અખશરોના ખરા ઊચાર મુકરર કીધાછે, તેઆરપછી શબદોનાં મુલ તપાસેઆંછે, પછી વીભકતીઓ વીશે એક લાંબો બાબ લખેઓછે, તે પછી ગુણ અને સંખેઆ વીશે શંણ વીશે સમજ આપીછે. તેઆરબાદ સરવનાંમ, કીરીઆપદ, શબદોની બાંધણી, શબદોના સમાસ, શબદઈઓગી અવીઅવ, અને ઊભીઆનવીત અવીઅવ, એ સંગલા વેઆકરણના ભાગોમાં તેણે દરએક ભાશાને તપાસી તથા મેલવી જોઈછે, અને તેહેના બેશુમાર દાખલા અને કાએદા જે રીતે મલી શકેઆછે તે રીતે તેણે દેખાડી બતલાવેઆછે. જંદ ભાશાનાં વેઆકરણ વીશે પરોફેસર બોપ લખેછે કે તે કેટલીએક રીતે સંસકરીત કરતાં પણ વધારે સમપુરાણછે. એ ધણી કેહેછે કે જંદનાં એલમની પીછાંણ હમણાં હેવી વધેલીછે કે તેથી એ ભાશાનું વેઆકરણ પાછું તમાંમ ઊભું થાઈ શકશે, પણ તે કામમાં ઘણીજ કોશેશ અને બેહધ મેહનતની જરૂરછે. જંદ ભાશાને પરોફેસર બોપ હીંદુઓનાં વેદની ભાશાની બરોબરનું પુરાતમપણું આપેછે. તે કેહેછે કે ઈઊરોપખંડની લાટીન અને ગરીક ભાશાને જેટલો એકબીજા સાથે સંબંધછે તેટલો એ વેદની જુબાન તથા જંદ ભાશા વચ્ચે સંબંધછે. એ મેલાપને આપણે પીતરાઈપણાંના હક દાખલનો સંબંધ કહીએતો તે વાજબી ગણાએ. જે રીતે જંદ ભાશાનું વેઆકરણ તાજું કરવાની શરૂઆતનું માંન પરોફેસર બોરનુફને મલેછે, તેજ રીતે તે સોધ આગલ વધારીને તેહેને ઊમેદ ભરેલી હાલતમાં લાવવાનો આપણી ઊપર આભાર પરોફેસર બોપનોછે. એ ઘરડો ઓલમાં હજુર જીવતોછે. જંદનું આખું વેઆકરણ બનાવવાને તે પુરતી રીતે શકતી ધરાવેછે, પણ ભાશાઓની બીજી રીતની સોધોમાં

રોકાએઆથી એ વેઆકરણ કોઈ દાહાડે બનાવવાની તેણે આપણને ઊમેદ આપી નથી.

૧૨. પરોફેસર બોપ પછીનો ઈઊરોપખંડનો બીજો આલમાં જેહેની સોધ વીશે આપણને બોલવું જોઈએછે તે જરમની દેશનાં એર લાંનગન શેહેરનો પરોફેસર ઈસપીગલછે. એ ઊસતાદે આજ આસરે બાર અથવા પંદર વરશ થાએઆં પારસીઓની પુરાતમ ભાશાઓ વીશે સોધ કરવા માંડીછે, અને તે સોધના નમુના જરમની દેશની વીદવાંન મંડલીઓનાં ચોપાંનીઆંઓ મધે કેટલીએકવાર છપાઈ પરગટ થાએ આછે. ઈશવી સને ૧૮૫૧ માં એ ધણીએ વંદીદાદનું દફતર પેહેલવી શરેહ સુધાંનું અસલ જુબાનમાં છપાવી પરગટ કરેઊં હતું, અને બીજે વરશે એ પુસતકનો જરમન જુબાનમાં તરજુમો આપેઓ હતો. ૧૮૫૧ માં તેણે પાજંદ જુબાનનાં વેઆકરણની કેતાબ પરગટ કીધી હતી, અને હમણાં તે આપણને ભરોસો આપેછે કે પેહેલવીનું વેઆકરણ તથા પેહ લવી કેતાબોની તવારીખ બાબેનો એક ગરંથ તેણે તઈઆર કીધોછે, તે છપાઈને જલદીથી બાહેર પડશે. જંદ ભાશા વીશે પરોફેસર ઈસપીગલ હેવો વીચાર આપેછે કે ઈરાનની ઊતર તરફ "બાકટરીઆ" ના મુલ કની એ જુબાનછે. એ જુબાનનો જમાનો કએઆંનીઆંન વખતનોછે, અને તે વખતમાં અને તે પછી કેટલીએક મુદત સુધી ઘણુંકરીને એ જુબાન ઈઆદદાસતથી પઢવામાં આવતી હતી, પણ તેઆરપછી સાસાની આંન પાદશાહોના વખતમાં તેહેનો સંગરહ થાએઓ હતો, તથા દફતરો બનેઆં હતાં. એ પાછલા જમાનામાં જંદ જુબાન સરવે કોઈને સમજ પડતી હતી નહી, તેથી તેહેનો પેહેલવીમાં તરજુમો થાએઓ હતો, વાસતે એ પેહેલવી તરજુમો સાસાનીઆંન વખતનો બનેલોછે. પેહેલવી જુબા નની બાબદનો પરોફેસર ઈસપીગલની તરફનો બીજો વધારે ખોલાસો આગલ જણાવેઆમાં આવેઓછે. "પાજંદ" વીશે એ પરોફેસર લખેછે કે પેહેલવી અને હમણાંની ફારસીની વચ્ચેની તે જુબાનછે, અને બે મધેથી ચાલુ ફારસીને તે વધારે મલતી આવેછે.

૧૩. હમણાંના વખતમાં જંદ અને પેહલવી ભાશાની સોધનું કામ ડેનમારકવાલા પરોફેસર એન. એલ. વેસટરગારડે પણ પોતાને માંથે ઊઠાવેઊંછે, અને તે કામ જો તેહેની ધારણા પરમાંણે પાર પડેશે તો પારસીઓનાં મજહબ વીશેની બારીકીથી સમજ આપવાના ઊપીઓગમાં તેહેનો ગરંથ બેશક આંકુટીલ ડુ. પેરોં તથા પરોફેસર કલુકરના ગરંથોને ઢાંકી નાખશે. પરોફેસર વેસટરગારડ એ કામની સોધને સારૂં ઈશવી સને ૧૮૪૧ નાં વરશમાં મુંબઈ આવેઓ હતો, અને તેઆરપછી ઈરાન થાઈને પાછો પોતાને વતન ગએઓ હતો. મેં ઊપર જણાવેઊંછે કે એ પરોફેસરે મોહોટી ચોકસાઈથી તપાસ કરીને જંદનાં સંગલાં દફતરોનો એક સંગરહ અસલ હરૂફે ઈશવી સને ૧૮૫૪ માં છપાવી પરગટ કીધોછે. એ ગરંથને તેણે "જંદ અવસતા" નું નામ આપીને તેહેનું પેહેલું દફતર હેડવેઊંછે. બીજું દફતર તે જુજ મુદતમાં છાપી પરગટ કરનારછે, તેહેમાં તેણે "જંદ" શબદોનો એક પુખત "શબદકોશ" તથા જંદ ભાશાનાં પુસતકોની જુબાનનું વેઆકરણ, તથા તે વેઆકરણ સાથે ઈરાની ખીલારોકા હરૂફે કોતરેલી તખતીઓની ભાશાનાં વેઆકરણનો મુકાબલો, તથા જંદ ભાશાને એરીઅન ટોલાની બીજી જુબાનો સંગાથેનો સંબંધ, તથા ઈરાનની સંગલી પુરાતમ જુબાનોની તવારીખ, અને તે જુબાનોનો હમણાંની ચાલુ ઈરાની જુબાન સાથેનો મેલાપ, તથા જે ભાશા "પેહલવી" ને નામે કરીને ઓલખાએછે, તથા તેહેને મલતી બીજી એક ભાશા જે "દસાતીર" કેતાબનીછે, તે બંનેની તપાસ, એ સંગલું દાખલ કરવાની કબુલાત આપીછે. તેણે પોતાનાં પેહેલાં દફતર મધે છાપેલા તમામ "જંદ અવસતા" નો ઈંગરેજી જુબાનમાં તરજુમો તરીજાં દફતરમાં આપવાનો ભરોસો આપેઓછે, અને તે તરજુમો આપતી વખતે પેહલવી તથા સંસકરીતના જે કાંઈ તરજુમાઓમાં ભુલ હશે તે પણ બતલાવવાની તેણે ધારણા રાખીછે. એ સાથે તેણે બીજો હુવો એરાદો રાખેઓછે કે એજ દફતરમાં જંદનાં દફતરોમાં બતલાવેલી ઈરાની લોકોની ધરમ સંબંધી તથા સંસાર સંબંધી હાલત તથા ચાલ

ચલણ વીશેનું બેઆન કરવું, તથા ઈરાનના આગલા લોકો
ખનો સાર ઈઅજદજરદ શેહેરીઆરની પાદશાહી સુધીનો
વલી બીજું એક એલાહેદું દફતર કાહાડીને "વંદીદાદ" સવા
સંગલી જંદની કેતાબોનો "પેહલવી" તરજુમો તથા "જંદ
બોનો થાએલો સંસકરીત તરજુમો અસલ મુજબ છપાવી પરગ
પરોફેસર વેસટરગારડનો એરાદોછે. એ શખસ જો ફતેહ
પોતાની સંગલી ધારણા પાર પાડશે તો કસો શક નથી કે
ઓનાં ધરમ પુસતકોની બાબદ વીશે તેહેનો ગરંથ સઉથી ઉ
અગતજોગ થાઈ પડશે*. વેસટરગારડ કેહેછે કે જંદ જુબાન બ
દેશનીછે. જંદમાં જે પુસતકો બનેઆંછે તે જુદા જુદા ધણીએ
જુદા જુદા વખતમાં બનેલાંછે, અને એ ઘણાંખરાં પુસતકો પાદ
ખસરૂની આગમજના વખતનાંછે, અને થોડાંએક તે પછીના જમ
ખીલારોકા હરૂફોની તખતીઓની જુબાન એ વખત પછીન
પરોફેસર બીજું હેવું જણાવેછે કે સેકંદરના વખત પછી જંદને
એલમ તમામ તારાજ થાએઓ હનો, તે સાસાનીઆંન વખત
તાજો થાએઓ, તે વેલાએ અસલ પુસતકોના જે કાંઈ ભાગો
રહેઆ હતા, તે એકઠા થાઈને તેહેનાથી હવડેનાં જંદનાં દફતરો
પેહલવી ભાશા વીશે પરોફેસર વેસટરગારડનો વીચાર હેવોછે
મધે તખતીઓ ઊપર તથા સીક્કાઓ ઊપર સાસાની અમલન
કોતરેલાછે તે અસલી પેહલવી જુબાનછે, અને તે જુબાન "શં
બીઅન" ટોલાનીછે, પણ જરતોસતીઓ પાસે હમણાં જે પે
જુમા તથા પુસતકોછે તે કાંઈ અસલ પેહલવી જબાનમાં નથી, તે
(ફીરદોસીના વખતની ફારસી) જુબાનમાંછે, અને તે જુબાનને
તીઓના મોબેદોએ પોતાનો એલમ છુપાવવા સારૂં તથા વ
રગી બતલાવવા સારૂં થોડોએક ફેરફાર કરીને તેહેની
નાખીછે, અને તે મતલબથી તેઓએ ફારસી ભાશાને માતરે "

* પરોફેસર વેસટરગારડ એ સરવે ધારણા પાર પાડીઆ વગર ગુજર

અખશરો તથા તેહને મલતા અખશરોથી લખીછે, અને તેહને પેહલવીનું નામ આપીઊંછે. પાઝંદ વીશે એ પરોફેસર લખેછે કે એ જુબાન અને જરતોસતીઓ જેહને "પેહલવી" કરીને કેહેછે તે બંધે એકજછે. જો જરતોસતીઓનાં દફતરોની પેહલવી જુબાન માતરે ફીરદોસીના વખતનીજ ફારસી હોએ તો ફીરદોસીના ગરંથમાં "શીરો આરેબીઅન" ટોલાની "આરમેઈક" ભાશાના ઘણા થોડા શબદો આવેલાછે, અને "પેહલવી" પુસતકોમાં "આરમેઈક" શબદોનો ભાગ ઘણો મોહોટો આવેલોછે તે ફરક શી તરેહથી પડેઓ તે બાબદમાં એ પરોફેસરે હાલ તુરત કસો ખોલાસો કરેલો જોવામાં આવતો નથી.

૧૪. ઊપલા સફાઓમાં જરતોસતીઓનાં ધરમ પુસતકોની સોધ કરનાર દાખલ ડાકટર હાઈડ, આંકુટીલ ડુ. પેરોં, કલુકર, રાસક, બોરનુફ, બોપ, ઈસપીગલ, અને વેસટરગારડ એટલા ગરંથકારોનાં નામ મેં મુખીઅ ગણેઆંછે. સર ઊલીઅમ જોનસ, રીચરડસંન, વાંનસકેનડી, અરસકીન, અને રોમર, જેઓ થોડી તજવીજે એ પુસતકો વીશે હીમતથી પોતાનો વીચાર જણાવી ગએઆ હતા તેઓનાં નામ પણ મેં આપેલાંછે. એ ઊપરાંત પારસીઓનાં ધરમ પુસતકોની ભાશાઓ વીશે ઈઊરોપખંડના બીજા કાબેલોએ* પણ થોડીઘણી તજવીજ કરેલીછે. તેમાં શીલવેસટર ડ. સાસી નામના એક ગરંથકારે ઈશવી સને ૧૭૯૧ માં ઈરાનની પુરાતમ તખતી તથા સીક્કા અને બીજી નીશાનો બાબે ફરેંચ ભાશામાં એક ગરંથ છપાવી પરગટ કરેઓ હતો. એ ગરંથકારે ઈરાનના સાસાનીઆંન પાદશાહોના સીક્કા તથા થોડીએક નાધલી તખતીઓ પેહલવેહલી ઊકલાવી હતી. એ તખતીઓ તથા સીક્કાની જુબાનને સાસી "પેહલવી" કરીને લખેછે. એ કામમાં મેં આગલ જણાવેઊંછે તેમ પેહલવી તખતીઓની નીચે ગરીક ભાશામાં કોતરેલા લેખથી તેહને ઘણી મદદ મલી હતી. એ ગરંથકારે મીરખુંદની બનાવેલી "રોઝત-અલ-સફા"

* આ નીબંધ પરથમ પરસીધ થાએઆ પછી જરતોસતીઓની ધરમ સંબંધી ભાશાઓની સોધ કરવામાં ડાકટર મારટીન હાઊગ એક નામીચા ઊસતાદ તરીકે ગણાએઓછે. પણ એ કામ ચાલુ રાખવામાં તેહની ઊમર પુરતી વફાદાર થાઇ નહી.

કેતાબ મધેથી ઈરાનની સાસાનીઆંન હકુમતની તવારીખનો તર જુમો આપેલોછે. મેજર રાલીનસને ખીલારોકાં હરૂફોની જંદ જુબાન સંબંધી કરેલી સોધનું વરણન મેં આગલ કરેલુંછે.† અને તેજ માફક પરોફેસર લાસનનું નામ પણ આગલ વાંચેઆમાં આવેઊંછે. પરોફેસર હેરમન બરાકસ હેવે નામના જરમન લખનારે "વંદીદાદ શાદે" નું દફ તર રોમન અખશરે છપાવી પરગટ કીધુંછે. અને તે સાથે દરએક "જંદ" શબદોનો એક "કોશ" બનાવીને તે શબદો કેહી કેહી જગોએ આવેલાછે તેહેનું સાંકલીઊં એ દફતરની પછવાડે આપેઊંછે, કે જે સાંક લીઊં એ ભાશાના અભીઆસીઓને ઘણુંજ ઊપીઓગી થાઈ પડીઊંછે. પરોફેસર ઓલશાસેન નામનો એક બીજો જરમન ગરંથકાર પણ જર તોસતીઓની પુરાતમ ભાશાઓ વીશે તજવીજ કરી ગએઓછે. એ ધણીએ વંદીદાદની ચાર પરગરદ અસલ જંદ હરૂફે છપાવી હતી, તેઆર બાદ તેણે એ કામ આગલ વધારેઊંતું નહી, પણ પેહલવી ભાશા બાબે એ ધણીની સોધ આપણને ઊપીઓગીછે. એ ધણીએ ઈરાનના સાસા નીઆન વખતના સીક્કાઓ અને તે પછીના આરબ સરદારોના જમા નાના સીક્કાઓ ઘણી ચોકસાઈથી તપાસેઆછે, અને તે ઊપરથી તે હેવો વીચાર આપેછે કે એ સીક્કાઓનાં હરૂફોનો આકાર અને જરતોસતીઓ પાસે જે પેહલવી પુસતકોછે તે માહેલા હરૂફોના આકાર એ બંધે એકજ મુલથી ઊતપન થાએલાછે. પરોફેસર ઓલશાસેન લખેછે કે એ સીક્કા ઓની જુબાન હવડેની ફારસી જુબાન સંગાથે મેલાપ રાખેછે. (આએ ઠેકાંણે વાંચનાર જોશે કે પરોફેસર ઓલશાસેનનું મત અને પરોફેસર વેસટરગારડનું મત જે આગલ જણાવેઆમાં આવેઊંછે તે બંધે એક બીજાથી હુબહુ ઊલટાંછે. ઓલશાસેન બીજા ગરંથકારો સાથે એકમલતો થાઈને એ સીક્કાઓની જુબાનને ફારસીને મલતી ઈઆને "એરીઅન" ટોલાની ભાશા કબુલ રાખેછે, બીજા હાથ ઊપર વેસટરગારડ એ સીક્કા

† એજ બાબદમાં મેજર રાલીનસને પોતાના વીચારના સાર તરીકે એક ટુંક દસતાવેજ જે મુંબઈ મધે આ૦ શેઠ ડાશાભાઈ શોરાબજી મુનશીને લખી આપેઓ હતો તે "તાલીમે જરતોસતી" કેતાબ મધે પરગટ થાએલોછે.

તથા તખતીઓની જુબાનને "શીરો આરેબીઅન" ટોલાની ભાશા લખેછે.) મી૦ એડવરડ ટામશ તથા ડાકટર મારડટમાંન એ સાહેબોએ પણ સાસાની સીક્કાઓ વીશે કેટલીએક તજવીજ કરેલીછે, અને બીજા કેટલાએક ઈઊરોપીઅન ગરંથકારો જેહવા કે સર જાંન માલકમ તથા સર કેર પોરટર તથા સર ઊલીઅમ આઊસલી અને એ વગરે બીજાઓ જરતોસતીઓનાં ધરમ પુસતકોની જુબાનો વીશે પોતાની કેતાબોમાં લખી ગએ આછે, પણ તેઓના એ વીચાર બીજી બાબદો વીશે લખતાં અછડતા આવેછે, તેહેને એ ભાશાઓ વીશે કરેલી ખુદ સોધનું નામ અપાઈ શકાતું નથી. જે કોઈ ઈઊરોપીઅન ગરંથકારોના વીચારો અગતના હતા તે સંગલાનો સાર મેં ઊપર જણાવેઓછે.

૧૫. ઊપલી સંગલી બીનાં ધેઆંનમાં લીધાથી આપણા જોવામાં આવેછે કે ઈઊરોપખંડમાં તાંહાંના વીદવાંનોએ પોતપોતા વચ્ચે ઘણીએક રીતે જુદી જુદી તકરાર કરીને હવડાં સેવટે હેવું નકી કીધુંછે કે જરતોસતી લોકોનાં ધરમ પુસતકોની જંદ ભાશા પોતાનોજ પાએઓ ધરાવનારી અને પુરાતમ એક જુબાનછે, અને એ વીદવાંનો મધેના ઘણાખરા કબુલ કરેછે કે એ ભાશા મધે લખેલાં "જંદ અવસતા" નાં પુસતકો સેકંદરના વખતની આગમજનાં બનેલાંછે. પેહલવી જુબાન વીશે પણ એ ઘણાખરા સાહેબો હેવું મત રાખેછે કે એ જુબાન સાસાનીઆંન વખતનીછે, અને તે કેતાબો તથા તખતી અને મોહોરો ઊપર વાપરવામાં આવીછે. પાજંદ જુબાન એ ઈરાની જરતોસતીઓને વાસતે ધરમ સંબંધી કામોને સારૂં વપરાતી ફારસી જુબાનછે, તે વીશે કસો સંધે નથી. હાવી રીતની સોધ કરતાં કોઈએક ઈઊરોપીઅનની તલાસ જો ભુલ ભરેલી હોએછે તો કોઈવાર જરતોસતી ધરમ પાલનારને પોતાનાં મજહબની વાત ઊલટી રીતે સમજાવેલી જોવાથી નાખુશી ઊપજેછે, પણ હેવી નાખુશી વાજબી નથી. તજવીજ અને કોશેશ કીધાથી જે કાંઈ વાજબી અને સાચું હોયછે તે આપણને સેવટે જાહેર થાએછે. ઈઊરોપીઅન ગરંથકારોમાં (કાંઈ જુજ લખનારાઓ સવાએ) આપઅખ

તીઆરી અને ઈમાંનદારી હુમેશાં કાએમછે. તેઓએ જરતોસતી મજ હબનાં પુસતકો વીશે જે કાંઈ ખોલ કીધીછે અને હવેપછી કરશે તે પર થમમાં ગમે હેવી ભુલ ભરેલી હોએ પણ સેવટે તેથી જરતોસતી ટોલાના લોકોને ફાએદો થાએઆ વગર રેહેનાર નથી.

૧૬. આપણાં ધરમ પુસતકોની સોધ બાબે આપણા પોતાના ટોલાના લોકોએ શું કીધુંછે તે બાબે જેઆરે ઊપલા ઈઊરોપીઅનોની ખોલ સાથે મુકાબલો કરી જોઈએછે તેઆરે આપણા જાંણેઆમાં આવેછે કે ઈઊરોપીઅનોની સાથે સરખાવતાં આપણી તરફની મેહેનત અને તજવીજ ઘણીજ ઓછી અને આપણને શરમ લગાડનારીછે. આપણે જોએછે કે સાસાનીઆંન પાદશાહોના વખતમાં જેઆરે જરતો સતીઓની હકુમત ઈરાનમાં ચાલતી હતી તેઆરે જંદની કેતાબોનો તે વખતની પેહેલવી ભાશા મધે તરજુમો થાએઓ હતો, અને તે વખ તમાં અને તે પછી થોડીએક સદી સુધીની મુદતમાં પેહેલવી ભાશાનાં દફતરો લખાએઆં હતાં. એ જમાના પછીની લાંબી મુદતમાં ઈરાન મધે સદદર, જરતોસતનામું, અને હેવાંજ બીજાં થોડાંએક પુસતકો લખા એઆં હતાં, કે જેહેની વીગત આગલ આપેઆમાં આવીછે. હીંદુસ થાંનના પારસીઓ ઈરાનથી આવેઆ તેઆરપછી છ સદી સુધી તેઓએ પોતાના ધરમને લગતી એકબી વાંચવા અથવા સમજવા જોગ કેતાબ બનાવી હોએ અથવા કોઈ એકબી પુસતક બનાવીઊં હોએ હેવું આપણા જોવામાં આવતું નથી, પણ માતરે આજ આસરે ૫૦૦) વરશની વાત ઊપર નેરીઓશંગ ધવલ નામનો એક નામીચો દસતુર તેઓમાં નીકલેઓ હતો, તે કાબેલ દસતુરે જંદનાં તથા બીજાં થોડાંએક પુસતકોનો સંસકરીત ભાશામાં તરજુમો કરીને પોતાના દેશી ઓને માંન આપેઊં હતું. નેરીઓશંગના વખત પછી વલી તરણ સદી સુધી હીંદુસથાંનના જરતોસતીઓએ કોઈબી કેતાબ પોતાના ધર મની બાબદમાં બનાવેલી આપણા જોવામાં આવતી નથી. હીંદુસથાં નના દસતુરોએ ફારસીમાં જે કાંઈ રેવાએત તથા કેતાબો જોડીછે, તથા

ગુજરાતીમાં ચોપડીઓ બનાવીછે, તથા જંદના કેટલાએક ભાગનો તેઓએ તરજુમો કીધોછે તે સંગલું આજ ૧૫૦ થી તે ૨૦૦) વરશની મુદતની અંદર બનેલુંછે.

૧૭. સંસકરીત જુબાનમાં જરતોસતીઓનાં પુસતકોના જે તરજુમા થાએલાછે તે વીશે આંકુટીલ ડુ. પેરોં પોતે મેલવેલી ખબર ઊપરથી લખેછે કે એ તરજુમો દસતુર નેરીઓશંગ ધવલ તથા દસતુર હોરમજદીઆર રામઈઆર એ બંધેના બનાવેલાછે. પણ હોરમજદીઆર રામઈઆર વીશેની તે તરજુમાઓ મધે કસી નીશાન આપણા જોવામાં આવતી નથી, અને પેરોંના બોલવા કરતાં તે વીશે આપણી પાસે બીજો કસો આધાર નથી, અને તે આધારની ગેરહાજરીએ આપણે હેવુંજ સમજવું જોઈએછે કે એ સંગલા તરજુમા નેરીઓશંગ ધવલના બનાવેલાછે. નેરીઓશંગના કરેલા સંસકરીત તરજુમાનો જે ભાગ આપણી પાસે હમણાં સલામત રહેઓછે તે આએ રીતેછે—વંદીદાદ ૯ પરગરદ, ઈજશને ૬૬ હા, ઓગમદેચા, ખોરદેહ અવસતા (તેહમાં સરોશ હાદોખત ઈઅશત, હોરમજદ ઈઅશત, ખોરશેદ, મેહેર, તથા આતશની નીઆએશ, દેહમાંનનું આફ્રરંગાંન, આફ્રરંગાંન ગાથા, આફ્રરંગાંન ગહંમબાર ઈતી આદી,) મીનોખેરદ અને શેકંદગુમાંનીવજાર. એ સંગલાંઓ મધેથી ઈજશનેનું દફતર શરૂ કરતી વેલાએ નેરીઓશંગ* ધવલ સંસકરીતમાં આએ રીતે પોતાનો દીબાચો લખેછે:—"સરવ શકતીવાંન અને શહા "એતા આપનાર શવાંમી અહુરમજદનાં નામથી કે જેહેની દાનાઈ "ઘણીછે, જેહેનાંથી આબાદાંની, બખશેશ, અને ભલી માજદીઅશની "દીનની ફતેહમંદી હાંસેલ થાઈછે. જે માણસો ભલી મનશનીનાં હોએ

* આએ જગોએ માહારે જણાવવાને ભુલવું નહી જોઈએ કે જેઆરે નેરીઓશંગનો "ઈજશને"નો તરજુમો પેહેલવેહેલો ઇઊરોપખંડમાં જાહેર થાએઓ હતો તે વખતે તાંહાંના કેટલાએક વીદવાંનો હેવી તકરાર લેતા હતા કે "નેરીઓશંગ" એ નામ તો હીંદુનુંછે, તેથી એ તરજુમો પારસીઓના કોઈ દસતુરનો બનાવેલો નથી, પણ નેરીઓશંગ નામના કોઇ બરાંમણનો બનાવેલોછે. મોંશીઓ બોરનુફે એ તકરાર કરનારાઓને પુરતી રીતે ઉતર વાલીઓ હતો, અને હેવું જણાવેઉં હતું કે નેરીઓશંગની સંસકરીત એબારત સાફ પુરવાર કરેછે કે સંસકરીત એલમ તેહેનો જાતી એલમ હતો નહી, અને નેરીઓશંગ એ નામ કાંઈ હીંદુનું નથી પણ ઇરાની નામ છે.

"તેઓ જીવતાં રેહેજો અને તેઓનાં રવાંન ઊપર દરૂદ હોજો. આએ "કેતાબ ઈજશનેનું હું નેરીઓશંગ ધવલે પેહલવી દફતર ઊપરથી સંસ "કરીત જુબાનમાં ભાશાનતર કીધું છે—ભલા અને નેક મનશનીના મર "દોને શીખવા અને સમજવાને વાસતે, માન હોજો તે માણસોને કે "જેઓના વીચાર નેક, જેઓની જુબાન રાસત અને જેઓની ચાલચ "લણ સત મારગનીછે." પરોફેસર બોરનુફ કે જેણે નેરીઓશંગના ઈજ શનેના તરજુમાના પેહેલા હાની બારીકીથી તપાસ લીધીછે તે ઘણી સંગલી ચીજ ધેઆંનમાં લેતાં એ તરજુમો અસલ બરોબર અને શુધ ઠેરવેછે.

૧૮. હીંદુસથાંનના જરતોસતીઓમાં છાપાનાં ઈઅંતર તથા વર તમાંન પતરો નીકલેઆ પછી આજ આસરે ૪૦) વરશની મુદતની અંદર ધરમ પુસતકો સંબંધી જેટલી તજવીજ થાઈછે તેટલી તજવીજ આએ દેશમાં આવી વશેઆ પછી કોઈ વેલાએ પારસીઓએ કરેલી હોએ હેવું જોવામાં આવતું નથી. એ સોધ ઘણુંકરીને ધરમ સંબંધી જઘડાઓ તથા હેવાંજ બીજાં કારણોને લીધે થાઈ હતી, અને તેથી જરતોસતી ઓમાં પોતાના મજહબને લગતી બીનાંઓથી વાકેફ થાવાનો માહવેરો વધેઓ હતો, અને એ વખતથી હીંદુસથાંનના જરતોસતીઓની ચાલુ ગુજરાતી જુબાન તેઓની ધરમ સંબંધી બાબદોની નોધ રાખવાને કીજે વધારે કામે લગાડેઆમાં આવી હતી. પણ એ સોધ કસી રીતે કાએદા સર ચાલેલી નથી, તેથી તેહનો ઊપીઓગ લાંબી મુદત સુધી ટકી શકે હેવો નથી. ગુજરાતી જુબાનમાં રવાએત તથા દીનનાં ફરમાંનોની કેટ લીએક ફારસી કેતાબોનો તથા બેએ તરણ પેહલવી કેતાબોનો તરજુમો થાએઓછે. જંદનાં પુસતકો મધેથી "ખોરદેહ અવસતા" ની કેતાબનો ગુજરાતી તરજુમો પેહલવેહેલો દસતુર ફરાંમજી શોરાબજી મેહેરજી રાંણાં વાલાએ આગલ કરેલો હતો તે ઈઅજદજરદી સને ૧૧૮૭ (ઇશવી સને ૧૮૧૮) નાં વરશમાં મુંબઈ મધે છપાઈ પરગટ થાએઓ હતો. એજ વરશમાં એજ "ખોરદેહ અવસતા" ની કેતાબનો બીજો એક ગુજરાતી

તરજુમો દસતુર એદલજી દારાબજી સંજાંણાનો બનાવેલો છપાઈ બાહેર પડેઓ હતો. દસતુર ફરાંમજીના કરતાં દસતુર એદલજી દારાબજીનો બનાવેલો તરજુમો વધારે ચોકસાઈથી તથા પદેપદનો કરેલોછે. વીસતાસપ નુસકનો ગુજરાતી તરજુમો આગલ છપાઈને તઈઆર થાએઓ હતો, પણ કાંઈ અડચણને લીધે તે કેતાબ આજ સુધી બાહેર પડી નથી. વંદીદાદ,* ઈજશને, અને વીસપરદ એ તરણે જંદની મુખીઅ કેતાબોનું ગુજરાતી ભાશાંનતર એરવદ ફરાંમજી અસપંદીઆરજીએ ઈઅજદજરદી ૧૧૯૪ (ઈશવી ૧૮૨૫) નાં શાલમાં તઈઆર કરેલું હતું. એ તરજુમો તઈઆર થાએઆ પછી દસતુર મુલાં ફીરોજજી સાહેબ તથા દસતુર જમશેદજી એદલજી જાંમાસપઆશાનાં તથા દસતુર જામાસપજી એદલજી, અને દસતુર એદલજી દારાબજી સંજાંણા એઓની તપાસને કીજે સોંપેઆમાં આવેઓ હતો, તે મધેથી છેલા જણાવેલા દસતુરજી સવાએ બાકીના તરણે જણે તેહને શુધ ઠેરવીને તે ઊપર શહી કરી આપી હતી. પણ દસતુર એદલજીનાં નીકલી ગએઆથી એ તરજુમા વીશે જે વાંધો પડેઓ હતો તેથી તે આજ સુધી છપાઈ પરગટ થાએઓ નથી. માતરે ઈશવી સને ૧૮૪૨ માં મુંબઈની "રાએલ એશીઆટીક શોસાઈટી" એ તેહેની થોડીએક નકલ શીલા છાપા ઊપર ઊતરાવીને ઈઊરોપખંડનાં પુસતકખાંનાંઓમાં મોકલી હતી, અને હાલમાં તેહની કેટલીએક હાથની લખેલી નકલો જરતોસતીઓમાં ફરતીછે. કેહેછે કે દસતુર એદલજી દારાબજી સંજાંણા વંદીદાદનો ગુજરાતી તરજુમો પોતે કરી ગએઆછે, પણ તે આજ દંન સુધી બાહેર પડેઓ નથી.† ઈઅશતોનાં દફતર મધેથી "આવાં ઈઅશત" નો ગુજરાતી તરજુમો ઈઅજદજરદી ૧૨૦૨ (ઈશવી ૧૮૩૩) નાં વરશમાં દસતુર એદલજી દારાબજી જાંમાસપઆશાનાંએ

* વંદીદાદની ૧૨ મી પરગરદ જેહેનો પેહલવીમાં તરજુમો નથી તેહેનો ગુજરાતી તરજુમો પણ થાએઓ નથી.

† આએ નીબંધ છપાએઆ પછી (ઈ૦ સ૦ ૧૮૭૪ માં) વંદીદાદના ગુજરાતી તરજુમાનો એક કીમતી ગરંથ, એમ૦ કાવશજી એદલજી કાંગાએ બનાવેલો, ફરહંગ સુધાં, શેઠ ખુરશેદજી રૂસતમજી કામાજીનાં ઉપરીપણાં તલે પરસીધ થાએઓછે.

/

છપાવેઓ હતો, પણ તેહેની ચોકસાઈ વીશે તે સમેમાં કેટલીએક ચરચા થાઈ હતી. એરવદ અસપંદીઆરજી ફરાંમજીએ ઈઅજદજરદી ૧૨૧૮ (ઈશવી ૧૮૪૯) નાં વરશમાં ઈજશને તથા થોડાંએક આફરીનગાંન અને આફરીનનો ગુજરાતી તરજુમો છપાવી પરગટ કરેઓ હતો.

૧૯. ઊપલી સંગલી જંદની કેતાબોનાં ગુજરાતી ભાશાંનતરો જે વેલાએ લખાઈને ઈઆ છપાઈને તઈઆર થાએઆં તે વેલાએ એ દરએક તરજુમાંની દરોબસતી વીશે જરતોસતીઓ વચ્ચે ઘણો વાંધો પડેઓ હતો, તથા તે બાબે ચરચા ચાલી હતી, તેથી હમણાં હેવું બને ઊંછે કે જંદ જુબાનનો એકબી વાંધા વગરનો તરજુમો આપણા હાથમાં નથી. એ વાંધાનું મુખીઅ કારણ એજછે કે એ તરજુમાં પેહલવી ભાશાંનતરનાં આધાર ઊપરથી થાએલાછે, કે જે ભાશાંનતર જગો જગોએ ભુલ ભરેલુંછે, અને તે સાથે "જંદ" ભાશાનું વેઆકરણ કે જેહેની મદદથી જરતોસતીઓ હરકોઈ ભુલ સુધારી શકે તે આપણી પાસે રહેઊં નથી, તેથી આપણને ઘણી અડચણો ભોગવવી પડેછે.

---

## બાબ ૬ ઠો.

### જરતોસતી લોકોનાં ધરમ પુસતકો વીશે વધારે સોધ કરવા સારૂં તથા જરતોસતી લોકો વચે તેઓના ધરમની સારી માહેતગારી બેશાડવાને વાસતે આપણે કેહેવા એલાજો કરવા જોઈએછે તે બાબદમાં.

૧. આએ રીસાલો લખાવનારા સાહેબો સવાલ કરેછે કે જરતોસતી લોકોનાં ધરમ પુસતકો વીશે વધારે સોધ કરવા સારૂં, તથા જરતોસતી લોકો વચ્ચે તેઓના ધરમની સારી માહેતગારી બેશાડવાને વાસતે આપણે કેહેવા એલાજો કરવા જોઈએછે. એ સવાલ ઘણો અગતનોછે. અને જરતોસતી મજહબની જાલવણી તથા ધરમ નીતીના ફેલાવા સાથે તે અતલગનો સંબંધ રાખેછે. આપણે ઊપર જોએઊંછે

કે હમણાંના ચંચલ ઈઊરોપીઅનો સાથે સરખાવતાં આપણા લોકોની પોતાના મજહબ સંબંધી સોધ ઘણીજ થોડીછે. થોડી સોધથી સંગલે વાઘેનાં જરતોસતી લોકોમાં પોતાના ધરમની માહેતગારી પણ જુજ રહીછે. ઈરાન ઈઆ હીંદુસથાંનમાં દર શેંકડે પાંચ જરતોસતીઓ પણ પોતાનાં ધરમ પુસતકોની બીનાં, ઈઆ પોતાના પેગમબરના મોજેજા, ઈઆ પોતાના મજહબની તવારીખથી વાકેફ નથી. એ હાલત ખરેખર દલગીરી ઊપજાવનારછે. એ હાલત જમાનાનાં દોરને લીધે પેદા થાએલા કેટલાએક સંજોગોથી ઊતપન થાઈછે, અને તેમાંથી હમણાંજ આપણે ધીમે ધીમે મોકલા થાઈએ છઈએ. હરએક દેશમાં ધરમ સંબંધી ઈઆ બીજો એલમ જે ઊભો થાએછે તે વાત તે દેશનાં લોકોની પાદશાહીના વખતમાં ઘણુંકરીને બનેછે. દુનીઆંની સપાટી ઊપર કોઈબી દેશના લોકોએ પારકા અમલ તલે તાબેદાર રહીને પોતે નવો એલમ ઊભો કીધો નથી, તેજ શબબ ઊપરથી આપણા લોકોનો ધરમ સંબંધી એલમ હવેપછી નવો ઊતપન થાએ તેહેની આશા નથી, પણ એ એલમ માહેલો જે કાંઈ આપણી પાશે સલાંમત રહેઓછે તે સારીપઠે સાચવવા તથા સમજવાની જોગવાઈ જે હમણાં આપણા હાથમાંછે તે આપણે પડતી મુકવી જોઈતી નથી.

૨. જરતોસતી ધરમનાં પુસતકો વીશે સોધ વધારવાનાં કામમાં સઊથી પેહેલી અગત એ ધરમ પુસતકો મધેની બીનાં સમજવા વીશેનીછે. આપણે જાંણીએછે કે એ પુસતકો જંદ ભાશામાં લખેલાંછે, તે જંદ ભાશાનું વેઆકરણ આપણી પાસે નથી, અને વેઆકરણ વગર એ પુસતકો ભરોસો રાખવાજોગ રીતે આપણે સમજતા નથી. વાસતે આપણાં ધરમ પુસતકોની સોધ અને વાકેફગારીનાં કામમાં સઊથી પરથમ અગત એક વેઆકરણનીછે, અને તે સાથે ભરોસો રાખવાજોગ એક ફરહંગ પણ આપણી પાસે હોવી જોઈએછે. જે ભાશામાં વેઆકરણ અને ફરહંગ હોએછે તે ભાશાના અભીઆસીનો રસતો હમેશાં મોકલોછે. હરએક ભાશાના અભીઆસીને કીજે ઊસતાદની જગો ઘણી વખતે વેઆ

કરણ તથા ફરહંગથી સચવાઈ શકાએછે, તે સરવે કોઈને રોશનછે. અને એ અગત પુરી પાડવાને સારૂં ઈઊરોપખંડના એક વીદવાંન પરોફેસર, વેસટરગારડે જંદ ભાશાનું વેઆકરણ અને એક શુધ "શબદકોશ" આપણને આપવાનો ભરોસો આપેઓછે, તે કામ તે ફતેહમંદી સાથે પાર પાડે હવી સરવે કોઈએ ઊમેદ રાખવી ઘટેછે. જો એક બે વરશમાં પરોફેસર વેસટરગારડ પોતાની કબુલાત પાર પાડે નહી, ઈઆ પોતાનું દફતર શુધ અને ભરોસો રાખવાજોગ બનાવી શકે નહી તો તેથી આપણે નાઊમેદ થાવું જોઈતું નથી*. ઈઊરોપખંડમાં પરોફેસર બોપ હવડાં જીવતોછે, તે ધણી એ કામને કીજે સંગલી રીતે લાએકછે, તેહેના હાથનું ઈઆ તેહેની કાબેલીએતની બરોબરીના બીજા કોઈ વીદવાંનના હાથનુ જંદ ભાશાનું સમપુરણ વેઆકરણ હીંદુસથાંનના જરતોસતીઓએ પોતાના ખરચથી મેલવવું ઘટેછે, અને તે મેલવેઆ પછી જંદ ભાશાની એક ફરહંગ મેલવવાની તેઓએ તજવીજ કરવી જોઈએછે.

૩. વેઆકરણ અને ફરહંગ મેલવેઆ પછી ઈઆ બંધેમાંથી વેઆકરણ પરથમ મેલવેઆ પછી જરતોસતીઓએ પોતાનાં સંગલાં ધરમ પુસતકોનો પોતાની વપરાતી જુબાનમાં સરવે કોઈની વાકેફગારીને વાસતે તરજુમો કરાવવો જરૂરછે. હીંદુસથાંનના જરતોસતીઓની ચાલુ જુબાન જે હમણાં ગુજરાતી ભાશાછે તે વીશે આપણે જોએઊંછે કે તેહેમાં જંદનાં ઘણાંખરાં પુસતકોના આજ ૪૦ વરશની મુદતની અંદર તરજુમા થાએઆછે, પણ એ તરજુમા પેહલવી જુબાનમાં બનેલાં ભાશાંનતર ઊપરથી કરેઆમાં આવેઆછે, તે કારણ ઊપરથી તથા જરતોસતી દસતુરોમાં ખુદ જંદ ભાશાની માહેતગારી થોડીછે તે શબબને લીધે એ ગુજરાતી તરજુમાઓની સચાઈ વીશે હમેશાં વાંધો પડેલોછે. એ વાંધા સમેદ જંદનાં પુસતકોના જે કાંઈ ગુજરાતી તરજુમા થાએઆછે તેઓ માંથી માતરે એક બે દફતરો વગેરે બીજાં કોઈ છપાઈને પરગટ થાએઆં નથી, અને હમણાંના જરતોસતીઓ પાસે "જંદ અવસતા" ના એકબી

* પરોફેસર વેસટરગારડનાં મરણથી એ આશા રદ ગેઈછે.

પુસતકનો વગર વાંધાનો તરજુમો જોવામાં આવતો નથી. આએ વાત ઘણી શરમ ભરેલીછે કે આપણી દીનની કેતાબોનું આપણી પાસે સરવે કોઈએ મંજુર રાખેલું ભાશાનતર નથી. હેવાં ભાશાનતર વગર આપણને વારેવાર ઘણીએક અડચણો પડેછે તે બાબે સંગલા જરતોસતીઓ સારી રીતે જાંણીતાછે. દીનની હરએક બાબદમાં જે વેલાએ જરતોસતીઓમાં ભાંજગડ ઊઠેછે અથવા તલાસ કરવાની જરૂર પડેછે તેઆરે હેવાં ભાશાંનતર ઊપર મુદલ ભરોસો રખાતો નથી, અને આપણે જોઈએછે કે જંદનાં દફતરો મધેથી કોઈ વેલાએ જો તરણ ઈઆ ચેઆર દસતુરોને એકજ ફકરાનો તરજુમો કરવા આપેઓ હોએછે, તો તેઓ દર એક એકબીજાથી ફેરફાર અને કદાચીત ઊલટો તરજુમો કરી લાવેછે, કે જેથી ધરમનું ફરમાંન સોધતાં ગુછ્વણ વગર આપણને બીજું કસું હાંસલ થાતું નથી. વાસતે જરતોસતી લોકોમાં તેઓના ધરમની માહેતગારી સારી રીતે બેશાડવાને માટે આપણી દીનની તમાંમ "જંદ અવસતા" ની કેતાબોનો એક શુધ અને શહી તરજુમો આપણી ચાલુ ગુજરાતી જુબાનમાં કરાવવાની ઘણી જરૂરછે.

૪. જરતોસતી લોકોમાં પોતાના ધરમ સંબંધી બાબદોની વાકેફગારી સારી નથી તેહેનું તરીજું કારણ આએછે, કે માજદીઅશની દીનનાં ધરમ પુસતકોની જુદી જુદી બાબદો ચુંટી કાહાડીને તથા તે ઊપર કાએલીએતથી શરેહ કરીને તેહેનાં જે રીતનાં પુસતકો ગુજરાતી વાંચનારને કીજે વારેવાર બનાવવાં જોઈએછે તેહેવાં પુસતકો આજ સુધી પુરતાં પરસીધ થાએઆં નથી. હેવાં પુસતકોની મારફતે જરતોસતી ધરમનાં સંગલાં ફરમાંન તથા નીતી તથા એ ધરમની ઊતપંતી તથા તવારીખથી સરવે જરતોસતીઓને વાકેફ કરવું ઘટારતછે. એ પુસતકો તરણ તરેહનાં બનાવવાં જોઈએછે. પેહેલું—બચાંઓને વાસતે સાર તરીકે અને બચાંઓને સમજ પડે તે રીતે લખેલાં, બીજું—ઊમરે પોહોંચેલાં સાધારણ માણસોને વાસતે સલીશ એબારતમાં, તરીજું—વીદવાંન તથા એલમના અભીઆસીઓને વાસતે સંગલી વીગત અને બારીકી સાથે.

જરતોસતીઓમાં તેઓના ધરમની શરૂઆતથી તે આજ સુધીના જમાનાની તવારીખ, તથા તેહેનાં જુદાં જુદાં ફરમાંનો, તથા તે મધે જણાવેલી નીતી સંબંધી તમાંમ ફરજોથી થોડાજ શખસો હાલ વાકેફછે, તે ખાંમી હેવાં પુસતકો નીકલેઆથી દુર થાશે તેમાં કસો શંધે નથી.

૫. જરતોસતીઓમાં તેઓનાં ધરમ પુસતકો બાબેની સોધ વધારવા તથા તેઓમાં પોતાના મજહબ વીશેની માહેતગારી બેશાડવાનો ચોથો અને ઘણો ધેઆંન પોંહોચાડવાજોગ ઊપાએ તેઓના દસતુરો તથા મોબેદોની હાલત સુધારવાનોછે. જમાનાની ગેરદશથી એ દસતુરો તથા મોબેદોની હાલત હમણાં ઘણી માંઠીછે. જરતોસતી ધરમ પુસતકોમાં એ લોકોનો દરજજો બીજા સંગલાઓ કરતાં ઘણો ચહડતો અને માંન આપવા લાએક ઠેરવેલોછે, અને તે મુજબ સાસાનીઆંન હકુમતના વખત સુધી તેઓએ એ હોરમત ભોગવેલી જોવામાં આવેછે. પણ તેઆરપછી આપણા ધરમના ઊપાધીઆઓની પદવી માતરે નામની મોહોટી રહીછે. તેઓ પોતાની આસપાસના લોકોના ઓશીઆલા થાઈ પડેઆછે, અને જે આપઅખતીઆરી તથા મરતબો એ લોકો પોતાની કોમની હકુમતના વખતમાં ભોગવતા હતા તે સંગલું તેઓએ હમણાં ખોહી દીધુંછે. સરદારીને ઠેકાંણે એ મોબેદો હાલમાં પોતાના બેહદીનોની નોકરી કરનારની અવસથામાંછે. જરતોસતી દીનના દસતુરો તથા મોબેદોની હાલત ખરેખર આપણે સુધારવી જોઈએછે. તેઓએ જે પોતાના બેહેદીનોની હલકી તાબેદારી પકડીછે તે હાલતમાંથી તેઓને મોકલા કરવા જરૂરછે. હમણાં તેઓ ઘણાખરા હાથ ઓલતા, ભીખ માંગતા અને વગર એલમનાછે તે અવસથા માહેથી તેઓનો છુટકારો કરવો ઘટેછે. જેમ ફકીરોને આપણે દાંન આપીએછે તેમ આપણા મોબેદોને દાંન મલેછે, ધરમ દાખલ તેઓમાંથી લાએક ઈઆ નાલાએક સરવેને સરખી રીતે ગણીને ખાંણું ખવાડી આપણે આલશાઈનો વધારો કરીએછે, તેઓમાંથી શેંકડો બલકે હજારો માણસોને આપણાં કુટંબમાં શાદી ઈઆ ગમીના સંજોગની રાહ જોતા આપણે રાખીએછે, અને

તેઓ આપણે ખાતર ધરમની જે કાંઈ કીરીઆ તથા બંદગી કરેછે તેહેના લવાજમાંની કીમત ફકત મજુરીની મેહેનત કરતાં આપણે ઓછો આપી એછે. એ સંગલા સબબોથી તેઓની નીતીનો તથા આબરૂનો નાશ થાએછે, અને તે સંગલાનો અટકાવ તથા એલાજ કરવાની આપણી ફર જછે. એ એલાજ કીધાથી તેઓ આગલા વખતની માફક આપણા ઊપર સરદારી ભોગવનાર થાશે નહી, પણ તેઓની ચાલચલણ તથા હાલતમાં ઘણો સુધારો થાશે, અને હમણાનાં કરતાં તેઓ વધારે માન લાએકના ગણાશે. એ એલાજો કીધાથી આપણાં ધરમ પુસતકો મધેની હરએક બાબદનો ખરો તરજુમો કરનારા પુરશો આપણને મલી આવશે, મોબેદો વાઅજ કરી શકશે, તેઓથી ગરીબ તથા નાતવાંનોને મજહબની વાતોનો દેલાસો મલશે, અને આએ રીસાલો માંગનારા સાહેબોની ખાહેસ મુજબ જરતોસતી લોકોમાં પોતાના ધરમની સારી માહેતગારી બેશાડવાને વાસતે એક ઘટતો ઊપાએ થાશે.

૬. એ એલાજ શું કરવા તેહેનો સવાલ તરત ઊઠેછે. અલબત ઘણાં લોકો હેવી બાબદોમાં ઘણી તરેહના એલાજ બતલાવેછે, અને તે એલાજ ઘટતા અને ખરા હોએછે, પણ તે તરત વેલા અમલમાં આવી શકતા નથી. જેમકે આપણા મોબેદોનો ધંધો ભીખારીપણાંનોછે, અને તેથી તેઓની હોરમતનો ઘણો બીગાડ થાએછે, વાસતે તેઓને અંજુમનની તરફથી પગાર બાંધી આપીએ તો તેથી કરીને એ એબ આપણામાંથી ટલી જાએ. પણ એ રીતે મોબેદોની મોહોટી સંખેઆને પગાર શી રીતે આપવો ઈઆને તેહેને કીજે અતીઘણી મોહોટી પુંજી આપણે શી રીતે પેદા કરવી, અને જો પેદા કીધી તો વાજબી ઊપીઓગમાં તેહેને શી રીતે લાવવી એ સંગલી બાબદનો આપણને વીચાર પડેછે, અને એ અડચણો ઘણી મુશકેલ લાગેછે. આપણા મોબેદોની હાલત સુધારવાનું કામ એકદમ બની શકે હેવું નથી, અને હેવાં કામ એકદમ બની શકતાં પણ નથી. એ બાબદનો પાએઓ જો આજે આપણે નાખીએ અને એક ધારણાં બાંધીને તેહેની ઊપર ઈમારત ચલાવીએ તો

પચીસ ઈઆ પચાસ વરશે તેહેનાં ફ્લ આપણા અથવા આપણ
ઓના જોવામાં આવશે. મોબેદોનો પગાર કરવો ઈઆ બી
તેઓનો લવાજમો વધારવો હોએ તો તે આગમજ તે પગાર અ
લવાજમા લાએકના તેઓને કરવા જોઈએછે. એટલે જે એ
પોતાની દીનનો એલમ સમજવાની આપણે ફરજ પાડવી જોઈએ
ફરજ શી રીતે પાડવી તેહેનો પણ સવાલ ઊઠેછે.

૭. હમણાં આપણા દરએક મોબેદનો છોકરો દીન
કામની કીરીઆ કરવાને વાસતે "મરાતબ" થાઈને પોતાના
દાખલ થાએછે, તે વેલાએ તે જો માતરે દીનનાં ચાલુ કામકાજ
થોડુંએક પઢવાનું શીખેઓ હોએછે તો મોબેદીનાં કામને સારૂં તે
થાએલો ગણાએછે. તે છોકરો જો "જંદ" નાં દફ્તરો મધેના
શબદની માએની સમજતો નહી હોએ, ઈઆ પોતાના પેગમબર
વટીક જાણતો નહી હોએ તો તેથી તે મોબેદીનો ઓધો ધર
નાલાએકછે હેવું હાલમાં કોઈ ધારતું નથી. વાસતે એ ખાંમી દુ
હરએક મોબેદનું ફરજંદ પોતાના ધંધામાં દાખલ થાએ તે ચ
તેહેને આપણી દીનની કેતાબોની માએનીઓ સમજવાની તથા
તવારીખથી વાકેફ થાવાની જો ફરજ પાડી હોએ, અને જે કોઈ
એ રીતનાં એલમથી અંજાણો હોએ તેહેને મોબેદીનાં હકમાં
થાવાથી અટકાવ કરેઓ હોએ, તો થોડી મુદતની અંદર આપણ
દોનો મોહોટો ભાગ પોતાનાં મજહબની બાબદોથી વાકેફગા
એલમવાલો થાએઆ વગર રેહે નહી. પણ એ કામમાં જો
પડે અને મોબેદીના દરજજામાં આવનાર શખસ ઊપર જો
રીતે પોતાની દીનની બાબદોની વાકેફગારી રાખવાની ફરજ અ
પાડી નહી શકાએ તો તે કરતાં ઊતરતો એલાજ આએ રીતનો
કે હાલના "આથોરનાન" ટોલાના જે લોકો પોતાના મ
કોરીઆનું કામ કરેછે તેઓની સંપ મધે આપણે એક ન
જનો ઊભો કરવો, અને તે દરજનો ધરાવનારને "હેરબદ"

"નાએબ દસતુર" ઈઆ હેવોજ બીજો કાંઈ માંન ભરેલો ખેતાબ આપવો. તે દરજ્જો ધરાવનારને દીનના એલમથી વાકેફ થાવાની ફરજ પાડવી, અને તેહેના બદલામાં તેહેની મેહેનત અને કોશેશનું ફલ જરતોસતી અંજુમનની તરફથી તેહેને આપવું. એ કામ આસાનીથી બની શકે હેવુંછે. એ કામસર દર વરશે આસરે ૧૦૦૦૦) દસ હજાર રૂપીઆની ઊપજ થાએ એટલી પુંજી આપણે ઊભી કરવી, અને તે ઊપજના દસ ભાગ કરીને દર ભાગના ૧૦૦૦) રૂપીઆ જે કોઈ મોબેદનો છોકરો જંદ, પેહલવી, ફારસી, અને સંસકરીત જુબાંન શીખેલો હોએ તેહેની તપાસ લઈને તે લાએકનો ઠેકાથી અંજુમનની તરફથી તેહેને ઈનાંમ દાખલ આપવા, અને તેજ વખતે તે મોબેદનો દરજ્જો મુકરર કરીને હેરબદ ઈઆ નાએબ દસતુર ઈઆ હેવોજ કોઈ ખેતાબ ધરાવવાની લખેલી સનદ પણ તેહેને આપવી. એ રીતે જો દર વરશે દસ પઢેલા અને કાબેલ શખસો મોબેદોની સંફમાં દાખલ થાશેતો થોડાં વરશમાં ધરમ સંબંધી ગનેઆંન ધરાવનાર અને માંન આપવા લાએક એક ટોલો આપણા મોબેદોની સંફમાં ઊભો થાશે તેમાં કસો શંધે નથી, અને તેથી આગલ ચાલતાં મોબેદોની બાબદની ઘણીએક ખાંમી જે હાલમાં આપણે જોઈએછે તે ધીમે ધીમે દુર થાતી જાશે. સંગલા જરતોસતીઓ જાંણેછે કે તેઓના મજહબમાં એક અગતનું ફરમાંનછે કે દરએક શેહેર અને મુકાંમને માંથે એક વડો દસતુર હમેશાં મુકરર કરવો જોઈએછે. હીંદુસથાંનમાં મુંબઈ શેહેર મધે જાંહાં જરતોસતીઓની વસતી બીજી જગાઓ કરતાં ઘણી મોટીછે તાંહાં આપણે જોઈએછે કે એ અગતનાં ફરમાંનને તેઓએ માંન આપેલું નથી, અને તેઓમાં અંજુમનના આવાજથી કબુલ રાખેલો એક વડો દસતુર હમણાં મુકરર કરેલો નથી. હીંદુસથાંનનાં બીજાં શેહેરો તથા કશબાઓમાં દસતુરીનો હક બાપદાદાથી વંશેશ વંશેશ ઊતરતો આવેછે. તાંહાં જો કોઈ દસતુર પોતાની દીનના એલમથી વાકેફ હોએ ઈઆ નહી હોએ, ઈઆ પુરતી ઊમરે પોંહોંચેઓ

હોએ ઈઆ નહી હોએ, ઈઆ દસતુરીનાં દરજાને બીજી રીતે લાએ કનો હોએ ઈઆ નહી હોએ, તોપણ તે વીશેની દરકાર થોડીજ થાએછે, અને દસતુરો પોતાના વડવાઓથી ઊતરતી પદવી દર પદવી દસતુરી ભોગવેછે, કે જેથી આપણે જોઈએછે કે ઘણી વેલાએ વગર એલમ પઢેલા અને બેસમજ માંણસોના હાથમાં મોબેદોની સરદારીનો અમલ જાએછે. હવે જો આપણામાં ઊપર જણાવેલી રીતે દીનની બાબદોથી માહેતગાર અને કાબેલ મોબેદોની એક સંપ હોએ તો તેઓજ પોતપોતા મધેથી મત આપીને જે કોઈ મોબેદ દાંનાઈ ભરેલો અને પુરતો એલમવાલો હોએ તેહેનેજ વડી દસતુરીનો મરતબો ધરાવવાને કીજે ચુંટી કાહાડે તો ઊપલી સંગલી અડચણો થોડી મેહેનતે દુર થાએઆ વગર રેહે નહી. મોબેદોની સંપમાં ૧૦૦) ઈઆ ૨૦૦) ઘણા કાબેલ અને માહેતગારીવાલા મરદો દાખલ થાએઆથી તેઓમાં લાએકી અને ઈજત વધશે, એટલુંજ નહી, પણ તમાંમ મોબેદોનો મરતબો વધારવાને સારૂં તેઓને ધીમે ધીમે બીજા એલાજ શુહુજ પડશે. આએ ઠેકાંણે માહારે એક બીજી હકીકત કેહેવી જોઈએછે કે હીંદુસથાંનના જરતોસતીઓની વસતીમાં કેટલાએક તવંગર લોકોછે કે જેઓ પોતાને કીજે તથા પોતાનાં કોઈ ગુજરેલાં ખેશીનાં સવાબને સારૂં મોબેદનાં બચાંને "નાવર" તથા "મરાતબ" કરાવવાની કીરાઆમાં મદદ કરેછે—અને તે બચાંને ગુજરેલાં ઈઆ જીવતાંનાં સવાબને સારૂં "હેરબદ" કીધો કરીને કેહેછે. એ "હેરબદ" જો માતરે "જંદ અવસતા" ના કલાંમો બરબડી શકતો હોએ તો પછી હેરબદ થાએઆની આગમજ તેહેનાંમાં બીજી કાબેલીએતની જરૂર પડતી નથી, પણ એ ઠેકાંણે જે લોકો મોબેદોના છોકરાઓને "હેરબદ" કરાવેછે તેઓ જો કદાપી તે છોકરાને આપતો કરેલો લવાજમો વધારીને તેહેને જંદ, પેહલવી, ફારસી, તથા સંસકરીત શીખાડવાની ફરજ પાડતા હોએ તો તેથી મોબેદોને પોતાને ઘણો ફાએદો થાએ, એટલુંજ નહી, પણ તે સાથે ખરચ કરનાર ધણી જે સવાબ મેલવવાની આશા રાખેછે તે મેલવ

વાને કીજે તે ખરેખર લાએકનો ગણાએ. માહારી નજરમાં મોબેદોના સુધારાને વાસતે ઊપલાં બેએ એલાજ ઘટતા દીશેઆછે, તે માહેલો પેહેલો જણાવેલો એલાજ પાર પાડવામાં લગાર મુશકેલછે, બીજો એલાજ થોડીજ મેહેનતથી બની શકે હેવોછે, અને તે ઊપર સરવે જરતોસતીઓએ પોતાનું ધેઆંન પોંહોંચાડવાની હું અરજ કરૂંછું. મોબેદોની હાલત જો શુધરી અને તેઓ મજહબની બાબદોથી સંગલી પરકારે વાકેફગાર થાએઆ તો પછી આપણા લોકોમાં ધરમની સારી માહેતગારી બેશાડવાનો રસતો બીકટ નથી.

૮. મેં ઊપર જણાવેઊંછે કે જંદ, પેહલવી, અને ફારસી સાથે મોબેદોને સંસકરીત ભાશા શીખાડવાની પણ ફરજ પાડવી જોઈએછે. જેઓએ આએ રીસાલો શરૂઆતથી તે હઈઆં તુલીક વાંચેઓ હશે તેઓને એ બાબેનો ખેલાસો સેહેલાઈથી ધેઆંનમાં ઊતરશે. આપણે જોઈઊંછે કે સંસકરીત જુબાન અને આપણાં ધરમ પુસતકોની જંદ જુબાન એ બંધે એક ટોલા મધેથી ઊતપન થાએલી ભાશાઓછે, એટલુંજ નહી, પણ વેઆકરણનાં રૂપમાં તથા બીજી કેટલીએક રીતે તેઓમાં અતલગનો મેલાપછે. જંદ જુબાનનું હવેપછી જો કોઈ વેઆકરણનુ પુસતક બનશે તો સંસકરીતનાં આધાર વગર તે કદી બનવાનું નથી, અને આજે દુનીઆંમાં જે કાંઈ પુરાતમ ભાશાઓનાં વેઆકરણ સલાંમત રહેઆંછે તે મધે સંસકરીતનાં જેવું બીજું કોઈ વેઆકરણ સમપુરણ નથી. એ ઊપરાંત હીંદુઓનાં વેદ તથા જરતોસતીઓની "જંદ અવસતાનો" કેતાબો એકબીજાની નજદીકના જમાનામાં બનેલીઓછે, અને તેથી એ કેતાબો એકબીજાની ઊપર અજવાલું નાખી શકેછે. એ સબબોને લીધે હું ધારૂંછું કે હમણાના વખતમાં જરતોસતી મોબેદોએ સંસકરીત ભાશા શીખવાની અગતછે, અને તે સાથે તેઓ જો ઈંગરેજી, ફરેંચ તથા જરમન એ તરણે ઈઊરોપીઅન જુબાનોમાંથી એકબી જુબાનની અને તેહમાં અગત કરીને જરમન જુબાનની માહેતગારી રાખે તો તેથી બેશક તેઓને મોહોટો ફાએદો થાએ. ઈઊરોપીઅન જુબાન જાંણવાનું કારણ

એછે જે ચાલુ વખતમાં આપણાં ધરમ પુસતકો વીશે ઈઊરોપીઅન લોકોએ જે કાંઈ તારીફ લાએક સોધો કીધીછે, અને તેહનાં તેઓએ જે કીમતી દફતરો બનાવેઆંછે તે દફતરો વાંચેઆથી તે સોધનો લાભ તુરત આપણને મલેછે. પરોફેસર બોપનાં જેહવો "કમપારેટીવ ગરાંમર" નો ગરંથ તથા પરોફેસર બોરનુફનો ઈજશનેની શરેહનો ગરંથ કોઈ શખસ વાંચીને સારીપઠે સમજે, તો ખુદ પચીસ વરશની સોધથી જે માહેતગારી તે મેલવી શકેઓ નહી હોએ તે માહેતગારી એ દફતરો એક વખત વાંચેઆથી તેહને બેશક હાંશેલ થાએ.†

૯. દીનની બાબદો વીશે જરતોસતી લોકોમાં સારી સમજ બેશાડવાનો પાંચમો એલાજ ધરમ પુસતકો મધેથી ચુંટી કાહાડેલી બાબદો ઊપર વાઅજ કરવાનોછે. ઘણા લોકો પોતાને વાંચતાં નહી આવડે આને લીધે ઈઆ વાંચવાને કીજે બીજી પરકારે અશકતીવાંન થાએ આથી ધરમની બાબદોથી વાકેફ રહી શકતા નથી, તેઓના ફાએદાને સારૂં વાઅજ જેહવો બીજો મોતબર એલાજ કોઈજ નથી. કોઈ કાબેલ શખસ પોતાની આસપાસનાં માંણસોનું એક ટોલું મેલવીને તેઓની નજદીક દાંનાઈ ઈઆ નીતીની કાંઈ વાતો કરેછે તો તેહની અસર તે ટોલાં ઊપર કેહેવી સારી થાએછે, અને તેમાંથી કોઈ વેલાએ કેહેવાં સારાં પરીણાંમો નીપજેછે તે વાતથી કોઈ અણજાણું નથી. વાઅજથી ગરીબ લોકોને તથા સંસારની જંજાલથી કંટાલેલાં માંણસોને ઘણો આસરોછે.

† આ રીસાલો પરસીધ થાએઆ પછી જરતોસતી ઓમેદોને તેઓના મજહબને લગતી જંદ, પેહલવી, અને ફારસી જુબાનો તથા સંસકરીત અને ઈંગરેજી ભાશાઓની કેલવણી આપવાને સારૂં ઈ૦ સ૦ ૧૮૬૨ નાં વરશથી "સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટની ઈઆદગારીને સારૂં ઊભી કરેલી જરતોસતી મદરેસા" હેવાં નામથી એક ધરમખાતું મુંબઈ મધે ઊભું કરવામાં આવીઉંછે. એ મદરેસા ખાતે દર શાલે આસરે રૂ૭૦૦૦) નો મોહોટો ખરચ થાએછે, પણ અતીઆર તુલીકમાં જરતોસતી ઓમેદોએ તેહનો પુરતો લાભ લીધો નથી. એ મદરેસા મધે કેલવણી લેનારા વીદીઆરથીઓની સંખેઆ ઘણી નાધલી રેહેછે, અને એ મદરેસા ઊભી થાઈ તારથી તે આજ (ઈ૦ સ૦ ૧૮૮૦) સુધીની લાંબી મુદતમાં તે માહેલા તરણ ઈઆ ચેઆર વીદીઆરથીઓ કરતાં વધારે શખસોએ પોતાના અભીઆસ સંબંધી સારો દેખાવ બતલાવીઓ નથી.

અને તેઓનાં મનને સુખ આપવાનો તે એક અગતનો એલાજછે. આપણા લોકોમાં આજે જુજ વખત સુધી કોઈ કોઈ ચંચલ દસતુરો તથા મોબેદો વાઅજ કરીને પોતાની શકતી મુજબ બેહેદીનોને ગનેઆંન આપતા હતા, પણ તેઆરપછી એ નેક રવઈઓ પડી ભાગોછે, અને હમણાં એ ચાલ હીંદુસથાંન મધે ઘણી જુજ વખતે અમલમાં આવતી દેખાએછે. જો હવેપછી આપણા લોકોનાં દરએક ધરમ સંબંધી મેલાવ રામાં ઈઆ તેહવાર તથા હમકારાનાં દાહાડા ઊપર આતશખાંનાંઓ તથા ધરમનાં બીજાં મકાંનો મધે કાબેલીઅત ભરેલી વાઅજ કરવાનો રેવાજ પાછો ચાલુ થાએ, તો તેથી આપણા ટોલામાં ધરમ સંબંધી ગને આંનનો વધારો થાએ તેહેમાં કસો શંધે નથી.

૧૦. છઠો એલાજ જે આપણા લોકોમાં ધરમ સંબંધી બાબ દોની માહેતગારી વધારવાનોછે તે આએ રીતનોછે, કે સંગલા જરતોસ તીઓએ પોતાનાં બાલકોને પોતાના મજહબ સંબંધી મુલ તતવોથી વાકેફ કરવાં જોઈએછે. હમણાં જરતોસતીઓ પોતાનાં બચાંઓને કુમલી વએમાં ધરમની તાલીમ આપેછે તે માતરે એટલીજછે કે તેઓને દરરોજનાં કામને ખાતર થોડીએક બંદગી મોહોડે પઢવા શીખવેછે, પણ તે સીવાએ ધરમ પુસતકો મધેથી જે કાંઈ નીતીની તાલીમ તે બાલકોને શીખાડવાની જરૂરછે, તથા પોતાના મજહબની ઊતપંતીની ટુક હકીકત વીશે, તથા પોતાના રાસત પેગમબરનાં જાહેર કરેલાં ફરમાનો વીશે તે બાલકોને જે થોડુંએક ગનેઆંન આપવાની જરૂરછે તે ગનેઆંન તેઓને મુતલગ મલતું નથી. વાસતે જરતોસતીઓમાં બચાંઓને દીનનું ફકત પઢવાનું શીખાડવાને સારૂં હમણાં જે મકતબોછે, તે મકતબો સુધારીને અથવા બીજી નવી મકતબો ઊઘાડીને તેહેમાં મોહોડેથી પઢવા શીખવવા ઊપરાંત નાધલાં અને લાએકનાં પુસતકોની મારફતે બચાંઓને ધરમની નીતી તથા ફરમાન તથા ધરમની તવારીખનું ગનેઆંન આપવું જોઈ એછે, અને તે ગનેઆંન બચાંમાં જાંહાંસુધી હોએ નહી તાંહાંસુધી તેઓને "સુદરેહ" પેહેરાવી દીનમાં લેવું વાજેબ નથી.

૧૧. હું આશા રાખુંછું કે જરતોસતી લોકોમાં ધરમ ગનેઆંનનો વધારો કરવા વીશે મેં ઊપર લખેલી જે કાંઈ જુ એલતેમાસ કીધીછે તે ઊપર આએ રીસાલો વાંચનારા તથા લો સાહેબો પોતાનું ઘટતું ધેઆંન પોંહોંચાડશે.

# તારીખે જાંહાનઆરા નામની ફારસી કેતાબ મધેથી ઈરાનની મુખ્તસર તવારીખનો સાર.

સર ઊલીઅમ આઊસલીના કરેલા તરજુમા ઊપરથી.

## પેશદાદીઆન પાદશાહો.

ઈરાનની તવારીખ લખનારાઓ એ દેશનો સઊથી પેહેલો પાદ શાહ કઈઓમરસ હતો હેવું ઠેડવી જાએછે, તેહેને ગીલશાહ કરીને પણ કેહેતા હતા. એ કઈઓમરસથી પેશદાદીઆન ટોલાના પાદશાહોની હકુમત જારી થાએલી કેહેવાએછે. એ પાદશાહે ઈસતખર, દામાવંદ અને બલખ શેહેરો બંધાવવાને પેહેલવેહેલાં શરૂ કરીઆં હતાં.

કઈઓમરસના મુવા પછી તેહેના બેટા સીઆમકનો બેટો હોશંગ પાદશાહ થાએઓ હતો, અને તેહેને "પેશદાદ" નો ખેતાબ મલીઓ હતો. એ પાદશાહે ખુજીસતાનમાં સુસ અને શુશતર શેહેરો બંધાવીઆં હતાં. એ પછી

તેહેમુરસ પાદશાહ થાએઓ, જેહેને "દેવબંદ" નો ખેતાબ મલીઓ હતો. માજંદરાન, ઈસફહાંન, બાબલ, અને અમોલ શેહેરો એ પાદશાહની મોહોટાઈ બતલાવેછે.

જમ જેહેને "શીદ" એટલે કે ચલકતો હેવો ખેતાબ આપીને જમશેદ કરી કેહેછે તે હોશંગનો બેટો હતો, અને તેહેમુરસની પછી પાદશાહ થાએઓ હતો. હમદાન અને તુસ શેહેર એ પાદશાહની નીશાનો બતલાવેછે. ઈસતખર શેહેર પણ એજ પાદશાહે બાંધી સમપુરણ કરીઊં હતું.

જોહાક કે જેહેનું અસલ નામ પીઊરસપ કરીને હતું તે જમશેદ પછી પાદશાહ થાએઓ હતો. એ પીઊરસપ કઈઓમરસથી ઊતરી આવેલોછે તેહેની વીગત—પીઊરસપ બીને મરદસપ બીને રીકાવંદ બીને બરસરહ બીને નાહા બીને ફરાવલ બીને સીઆમક બીને કઈઓ

મરસ. એ પાદશાહને જોહાક અથવા દોહાક કરી કેહેતા હતા, તેહેનો અરથ આરબી જુબાનમાં સાહેબ અથવા માલેક કરી થાએછે. બાબલનો કનક અથવા બુરજ એ પાદશાહે બંધાવીઓ હતો.

ફરેદુન બીને અબતીન બીન અઈકાન બીન જમશેદ જોહાક પછી તખતે બેઠો હતો. એ પાદશાહને "મુઈદ" નો લકબ આપીઓ હતો, અને કેટલાએક લોકો તેહેને "કએ" એટલે કે પાક જાતને નામે પણ બોલાવેછે. એ નામીચો ખેતાબ પેહેલવેહેલો ફરેદુનને મલીઓ હતો, અને કેહેછે કે કીલ્લા અને ચરો બનાવવાની હીકમત પેહેલવેહેલી એ પાદશાહે સોધી કાહાડી હતી. એ પછી

મનુચેહેર તખતપર બેઠો તેહેને ફીરોજ કરીને પણ કેહેતા હતા.

મનુચેહેર પછી તેહેનો બેટો નોજર પાદશાહ થાએઓ હતો તેહેને આજાદેહનો ખેતાબ મલીઓ હતો.

એ પછી અફરાસીઆબે બાર વરશ સુધી ઈરાનમાં રાજ કરીઊં હતું.

જાવ બીન તાહમાસપ બીન મનુચેહેર પાદશાહ થાએઓ હતો. એ પાદશાહે દીઆરબકીર પરગણામાં પાણીની એક મોહોટી નીખ ખોધાવી હતી, જેહેને "આબેજાબ" કરીને કેહેછે.

ગુરશાસફ તે જાવનો બેટો પોતાના બાપનાં મરણ પછી તખતે બેઠો હતો. એ પાદશાહનાં મરણથી પેશદાદીઆન ટોલાના પાદશાહોની હકુમત આખેર થાઈ હતી.

## કેઆનીઆન પાદશાહો.

કએકોબાદ બીન જાબ બીન જાવ બીન તાહમાસપ એ ટોલાનો પેહેલો પાદશાહ થાઈ ગએઓછે. એ પાદશાહના વખતમાં ઈરાન અને તુરાનનાં રાજો વચ્ચે જીહુન નદીથી હદ બંધાઈ હતી. જાલનો બેટો રૂસતમ એજ પાદશાહના જમાનામાં પેદા થાએઓ હતો. એ પાદશાહનું પાએતખત ઈસફહાનમાં હતું.

કએકાઊસ કએકોબાદનો બેટો હતો, અને તેહેને "નીમરદ" ના ખેતાબથી ઓલખતા હતા. એ બોલ આરબી જુબાનમાં "લામઈમત"

માંથી નીકલીઓછે, અને તેહેનો અરથ અમર ઈઆને કધી નહી મરે હેવો થાએછે. નીમરદ ઊપરથી લોકો નીમરાદ કરીને પણ બોલેછે*. એ પાદશાહ રેકટ ફીશીઆરીથી એક તખતને મુરગો બાંધી આસમાંનપર ચહડવા નીકલીઓ હતો, પણ તેમાં તે નીસફલ થાએઓ હતો†. દઆર બકરમાં અફરનો મેહેલ એ પાદશાહની ઈઆદગારી બતલાવેછે.

કએખસરૂ બીન સીઆવશ બીન કએકાઉસ પોતાના બપાવાનાં તખતપર બેઠો હતો, અને એ પાદશાહને "હુમાઈઉન" નો ખેતાબ મલીઓ હતો. એ પાદશાહની માએનું નામ ફરનકીસ કરીને હતું, અને તે અફરાસીઆબની બેટી થાતી હતી. એ પાદશાહે પોતાનાં રાજની આખરીમાં પોતાના બાપનાં ખુનનું વેર લેવાને અફરાસીઆબને કતલ કીધો હતો.

---

* ફીરદોસી શાહનામામાં એક ઠેકાણે બોલેછે જે—

શુનીદમ કે નમરૂદ કાઉશ બુદ—

ઇઆને "મેં સાંભલીઉંછે કે નીમરાદ તે કાઉશજ હતો".

† ઘણી તવારીખવાલા એજ રીતે લખી જાએછે, પણ આ તારીખે જાંહાનઆરાનો લખનાર કેહેછે કે કાઉશે દઆરબકરમાં અફર નામની એક ઇમારત બંધાવી હતી. તે ઇમારતને તલીઅફરકુન કરીને પણ કેહેછે, અને તારીખે મોઆગવાલો જણાવેછે કે તે ઇમારત બાબલમાં હતી, અને જોતીશ શાસતરની તપાસને કીજે આ કાઉશ અથવા નીમ રાદ બાંધેલી હતી. પાદશાહ કાઉશ પોતે આસમાંનનો ચમતકાર તપાસીને બોલતો હોએ તે રીતે ફીરદોસી કેહેછે—

હમાન અખતરાન સર બસર બશમુરદમ—

ઇઆને "હું આસમાંનના એકપછી એક સેતારાની ગણતરી કરશ". એ સંગલા ઉપરથી શાબેત થાએછે કે પાદશાહ કાઉશ જોતીશ શાસતરના એલમનો ઘણો અભીઆસ રાખતો હતો, અને હવડે જેમ લોકો એક નવી ચીજને હશી કાહડવા માંગેછે તેજ પર માણે કાઉશ જોતીસ શાસતર શીખીને તથા સેતારાઓની ચાલ સમજીને આસમાંનની પાદશાહી લેનાર હોએ હેવા વીચારથી લોકોએ તેહેના ઠઠા કીધેલા માલમ પડેછે, અને તે ઉપરથી મુસલમાંન ગરંથકારો એ પાદશાહ આસમાંનની પાદશાહી માંગતો હતો હેવી રીતે તેહેને બદનામ કરી ગએઆછે.

મીરખુંદ પોતાના રોજત-અલ-સફા નામનાં પુસતકમાં કાઉશ વીશે બોલી જાએછે—

"કાઉશે જે કાંઈ માથાં કામો કીધાં તેમાં તેહેને લોકો હેવું કેહેછે કે કાઉશે આસ માંનપર ચહડવાની તજવીજ કીધી હતી. પણ આ વાત માનીઆમાં આવતી નથી, કાંએકે એ પાદશાહ ઘણો શેઆનો અને અકલમંદ હતો, અને તેહેની દરબારમાં ઘણાએક કાબેલ લોકો રેહેતા હતા".

કએખસરૂ પછી લોહોરાસપ બીને અરવંદ શાહ બીને કએનશીન બીને કએકોબાદ તખતપર બેઠો. એ પાદશાહ બલખ શેહેરમાં આગલ રેહેતો હતો, તેથી તેહેને બલખી કરી કેહેતા હતા. એ પાદશાહે લશકરનાં આદમીઓના પગાર પેહેલવેહેલા બાંધી આપીઆ હતા.

ગોસતાસપ પોતાના બાપ લોહોરાસપનાં તખતપર બેઠો હતો. તેહેને "હીરબદ" અથવા મોબેદના દરજજાને લગતો ખેતાબ આપીઓ હતો. એ પાદશાહના વખતમાં જરતોસત પેગમબરી લાવીઓ હતો. એ પાદશાહે સમરકંદનો કીલ્લો બાંધીઓ હતો.

કએ અરદેસર અથવા બહમન બીન અસફંદીઆર બીન ગોસતાસપ તખતપર બેઠો હતો, તેહેને "દરાજદસત"* નો ખેતાબ મલીઓ હતો. ફારસનાં પરગણાંમાં બનદુકવર એ પાદશાહની ઈઆદગારી બતલાવેછે.

હોમાએ આજાદચેહર તે બહમનની બેટી પોતાના બાપનાં તખત પર બેઠી હતી. તેણીએ ઈસતખરમાં હજાર સતુન ઈઆને હજાર થામોનો મેહેલ તથા જરબાદોન શેહેર બંધાવીઆં હતાં.

દારાબ તે હોમાએનો બેટો એ પછી પાદશાહ થાએઓ હતો. તેણે કાસદો તથા ડાકના ઘોડાઓનો પેહેલવેહેલો રવઈઓ કાહાડીઓ હતો.

દારા બીન દારાબ લકબે અફગર પોતાના બાપની ગાદીપર બેઠો હતો, અને એ પાદશાહે એબર શેહેર બંધાવીઊં હતું.

[દારા સાથે લડાઈ કરીને સેકંદરે ઈરાન જીતીઊં હતું, અને તે દીવસથી કેઆનીઆંનોની પાદશાહી આખર થાઈ હતી. આ તારીખે જાંહાનઆરાનો જોડનાર ફીરદોસીની માફક લખી જાએછે કે—"સેકંદર જેહેને જુલ કરનેન કરીને કેહેછે તે બહમનના બેટા દારાબનો બેટો હતો, અને તેહેની માએ રૂમના પાદશાહ ફીલકુસની છોકરી હતી, અને તે આરસતુ (આરીસટોટલ) નો સાગેરદ હતો. એ પાદશાહે હેરાત, બરદા, અને સેકંદરીઆ શેહેરો બંધાવીઆં હતાં." સેકંદરના જનમ વીશે ઈઊનાની ગરંથકારોમાં પોતપોતામાં ઘણાએક વાંધા પડેછે, અને આ જાંહા

* અરથ—લાંબા હાથ.

નઆરાનો બનાવનાર ફીરદોસીની માફક તેહને કેઆની ઓલાદનો ઠેડવેછે, પણ ફીરદોસીની લાંબી મુદત આગમજથી તારીખે તબરીનો નામીચો ગરંથકાર એ પાદશાહને ફીલકુસનો છોકરો અને રૂમી બુની આદનો ઠેડવી ગએઓછે.]

## મોલક અલ તોવાઈફ પાદશાહો.

[સેકંદરના થાઈ ગએઆ પછી તેહના સરદારો માહેલા એ પાદશાહોએ આશકાનીઆન અને તેહારપછી આશગાનીઆન ટોલાનાં નામથી જુમલે ૩૧૮ વરશ સુધી ઈરાનમાં રાજ ચલાવીઉં હતું. તેઓ જરતોસતી ધરમ પાલતાતા નહી.]

## સાસાની ટોલાના પાદશાહો.

અરદેસર બાબેકાન (આશગાનીઆન ટોલાના પાદશાહો પાસેથી ઈરાનની હકુમત છીનવી લઈ) પોતે પાદશાહ થાએઓ હતો. (એ પાદશાહ જરતોસતી ધરમ પાછો આબાદીપર લાવીઓ હતો.) અરદેસર સાસાનનો બેટો હતો, અને તે કેઆની તોખમના અસફંદીઆરના બેટા બહમનની ૧૭ મી ઓલાદથી ઊતરી આવેલો હતો. એ પાદશાહનો એક મમાવો જેણે કેરમાનમાં બાબક શેહેર બંધાવીઉં હતું તેહનાં નામપરથી એ પાદશાહને બાબેકાનનો ખેતાબ મલીઓ હતો. એ પાદશાહે પોતાની ઈઆદગારીને કીજે ફારસમાં અરદેસર ખોજહ અને કેરમાનમાં ગુઆશીર અને ખુજીસતાનમાં અહવાજ શેહેરો બંધાવીઆં હતાં.

શાપુર બીન અરદેસર લકબે તીરદહ ઈરાનનાં તખતપર બેઠો હતો. (એ પાદશાહે રોમના શેહેનશાહ વાલરીઅનપર મોટી ફતે મેલવી હતી.) એ પાદશાહે ફારસમાં કોરેહ શાહપુર, તથા ખોરાસાનમાં નીશાપુર, તથા કસવીનમાં શાદે શાહપુર, તથા ખુજીસતાંનમાં જોનદે શાહપુર, એ શેહેરો બંધાવીઆં હતાં. એ પછી

હેઠલ જણાવેલા જરતોસતી પાદશાહો રાજ કરી ગએઆ હતા—

હોરમજ.

બેહેરામ.

બેહેરામ (બીજો).

બેહેરામ (તરીજો).

નારસી.

શાપુર (બીજો)—એ પાદશાહે શીખશા તરીકે કેટલાએક આરબોની ખાંધનાં હાડકાં ભંજાવીઆં હતાં, તે ઊપરથી તેહેને આરબોએ ઝુલકતફ ઈઆને ખાંધ ભાંજનારનો ખેતાબ આપીઓછે. માની નામનો એક ચીતારો એ પાદશાહના વખતમાં નીકલીઓ હતો, અને તેણે પેગમબરી દાવો પણ કીધો હતો. એ ચીતારાએ આરજંક નામના કેટલાએક નામીચા ચીતારો બતલાવીઆ હતા, કે જેઓની બરોબર આ દુનીઆંમાં કોઈબી ચીજ ખુબસુરત દીશતીતી નહી. શાપુરે એ ખોટા પેગમબરને મારી નખાવીઓ હતો. એ પાદશાહે કજવીન તથા તોરેહ શાહપુર શેહેરો બંધાવીઆં હતાં. એ પછી

અરદેસર (બીજો).

શાપુર (તરીજો).

ઈઅજદજરદ.

બેહેરામ (પાંચમો) જેહેને બેહેરામગોર કરીને કેહેછે.

ઈઅજદજરદ (બીજો) જેહેને સીપાહ દોસતનો ખેતાબ મલીઓ હતો.

હોરમજ (બીજો).

ફીરોજ.

પલાશ.

એ પાદશાહોએ એકપછી એક રાજ કરીઆ પછી ફીરોજનો બેટો કોબાદ તખતપર બેઠો હતો. મજદક નામનો એક શખસ જે ખોટો ધરમ લોકોને કબુલ કરાવતો હતો તે આ પાદશાહના વખતમાં નીકલીઓ હતો. ગીલુહમાં અરજન ગોરેહ અને અલવાન એ પાદશાહનાં બંધાવેલાંછે.

કોબાદ પછી તેહેનો ભાઈ જાંમાસપ પાદશાહ થાએઓ હતો.

ખોસરૂ—જેહેને અનોશીરવાંન તથા મુલક અલ અદલ ઈઆને નોશીરવાંન અદલનો ખેતાબ મલીઓ હતો, તે અદલ ઈનસાફ કરનાર

પાદશાહ થાઈ ગએઓછે. એ પાદશાહના વખતમાં મુસલમાનોના પેગમબર મહમદનો જનમ થાએઓ હતો. એ પાદશાહે મદાઈનમાં રૂમીહ શેહેર બંધાવીઉં હતું.†

હોરમજ (તરીજો) નોશીરવાંનનો બેટો પાદશાહ થાએઓ હતો. તેહેની માએનું નામ કાકીમ કરી હતું, અને તે ખાકાનની છોકરી થાતી હતી, તે ઊપરથી તેહેને "તુરકજાદ" ઈઆને તુરકની બુનીઆદનો કરી કેહેતા હતા. એ પાદશાહ ઘણો ઘાટકી અને ખુની ખસલતનો હતો, અને તેણે પોતાનાં રાજને બાર વરશ નહી થાએઆં એટલામાં ઈરાનનાં, નામીચાં કુટુંબોનાં તેર હજાર છશો આદમીઓને મારી નખાવીઆં હતાં, અને અંતે એ પાદશાહ પોતે કતલ થાએઓ હતો.

ખુસરૂ જેહેને પરવેજ ઈઆને ફતેમંદનો ખેતાબ મલીઓ હતો તે પાદશાહ થાએઓ હતો. એ પાદશાહ ઘણો મોજીલો હતો, અને તે પોતાના બેટા કોબાદ લકબે શીરૂઈને હાથે મારીઓ ગએઓ હતો.

ખુસરૂ પરવેજ પછી કોબાદ—અરદેસર (તરીજો) અને ખુસરૂ (તરીજો) પાદશાહી ચલાવી ગએઆ હતા. તે પછી

પોરાનદોખત જે ખુસરૂ પરવેજની બેટી થાતી હતી તેહેને તખત મલીઉં હતું, અને તેહની પછી તેહની બેહેન અરજમીદોખતે પાદશાહી ચલાવી હતી.

ફીરોખજાદ લકબે બખતીઆર જે ખુસરૂ પરવેજનો બેટો થાતો હતો, તેણે માતરે એક મહીનો પાદશાહી ચલાવી હતી. તેહારપછી ખુસરૂ પરવેજના બીજા બેટા શેહેરીઆરનો બેટો.

ઈઅજદજરદ તખતપર બેઠો. એ પાદશાહ સાસાની તોખમનો (અને ઈરાનમાં જરતોસતી ટોલાનો) છેલ્લો પાદશાહ થાઈ ગએઓછે. એ પાદશાહ હીજરી સનેનાં અગીઆરમાં વરશના સફર મહીનામાં (ઈશ્વીસને ૬૩૨ માં) તખતે બેઠો હતો, અને તે દીવસથી ઈઅજદજરદી

† શામના મુલક આગલ તાઇગરીસ નદીના કીનારાપર મદાએન શેહેરમાં એ પાદશાહનો એક નામીચો અને ઉમદા મેહેલ જેહેને "તાકે કોસરૂ" કરી કેહેતા હતા તે આજસુધી મુસાફરોના જોવામાં આવીઓછે.

સને ચાલુ થાએલોછે. એ પાદશાહના વખતમાં મુસલમાની દોર વધીઓ હતો, અને તેઓએ ઈરાન જીતી પોતાને અસતેક લીધું હતું. પછી હીજરી સને ૩૨ નાં વરશના શહરીર મહીનામાં (ઈશવી સને ૬૫૨ માં) ઈઅજદ જરદ શેહેરીઆર મરવ શેહેરમાં મારીઓ ગએઓ હતો. એ પાદશાહનાં મરણથી ઈરાનની જરતોસતી પાદશાહી આખર થાઈ હતી, અને મુસલમાની દીન પાલનાર પાદશાહોની હકુમત ચાલી હતી.

[જગત પરેમી, નવેમબર ૧૮૫૧.]

---

# પારસીઓની તવારીખ તથા તેમના રેવાજ અને ધરમ બાબે મી૦ ડોશાભાઈ ફરાંમજી કરાકાએ ઈંગરેજી ભાશામાં પરગટ કરેલો ગરંથ.

પારસીઓની તવારીખ તથા તેમના રેવાજ અને ધરમ બાબે ઈંગરેજી ભાશામાં મી૦ ડોશાભાઈ ફરાંમજીએ રચેલા ગરંથની નકલો વકી રાખવા મુજબ ઈંગલંડના છેલા મેલ સાથે ગએઆ ભરેસપતવારે અતરે આવી પોંહોચીછે. એ સુંદર અને કીમતી ગરંથ ૨૮૬ પાંનાંનોછે, અને તે સેહલી અને સુતરી ઈંગરેજી ભાશામાં રચેલો માલુંમ પડેછે. હાલના પારસીઓની તવારીખ અને તેઓને લગતી ઘણીએક જાણવાજોગ અને જરૂરની બાબદોનો સંગરહ આજદીન સુધી કોઈ પણ એક આખાં પુસતકના આકારમાં બાહેર પડીઓ નહી હતો, તેથી ખચીત આ ગરંથ જરતોસતીઓને તેમજ ઈંગરેજોને તથા બીજાઓને ઘણો ઊપીઓગી અને કીમતી થાઈ પડશે. એ ગરંથની કીમત ૧૦ શીલીંગ ઈઆને રૂ૫) રાખવામાં આવીછે, અને ગરંથ કરતાએ તરજુમો કરવાનો હક પોતાના હસતકમાં રાખેઓછે. મી૦ ડોશાભાઈએ પોતાની ચાલાકી અને ચંચલાઈ મુજબ એ ગરંથ ઘણી થોડી મુદતમાં બાહેર કાહડીઓછે; પણ હમો ધારીએછે કે જરા વધારે વીલમ લગાડીને તથા વધારે ખોલ કરીને બીજી કેટ

લીએક બાબદો વધારી હતે તો એ ગરંથ બેશક વધારે કીમતી અને વધારે ઊપીઓગી થાઈ પડતે. તોપણ એ ગરંથમાં લખાએલી સંગલી બાબદો તથા તેમની રચના અને ગોઠવણ એ બંધે ધેઆનમાં લેતાં હમો કહી શકીએછે કે એ ગરંથને અગાઊથી આસરો આપનારાઓની જે ઊમેદ અને મુરાદ હતી તે ઘણું કરીને સંગલી પાંતીએ પાર પડશે. એ ગરંથની તારીફ્મો વધારે બોલવાના કરતાં તેની મુખીઅ બાબદો ઊપર હમો હમારા વાંચનારાઓનું ધેઆન પોંહચાડવા માંગીએછે, જેથી એ ગરંથ મધે લખાએલી બીનાનો કાંઈએક વીચાર આવી શકશે તથા ઊપી ઓગી અને જરૂરની બાબદો જાણવામાં આવશે.

એ પુસતકના આઠ ભાગ કરવામાં આવેઆછે. પેહલા ભાગમાં હવડેના પારસીઓની તવારીખ દાખલ કેટલીએક અગતની નોધ આપીછે. બીજામાં ઈરાન મધે હાલના પારસીઓની કેહવી માઠી અને દુખ ભરેલી હાલતછે તથા તેઓની કેટલી સંખીઆછે તે વીશે વીગતવારે જણાવેલુંછે; તરીજામાં હીંદુસથાનના પારસીઓની ચાલચલણ તથા તેમના રેવાજ વીશે વરણન કીધેલુંછે; ચોથા ભાગમાં પારસીઓના કાએદા અને તેઓની પંચાએત વીશે ખોલાસો કીધોછે, પાંચમામાં પારસી ઓની વેપાર સંબંધી હીમત અને આબાદાની વીશે જણાવેલુંછે. છઠામાં પારસીઓની કેલવણીની હાલત તથા છોકરા અને છોકરીઓને કેલ વણી આપવા બાબે પારસીઓ કેહવી ઊલટ ધરાવેછે તેનું બેઆન કીધુંછે; સાતમા ભાગમાં પારસીઓના ધરમનાં પુરાતમપણાં વીશે, તેમના પેગમબર વીશે તથા જંદ ભાશા વીશે ખોલાસો આપીઓછે; અને આઠમામાં પારસીઓમાં થતા સુધારા વીશે તથા હીંદુસથાંનના બીજા દેશીઓ ઊપર તેઓથી ઊપજતી અસર વીશે થોડોએક હેવાલ આપીઓછે.

**ભાગ ૧ લો**—હીંદુસથાંનના પારસીઓની તવારીખની કેટલીએક બીના બેહરામ નામના દસતુરે ઈશવી સને ૧૫૯૯ નાં શાલમાં "કીસ્સે સંજાણ" નામનું પુસતક બનાવીઊંછે તે ઊપરથી મલી આવેછે. પારસી ઓનું નામ પારસ અથવા ફારસ દેશ ઊપરથી પડીઊંછે. પારસી

ઓના ૪૫ મા પાદશાહ "ઈઅજદજરદ" થી ઈરાન મધે તેમનાં રાજની આખેરી આવેલી માલુમ પડેછે. એ પાદશાહના વખતમાં આરબ લોકો ખલીફ ઓમરની સરદારી હેઠલ ઈરાન દેશ ઊપર ટુટી પડીઆ અને તે દેશ પોતાને તાબે કરી લીધો. આરબ લોકોના જુલમથી ઈરાનના ઘણું કરીને સંગલા જરતોસતીઓ મુસલમીન મજહબ પાલનારા થઈ પડેઆ, અને થોડાએક લોકો પોતાનો ધરમ જાલવવાને કીજે તથા મુસલમાનોના ઘાતકી પંજામાંથી નીકલવાને વાસતે ચારે બાજુએ વીખરાઈ ગએઆ. તેઓમાંના કેટલાએક હાડમાર થતાં આખેર હીંદુસથાંન તરફ ઊતરી પડીઆ, અને પેહલવેહલાં ગુજરાત મધે દીવ નામની જગામાં આવીને વસીઆ. દીવ મધે થોડીએક મુદત સુધી રહીને સને ૭૧૭ માં તેઓ સંજાણ નામની જગો જે દમણથી ૨૫) માઈલ દખસણ દીશાએછે તે તરફ ગએઆ, અને તાંહાં ઊતારો કરવાની પરવાંનગી લેવા માટે તેઓએ પોતાના એક દસતુરને તે ગામના રાજા જાદીરાના પાસે મોકલીઓં. રાજાએ મજકુર દસતુરને તેમની જાત, તથા ધરમ તથાન્કીરીઆ વીશે કેટલાએક સવાલો પુછીઆ. તે દસતુર દીવ મધે કેટલીએક મુદત સુધી રહાને લીધે હીંદુઓની ચાલચલગતથી વાકેફ થાએલો હતો, તેથી પારસીઓના મજહબને લગતા કેટલાએક ઊતર તેણે હેવી રીતે વાલીઆ કે જેથી તે રાજાને કાંઈ પણ રીતે માઠું લાગે નહી, અને તેમનો ધરમ હીંદુઓના ધરમ જેવો મલતો સમજીને તેઓને વસવા બાબેની પરવાનગી મલે. જાદીરાનાએ પરવાનગી આપી, પણ હેવી સરતથી કે પારસીઓએ પોતાનાં દેશની અસલ જુબાન મુદલ વાપરવી નહી, તેઓની ઓરતોને હીંદુઓની ઓરતના જેવો પોશાક પેહરાવવો તથા લગનની કીરીઆ હંમેસ સાંજને વખતે કરવી. વાખાના મારેઆ બીચારા પારસીઓના હાથમાં કાંઈ પણ ઊપાએ નહી હતો, તેથી તેઓએ ઊપલા રાજાની સંગલી સરતો મંજુર રાખી, અને સંજાણની પશચમ દશા ઊપર એક જગા પસંદ કરીને તાંહાં તેઓ વસીઆ. તેઓની પેહલી ફરજ આતશ બેહરામ બાંધવાની હતી અને તે બાંધવાને હીંદુ રાજાએ સારી મદદ કીધી.

ાતશબેહરામ ૭૨૧ માં એટલે સંજાણમાં આવેઆ પછી ૪ વરશે
માર થએઆં. તારપછી ધીમે ધીમે સંજાણ મધે તથા ગુજરાતના
૧ ભાગ મધે પારસીઓની વસતી વધતી ગઈ, અને ૩૦૦ વરશની
માં સુરત, નવસારી, ભરૂચ, વરીઆવ, અકલેસવર અને ખંબાત એ
લે ઠેકાંણે પારસીઓ પંથરાઈ ગએઆ.

નજદીક ૮૦૦ વરશની મુદત સુધી હીંદુસથાંન મધે પારસીઓએ
પણ મોહટાં અને જાણવાજોગ કામો કીધાં હોએ હેવું માલુમ પડતું
, પણ તેઓએ ગરીબ અવસથામાં પોતાનો વખત સલાહ સંપજથી
ઘણું કરીને ખેતીવાડીના ધંધામાં ગુજારીઓ હતો. પણ તારપછી
ી સને ૧૫૦૭ માં સંજાણના પારસીઓ તાંહાંના હીંદુ રાજાને
ઈમાં મદદ કરીને જાણીતા થાએઆ હતા. તે વખતના અમદાવાદના
ામાન પાદશાહ મહમદ બેઘડાએ એ સંજાણના હીંદુ રાજા ઊપર
૦૦૦ માણસોનું લશકર લેઈને હોમલો કીધો હતો. સંજાણના
ાના વડીલે પારસીઓ ઊપર જે ઊપકાર કીધો હતો તે તેઓ ભુલી
આ નહી હતા, અને એ મુસલમાનનાં મોહટાં લશકરની સાંમણે
ને તેઓએ કમર બાંધી હતી*

---

* આએ બાબદમાં મી૦ બહમનજી બેહરાંમજી પટેલ પોતાનાં "પારસી પ્રકાશ" ને
ા મે નીચે મુજબ લખેછે: —

"આ મહમુદ બેગડાની સંજાણપરની લડાઈને માટે "કીસ્સે સંજાણ" સિવાય
ી બીજી કેતાબમાં કસ્સું લખાંણ આવેલું નથી. "મેરાતે શેકંદરી" નામની
ી કેતાબ જે હીજરી સને ૧૨૦૭ (ઈ૦ સ૦ ૧૬૧૭) માં લખાયલીછે તે કેતાબમાં
દ બેગડાની તવારીખ સંપુરણ રીતે આવેલીછે, તેમાં પણ એ લડાઈ વિષે કસ્સું
ણ આવેલું નથી. અલબતાં તે કેતાબમાં લખ્યા મુજબ મહમુદ બેગડાએ પોતે
થાનમાં મોટી મોટી લડાઈઓ કીધીછે, તથા ઘણાક કીલાઓ વગેરે જીત્યાછે, માટે
એકુ નજીવી લડાઈ જે તેના સરદારથી થઈ તેની નોધ એ પાદશાહની જીંદગીના
ાલમાં નહિ આવી હોય. લેકીન તેમાં એકકે ઠેકાંણે એવું કેહેછે કે હીજરી સને ૯૧૩
સ૦ ૧૫૦૭) માં મહમુદ બેગડાએ વશાઈ તથા કેવલી મેહમ તથા દમણપર ચઢાઈ
ીરંગીઓને હરાવ્યા હતા. તે ઉપરથી સુરતવાલા મરહુમ દસ્તૂર ફરાંમજી અસ્પંદ
ી રબાડી પોતાની ઈ૦ સ૦ ૧૮૩૧ માં મુંબઈ મધે છપાવેલી "હાદેસાનામા" ની
ીને સફે ૧૯૯ મે નોટ મારી અટકલ કરેછે કે આએજ વખતે મહમુદ બેગડાએ
ણ ઉપર પણ અલફખાનને ચઢાઈ કરવા મોકલ્યો હશે. આએજ આધાર ઉપરથી
ા ધારીયેછે કે આપણી વસ્તીના જાણીતા હાનરેબલ શેઠ ડાશાભાઈ ફરાંમજી કરાકા,
એસ. આઈ. એ પોતાની "પારસીઓની તવારીખ, રીતભાત, ધરમ" વગેરેની

એ લડાઈમાં તેઓ મધેથી ૧૪૦૦ શખ્સો પોતાના આંગમાં લોહીનું છેલું ટીપું રેહે તાંહાંસુધી લડવાની ઊલટ ધરીને હીંદુ રાજાની તરફથી બાહેર પડીઆ. તેઓનો સરદાર અરદેસર કરીને હતો, અને પેહલી વખતે મુસલમાનનું મોહટું લશકર તેઓએ મારીને હઠાવીઊં હતું; પણ તેઓનું લશકર થોડું તેથી બીજી લડાઈમાં આખરે તેઓની હાર થઈ હતી, અને અરદેસર પોતે મુસલમાનના એક મોહટા સરદારને મારેઆ પછી મરણ પાંમેઓ હતો. મુસલમાંનોની જીહત થાએઆથી સંજાણ મધેથી પારસીઓને પોતાનો પવીતર આતશ લેઈને નાહશવું પડીઊં, અને તેઓએ બાર વરશ તુલીક આસપાસના પાહડોમાં રખડીને પોતાના દીવસ ગુજારીઆ. તારપછી વાંસડા જે મધે કેટલાએક પારસીઓ થોડીએક મુદતથી જઈને વસેઆ હતા તાંહાં તેઓ પોતાનો પવીતર આતશ લેઈને ગએઆ, અને ઘણીએક મુદત સુધી તાંહાં તેમની સાથે તેઓ રહા.†

સંજાણ મધેથી પારસીઓની નાહસભાગ થાએઆ પછી નવસારી અને સુરતના પારસીઓ પઈસે ટકે સુખી અને નામાંકીત થવા માંડેઆ. સુરતના નવાબે પારસીઓની ચાલાકી અને ચંચલાઈ જોઈને તેઓ મધેના કેટલાએકને દરબારની ચાકરીના હલકા ઓધા સોંપેઆ. સુરતના નામીચા અરદેસર ધનજીશાહનો વડીલ નેકસાતખાંન સુરતની દર

ઈ૦ સ૦ ૧૮૫૮ માં લંડન ખાતે છપાવેલી ઈંગ્રેજી કેતાબને સફે ૧૬ મે સંજાણની આ લડાઈનો સને ઈ૦ સ૦ ૧૫૦૭ નો લખ્યોછે. પણ અમો આ વાતમાં એ બંને ગ્રંથકારો સાથે એકમત થતા નથી. કાંએકે મજકૂર "મેરાતે શેકંદરી" માં એક ઠેકાણે જણાવ્યા મુજબ આપણી સંજાણની લડાઈ જીતેલા સરદાર અલફખાનને તો હીજરી સને ૮૯૯ (ઈ૦ સ૦ ૧૪૯૩) માં મહમુદ બેગડા સાથે અણબનાવ થયો હતો. જે ઉપરથી તેમજ બીજી આસપાસની બાબદો ધ્યાનપર લેતાં આ લડાઈ મહમુદ બેગડાના હીજરી સને ૮૬૩ (ઈ૦ સ૦ ૧૪૫૮) માં તખ્તે બેઠા પછીના એકુ ડાહેકામાં થવી જોઈએ એવું અમો અટકલીએ છેયે."

† કેટલાંએક વરશ ગએઆ પછી (ઈ૦ સ૦ ૧૪૭૫ માં) તેઓ એ આતશને નવસારી મધે લઈ ગએઆ હતા, અને નવસારી મધે કાંઈએક તકરાર ઉઠેઆના સબબથી ઉદવારા જે સુરતથી દખણ દશાએછે તાંહાં તે આતશને (ઈ૦ સ૦ ૧૭૪૨ માં) લઈ ગએઆ જયાં તે હજુ સુધીછે. આખાં હીંદુસથાંન મધે ઉદવારાનું આતશબેહરામ સઉથી પુરાતમ ગણાએછે.

બારમાં પોતાની હીકમત અને કલાને વાસતે મશહુર થાએઓ હતો, અને તેના ઊપર નવાબની ઘંણી મેહરબાંની હતી, તથા તેને દીલ્લીના પાદશાહ આગલ આગરા તરફ મોકલેઓ હતો. દીલ્લીનો પાદશાહ તેની ખબરદારી જોઈ એટલો તો મઘન થાએઓ કે સુરતના જીલ્લાની એક મોહટી જાગીર તેને જાવેદાંન સુધીની બખશેશ કીધી. સુરત મધે વેપાર કરવા બાબેના કેટલાએક હક દીલ્લીના પાદશાહની તરફથી ઈંગરેજોને નેકસાતખાંને મેલવી આપેઆ હતા. તારપછી નવસારીના માણેકશા અને સુરતના મનચેરજી શેઠ એઓએ સારી દોલત મેલવી હતી, અને તેઓ સુરતના ઈઊરોપીઅન વેપારીઓ સાથે વગ ધરાવતા હતા.

મુંબઈ મધે પારસીઓ પેહેલવેહેલા કાહરે આવીને વસીઆ એ ચોકસ જણાએલું નથી, તોપણ આ એક બીના ખરીછે કે જે વખતે (૧૬૬૮ માં) મુંબઈનું રાજ પોરટુગીજોએ ઈંગરેજોને સવાધીન કીધું તે વખતની લગભગ તેઓ આવીઆ હોએ હેવું દીશેછે, અને તેજ વખતમાં ચોપાટી આગલનું પારસીઓનું દોખમું બંધાએલું હતું હેવું ડાકટર ફ્રાએરની શાહદત ઊપરથી માલમ પડેછે. આ શેહેરમાં જારે પોરટુગીજ લોકોનો અમલ ચાલતો હતો તારે પેહલવેહલો દોરાબજી નાહનાભાઈ નામનો પારસી આવીને વસીઓ હતો. પારસી દોરાબજી નાહનાભાઈ ઈઊરોપીઅનો તથા દેશીઓ વચ્ચે વેપાર અને વેહેવાર ચલાવનાર મુખીઅ શખસ ગણાતો હતો, અને દેશીઓને લગતી હરએક બાબદસર સતાવાલાઓ એ ગરહસથના વીચાર પુછતા હતા, તેથી તેની મોહટાઈ અને તેના દરજજામો વધારો થાઈ પડેઓ હતો. તારબાદ એ શેઠ દોરાબજીનાં મરણ પછી તેના દીકરા રૂસતમ દોરાબે આપણી ઈંગરેજ સરકારને કીમતી મદદ કીધી હતી. ૧૬૯૨ નાં શાલમાં જારે મુંબઈ મધે મોહટી મરકી ચાલી હતી અને તેથી ઈઊરોપીઅન લશકરનો મોહટો ઘાણ નીકલીઓ હતો તારે ઈંગરેજોનું નરમ જોર જાણી જંજીરાના હબશીનાં લશકરે મુંબઈ ઊપર હુમલો કીધો હતો, અને ફોરટ જારજ અથવા ડુંગરી કીલ્લો તેઓના હાથમાં આવીઓ હતો. રૂસતમ દોરાબે

હબશીઓને હાંકી કાહાડવાનું કામ પોતાને માથે લીધું; તેણે મછીમાર લોકોનું એક લશકર ઊભું કરીને હબશીનાં લશકરને હાંકી કાહડીઉં હતું, અને સુરત ખાતે સતાવાલાઓને આ શેહેરનો બંદોબસત તરત આવીને કરવાને લખી જણાવીઉં હતું. આ કીમતી ચાકરીના બદલામાં રૂસતમ દોરાબને મોહટું માન મલેઉં હતું, અને તેને "પટેલ" નો એલકાબ ઈંગરેજોએ આપીઓ હતો. રૂસતમનાં મરણ પછી તેના દીકરા કાવશજીને અતરેના ગવરનર હારનબીએ એક ઊંચા પોશાકની ભેટ આપીને માંન આપીઉં હતું.*

મુંબઈ મધે બીજો પારસી વસનાર લવજી કરીને હતો. તેણે વાહણ બાંધવાનાં કામમાં સારો માહાવેરો અને અનુભવ મેલવીઓ હતો. તેહેનાં ઊપરીપણાં હેઠલ ૧૭૩૫ નાં શાલમાં અતરેની ગોદી બાંધવામાં આવી હતી. એ ગરહસથનાં ખાનદાંન (વાડીઆ) વાલાઓ ગોદી મધે હજુર "માસટર બીલડર" નો ઓધો ચલાવેછે. લવજી પછી મુંબઈ મધે આવીને વસનારા મુખીઅ ગહરસથો શેઠખાનદાંનવાલા, દાદીશેઠવાલા અને એ વગરે બીજા ખાનદાંનના હતા. એ પરમાણે પેહલા ભાગમો પારસીઓ મુંબઈ આવેઆ તાંહાં તુલીકની તેમની તવારીખની નોધ આપેલીછે. મુંબઈ આવેઆ પછીની બીજી હકીકત બીજા ભાગોમાં જણાવેલીછે.

**ભાગ ૨ જો**—એ ભાગમાં ઈરાન મધેના હવડેનાં પારસીઓની હાલત તથા તેમની સંખીઆનું વરણન કીધુંછે. ઈરાન મધે ઈઅજદ નામનાં શેહેરમાં અને તેની આસપાસનાં ફકત ૨૪ પરગણાઓમાં હાલ જરતોસતીઓ રેહેછે. ચોકસ સતાથી જાહેર થાએઉંછે તથા ૧૮૫૪ નાં શાલની ગણતરી ઊપરથી માલુમ પડેઉંછે કે ઈઅજદ શેહેરમાં અને તેની આસપાસનાં પરગણાઓમાં જરતોસતીઓની સંગલી મલીને ૧૦૦૦ ઘેરની વસતીછે અને સંગલા મલીને ૬૬૦૦ જરતોસતીઓ

* મુંબઈ ખાતે પરથમ આવી વશનારાં પારસી કુટુંબોમાં મોદી "વાછા ગાંધી" નું કુટુંબ મુખીઅ હતું તે વાત પાછલથી માલમ પડીછે.

તાંહાં વસેછે. જરતોસતીઓની આટલી સંખીઆમાં ફકત ૨૦ ઈઆ ૨૫ વેપારીઓછે અને બાકીના સંગલાઓ ઘણુંકરીને મુફલેસ અને લાચારી હાલતમાંછે. તેઓની સંખીઆમાંનો મોહટો ભાગ ખેતીવાડીનું કામ કરીને પોતીકો ગુજારો ચલાવેછે, અને થોડાએક શખસો કડીઆ, સુથાર, અને વણકરનું કામ કરી પોતાની રોટલી મેલવેછે. શીરાજ શેહેરમાં થોડાએક દુકાનદાર જરતોસતીઓછે, પણ તેઓની સંગલી પેદાસ તાંહાંનો પાદશાહી કર (જજીઓ) આપવામાં ઘસડાઈ જાએછે.

જારથી ઈરાન મુસલમાન લોકોના હાથમાં આવેઊંછે તારથી ઈરાનના પારસીઓ ઊપર વારેવાર અને જારે તારે મોહટી આફતો ગુજરીછે. ફકત ગએઆં ૧૫૦ વરશમાં ઈરાનના હાડમાર થાએલા પારસીઓ ઊપર ચાર વખત મોહટા હલ્લા થઈ ચુકેઆછે, અને તેથી તેઓની સંખીઆમાં અતીઘણો ઘટાડો થઈ પડેઓછે. એક વખત હીંદુસથાંનના પારસીઓ હેવું ધારતા હતા કે ઈરાન મધેના પોતાના જાતભાઈઓ ધરમ સંબંધી બાબદમાં તેઓ કરતાં વધારે માહેતગારી ધરાવતા હશે, તથા તેઓ પાસે ધરમનાં દફતરો વધારે હશે. પણ તેઓની જલદીથી ખાતરી થાઈછે કે ઈરાનના જરતોસતીઓ પઈસેટકે માઠી હાલતમાં આવી પડેઆછે, એટલુંજ નહી, પણ ધરમ સંબંધી બાબદમાં તેઓ હીંદુસથાંનનાં પારસીઓના કરતાં ઓછી માહેતગારી ધરાવેછે, અને ધરમનાં દફતરો હીંદુસથાંનના પારસીઓ પાસેછે તેટલાં પણ તેઓ પાસે નથી. ઈઅજદ અને તેની આસપાસનાં પરગણાઓમાં હજુર ૩૪ આતશબેહરામ અને અગીઆરીછે, પણ ધરમ સંબંધી બાબદમાં તેઓની હાલત અફસોસ કરવા જોગછે. પરોફેસર વેસટરગારડ જે ૧૮૪૧ માં મુંબઈ મધે આવીને ૧૮૪૩ માં ઈરાન ગએઓ હતો, તેને પોતાના મીતર ડાકટર વીલસનને લખીઊં હતું કે તે અગીઆર દીવસ સુધી તાંહાં રહેઓ હતો, પણ ઊપલાં સંગલાં આતશબેહરામ મધે જરતોસતી મજહબનાં ૧૬ ઈઆ ૧૭ દફતરોથી વધારે દફતરો તેના દીઠામાં આવેઆં નહી હતાં. કેરમાનના જરતોસતીઓ મધે કોઈપણ

જરતોસતી પેહલવી બાશા વાંચી શકતો નથી. એ જરતોસતીઓએ પરોફેસર વેસટરગારડને હેવું જણાવીશિં કે આગા મહમદખાને એ શેહર લુટવાનો હુકમ કીધો, તીઆરે તેઓનાં ઘણાખરાં ધરમનાં દફતરો તારાજ કરવામાં આવેઆં હતાં, અને ઈરાનના પારસીઓની મોહટી સંખીઆને કતલ કરવામાં આવી હતી.

હાવી માઠી હાલત હાલના ઈરાન મધેના જરતોસતીઓનીછે, પણ તેમની વધારે દુખ ધરવાજોગ હાલતનું વરણન હજુર બાકીછે. તેઓને માથે જજીઆ નામનો કર ઈરાનના સતાવાલાઓ નાખેછે, એ કર તેમને ઘણો ભારી પડેછે, અને તે આપતાં તેઓને અતીશે દુખ સહન કરવું પડેછે. એ કરથી મુસલમીન મજહબ પાલનારાઓ મોકલાછે. એ કરને નામે ઈરાનની સરકારને દર વરશે રૂ૩૫૦૦) જરતોસતીઓ પાસેથી મલેછે, પણ વશુલ કરનારા કારોબારીઓના જુલમથી રૂ૧૦૦૦૦) ની રકમ દર શાલે ઈરાનના પારસીઓ પાસેથી કહડાવેછે. એ કર મોહટી ઊમરે પોંહચેલા ૧૦૦૦ ઈરાનીઓ પાસેથી લીધામાં આવેછે, તેથી દરએક શખસ ઊપર દર વરશે રૂ૧૦) નો કર લાગુ પડેછે. ૧૦૦૦ જરતોસતીઓમાં ફકત ૨૦૦ જરતોસતીઓ એ કર આપવાની શકતી ધરાવેછે, અને ૪૦૦ જરતોસતીઓ મુશકેલીથી આપી શકેછે, પણ બાકીના ૪૦૦ આપવાને શકતીવાન નથી. એ છેલ્લા જણાવેલા ૪૦૦ શખસો પાસેથી દર વરશે જારે એ કર વશુલ કરવામાં આવેછે તારે તેઓનાં કુટુંબનો દેખાવ અતીશે દએઆ ઊપજવા જોગ તથા અતીશે દલગીરી ભરેલો થાઈ પડેછે. તેઓ પાસેથી મારી કુટીને, જેટલું નીકલેછે તેટલું એ કરને પેટે એ વશુલ કરનારાઓ કહડાવેછે. એ જુલમને લીધે કેટલાએક બીચારા આપઘાત કરી મરણ પામેછે, અને કેટલાએક જરતોસતી ધરમ છોડી મુસલમીન ધરમમાં વટલી જાએછે. ગરંથ કરતા વાજબી રીતે પુછેછે કે રૂશીઅન તથા બીજા ઈઊરોપીઅનોએ કરીસતી લોકોને એ કરથી મોકલા રાખવા બાબે ઈરાનની દરબારથી હક મેલવે

ઓછે, તીઆરે તેવોજ હક પારસીઓને વાસતે આપણી માઆલુ ઈંગરેજ સરકાર શા વાસતે મેલવી નહી શકે ? *

ઈરાનના પારસીઓની હાલત હીંદુસથાંનના માહરના કરતાં કાંઈ પણ દરજજે વધારે સારી નથી. જેમ હીંદુસથાંનના લોકો માહરને ધીકારેછે તેમ ઈરાનના બીજા લોકો પારસીઓને ધીકારેછે. કોઈ પણ જરતોસતી ઈરાન મધે મોહટી દોલત મુકી મરણ પામેછે તો ઈરાનના શાહના કાએદા મુજબ તે ઊપર તેના સગા છોકરાના કરતાં મુસલમીન ધરમમાં વટલી જનાર તેના દુરના ખેસ ઈઆ સગાનો વધારે હક પોંહચેછે. તેથી તેની દોલત તેનો દુરનો સગો જે વટલી ગએલો હોએ તેને મલેછે, અને તેનો પોતાનો છોકરો ભીખ માંગતો થઈ પડેછે. કોઈ મુસલમાન ઈરાનના પારસીને જીવથી મારી નાખે ઈઆને તેનું ખુન કરે તો તે વીશેની દાદ ફરીઆદ તાંહાંના સતાવાલાઓ કદી સાંભલે નહી. કાફરના જીવની કીમત દાખલ થોડાએક પઈસા દંડના લેઈને તે મુસલમાન ખુન કરનારને છોડી દીધામાં આવેછે. એક વખત ઈઅજદ શેહરમાં બે પારસીઓને મુસલમાનોએ મારી નાખેઆ હતા, અને તે મુસલમાનો કાંઈ પણ દંડ આપવાને અશકતીવાન હતા તેથી તેમને તદન છોડી દીધામાં આવેઆ હતા. નીઆએધીસોએ તેઓનો ઈનસાફ કરતી વખતે જણાવીઊં કે કાફરોના જીવને લીધે ખુન કરનારા મુસલમાનોને કેદ કરવા એતો ઘણુંજ ગેરવાજબી અને અણઘટતું કેહવાએ. મુસલમાનો વારેવાર પારસીઓનાં દોખમાં અને આતશબેહરામમાં જઈને તેઓને સતાવેછે, અને તેઓનાં દીલમાં ધરમ સંબંધી અતીશે દુખ ઊતપન કરેછે. હાલનો ઈરાનનો શાહ નાશરૂદીન અને તેના પરધાનો હાવો જુલમ અને હાવી બેઈનસાફી જરતોસતીઓને માથે ગુજારવાને મુદલ ખુશી નથી; પણ રાજ દર

* એ કરનો જુલમ ટાલવાને મુંબઈના પારસીઓ તરફથી કેટલીએક મેહનત ઈ૦ સ૦ ૧૮૫૪ થી શરૂ કરવામાં આવી હતી, અને તે માટે એક ખાસ આડતીઓ પણ તીહાં મોકલવામાં આવીઓછે, તથા હાલમાં ઈરાનના જરતોસતીઓની વતી મુંબઈમાં થાએલી ઈરાન દેશના રેહનારા ગરીબ જરતોસતીઓની હાલત સુધારનારી મંડલી તરફથી દર વરશે એ કરના-૩૪૫૦૦) ને આસરે ભરવામાં આવેછે, જેથી ઈરાનના લાચાર જરતોસતીઓ ઉપર બેઆન કરેલા એ કરના બોજામાંથી છુટા થાએઆછે.

મારના કારોબારીઓ જેઓના હાથમાં એ મોહટા મુલકનો કારોબાર આવેઓછે તેઓ પોતાથી બનેછે તેટલો જુલમ એ બીચારા લાચાર પારસીઓ ઊપર ગુજારેછે, જે વીશેની દાદ ફરીઆદ ઈરાનના શાહને તથા તેના પરધાંનોને પોંહચતી નથી.

ઈરાન મધેના હાડમાર થાએલા જરતોસતીઓ ઊપર હાવો હાવો જુલમ ગુજરેછે તોપણ તેઓનું જાતીબલ અને તેઓની જાતી નીતીમાં બીગાડ થએલો નથી. તેઓ હરએક બીકટ અને ભારે કામ કરવાને શકતી, કઊઅત અને હીમત ધરાવેછે. ઈરાનનો શાહ પારસીઓની નીતી ઊપર ભરૂસો રાખીને પારસી મરદોને પોતાનાં જનાનખાનાની આસપાસના બાગની નેગેબાની કરવા ઊપર રાખેછે. ગરંથ કરતા ઈરાનીઓની હાલત બાબેનું વરણન બંધ કરતી વખતે કેહેછે કે "હમારી જાતના લોકો હીંદુસથાંન મધે સુધરેલાં અને ઊતમ રાજનું સુખ ભોગવેછે, અને હમારી એજ ઈછાછે કે ઈરાનની સરજમીનના હમારા જાતભાઈઓ પણ હમારા જેવા સુખી અને ભાએગશાલી થાએ." આમીન.

**ભાગ ૩ જો**—એ ભાગમાં હીંદુસથાંનના પારસીઓની ચાલચલણ તથા તેમના રેવાજ વીશે વરણન કીધુંછે. ઈરાન, હીંદુસથાંન તથા બીજા મુલકોમાં સંગલા મલીને ૧૫૦૦૦૦ પારસીઓ કરતાં વધારે વસતી નથી હેવું હાલ ચોકસ સતાથી માલમ પડેઊંછે. તેમાં સઊથી વધારે સંખીઆ મુંબઈના પારસીઓનીછે. ૧૮૫૧ નાં શાલમાં મુંબઈ મધે જે ગણતરી લીધામાં આવી હતી તે ઊપરથી માલુમ પડેછે કે મુંબઈ મધે ૧૧૦૦૦૦ પારસીઓની વસતીછે. પણ એ ગણતરી હમો ધારીએછે કે ઘણી ભુલ ભરેલી ઈઆને જોઈએ તે કરતાં બેવડીછે* હીંદુસથાંનના પારસીઓમાં શેહનશાહી અને કદમી એવા બે ટોલાછે. એ બેઊ ટોલા મધે ઘણો ફરક નથી, તેઓના ધરમની કીરીઆ અને રેવાજ એક બીજા સાથે મલતો આવેછે, તેઓ એકબીજા સાથે ખાવા પીવાનો તથા

* પાછલની વધારે બેહતર ગણતરીથી માલમ પડીઊંછે કે મુંબઈના ટાપુ મધે મરદ, ઓરત અને બચાં મલીને જુમલે ૪૪૦૦૦) ને આસરે પારસીઓની વસતીછે.

છોકરી લેવા દેવાનો વેહેવાર રાખેછે. એ બેઊ ટોલા વચ્ચે મુખીઅ તક રાર ઈરાનના છેલા પાદશાહ ઈઅજદજરદની તારીખ બાબેનીછે. એ તકરારથી તેઓને કાંઈ પણ તહરેનું નુકસાંન પોંહચીઊં હોએ હેવું દીશતું નથી. કદમીઓ કરતાં શેહનશાહી લોકોની સંખીઆ દસ ગણે વધારેછે. કદમીઓની સંખીઆ થોડીછે, તોપણ તેઓ મધે દાદીશેઠ, બનાજી, કામાજી, અને એ સીવાએ બીજાં મોહટાં ખાનદાંનોછે. હીંદુસથાંનના પારસીઓ વચ્ચે આજ ૨૦૦ વરશની વાત ઊપર શેહનશાહી અને કદમી હેવો તફાવત હતો નહી. નજદીક દોહડશો વરસ ઊપર જામાસપ નામનો એક વીદવાન દસતુર સુરત ખાતે આવેઓ હતો, અને તેણે હેવું દેખાડીઊં હતું કે હીંદુસથાંનના પારસીઓ પોતાના જાતભાઈ ઈરાનના પારસીઓના કરતાં એક મહીનો ગણવામાં પાછલછે. તાર પછી ૨૪ વરશે એટલે સને ૧૭૪૬ માં જમશેદ નામના એક ઈરાનીએ પોતાની તરફેણમાં કેટલાએક મોબેદોને લેઈને કદમી ટોલો ઊભો કીધો, અને જામાસપ દસતુરના જણાવેઆ મુજબ મહીનો ગણવામાં ફેરફાર કીધો. લોકોની મોહટી સંખીઆ પોતાના અસલ રેવાજ પરમાણે વલગી રહી, અને એ કદમીનાં ટોલા તરફ ફકત થોડા જરતોસતીઓ થાએઆ. તારપછી નજદીક પોનોશો વરશ લગી આ બાબદ વીશે જાહાજી વધારે ભાંજગડ થઈ નહી. પણ આસરે ૩૦ વરશ ઊપર મુંબઈ મધે એ બાબેની મોહટી તકરાર ઊભી થાઈ હતી. કદમીઓની તરફથી તેઓનો મોહટો દસતુર મુલ્લાં ફીરોજ થાએઓ, અને શેહનશાહીની તરફથી શેઠ ખરશેદજી માણેકજી સરાફ આગેવાન થાએઆ. તે વખતે એ બંધે બાજુવાલાઓએ મોહટી મોહટી સભાઓ ભરીને તથા વરતમાંન પતરો ઊભાં કરીને એ બાબે મોહટા જોસથી તકરાર ચલાવી હતી. તેઓની તકરારથી આખેર કાંઈ પણ ખાતરી ભરેલું પરીણામ નીપજીઊં નહી, અને અંતે એ તકરાર નરમ પડી ગઈ. હાલ એ તારીખના તફાવત બાબેની પારસીઓ ઘણી દરકાર રાખતા નથી, પણ મુંગા મુંગા એકબીજા સાથે સલાહ સંપજથી ચાલેઆ જાએછે.

તરીજા ભાગની શરૂઆતમાં પારસીઓની વસતી અને તેઓના શેહનશાહી અને કદમી ટોલા બાબે કેટલુંએક બોલીને ગરંથ કરતાએ પારસીઓના તેહવારોની એક ટીપ પરગટ કીધીછે, અને તેમના સંસારી રેવાજનું લંબાણથી વરણન કીધુંછે. બચું જનમેછે, મોહટું થઈ સુદરો કુસતી પેહરેછે, અદરાએછે તથા પરણેછે તીઆરે શું શું કીરીઆ કરવામાં આવેછે તે વીશે એ ભાગમાં જણાવીઊંછે. બચું જનમેછે તીઆરે તેહેનો "ટપકો" જોસી પાસે કરાવેછે, અને અદરાએછે તીઆરે એક બીજાના ટપકા સાથે મેલવીને જોસીઓને દેખાડેછે તે બાબે બોલતાં ગરંથ કરતા જણાવેછે કે પારસીઓનો તથા તેમની સ્રીઓનો હાવો વેહમ હજુર ઘણું કરીને ગએઓ નથી, પણ તે આશા રાખેછે કે કેલવણીના ફેલાવાથી એ વેહમ નાબુદ થાએઆ વગર રેહશે નહી. પારસીઓ સુદરા ઊપર જે કુસતી બાંધેછે તે કુસતી ૭૨ દોરાનો બનાવેલી હોએછે.* કુસતીને અવસતાની જુબાનમાં "સતરે પેસનગેહંમ" કરીને કેહેછે, જેનો અરથ "નેક અને ફાએદાની રાહનો પોશાક" કરીને થાએછે. પારસીઓ કુસતીની તરણ સર કમરનો આસપાસ વીંટાલીને તેની ઊપર ચાર ગાંઠ બાંધેછે. પેહલી ગાંઠ બાંધતી વખતે તેઓ જે ભણેછે તેની માએની એ થાએછે કે "ફકત એક ખોદાછે અને તેની સાથે મુકાબલો થઈ શકે હેવો બીજો કોઈ નથી. બીજો ગાંઠ બાંધતી વખતે તેઓ બોલેછે કે "જરતોસતને જે ધરમ અથવા મજહબ આપેઓછે તે ખરોછે." તરીજી વખતે બોલેછે કે "જરતોસત એ ખરો પેગમબરછે અને તેને ઈશવર પાસેથી પેગામ મલેઓછે." અને ચોથી વખતે "નેક રાહ અખતીઆર કરજે અને બદીથી પહરેજ રેહજે."

ગરંથ કરતા કેહેછે કે હજરત જરતોસતના કાએદા મુજબ છોકરો અથવા છોકરી ૧૫ વરશની ઊમરે પોંહચે તેની આગમજ તેમને પરણાવવાં નહી જોઈએ, પણ પારસીઓએ હીંદુઓની ઘણીએક રસમો અખ

* પારસીઓનાં "યજશને" નામનાં ધરમ પુસતકના ૭૨ ભાગછે તેથી તેઓ ૭૨ તારની કુસતી બનાવેછે.

તીઆર કીધી તેમાં તેઓએ નાહનપણમાં પરણાવવાની રસમ પણ અખ તીઆર કીધીછે. નાહનપણમાં લગન કરવાનાં કેટલાંએક કારણો મધે એક જાણવાજોગ કારણ લખનાર જણાવેછે તે એછે કે "પોતાની દોલત દેખાડવાને કીજે પોતાના ખેસ આસનાઓને અને પાર પડોસીઓને મેજબાની અને નાચ આપવાની તથા ખુશબખતી ભોગવવાની તક ખોવાને પારસીઓ (હીંદુઓની માફક) મુદલ ખુશી નથી; તેમજ ઓર તોને પોતાનો સુંદર પોશાક અને પોતીકું કીમતી જરીઆન દેખાડવાને બીજી સારી તક મલી શકતી નથી, તેથી તેઓ બાલપણમાં પોતાનાં છોક રાંઓનાં લગન કરવામાં અતીશે હોંસ ધરાવેછે."

લગનની વખતે વર કનેઆ સાથે બેશેછે તીઆરે દસતુર પરથમ પેહ લવી ભાશામાં અને પછી સંસકરીતમાં આશીરવાદ સારેછે. સંસકરીત મધે આશીરવાદ ભણવાનું કારણ એ જાણવામાં આવેલૂં છે કે પારસીઓ જારે પેહલવેહલાં દીવમાંથી નીકલીને સંજાણ તરફ આવીઆ તીઆરે તેઓએ તાંહાંના હીંદુ રાજાને તેમ કરવાની કબુલાત આપી હતી. લગ નના આશીરવાદ સારતી વખતે દસતુરો શું બોલેછે તે જાણવું પાર સીઓને તેમજ બીજાઓને અગતનું છે. તેઓ બોલેછે કે—

"તમો જાણજો કે તમોએ એક બીજાને પસંદ કીધાંછે અને તેટલા માટે તમારો આ પરમાણે સંબંધ થાએઓછે. બીજાઓ તરફ તમો બુરી દીઆનતથી નજર કરતાં ના, પણ તમો બેહુ જણા જાંહાં તુલીક આ દુનીઆંમા જીવો તાંહાં તુલીક હેત પરીત રાખજો, તથા એકબીજાંને માન આપીને ચાલજો. તમો એકબીજાં વચ્ચે કજીઓ કંકાસ થાએ નહી, અને એકબીજાં ઊપર તમારો પેઆર વધે. તમો બેહુ હમેશ સચાઈને વલગી રેહેવાને તથા તમારા વીચારમાં અને તેમજ કામમાં પાક રેહવાને શીખો, તથા સરવ શકતીવાન ઈશવર જે સચા ઈને તથા પવીતરાઈને પસંદ કરેછે તેને ખુશી કરવાની તજવીજ કરો. ખરાબ સંગત છોડી દેજો તથા લોભ, અદેખાઈ અને મગરૂરીથી દુર રેહજો કારણ તે સંગલો ખરાબીનો રસતોછે. બીજાઓની મીલકત

વીશે વીચાર કરતા ના પણ પસીનો ઊતારીને તથા વાજબી ઊપાએ કામે લગાડીને પઈસો મેલવવાની તજવીજ કરજો. તમારા પડોસી અને બીજા નેક આદમીઓની દોસતી તમો કરતા રેહેજો. ગરીબ અને ગરજવંતને સાહે થજો. તમારાં મા બાપને માન આપતા રેહજો; કારણ તે ફરજ તમારા ઊપર પેહેલી ઊતરેલીછે. તમો સંગલાં નેક કામમાં અને સંગલી નેક મુરાદમાં ફતે પાંમજો. તમોને છોકરાં અને છોકરાનાં છોકરાં થજો. જરતોસતી ધરમની કીરતી વધારવાને હમેશ કોશેશ કરજો અને તમારા ઊપર તે સાહેબની મેહરબાની અને રેહેમ ઊતરજો."

લગનની વખતે દસતુરો જે આશીરવાદ સારેછે તેનો અરથ ઊપર મુજબ થાએછે. ચાલુ રેવાજમાં પારસીઓ એ આશીરવાદનો એક શબદ વટીક સમજતા નથી. ગરંથ કરતાએ પારસીઓના પોશાક બાબે પણ વરણન કીધુંછે. પારસીઓની ખાવા પીવાની રીત વીશે પણ વરણન કીધુંછે, અને તે બાબે પારસીઓએ ઈઊરોપીઅનોને જોઈને જે સુધારો કીધોછે તેથી તેણે પોતાનો સંતોશ જાહેર કીધોછે, તથા હેવી ઊમેદ રાખીછે કે પારસીઓ પોતાના પોશાકમાં તથા ખાવા પીવામાં હીંદુઓનો રેવાજ થોડી મુદતમાં પડતો મુકીને તેમાં ઘટતો ફેરશાર કરવાને ચુકશે નહી. છેલે પારસીઓનાં દોખમાં વીશે તથા તેમનાં મરણની વખતે થતી કીરીઆ વીશે થોડુંએક લખીને ગરંથ કરતાએ પોતાનાં પુસતકનો તરીજો ભાગ સમાપત કીધોછે.

**ભાગ ૪ થો**—આ ભાગ મધે ભાઈ ડોશાભાઈએ પારસીઓના ધારા તથા તેમની પંચાએત સંબંધી લખેલુંછે. તે કેહેછે કે પારસીઓ ઈરાનથી આવીઆ પછી તેઓના ઘેરગતુ કજીઆ ચુકવવા તથા તેમની કોમને લગતા બંદોબસતને સારૂં "પંચાએત" ઈઆને પાંચ માંણસોની મંડલીઓ ઠેકાંણે ઠેકાંણે મુકરર કરીઆમાં આવી હતી. એ પંચાએતથી આગલા દાહાડાઓ ઊપર પારસીની કોમને ફાએદો થાતો હતો. પંચાએતના હોકમથી જે કોઈ પારસી ઊલટો ચાલે તેહેને જાહેર જમનોમાં તથા મજલેસોમાં આવવાની મનાઈ હતી. તેહેનાંથી આતશબેહેરામ ઈઆ અગીઆરીમાં

જવાઈ શકાતું તું નહી, અને મોબેદો તેહનાં ઘેરમાં દીન ધરમનું કામ કરી શકતાતા નહી. પંચાએતનો હોકમ નહી માંનનાર શખસને એ રીતે નાંત બાહેરની સજા થાતી હતી. મુંબઈ મધે એ પંચાએતનો અમલ આગલા વખતમાં સારી રીતે ચાલીઓ હતો. ઈશવી સને ૧૭૭૮ નાં વરશમાં મુંબઈના ગવરનર ઊલીઅમ હોરનબીએ પારસીની પંચાએતને હેવો અખતીઆર આપીઓ હતો કે તેઓની કોમનો કોઈબી શખસ તકસીર કરે તો તેહેને ખાસડાંથી પંચાએત સજા કરી શકે. એ વાતની એક વરશ આગમજ બેહેદીન તથા અંધેઆરૂઓ વચ્ચે લગનમાં એકબીજાની છોકરીઓ આપવા તથા લેવા બાબેની ભાંજઘડ નીકલી હતી. અંધેઆરૂઓ પોતાની છોકરીઓ બેહેદીનને તાંહાં પરણાવતાતા નહી; તેમજ બેહેદીનોએ હેવો બંદોબસત કીધો હતો કે તેઓએ પોતાની છોકરીઓને અંધેઆરૂને ઘેર પરણાવવી નહી. એ છેલ્લા જણાવેલા ઠેરાવની વીરૂધ્ધ અંધેઆરૂ લોકો થાએઆ હતા, કે જેથી બંધે ટોલા વચ્ચે મારામારી થવાની ધાસતી હતી. આ ધાસતી ઊપરથી મુંબઈના ગવરનરે તરણ ઈઊરોપીઅન ગહેરસથોની એક કમીટી મુકરર કરી, અને બેહેદીન તથા મોબેદો વચ્ચેના આ વાંધાનું શેવટ લાવવાનું કામ તેઓને સોંપીઊં. એ કમીટીના ગહેરસથોએ એક "રીપોરટ" બનાવીને તેમાં પોતાનો વીચાર બેહેદીનોની તરફમાં જાહેર કીધો. એ વખત પછી આસરે દસ વરશે, ઈઆને તા૦ ૧ લી જાનેવારી ૧૭૮૭ ને દીને, પારસીઓની પસંદગીથી, અને તે પસંદગી સરકારે મંજુર રાખીઆથી, નીચે જણાવેલા છ બેહેદીન તથા છ મોબેદોની એક પંચાએત નવેસરથી ઊભી કરીઆમાં આવી હતી. એ ગહેરસથોનાં નામ આ રીતેછે. જમશેદજી બોઘા મોદી, નાનાભાઈ બેહેરાંમજી, માંણેકજી નવરોજજી વાહાડીઆ, દાદીભાઈ નશરવાંનજી (દાદી શેઠ), હીરજી જીવણજી, શોરાબજી મનચેરજી (રેડીમની), શાપુરજી બહમનજી, દશતુર કાવશજી રૂસતમજી, શોરાબજી નાનાભાઈ શેઠ, દોરાબજી ફરાંમજી, કાવશજી ભીખાજી, અને દોરાબજી ફરદુનજી.

એ પંચાએતે આસરે તીસ વરશ તુલીક અમલ ચલાવોઆ પ
મધેના કેટલાએક ગહૃસથો ગુજરી ગીઆ અથવા પોતાનું
બજાવવાને અશકત થાએઆ હતા, તે ઊપરથી તારીખ ૪ થી
૧૮૧૮ ને દીને અઢાર અધીકારીઓની નવી પંચાએત અતરે
કરેઆમાં આવી હતી, કે જે પંચાએતનું ખોખું આજ સુધી પારસી
કાએમછે, પણ તેહેનું રૂહુ તમામ ઊડી ગએલું છે.

મી૦ ડોશાભાઈ લખેછે કે આજ પંદરથી વીસ વરશ થાએઅ
ઈની પારસીની પંચાએતનો કાબુ મુતલગ ચાલી શકતો નથી, તે
હોકમને કોઈ માન આપતું નથી, અને તેઓનાં કામ ઊપર સરવે
નારાજીછે તથા મશકરી કરેછે. ગરંથ કરતા કેહેછે કે એ બન
પારસી લોકોનો કસ્સો વાંક નથી; પણ એ પંચાએતે જારે પોતાનો
બાર બેદાદ રીતે ચલાવીઓ, અને પઈસાવાલાઓને એક રીતનો ઈ
તથા ગરીબોને તેથી જુદી રીતનો ઈનસાફ આપવા માંડીઓ, તીઅ
મંડલીનો મોસ પારસીઓમાંથી તદન ઊતરી ગએઓ. ગરંથ કરતા
બોલવાની સાબેતીમાં મરનાર શેઠ ફરાંમજી કાવશજી બનાજીનાંએ
એતનાં અધીકારીઓ ઊપર લખેલી એક ચીઠી મધેનો ફકરો
કરેઓછે. એ ચીઠી મધે શેઠ ફરાંમજી કાવશજીએ પંચાએતના ચ
રીઓ ઊપર બેપરવાઈ તથા ઈનસાફમાં તરફદારી રાખવાનો અની
ખોલ્લી રીતે મુકેઓછે. એ પછી પારસીઓ વચ્ચે વારસા હીસાના ધા
જે હાલમાં ખુટછે તે બાબે કેટલોએક વીચાર આપીને, તથા એ
બાબે આગલ જે તજવીજ થાઈ હતી અને હમણાં થાએછે તેહેનું
એક વરણન કરીને મી૦ ડોશાભાઈએ પોતાનાં પુસતકનો ચોથો
ખતમ કીધોછે.

**ભાગ ૫ મો**—આ ભાગમાં મી૦ ડોશાભાઈએ વેપાર સં
બાબદમાં પારસીઓની ઊલટ તથા હીમત વીશે જણાવેલું છે. એ
લખેછે કે પારસીઓ હીંદુસથાંન મધે આવેઆ પછી નજદીક એક
વરશ લગી માઠી હાલતમાં રહેઆ હતા, અને ખેતીવાડીનું કામ કરીને

બીજો હલકી જાતીનો ધંધો કરીને પોતાનો ગુજારો ચલાવતા હતા. પણ એ મુદત પછી જારે તેઓની નજર આગલ વેપારના દરવાજા ખુલ્લા માલમ પડેઆ, તીઆરે તેઓએ તે દરવાજા આગલ એકદમ હીમતથી ધસારો કીધો, અને ઈશવરની મેહરબાંનીથી તેઓ ચઢતી કલાને પાંમેઆ. પારસીઓમાં તવંગર અને દોલતમંદ શખસોનો ઘણોખરો ભાગ પોતાની જાતી મેહનતથી અને જાતી પરાકરમથી દોલત એકઠી કરી શકેઓછે. પારસીઓ હરએક જગોએ અને હરએક વખતે દોલત મેલવવાને વાસતે ઈંગરેજી વાવટાની પછવાડે દોડેછે, અને દોલત મલવા બાબે જે ધંધામાં અથવા જે જગોમાં તેઓની ખાતરી થાએછે તે ધંધામાં પડવાને અને તે જગો ઊપર જવાને પારસીઓ ઘણુંકરીને હમેશ તઈઆર અને સાવધ રેહછે. ભાઈ ડોશાભાઈ કેહછે કે હરકોઈ વાંચનારને હેવો સવાલ ઊઠેઆ વગર રેહશેજ નહી કે પારસીઓ જેઓના પુરાતમ વડીલો લડાઈ કરવામાં મોહોટા બાહદુર અને પેહલવાનો ગણાતા હતા તેઓમાના કોઈ પણ લડાઈનો ધંધો કરવાને હાલ કાંએ નથી બાહેર પડતા ? એ સવાલનો જવાબ સેહલી રીતે ગરંથ કરતાએ વાલેઓછે, તે કેહછે કે પારસીઓમાંથી તેમનું અસલનું જાતી બલ અને જાતી લોહી ઊડી ગએઊં નથી; તથા કેટલાએક ઈઊરોપીઅનો ધારેછે તેમ પારસીઓને સીપાહીગીરી કરવાને ધરમ સંબંધી કાંઈ પણ હરકત નથી. ખરી વાતછે કે પારસીઓ આતશને માન આપેછે, પણ તેથી એક બંદુક અથવા પીસતોલ ફોડવાને કાંઈ પણ અડચણ તેઓને નડતી નથી. પારસીઓ હીંદુસથાંન મધે સીપાહીગીરીનો ધંધો કરતા નથી તેનું ખરૂં અને મુખીઅ કારણ એજછે કે સીપાહીગીરીની ચાકરી કરવા લાએક અથવા પુરતો મુસારો તેઓને મલી શકતો નથી. હીંદુ તથા મુસલમાન સીપાહીને દર માસે ફકત સાત રૂપીઆ ઈંગરેજ સરકાર તરફથી મલેછે, જે રકમ કરતાં વધારે રકમ એક પારસી બબરચી હલકો ધંધો કરીને પણ મેલવી શકેછે. વાસતે પારસીઓને જો ઈઊરોપીઅન સોલજરના જેટલો દરમાએઓ મલે તો લડાઈ ખાતાંમાં સીપાહીગીરી દાખલ પોતાનું નામ નોધાવવાને

તેઓમાના ઘણા તઈઆર થાએ. મી૦ ડોશાભાઈ કેહેછે કે પારસીઓને સીપાહીગીરી સોંપી હોએ તો તેઓ ઈઊરોપીઅન સોલજરોના જેવી બાહદુરીથી અને ઈમાનદારીથી પોતાનું કામ બજાવે હેમાં કાંઈ પણ શક નથી.

રાજદ્વારી ખાતાંમાં થોડાજ પારસીઓએ નોકરી કીધીછે. પુણાં મધે પેસવાની દરબારમાં ખરશેદજી મોદી, અને સુરત મધે અરદેસર ધનજીશાહ બાહદુરે રાજદુવારી ખાતાંમાં આબરૂ અને કીરતી મેલવીછે, જે વીશેની શાહદત કપટાન ગરાંટ ડફે તથા મી૦ બરીગસે પોતાના ગરંથોમાં આપીછે. સુરત મધે લુટારૂ લોકોની મોહટી ટોલીઓ ઊભી થાએલી હતી જેથી તાંહાંના લોકોને પોતાના જાન માલ બાબે વારેઘડીએ ધાસતી અને ફીકરમાં રેહવું પડતું હતું, પણ એ ટોલીઓને જડમુખથી અરદેસર ધનજીશાહ બાહદુરે ઊખેડી કાહાડી હતી તે બીના ઘણા ખરા પારસી વાંચનારાઓથી અંજાણી નહી હોએ. સને ૧૮૨૫ નાં શાલમાં મુંબઈની સરકારે મી૦ અરદેસરને રૂ૫૦૦૦ ની બખશીસ સાથે એક ખીલાત અથવા આબરૂનો પોશાક ભેટ આપેઓ હતો. ૧૮૨૯ માં મુંબઈનો ગવરનર જાન માલકમ જારે સુરતમાં ગએઓ હતો તારે મોહટી દરબાર ભરીને અરદેસર બાહદુરને એક ઘોડો સીનગારેલાં જીન સાથે ભેટ કીધો હતો, અને દર વરશે ૩૦૦૦) રૂપીઆની પેદાસની જાગીર તેને બખશેશ કીધી હતી. અરદેસર બાહદુરને તારપછી એક સોનાનો ચાંદ પણ મોકલવામાં આવેઓ હતો.

પારસીઓની સખાવત વીશે ગરંથ કરતાએ અતીશે તારીફ કીધીછે. જેઓ પારસીઓ સાથે સારીપઠે સંબંધમાં આવેઆ હશે તેઓ એકદમ કબુલ કરશે કે એ તારીફનો ઘણો ભાગ ઘટતો અને વાજબીછે. સખાવત કરવામાં હાલનાજ તવંગર પારસીઓ વખણાએલાછે, એટલુંજ નહી, પણ રેવરંડ મી૦ ઓવીંગટને ૧૬૮૯ માં એક ગરંથ છાપી બાહેર પાડેઓ હતો તેમાં પણ તેણે પારસીઓનાં પરોપકારીપણાં વીશે અછો વીચાર જણાવેઓછે. પારસીઓની સખાવતનો ખરો અને હાલનો નમુનો સર જમશેદજી જીજીભાઈ બારોનેટછે, જેણે ૧૮૨૨ થી તે આજ,

લગી ધરમખાતાંઓમાં જાહેર રીતે નજદીક ૨૫૦૦૦૦૦ (પચીસ લાખ) રૂપીઆની રકમ ખરચીછે. એ નામદાર ઊમરાવની મી૦ ડોશાભાઈએ ઘટતી તારીફ વીસતારીને કીધીછે, અને પોતાનાં બોલવાને મજબુતી આપવાને કીજે ૧૮૫૯ ના જુન મહીનામાં સર જમશેદજીનું બાવલું ઊભું કરવા બાબે ટાઊનહાલ મધે જે મોહોટી જાહેર સભા મલી હતી, તેમાં નામદાર લારડ એલફીનસટને તથા તેના સેકરેટરી મી૦ આનડરસને જે ઊમદા અને મોતેબર ભાશણો સર જમશેદજીની તારીફમાં કીધાં હતાં તે ઊતારી લીધાંછે.

**ભાગ ૬ થો**—આ ભાગમાં પારસીઓની કેલવણી સંબંધી હાલત વીશે એ ગરંથમાં લખેઊંછે. પારસીઓમાં ઈંગરેજી કેલવણીની શરૂઆત ફકત પચીસ અથવા તરીસ વરશની મુદતથી શરૂ થાઈછે. મુંબઈના આગલા ગવરનર માંઊંટ સટુઅરટ એલફીનસટને ૧૮૨૦ નાં શાલમાં "બોમબે નેટીવ એજીઊકેશન શોસાએટી" દેશીઓને કેલવણી આપવા વાસતે સથાપી હતી, તેહેની અગાઊ મુંબઈ મધે જે થોડીએક ઈંગરેજી નીશાલો હતી તે નીશાલોમાં ઘણુંકરીને પારસીઓના છોકરાઓ જતા હતા, પણ તેઓને તે વખતે જે કેલવણી મલતી હતી તે ઘણીજ અધુરી અને હલકા દરજાની હતી. નામદાર માંઊંટ સટુઅરટ એલફીનસટન જારે મુંબઈથી પોતાનો ઓધો છોડીને ગએઓ તારે તેનાં નામની એક કાલેજ કાહડવાને વાસતે પઈસાની મોહટી રકમો ભરીને દેશીઓએ એક ફંડ ઊભું કીધું હતું, તે મુજબ એક કાલેજ ઊંઘાડવામાં આવી. એ કાલેજ અને "નેટીવ એજીઊકેશન શોસાએટી" ની ઈંગરેજી ઈસકુલ એ બેહુ ૧૮૪૦ નાં વરશમાં જોડી નાખીને તેમને "એલફીનસટન ઈનસટીટીઊશન" હેવું નામ આપીઊં જે નામથી એ ખાતું હજુર ચાલેછે. સરવે કોઈને જાણીતી વાતછે કે પારસીઓએ એ ઈનસટીટીઊશનનો સારો ફાએદો લીધોછે અને પંદર વરશની થોડી મુદતમાં તેઓ મધે ઈંગરેજી કેલવણી સારો ફેલાવો પામીછે. હાલ પાંચ સાત વરશમાં પારસીઓમાં ઈંગરેજી કેલવણી લેવાની ઊલટ અને ઈતેજારી એટલીતો

વધી પડીછે, કે સઊથી ગરીબમાં ગરીબ છોકરાઓ એ કેલવણીનો ફાએદો લેવાને પછાત નથી. અને હમો હાલ જો હેવું કહીએ કે મુંબઈ ઈલાકામાં ઈંગરેજી કેલવણી લેવાની જેટલી ઊલટ પારસીઓ ધરાવેછે તેટલી ઊલટ કોઈ પણ બીજા દેશીઓ ધરાવતા નથી તો હમારૂં કેહવું કાંઈ પણ રીતે ગેરવાજબી કેહવાશે નહી. મી૦ ડોશાભાઈએ પારસીઓની કેલવણી વીશે બોલતાં "સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઈનસટીટીઊશન" ની તવારીખની થોડી નોધ આપીછે તેનો સારાઊંસ અતરે વગર ઊપીઓગનો માલમ નહી પડશે. ૧૮૪૨ નાં શાલમાં સર જમશેદજી જીજીભાઈને જારે નાઈટનો ખેતાબ મલેઓ તારે પારસીઓને અતીશે સંતોશ અને આનંદ પેદા થાએઓ હતો. સર જમશેદજીએ જે માન ભરેલો ખેતાબ મેલવીને પોતાનેજ નહી, પણ પારસીઓના આખા ટોલાને મોહટી જેબ આપી, તેથી તેઓએ પોતાનો સંતોશ જાહેર કરવાને તથા તેમને મુબારકબાદી આપવાને પોતપોતામાં એક મોહટી રકમ ઊભી કીધી. એ રકમ નજર કરતી વખતે તેઓએ સર જમશેદજીને એક માન પતર આપીઊં તે માન પતરમાં તેઓએ જણાવીઊં કે—

"આ ખુશાલી ભરેલા બનાવની ઈઆદગારીમાં સર જમશેદજી જીજીભાઈ ટરાંસલેશન ફંડ હેવાં નામનું એક ફંડ ઊભું કરવાને તથા તેમાં આ પઈસાની રકમ નાખવાની તમો મેહરબાંની કરીને રજા આપશો હેવી હમો ઈછા રાખીએછે. આપણા લોકોને કેલવણી આપવાનાં કામમાં તમો હમેશાં ઊલટ અને ઈંતેજારી બતાવોછો, તે ઊમદા કામને મદદ મલે, એટલા વાસતે પુરવ તથા પશચમ દેશોના જુદી જુદી ભાશામાં જે ઊપીઓગી ગરંથો હોએ તેમનો તરજુમો કરીને પારસી ટોલામાં મુફત અથવા સસતી કીમતે વેંહચાવાને બની આવે તે બાબેનો ખરચ કરવાને એ ફંડ ટરસટીઓના હાથમાં સોંપવાની હમો તમારી રજા લેવા ઈછીએછે."

એ માન પતરનો જવાબ સર જમશેદજીએ ઘણીજ તારીફ લાએક રોતે વાલીઓ અને જણાવીઊં કે—

"તમોએ ધારેલી ગોઠવણની સાથે હું એક બીજી ગોઠવણ જે માહરાં મનમાં ઘણા દીવસથી રમી રહેલીછે તે પાર પાડવાની ઈછા રાખુંછું, કે જેથી મુંબઈ, સુરત અને તેની પડોસના પારસીઓના ગરીબ લોકોનાં દુખમાં ઘટાડો થાએ. તમો સારીપેઠે જાણોછો કે આપણા ટોલાના ઘણા લોકો માઠી હાલતમાંછે, તથા તેઓના છોકરાઓ અગનાન પણામાં મોહટા થાએછે. માહારી ઈછા હેવીછે કે એક ફંડ ઊભું કરવું અને તેનાં વીઆજમાથી ગરીબ પારસીઓની હાજત પુરી પાડવી અને તેમના છોકરાઓને કેલવણી આપવી. આ કારણ માટે ૩૦૦૦૦૦ (તરણ લાખ) રૂપીઆની રકમ હું કાહડુંછું અને તે તરસટીઓના હાથમાં મુકવા માંગુંછું. કે જેઓ ઊપર જણાવેલી મતલબ પાર પાડશે. હું આશા રાખુંછું કે આ કામ તમો તમારે માથે લઈને પાર પાડશો."

આ તરણ લાખ રૂપીઆની રકમ ઊપરાંત બંગાલ બેંકના પંદર શેર સર જમશેદજીએ તથા પાંચ શેર તેવણની બાનુએ અને પાંતરીસ શેર પારસી પંચાએતે ઊમેરીઆ. એ રકમનાં વીઆજને પેટે દર શાલ ૪૦૦૦૦ રૂપીઆ ઊપજેછે. જે મુલ અને અસલ મતલબથી આ ફંડ ઊભું થાએઊંછે તે મતલબ જો કે પાર પડી નથી, તોપણ પારસીઓના શેંહકડો છોકરાઓને એ ફંડથી કેલવણી મલેછે. સર જમશેદજી ઈનસટીટીઊશનની ટુંક હકીકત લખેઆ પછી મી૦ ડોશાભાઈએ સ્ત્રી કેલવણીની તવારીખ આપીછે. એ તવારીખ હમણાંના વખતની અને તાજીછે તેથી હમારા ઘણાખરા વાંચનારાઓ વાકેફ હશે. સ્ત્રી કેલવણી હજુર બાલ અવસથામાંછે, તોપણ દીનપરદીન પારસી લોકોમાં છોકરીઓને ભણાવવાની ઊલટ વધતી જાએછે; તે બાબેની સાબેતી કોટ મધેની પારસીની છોકરીઓની નીશાલમાં હાલ ૩૦૦ કરતાં વધારે છોકરીઓ કેલવણી લેએછે એજ ઊપરથી મલી આવેછે.

મી૦ ડોશાભાઈ વાજબી રીતે જણાવેછે કે પારસીઓના તવંગર ગહરસથો પોતાના દીકરાઓને કેલવણી આપવા ઊપર જેટલું ધેઆંન આપવું જોઈએ તેટલું આપતા નથી.

પારસીઓની કેલવણીના બાબના છેલા ભાગમાં ભાઈ ઈએ પારસીઓની ઈંગરેજી રાજ તરફ વફાદારી બાબે બોલવ એક પાંનાં રોકેઆંછે. એ બાબેની સાબેતીમાં રૂશીઆનની વખતે ઈશવરની પરારથના કીધી હતી, તેનો ઈંગરેજીમાં તરજુ કરીને તથા આ બલવાના હીંગામમાં પારસીઓએ નામદાર એક માન પતર આપીઊં હતું તે વીશે બોલીને છઠો ભાગ તમા

**ભાગ ૭ મો**—આ ભાગમાં ભાઈ ડોશાભાઈએ પા ધરમ પુસતકો, તેમનાં પેગમબર ઈતીઆદી વીશે લખીઊંછે ઓનો ધરમ પેહલાં ૩૦૦ વરશની મુદત સુધી ઈઆને ગોસત શાહના વખતથી શરૂ થાએઓ તે સેકંદર પાદશાહના વખત પુખત અને સારી હાલતમાં હતો તેવો કોઈ પણ વેલાએ પારસીઓનો પેગમબર જરતોસત કએઆં વરશમાં જનમેર બાબે ઈઊરોપીઅન ગરંથકારો ચોકસ અને ખાતરીથી કહી શ જરતોસતની ચોકસ તારીખ વીશે પારસીઓમાં પણ કાંઈએક પારસીઓના કાએદા બાંધનાર જોરાસટર નામના છ જુદા જુદે જુદે વખતે થાઈ ગએઆછે, તેથી તેઓનો જરતોસત પેગમબ તે બાબે ઈઊરોપીઅન ગરંથકારો શકમાં રહેલાછે. સર ઊલી સલી પોતાની ઈરાન મધેની મુસાફરીનાં કીમતી પુસતકમાં પારસીઓ જે જોરાસટર અથવા જરતોસતને પોતાનો પેગ ગણેછે તે ગોસતાસપ પાદશાહના વખતમાં અથવા ઈશુ કરાઈસ વરશ અગાઊ થાઈ ગએઓછે.

પારસીઓનો પેગમબર જરતોસત ગોસતાસપ પાદશા તમાં ઈરાન મધે રએ શેહરમાં જનમેઓ હતો. હેવું જાણવા ઊંછે કે જરતોસતનો બાપ ઘણો ભલો અને ચોખા વેહવાર હતો. તેને એક બેટાનું ફરજંદ થાઈઊં હતું. કેહેછે કે બચ બચાંની ઊપર થોડું દુખ ગુજારીઊં નહી હતું. તેને આતશમાં નાખેઓ હતો, પણ તેમાંથી વગર હરકતે પાછો

હતો. તેને જંગલી વરૂઓના શેકારમાં આવી શકે હેવી રીતે વેરાન જંગલમાં નાખીઓ હતો, પણ તેને કાંઈ પણ હરકત પોહચી નહી હતી; અને હેવીજ રીતે તેની ઊપર ઘણીએક જશ ગુજારવામાં આવી હતી, પણ કેહેછે કે તે સંગલામાંથી તે બનચીઓ હતો. જરતોસત જારે તરીસ વરશની ઊમરનો થાએઓ તીઆરે પોતાનું શેહર છોડીને ઈરાનનાં પાએ તખત શેહેરમાં ગએઓ હતો. તાંહાં દસ વરશ ગુજારીઆ પછી ગોસતા સપ પાદશાહની દરબારમાં તે પવીતર આતશ લઈને હાજર થાએઓ હતો. પાદશાહે તેને પુછીઊં કે તું કોણછે, અને કાંહાંથી આવીઓછે, તેના જવાબમાં જરતોસતે જણાવીઊં કે "સરવ શકતીવાન ખોદાએ મને તાહરી આગલ મોકલીઓછે, અને તું સચાઈ તથા નેક અને અદલ રાહે ચાલે એટલા વાસતે મને પેગમબર ઠેરવીઓછે." ફીરદોસી કેહેછે કે તેને વલી તે પાદશાહને હેવું કહેઊં કે "તું સારા ધરમની કીરીઆ અને ફર માંનો શીખ; કારણ ધરમ વગર પાદશાહમાં કાંઇ પણ ઝવાહેર ગણાએ નહી." પાદશાહે તેનું બોલેલું એકદમ કબુલ રાખીઊં, અને તેનો દાખલો તેની રઈએતે પકડીઓ, અને જરતોસતને પેગમબર કરી તેઓએ કબુલ રાખીઓ.

જરતોસતે જે ધરમનાં પુસતકો આપેઆં હતાં તે પુસતકો "અવ સતા" ને નામે પારસીઓ મધે ઓલખાએછે અને તેનાં સંગલાં મલીને ૨૧ નુસક અથવા દફતરોછે. આ ૨૧ દફતરોમાનાં ઘણાંખરાં દફતરો હાલના પારસીઓના હાથમાં નથી, કારણ એ દફતરોના મોહટા ભાગનો સેકંદર પાદશાહે અથવા આરબ લોકોએ નાશ કરી નાખેઓછે. ઈરાનીઓ જરતોસત ઊતપન થાએઓ તેની અગાઊ મુરતીની પુંજા તથા આરાધણા કરતા હતા, પણ જરતોસતે તેઓને મજહબ આપેઓ તીઆરથી તેઓ મુરતી પુંજવાનું કામ ગુનાહ ભરેલું ગણવા લાગીઆ. જરતોસતી ધરમનો મુખીઅ સાર "હુમત, હુખત, હુવરેસત" એ તરણ શબદોમાં આવેલોછે. એ તરણ શબદોનો અરથ આ પરમાણે થાએછે— નેક બોલવું, નેક કરવું અને નેક વમાસવું. પારસી ધરમ એટલે શું,

અને તે ધરમ કેહવા આકારનોછે તે બાબે ભાઈ ડોશાભાઈએ કેટલાએક ઈઊરોપીઅનોના વીચારો ટાંકીઆછે; અને જણાવીઊંછે કે પારસીઓ ફકત એકજ ખોદા જે સંગલી જાહનોનો પેદા કરનારછે તેને માનેછે, અને કેટલાએક વીચારેછે તેમ તેઓ મુરતી પુંજનારાઓને મલતા નથી. ભાઈ ડોશાભાઈ કેહેછે કે "હીંદુસથાંનમાં પેહલવેહલા પારસીઓને હીંદુઓની ઘણીએક સંસારી તેમજ ધરમ સંબંધી રસમો હીંદુ રાજાઓને ખુશી રાખવા કીજે અખતીઆર કરવી પડી હતી. એ બનાવને વર શોનાં વરશ ગુજરી ગએઆં, અને પારસીઓની ઓલાદ હેવું સમજવા લાગી કે એ સંગલી રસમો તેઓના પોતાના ધરમ મધેનાં ફરમાંનોછે. વલી પાછલના જમાનાની ઓલાદના પારસીઓ તે સબબથી હેવું બોલવા લાગા કે હમારા બાપદાદા જે પરમાણે કરતા આવીઆછે તે પરમાણે હમોએ કરવું ઘટેછે. તેઓ પાસે થોડાંએક ધરમનાં દફતરો રહેલાંછે તેમનો અભીઆસ તેઓ અછી રીતે કરી શકેઆ નહી; કારણ તેઓ મધે ઘણાજ થોડા શીખેલાઓ હતા. એનું પરીણામ એજ નીપજીઊં કે હીંદુઓની રસમ જે તેઓના હાડમાર થાએલા વડવાઓને અખતીઆર કરવાની ફરજ અને જરૂર થઈ પડી હતી તે રસમોનું જોર તેઓમાં એમનું એમ રહી ગએઊં. એ ઊપરથી સમજાવવાને ઘણું મુશકેલ પડનાર નથી કે એક અગનાન પારસી અથવા તેની સ્ત્રી હાલને વખતે હોલીમાં નારીએલ શું કરવા મોકલેછે, હનુમાનને તેલ શું કરવા ચહડાવેછે અને દરીઆમાં ફુલ સાકર અને દુધ શા વાસતે નાખેછે."

**ભાગ ૮ મો**—આ છેલા ભાગમાં ગરંથ કરતાએ પારસીઓની આબાદાંની વીશે તથા હીંદુસથાંનના બીજા દેશીઓની ઊપર તેઓથી ઊપજતી અસર ઈતીઆદી વીશે પોતાના થોડાએક વીચાર આપીને એ ગરંથ સમાપત કીધોછે. એ ભાગમાં તેણે જણાવીઊંછે કે પારસીઓ દીન ઊપર દીન કેટલીએક જંગલી અને અણઘટતી ચાલ તરક કરતા જાએછે અને જેમ બનેછે તેમ સુધરેલા ઈઊરોપીઅનોની નકલ કરવાને તજવીજ કરેછે. ઈંગરેજ સરકારનાં રાજની સાથે તેઓની દશા સુધ

રતી ગઈછે તેથી સંગલા દેશીઓ કરતાં તેઓ ઈંગરેજી રાજને વધારે પીઆરૂં અને પોતીકાં રાજ જેવું કરી લખેછે. મી૦ ડોશાભાઈ હેવી આશા રાખેછે કે પારસીઓનો દાખલો ઘણીએક બાબદોમાં બીજા દેશીઓ વેહલા મોડા લેવાને ચુકશે નહી. પારસીઓએ સુધારા તરફ હાલ પોતાનું કદમ ભરવા માંડીઊંછે, અને પશચીમ દેશોનો વીદીઆ હોનર હાંસલ કરવાને પોતાની રૂચી વધારીછે, તે ઊપરથી ગરંથ કરતા અનુંમાન કરેછે કે પારસીઓની હાલતમાં થોડી મુદતની અંદર ઘણોજ જાણવાજોગ ફેરફાર અને સુધારો થાઈ જશે; તે કેહેછે કે "હમણાંના પારસીઓ વીસ વરશ ઊપરના પારસીઓ કરતાં જુદી જાતનાછે અને વગર ધાસતીએ કેહવાઈ શકાએછે કે વીસ વરશ પછીના પારસીઓ હાલના પારસીઓ કરતાં સુધરાઈના પાહડ ઊપર ઘણા ઊંચા ચહડી જશે."

[રાસ્ત ગોફ્તાર, તા૦ ૧૨, ૧૯, ૨૬ સપટેમબર તથા તા૦ ૩, ૧૦ અકટોબર ૧૮૫૮.]

---

# પારસીઓએ પોતાને કીજે "ધારા" બંધાવી મંગાવવા સારૂં કરેલી કોશેશની તવારીખ.

હીંદુસથાંનના પારસીઓમાં તેઓની સંસારી હાલતમાં ઊપીઓગી થાએ હેવા કોઈબી ધારા સરવે કોઈ મનજુર રાખે હેવી પરકારે મુકરર કરેલા નહીહોવાથી તે બાબે આ દેશના ઈંગરેજી સતાવાલાઓનું ધેઆન પરથમમાં ઈશવી સને ૧૮૨૦ નાં વરશમાં લાગેલું જોવામાં આવેછે. એ વરશમાં સુરત મધે દાદાભાઈ નશરવાંનજી મોદીની વીધવા જાઈજી અને પેશતનજી કાલાભાઈ વચ્ચે એક મુકદમો ઊભો થાએઓ હતો, કે જે "આતશબેહેરામનો કજીઓ" હેવાં નામથી ઓલખાએછે. એ મુકદમા મધે દાદાભાઈ નશરવાંનજી મોદીની વીધવાની તરફથી વાદી વાડીઆ જમશેદજી તથા હોરમજજી બહમનજીએ પરતીવાદી પેશતનજી કાલાભાઈ ઊપર હેવી ફરીઆદી માંડી હતી કે એ પરતીવાદી સુરત મધે કદમી જરતોસ

તીઓને સારૂં એક આતશબેહરામ બાંધવાનો એરાદો રાખતો હતો, પણ તે એરાદાની આગમજ વાદીઓએ પોતે શેહનશાહી જરતોસતીઓને સારૂં એક આતશબેહેરામ બાંધવાનો પોતાનો વીચાર અંજુમનને જાહેર કીધો હતો, અને જરતોસતી દીનનાં ફરમાન મુજબ કોઈબી એક ઠેકાંણે એક કરતાં વધારે "આતશબેહરામ" બંધાઈ શકાતાં નથી, માટે સરકારે એ બાબે તલાસ કરીને પેશતનજી કાલાભાઈને પોતાનું આતશબેહરામ બાંધવાથી અટકાવ કરવો. એ ફરીઆદની વખતે બંધે બોરદુવાલાઓની તરફથી જે મુખજુબાની તથા બીજી શાહદતો રજુ કરેઆમાં આવી હતી તે એકબીજાથી એટલીતો ઊલટી હતી કે એ મુકદમાનો ફડચો શી રીતે લાવવો તે બાબે ઈનસાફવાલાઓને કસો રસતો શુજ પડીઓતો નહી. દાદાભાઈ મોદીની તરફવાલાઓ હેવું પુરવાર કરવા માંગતા હતા કે એકજ શેહેર ઈઆ ગામડાંમાં જરતોસતી દીનના રેવાજ પરમાણે એક કરતાં વધારે આતશબેહરામ રખાઈ શકાએ નહી. તેઓની સાંમણી તરફવાલાઓ કેહેતા હતા કે એક શેહેરમાં બેએ ઈઆ તેથી વધારે આતશબેહેરામ બાંધવા બાબે જરતોસતી મજહબની કોઈબી કેતાબમાં મનાઈ નથી, માટે તેઓને એ કામથી કોઈએ અટકાવવા જોઈએ નહી. વાદીની તરફથી દીનની બાબદોથી વાકેફગાર કેટલા એક દસતુરો તથા મોબેદોની શાખશી લીધામાં આવી હતી, તેઓએ પોતાના દોસતોની તરફમાં વીચાર આપીઓ હતો—બીજા હાથ ઊપર પરતીવાદીની તરફના દસતુરો તથા મોબેદોએ પોતાનાં કુલની તરફથી વીચાર આપીઓ હતો. એ મુકદમામાં બંધે બોરદુવાલાઓએ કેટલી એક કેતાબો હાજર કરી હતી, પણ તે કેતાબો મધેની બીનાનો ખોલાસો પણ એક તરફવાલા લોકો પોતાને મનગમતો કરતા હતા, અને બીજી તરફવાલાઓ તેથી ઊલટો કરતા હતા. અંતે એ મુકદમો લવાદીથી ચુકીઓ હતો, અને તે ચુકાદા મુજબ દાદાભાઈ મોદીની તરફ વાલાઓને પરથમ આતશબેહરામ તખતનશીન કરવા અને પેશતનજી કાલાભાઈ વાલાઓએ તીઆરપછી કરવાની છુટ મલી હતી. એ મુકદ

માથી ઈંગરેજી સતાવાલાઓને પારસીઓના ધારા વીશેની ખાંમી ઘણી ચોકસ રીતે દેખાઈ આવી હતી. તેઓએ જોઈઊં હતું કે પારસીઓ માહોમાહે કજીઓ કરે તો તેઓના કાનુન ઈઆ રેવાજ વીશે ભરોસો રાખવાજોગ રીતે વાકેફગારી રાખવાનો સરકાર પાસે કસો આધાર નથી, અને તેથી કરીને કોઈવાર જો બંધે બોરદુવાલાઓ એક બીજાની સાંમણે લડવાના જોસામાં આવેછે તો તેઓ પોતાના શીરશતા વીશે ગમે હેવી રીતની શાહદતો ઊભી કરી શકેછે, અને તે ઊપરથી ઈનસાફ કરનાર ધણી મુતલક સમજી નહી શકતો કે તેણે કોણની ઊપર ભરોસો રાખવો, અને કહેઓ રેવાજ મનજુર કરવો.

એ અડચણ સુરત મધે ઈંગરેજી નેઆએધીસોએ અતીશે ભોગવીઆ ઊપરથી, તે વખતની સદર અદાલત, જે સુરત મધેજ હતી, તેહેના "રેજીસટરાર" મી૦ હારી બારોડેલે સુરતની અંજુમનના મોદી રૂસતમજી ખુરશેદજી તથા બીજા જરતોસતીઓ ઊપર ઈશવી સને ૧૮૨૮ નાં વરશની શરૂઆતમાં નીચે ટાંકેલો પતર લખી મોકલીઓ હતો.

"મોદી રૂસતમજી ખુરશેદજી વગેરે જરતોસતી કોમની અંજુમનનાં લોકોને સરકાર જાહેર કરેછે, હેવી રીતે જે ગવરનર ડનકન સાહેબના વખતથી તે હાલ સુધી તમારી કોમનાં વેહેવાર ઇઆને શીરશતો જોઈને માલમ થાએઓ કે હર વાતમાં તમારો ધારો કાંઇએક મુકરર નથી, કે જે પરમાણે શઉ લોક કબુલ કરીને ચાલે, તે શબબથી તરેહ તરેહનાં કજીઆ તમારામાં ઊઠેછે, જેથી સાહેબ લોકોને એ વાતમાં મેહેનત પડેછે, અને તમે લોકો પણુ તરેહ તરેહથી ખરાબ થાઓ છેઓ. બીજું અગર તમારી જુની કેતાબોમાં અથવા રેવાએતોમાં કાંઇએક કેતાબો હતે કે જે શઉ લોક કબુલ કરે તો એ વાત તમને પુછવાની કાંઈ દરકાર નોહોતી, પણુ તજવીજ કરવાથી જાહેરછે જે સરવે કેતાબોમાં એક હેવી કેતાબ નથી કે જે પરમાણે સરવ લોક ચાલવું કબુલ કરે. સાહેબ લોક એ વાત ઉપર ઘણો વીચાર કરીને હાલનો ચાલ તમારો જોઈને સારીપડે જાંણેઆમાં લાવે આછે જે થોડી વાત કેતાબનાં હુકમ પરમાણેછે, અને ઘણીખરી વાતો તમારા બુજરગોનાં રસમ પરમાણે તમો ચાલોછેઓ, અને કેટલાએક લોક હાલમાં પોતાની ખુશી પરમાંણે ચાલેછે. એ રસમ બુજરગોનાં તથા હાલનાં એ કાંઈ લખેઆમાં આવેઓ નથી, તે વાસતે સરકાર હાલમાં ફરમાવેછે કે અંજુમનની

મસલેહતથી એ શઉ દુનીઆંદારીની વાત જેહેમાં કોઇ વખત કજીઓ ઉઠેછે તેના ઉપર સારીપકે તજવીજ તથા મનસુબો કરીને શઉની સમજણ તથા વીચાર પરમાણે લખેઆમાં લાવીને તે પરમાણે ચાલવું. એ કીધા સીવાએ તમારામાં કજીઓ બંધ થનાર નથી. વાસતે એ શઉ વાત ઉપર સવાલ સરકારના હુકમથી તઇઆર કરીને તમારા ઉપર મોકલેઆછે, તે સરવે ધેઆંનમાં લાવીને સરવ અંજુમનના નફા શરખું કાંમ જાણીને સરવ અંજુમનની મસલે હતમાં ઠરે તે પરમાણે લખી મોકલવા. અને તરીજું એવી રીતે અંજુમનથી સારીપકે બંદોબસત મુકરર થાએઆ પછી તમાંમ અંજુમન મલીને ચાહાશે કે મુકરર કીધેલા બંદોબસતમાંથી કોઇએક કલમ કાહાડી નાખવી અથવા કાંઇ વધારવી અથવા કાંઇ બદલ કરવી તો એ તમાંમ અંજુમનની ખુશી પર માંગે કાહાડી નાખવી અથવા વધારવી અથવા બદલ કરવી તે સરકાર ખુશીથી કબુલ કરશે. વાસતે તમાંમ લોક અંજુમનનું બેહેતર જાણીને સંગલાં તમાંમ ફરજંદાન ફરજંદોને સારો રસતો દેખાડીને તેઓનાં હકમાં નેક ચાહીને મુકરર કરીને સારીપકે વીચાર કરીને સવાલનો જવાબ મોકલજો, અને તે કીધા ઉપર શીરશતા પરમાણે સરકાર હરએક વખત ઉપર અંજુમનના કહેઆ પરમાણે ઈનસાફ કરશે."

મી૦ બારોડેલે ઊપલા પતર સાથે જે સંવાલો લખી મોકલીઆ હતા તેહેના એ ગરહસથે બાર ભાગ કરેઆ હતા તેહેની વીગત—૧ પારસીઓમાં સગાઈ કરીઆ આગમજ માંગણી થાએછે તે બાબે, ૨ પલ્લાં બાબે, ૩ શાદી બાબે, ૪ હઈઆત ઓરત ઊપર બીજી ઓરત કરવા બાબે, ૫ નાતરાં બાબે, ૬ તલાક બાબે, ૭ સ્રીને ખોરાક પોશાક આપવા બાબે, ૮ મઈએત ખરચ બાબે, ૯ પાલક બાબે, ૧૦ વારસા બાબે, ૧૧ વશીઅતનામાં બાબે, ૧૨ પરચુટણ. એ દરએક બાબદને લગતા ઘણાએક વીગતવાર સવાલો મી૦ બારોડેલે લખી મોકલીઆ હતા, અને તે ઊપર ધેઆંન પોંહોંચાડીને તેહેનો ઊતર લખી મોકલવાની તેણે તાકીદ કીધી હતી. માઠાં ભાએગે તે વખતના સુરતના પારસીઓ, અને તેમાં અગત કરીને તેઓની કોમના અકાબરો, પોતાની ફરજ સમજવાને શકતીવાન હતા નહી. એ શેહેરના જરતોસતી અકાબરોમાં મીનાકેસો તથા એક બીજાની અદેખાઇ કરવાનું કામ જે પરમાણે હવડાં ચાલુછે તેજ માફક ૧૮૨૮ નાં વરશમાં ચાલતું હતું. તેઓ પોતપોતા વચ્ચેની અદાવત એક

કોરે મુકીને પોતાની કોમનું ભલું ચાહી આ અગતની બાબદ ઊપર એકદીલથી ધેઆંન પોંહોંચાડી શકીઆતા નહી. તેઓ પોતાની સદાની ચાલ પરમાણે એકબીજાનું કરેલું ઊંધું વાલવા ઈઆ રદ કરવાને તઈઆર થાએઆ હતા, અને તેઓ વચ્ચેની નાએતેશકીનો સુરતની અંજુમનના મોદીજી રૂસતમજી ખુરશેદજીએ પુરતો લાભ લીધો હતો. સુરત મધે આજ લાંબી મુદત થાઈ હેવો શીરશતો ચાલતો આવીઓછે કે પારસીઓની બાબદમાં અદાલત મધે કાંઈ મુકદમો આવી પડેછે, અને તે બાબે પારસીઓના રેવાજ શું છે તેહેની ઈનસાફવાલાઓને તલાસ કરવી પડેછે, તો તેઓ એ શેહેરના મોદી ઊપર કાગજ લખેછે, અને મોદી અંજુમન મેલવીને અંજુમનની આગલ તે કાગજ વાંચી તેહેનો જવાબ વાલેછે, ઈઆ કોઈ વેલાએ અંજુમન ભરેઆ વગર તેઓને નામે પોતેજ જવાબ વાલેછે. એ સબબ ઊપરથી ઈનસાફ કરનારાઓની નજરમાં મોદીને ફેટલોએક મરતબોછે. પણ મી૦ બારોડેલે લખી મોકલેલા સવાલોના જવાબ જો વાલીઆમાં આવતે તો પછી ઈનસાફ કરનારાઓને વારેવાર સવાલ પુછવાની કસી અગત પડતે નહી, અને તેથી મોદીજીથી પોતાનો દરજજો આગલની માફક સચવાઈ શકાતે નહી. એ કારણ ઊપરથી મોદી રૂસતમજી ખુરશેદજીની હેવી મરજી હતી કે તેવણે પોતાથી બની શકે હેવી હરકતો નાખીને મી૦ બારોડેલે પુછેલા સવાલોના જવાબ વાલવા નહી. તેવણે પોતાની આખી કોમને ચંદરોકાલ સુધી થાતો ફાએદો રદ કરીને પોતાનો એકલાનો ફાએદો ચાહેઓ હતો, અને એ વીચારમાં સુરતના અકાબરોની બેદીલીને લીધે તેવણ ફાવીઆ હતા કાંએકે સુરતના લોકોએ મી૦ બારોડેલના પુછેલા સવાલોનો ઊતર કધી આપીઓ નહી.

પારસીઓમાં મુકરર કરેલા ધારા નહી હોવાથી સુરત ખાતેના ઈનસાફવાલા સાહેબોને જે પરમાણે ઘણી અડચણ પડતી હતી, તેજ માફક મુંબઈના નેઆએધીસોને પણ ઈનસાફનાં કામમાં ઘણી હરકતો નડતી હતી. એ વાત પેહેલવેહેલાં મુંબઈની સુપરીમ કોરટનો ચીફ જસ

તીસ સર હરબરટ કામપટન ઈશવી સને ૧૮૩૨ નાં વરશમાં અતરેના પારસી અકાબરોનાં ધેઆંન ઊપર લાવીઓ હતો. તેણે જણાવીઊં હતું કે પારસી લોકોમાં વારસા તથા લગનની બાબદમાં તથા બીજી કેટલીએક બાબદોના મુકરર કીધેલા ધારા ઈઆ બંદોબસત નથી, કે જેથી અદાલત મધે ઘણાએક કજીઆ આવેછે તે ચુકવવાને ઘણું મુશકેલ પડેછે. તથા તેથી લોકો ઘણા દુખી થાએછે, માટે સંગલા પારસીઓએ એકમ તથી પોતાની કેતાબો તથા શીરશતાના આધાર ઊપરથી એક ધારો લખી કાહાડવો, અને તે ધારો સરકારની મારફતે પસાર કરાવીને સરવે કોઈએ તે મુજબ ચાલવું. સર હરબરટ કામપટનની એ ભલામણ મુજબ ઈશવી સને ૧૮૩૨ ના સપટેમબર મહીનામાં મુંબઈની પારસીની પંચાએતની તરફથી એક ચોપાંનીઊં પરગટ કરેઆમાં આવીઊં હતું, કે જે મધે મી૦ બારોડેલે સુરતની અંજુમનને પુછેલા તમામ સવાલો દાખલ કરેલા હતા, અને તે સવાલોની નીચે કેટલીએક ખાલી લીટીઓ રાખીને તેહેના જવાબ જરતોસતીઓ પાસે માંગેઆ હતા. એ ચોપાંનીઆંની ૨૦૦ થીતે ૩૦૦ નકલો છાપીઆમાં આવી હતી, અને તે માતરે તવંગર અથવા વગવાલા પારસીઓ ઊપર મોકલીઆમાં આવી હતી. એ ચોપાંનીઆંનો જવાબ એકબી શખસે લખી મોકલીઓ નહી, પણ પંચાએતના અકાબરોએ (તે વખતના એક અકાબરના લખેઆ મુજબ) "ઘણી મેહેનત તથા "ખુશામદ કરીને આઠ અથવા દસ વખત જુદે જુદે ઠેકાંણે શહવારથી "બેઠકો કીધી અને તાંહાં ઘણીએક તકરારો ચાલી—તે મધે કોઈનો "કાંઈ વીચાર અને કોઈનો કાંઈ વીચાર, તેથી સરવેનો એક વીચાર "થાઈ શકેઓ નહી, અને એ કારણસર સંગલાઓનો એક વીચાર લેવા "સારૂં કેટલાએક સાહેબોને અતીઘણી મેહેનત પડી, અને અંતે હેવું "ઠેરવીઊં કે જે તરફ વધારે જણાનો વીચાર પડે તે કરવું, હેવી કેટલી "એક માંથાશેડ કરીને ધારો બાંધવાનો એક ખરડો ઊભો કીધો." એ ખરડો બનાવતાં તથા તેહેની ભાંજઘડ કરતાં છ વરશ નીકલી ગએઆં હતાં.

એ ખરડો તઈઆર થાતો હતો એટલાંમાં ઈશવી સને ૧૮૩૫ ના આગસટ મહીનામાં મુંબઈની સુપરીમ કોરટમાં પારસી બરજોરજી નાનાભાઈ બનાજી ઈંગરેજી ધારા પરમાણે પોતાના બીજા સંગલા ભાઈઓનો હક રદ કરીને બાપના વડા દીકરા દાખલ પોતાની બાપીકી સંગલી સથાવર મીલકત પોતાને અસતેક કરવાની ફરીઆદી લાવીઓ હતો. એ ફરીઆદી કરનારનો હક જો સુપરીમ કોરટ વાજબી ગણતે તો તેથી પારસીઓ વચ્ચે શેંહકડો વરશના વેંહુંચાએલા વારસા વીશે ભારી બખેડો ઊઠતે, તથા શેંહકડો કજીઆ ઊભા થાતે. પણ સર હરબરટ કામપટને એ કજીઓ તરત વેલા "નાનસુટ" કરીને પોતાના પારસી મીતરોને ભલામણ કીધી કે તેઓએ બીજાં સંગલાં કામો પડતાં મુકીને હીંદુસથાંનની ધારા બાંધનારી સભા ઊપર એક અરજી મોકલવી, અને તે મધે તે વેલાએ એટલુંજ માગવું કે એ સભાએ એક ધારો બાંધીને હેવું મુકરર કરવું કે પારસીઓમાં વારસો વેંહુંચતી વખતે સથાવર ઈઆ જંગમ મીલકત એક સરખીછે. સર કામપટનની એ ભલામણ મુજબ એક અરજી અતરેથી કલકતા ખાતે તુરત મોકલીઆમાં આવી હતી, અને તે બાહાલ રાખીને હીંદુસથાંનની ધારા બાંધનારી સભાએ ૧૮૩૭ નાં વરશનો ૯ મો ધારો બાંધી પસાર કીધો હતો, કે જેથી હરએક પારસીની બાંધેલી અસકેઆંમત ઈઆ જમીન તેહેની બીજી રોકડ પુંજી નીજ માફક તેહેના વારેસો વચ્ચે હવડાં વેંહુંચી આપીઆમાં આવેછે.

હવે સર હરબરટ કામપટનની ભલામણ ઊપરથી ઈશવી સને ૧૮૩૨ નાં વરશથી પારસીઓના ધારાનો જે ખરડો તઈઆર થાતો હતો તે સને ૧૮૩૮ નાં વરશમાં છ વરશે પુરો થાએઓ. એ લાંબી મુદત ગુજરેઆ છતાં પણ એ ખરડો કેટલાએક લોકોને પસંદ પડીઓ નહી. એ ખરડા મધે વગર વશીઅતે ગુજરનાર પારસીની અસકેઆંમત મધેથી તેહેની વીધવા તથા છોકરીઓને જે થોડોએક હીસો આપવા લખીઊં હતું, તથા નેઆત બાહેર મેલેલા પારસીને દોખમે નહી ચહડાવવા વીશે જે બંદોબસત કરેલો હતો, તે બંધે બાબદો મર

હુમ શેઠ વીકાજી મેહેરજીભાઈને પસંદ પડી નહી, અને તે ઊપરથી તેવણે પોતાની તરફથી પારસીઓના ધારા બાબે એક જુદો ખરડો ઊભો કરીને તેહેનું એક ચોપાંનીઊં બાહેર પાડીઊં, અને તેહેની નકલો મુંબઈ તથા દેશાવર ખાતેના જરતોસતીઓમાં વેંહેંચાવી, તથા તેહેનો ઈંગરેજી તરજુમો મુંબઈ, બંગાલ, અને મધરાજના સરકારી મોહોટા ઓધાવાલા ઈંગરેજો ઊપર મોકલીઓ. વલી શેઠ વીકાજી મેહેરજીભાઈએ "મુંબઈ, સુરત, ભરૂચ, દખણ, કોકણ, અને એ વગરે બીજા દેશાવરો" ના પારસીઓને નામે એક અરજી તઈઆર કરાવીને તે અરજી કલકતા ખાતે "લાઆ કમીશન" ના અધીકારીઓ ઊપર રવાંને કરી હતી. એ અરજી કરનારાઓએ પોતાની અરજીમાં મુંબઈના અકાબરોવાલો ધારાનો ખરડો ખોટો ઠેરવીઓ હતો. તે વખતે એ અકાબરોનો ખરડો કલકતા ખાતે રવાને કરેઆમાં આવીઓતો નહી, તોપણ તેહેની આગમજ શેઠ વીકાજી મેહેરજીભાઈ તથા તેવણની તરફવાલા જરતોસતીઓએ પોતાની તરફનો ધારાનો ખરડો તથા અરજી મોકલી દીધી હતી, અને તેથી મુંબઈના અકાબરોએ ધારેલું કામ પાર પડી શકશે ઈઆ નહી તે બાબે ઘણો શક ઊતપન થાએઓ હતો.

શેઠ વીકાજી મેહેરજીભાઈની એ ચાલ ઊપરથી મુંબઈની પારસીની અંજુમનના અકાબરોને અતીશે ગોસો ચહડીઓ હતો. તેઓએ માહોમાહે એ બાબદ વીશે ઘણીએક ચરચા કીધી, પણ તેમાં કસું વલીઊં નહી, અને તેઓને કીજે રસતો માતરે એટલોજ રહેઓ કે તેઓ પોતાની તરફથી ધારાનો ખરડો રવાને કરે, અને તે સાથે શેઠ વીકાજી મેહેરજીભાઈની અરજી વીશે ધારા બાંધનારી સભા ઊપર પોતાની તરફથી અગતજોગ ખોલાસો લખી મોકલે. શેઠ વીકાજી મેહેરજીભાઈએ તઈઆર કરેલા ખરડા બાબે મરહુમ શેઠ ફરાંમજી કાવશજી બનાજીએ તે વખતના પોતાના ભાઈબંધ બીજા અકાબરો ઊપર એક પતર લખીઓ હતો, કે જે કેટલીએક રીતે સંગલા જરતોસતીઓએ જાણવા જોગ છે, તેથી તેહેની નકલ હમોએ નીચે પરગટ કરીછે. એ પતર ઊપર

વાડીઆજી શેઠ નવરોજજી જમશેદજી, (સર) જમશેદજી જીજીભાઈ, વાડીઆજી શેઠ બમનજી હોરમજજી, વાડીઆજી શેઠ જાંહાંગીરજી નશરવાંનજી, અને શેઠ જીજીભાઈ દાદાભાઇ એઓએ પોતાના વીચારો આપીઆ હતા તે પણ હમોએ નીચે ઊતારી લીધાછે. શેઠ ફરાંમજી કાવશજીનો કાગજ ઘણા ગેસાથી લખેલોછે, તોપણ અંજુમનનાં કામ કાજના સંબંધમાં એ માન પામેલા સાહેબની કલમથી લખાએલા બીજા દસતાવેજોની ઢપછપ કરતાં આ કાગજની ઢપછપ જાહાજી ફેરફાર નથી. શેઠ ફરાંમજીનું લખવું હમેશાં કરડું હતું. તોપણ તેવણ પોતાના જાત ભાઈઓનું ભલું ચાહવા પછવાડે જે સદા ઊલટ રાખતા હતા, તથા તે બાબદમાં આપઅખતીઆરીથી પોતાના વીચારો આપતા હતા, તે વાત તેવણની કલમથી લખાએલા સંગલા દસતાવેજો ઊપરથી આજ સાબેત થાએછે. શેઠ ફરાંમજી કાવશજીનો ઊપર કહેલો કાગજ આએ પરમાણેછે—

"ભાઈ સાહેબ વાડીઆજી નવરોજજી જમશેદજી તથા ભાઈ સાહેબ વાડીઆજી બમનજી હોરમજજી તથા ભાઈ જમશેદજી જીજીભાઈ તથા ભાઈ ખરશેદજી માણેકજી તથા વાડીઆજી જાંહાંગીરભાઈ નોશરવાનજી તથા જીજીભાઈ દાદાભાઈ તથા શમશત અંજુમનનાં સાહેબો લા૦ શેવક તમારો ભાઈ ફરાંમજી કાવશજી બનાંજીનાંની બંદગી વાંચજો. જત લખવા કારણ એજે ભાઈ વીકાજી મેહેરજીએ તારીખ ૨૮ મી મેએ સને ૧૮૩૬ ની તેરીખની ચોપડીઓ જરતોશતી દીનનો ધારો બનાવીને છપાવીછે, ને તે લોકોને તાંહાં મોકલીછે, તે પર માંણે એઓએ હમોને પણ અંગરેજીમાં "કમપલીમેનટ" લખીને મોકલીછે, તે બાબે હમો દલગીર છઈએ જે એઓએ એ ઘણુંજ અણઘટારત કીધુંછે. કદી એ ચોપડી આપણી અંજુમનની ખુશીથી અને બરાબર કીધી હોતે તોપણ આપણે બેશી તપાસીને સરવેની નજરમાં આવે અને સરવે કબુલ કરે તેઆરે સરવે શહીઓ કરીને કાહાડતે તે પણ લાહા કમીશનરને તાંહાં પેહેલાં જાએ ને તે સાહેબો પસાર કરે તારે બને ને તારે અંજુમનનાં સાહેબો આલમને પરગટ કરે તો તે દુરશત હતું.

એવણે જે પોતાની અકલથી હેવી ઘેલી ને ઘણીજ નાદુરશત ચોપડી પોતાની અકલથી છાપીને હેમાં લખેછે કે ("હેઠલ કહેલા કાએદાઓને હેઠલ શહી કરનાર ધણીઓનાં એક વીચાર તથા એકમતથી મુકરર ઠરાવેઆછે.")

એ પણ ખરૂં નથી, જે આપણે કાંઇ હજી કશું ઠેરવેઉં નથી, ને શહીઓ પણ કીધી નથી. ને એવણે ચોપડીઓ હેવી રીતે બાહાર પાડીને વલી તે ચોપડીઓ મુંબઈમો સદર અદાલતનાં સાહેબોને પણ મોકલીછે, તેથી હમોએ ચોક્સ સાંભ લેઉંચ જે તે સાહેબો તેહેની અંગરેજી કરેછે. હવે તમો સાહેબોએ એ વાતની કાંઈજ તજવીજ નહી કીધી જે એ રીતે એ ચોપડી ઘેલી અકલની બાહેર રેહે ને તેહેને વરશ ઘણાં થાએ તારે એજ ધારા કેહેવાએછે. અને હેની અંદર ઘણીજ ભુલછે એવણુની જે એવણુ પોતાનાં તારાપોરમાં એ ધારો જોઇએતો ચલાવે, પણ એવણુને ઘટતું નહી હેવી રીતે આબશુલુટ થાઇને આએ શેહેરમાં જુની વશતી જરતોસતી કોમની વરશ ૧૫૦) ની તે રેહેવાશીઓ ઘણા દાહાડા થાએઆ મેહેનત કરેછે, ને હજી તે નકી ધારો થાવાને ઘણીજ મેહેનત પડેછે, ને એ સાહેબ હેવી જલદીથી તે જુની વશતીનાં લોકોના વીચાર વગર પોતાની અકલથી એ ધારાની ચોપડી છાપીને બાહાર પાડી એ કાએદા અને સતાનું કામ નથી, એતો એક નવો ફીશાદ ઉભો કીધોછે.

એવણુ બાબ તીજે સગાઈ તથા લગનની બાબદમાં કલમ બીજી પરણુતી વખતે પેહેલાં છોકરાનો તથા છોકરીનો બાપ વરણી શારવા બેશેછે, એજ ઘણે ઠેકાંણે એજ કામ છોકરા તથા છોકરીનો બાપ વરણી સારવાને બેશતાજ નથીં, ને તે કાહાડી નાંખેઉંછે જે એ હીંદુઓની ચાલછે, પણ તે પણ જોઇઉં જે મોબેદ લોકો પોતાનાં અખીઆણું ચોખા તથા રૂપીઆ લેવાનાછે ને તેજ રીતે "ચોરી" શારેછે, ને સુતર બાંધીને તે પણ કાંઇ તપાસ કરતાં જરતોસતી ચાલ નથી હીનદુની દેખાદેખીએ ચાલીછે, તે પણ ઘણે ઠેકાંણેથી તે ચાલ કાહાડી નાંખીછે.

હવે એવણુ લખેછે જે કલમ તરીજીમાં જે એ ચાલ કીધા વગર શેઆદી તમાંમ થાએ નહી. પણ એ જગોએ એવણુની ભુલછે. એ ચાલ હમોએ પોતે વરશ ૩૨) થાએઆં શાદી હમારા છોકરાની કીધી ને તારબાદ બીજા છોકરાઓનાં પણ વરશ ૨૫) થાઆં કીધાં તે વેહેવાઇઓએ કાંઈ વરણી પણ નથી શારી ને છોકરા તથા છોકરીને આંમણુ સાંમણુ બેશાડીને સુતરના દોરાથી "ચોરી" પણ નથી શારી, તારે એવણુના ધારા મુજબ શું લગન બરાબર નહી થાએઆં ? એજ પરમાણે હમારે તાંહાં આજલગી કીધાં ને વલી થાશે, ને એ પરમાણે બીજે ઠેકાંણે પણ થાએછે, તેથી એવણુને પોતાને ઘણી સહમજ આલમનાં કામને વાશતે રાખવી હતી. જે એવણે હેવી ઘેલી અકલે ધારો બાંધેઓ તે કાંઇ પશાર થાવાનો નથી, અને તે વતરોગ બીજી સરવે રકમોમાં એજ રીતેછે. એવણુ મોહોટા કબીલાનાંછે તો એવણુનાં ગામનાં તારાપોરમાં પોતાના ધારા ચલાવે, પણ આએ શેહેરમાંથી એ ચોપડી પાછી મંગાવે, નહી તો આપણે હવે શાંમેલ થાઈને એવણુની ચોપડી બાબે છપાવવું જોઇએ.

હવે તમો સાહેબો પાસે ચોપડીઓછે તે પણ વાંચી હશે, ને નહી વાંચી હોએતો તુરત વાંચીને એ બાબે તમો તો શાંમેલમા નહી હશો તોપણ આએ હમારી ચીઠી મેહેરબાંની કરીને વાંચીને એજ ચીઠીની હેઠલ કાગજ કોરૂંછે તેમાં તમો લખો જે હેમાં હમો શાંમેલ છઈએ કે નથી ને ચોપડી નાંદુરશતછે. તાર બાદ આપણે એવણને તેડાવીને પુછીએ, ને હેનો વીચાર કરીને છપાવવું. એ બાબે મેહેરબાની કરીને તુરતને તુરત એ ચીઠી વાંચીને જવાબ એજ ચીઠીની પછવાડે લખજો ને હમારાં માણશને પાછી આપજો. રાખી મેલશો નો. એજ વીનંતી, તા૦ ૧૨ મી અકટોબર સને ૧૮૩૬.

લા૦ શેવક તમારો શદાનો દુવાગીર ભાઈ ફરાંમજી કાવશજી બનાજીનાની બંદગી વાંચજો ને એ ઉપરથી વાંચીને પોતે પોતાને હાથે જેમ નેક નજરમાં આવે તે લખીને મોકલજો.

લા૦ વાડીઆ નવરોજજી જમશેદજી જત એજે, હમો કાંઇ એ કામમાં શામેલ નથી ને શહી પણ કરી નથી ને હવેપછેબી કરનાર નથી.

લા૦ જમશેદજી જીજીભાઈ જત ભાઈજી વીકાજીએ જે ચોપડીઓ હમારે તાંહાં મોકલીછે તે કાંઈ હમારા વાંચેઆમાં આવી નથી, ને વાંચવાની કાંઈ જરૂર નંથી, કાંએજે એ ચોપડી એવણે આપણી ચોપડી જે લખીછે તે ઉપરથી જેમ કાંઈ એવણનાં ધેઆંનમાં આવેઉં તેમ ફેરફાર કરીને ઉભી કીધીછે. તે ઘણું અણઘટારત કીધુંછે. ધારેઆમેલે વીકાજીભાઈ હમણાં નવરા પડેઆછે તે કાંઈબી ઉદમ શોધી કાડવો તે એવણે આએ વેચાતો કજીઓ લીધોછે. હમો ઘણાં દલ ગીર છઈએ જે એવણને નહી ઘટે તે કામ કીધુંછે, તે બાબત એક વખત એવ ણને ફરાંમજી શેઠની હાફીશમો બોલાવીને ચેઆર સાહેબો બેશીને પુછવું જે આપણે જે ધારો બાંધેઓ તે વખત એવણ શરવે બેઠકમાં શામેલ હતા તાંહાં કેટલીએક બાબદમો જીકર નીકલી તારે સરવેનો વીચાર લઈને "વોથ" લીધા ને જે વાત મુકરર કરવી હતી તે વાત કીધી. એવણની ધારણાં કરતાં ઉલટી હોએતો શુખેથી પોતાની મરજી મુજબ પોતાનું વશીએતનામું કરેતો પોતે મુખ તીઆરછે, બાકી પોતે હાવી રીતે કરે જે શરવે દેશાવરોમાં આપણાં જરતોસ તીઓને તથા અંગરેજોને ચોપડી મોકલી તે કાંઈ દુરશત કીધું નથી. નવો કજીઓ ઉભો કીધોછે તેમાં કશો શક નથી.

લા૦ વાડીઆ બમનજી હોરમજજી જત ભાઈજી વીકાજીએ ચોપડી કાહા ડીછે તેનું મોહોટું કારણ તો એવણનું એજ કે ઓરતોને વારસામાંથી બાતેલ કરવી ને બીજી સરવે બાબદમાં તો એવણને કેહેશોતો માનશે પણ એ બાબ દમાં હમો પેહેલેથરથી શરવે સાહેબોને કહીએચ કે આપણા લોકો જે શાંમેલ થાએ તેહેનાંની શહીઓ લઈને સરકારને વીગતવાર કાગલ લખીને તુરત મોક

લવું જે તેમાં જે સરવેની નજરમાં આવે તે લખવું એટલું કરેઆ પછી ધારાને શતાવાલા સાહેબોની નેક ને વાજબી નજરમાં આવશે તે કરશે. ને એ કામ આલમનું છે કાંઇ પોતાનું નથી તેથી સરવ કોઇને ઘટારતછે કે જેની નેક નજરમાં આવે તે કરે પણ હરેક વાતે આપણેથી તાકીદે બને તે કરવું.

લા૦ શેવક જાંહાંગીરભાઇ નોશારવાંનજી જત લખવા કારણ એજે એ ચોપડીઓ વીકાજીએ છપાવીછે તે કાંઇ આપણાં ધરમ પરમાણે મલતું નથી. જે ધારો જે આપણી અંજુમન વખત ૨) તથા ૩) વાર મલીને ઠેરવેઓ હતો પણ તેબી કાંઇ ચોકશ કીધો નહી પણ તે બીનાં કરતાંબી હેમાં ઘણું અડચણ જેવુંછે ને છપાવેઉંછે, વાસતે એ ચોપડીઓ રદ કરવી ખુબછે.

લા૦ શેવક જીજીભાઇ દાદાભાઇનો દુવા વાંચજો ને શરવે શાહેબોના વીચાર પરમાણે હમારે કબુલછે ઉપર લખેઆ પરમાણે.''

શેઠ ફરાંમજી કાવશજીએ પોતાના ભાઇબંધ બીજા અકાબરો ઊપર શેઠ વીકાજી મેહેરજીભાઈની બાબદમાં પતર લખીઆ પછી, અને એ બાબદમાં એ સાહેબો વચ્ચે કેટલીએક ભાંજઘડ થાએઆ બાદ, તેઓ વચ્ચેની નાએતેફાકીનું કસું શેવટ આવીઊં નહી—કે જે ઊપરથી શેઠ ફરાંમજી કાવશજી તથા શેઠ જમશેદજી જીજીભાઈ અને બીજા કેટલાએક સાહેબોની શહીની એક જાહેર ખબર તારીખ ૧ લી જાનેવારી ૧૮૩૭ નાં મુંબઈ ચાબુક તથા બીજાં ગુજરાતી વરતમાન પતરો મધે છપાઈ, અને તે ખબરમાં તેઓએ શેઠ વીકાજી મેહેરજીભાઈવાલો ધારાનો ખરડો આપખુદીથી બનાવેલો તથા અણઘટતો ઠેરવીઓ. એ દસતાવેજના જવાબમાં શેઠ વીકાજીએ એજ વરશની તારીખ ૨૬ મી ફેબરવારીનાં ચાબુક મધે એક ખોલાસો છપાવી પરગટ કરીઓ હતો. એ ખોલાસા મધે શેઠ વીકાજી લખેછે કે તેવણે જે ખરડો ઊભો કીધોછે તે મુંબઈની પારસીની અંજુમનના અકાબરો તથા બીજાઓ સાથે બેશી મસલહત કરીને કીધોછે, માતરે છોકરીઓના વારસા બાબે અને એક બે બીજી નજીવી બાબદો વીશે તેવણનો ખરડો અકાબરોના ખરડાથી તફાવત રાખેછે, અને તેવણનો એ બાબદમાં જે કાંઈ વીચારછે તે તેવણે આલમની હજુર છપાવી પરગટ કરીઓછે.

પણ એટલીબધી હીમત અને ઊતાવલ કરીને પોતાની અરજી તથા પોતે બનાવેલો ધારાનો ખરડો કલકતા ખાતે રવાને કરીને શેઠ વીકાજી મેહેરજીભાઈ પોતાની ઈછા માફક ફલદરૂપ થાએઆતા નહી. એ ખરડા મધે શેઠ વીકાજીએ વગર વશીએતે ગુજરી જનાર જરતોસ તીની અસકેઆંમત મધેથી તેહેની વીધવા તથા બેટીઓનો વાજબી અને ખુદરતી હક રદ કરીઓ હતો, તથા વશીઅતનામાંથી અસકેઆંમત આપી જવાના બાબમાં કેટલોએક ભુલ ભરેલો બંદોબસત કરીઓ હતો, તથા શેઆદી અને ગમીની વખતે નેઆતના રવઈઆની કેટલીએક અન ઘટતી રસમો ગોએઆ પારસીઓ પોતાના મજહબનાં ફરમાંન મુજબ પાલતા હોએ હેવી રીતે મુકરર કરી હતી, તથા બીજી કેટલીએક નજીવી બીનાઓ (જેહેવી કે ચેહારમનો શેઆવ અને વાસણ કોણને પોંહોંચે, ઈતીઆદી) એ ખરડા મધે દાખલ કીધી હતી, કે જે સંગલી બાબદો હેવી હતી કે ઈંગરેજી સતાવાલાઓ કધી મંજુર રાખીને ધારા દાખલ મુકરર કરી શકે નહી. એ સબબ ઊપરથી તથા બીજાં કેટલાંએક કારણોને લીધે શેઠ વીકાજીનો ખરડો કલકતે ગએઆથી તાંહાંના સતા વાલાઓને ઘણો અનગમતો થાએઓ હતો, અને તેઓએ એ ખરડા ઊપર વધારે ધેઆન પોંહોંચાડવાને સાફ ના પાડી હતી. એ બાબદમાં કલકતાવાલા શેઠ રૂસતમજી કાવશજી બનાજી તારીખ ૨૩ મી નવેમ બર ૧૮૩૬ ને દીને શેઠ વીકાજી જોગનાં લખેલાં એક કાગજ મધે નીચે જણાવીઆ પરમાણે ખોલાસો કરેછે—

"તમારૂં કાગજ એક તથા તે મધે પારસી લોકોના ધારા બાબેના બંદો બસતનું કાગજ એક બીડું તે પોંહોંતુંછે. બીજું ભાઈજી તમોએ એજ પરમાણેનું બીજું છાપેલું કાગજ એક મીસટર બારોડેલને તથા મીસટર આનડરસને બીડું હશે તે તેણુઓએ હમોને દેખાડુંછે, અને એ બાબે તે લોકો વાકેફ થાએઆછે. પણ ભાઈજી એ વાંચીઆથી ઉલટા એ લોકો આપણી જાતનાં માણસોની ઉપર હશવા લાગા, અને એ "લાઆ" નાં કમીશન મધે જે મોહોટો કમીશનર મીસટર મેકાલી કરીનેછે તે ઘણી ઘણો ગુસો કરવા લાગો, અને કેહેવા લાગો કે એ શીરશતાનાં કાગજ મધે જે ઘેલી ઘેલી વાતો લખીછે તે હમો લોકો કાંઈ હેવુ,

બેવકુફ નથી કે એ શાંભલીએ, અને જે ચીજ દુનીઆંથી દુરછે તેહેને નજદીક લાવીએ અને એ પરમાંણે ઘણી વાત કેહેવા લાગો, તેથી ભાઈજી હમે પણ એ મધેની બીનાં વાંચીને ઘણા દલગીર થાએઆ, કે ભાઈજી તમોએ એ બાબે ઘણી મેહેનત લીધી હશે, પણ ભાઈજી તમોએ ઇઆ બીજા સાહેબોએ કંઇ બીજી વાતનો આગલ પાછલનો કંઇ વીચાર કીધો નહી."

ઊપલી રીતે શેઠ વીકાજી મેહરજીભાઈએ પારસીઓને વાસતે બનાવેલા ધારાના ખરડાનું શેવટ આવીઊં હતું. તેવણે એ કામમાં ઘણી મેહેનત લીધી હતી, કેટલીએક દુશમની હાંસલ કીધી હતી, અને થોડુંએક નાણું પણ ખરચીઊં હતું—મગર ઈંગરેજી સતાવાલાઓ તેવણના ખરડા વીશે શું ખેઆલ કરશે તે બાબે તેવણે સાવચેતી રાખીતી નહી, અને તેથી તેવણે કરેલી સંગલી કોશેશ ફોકટ ગઈ હતી.

શેઠ ફરાંમજી કાવશજી, શેઠ જમશેદજી જીજીભાઈ, અને બીજા અકાબરોએ તઈઆર કરેલા ખરડાનો પણ એજ હાલ થાએઓ હતો. એ ખરડો શેઠ વીકાજીવાલા ખરડાની માફક લંબાણ હતો નહી—તેમાં માતરે વારસા બાબેનો બંદોબસત કરેલો હતો, અને મી૦ બારોડેલે ઈશવી સને ૧૮૨૮ માં એ બાબદમાં પુછેલા સવાલોના જવાબ તરીકે તે ઘડી કાહાડીઓ હતો. એ સવાલો તઈઆર કરવાનાં કામમાં અકાબરોએ જરતોસતી આલમનાં લોકોનું મત લેવાની તથા પોતાની ગોઠવણ વીશે તેઓને વાકેફ કરવાની કસી તજવીજ કરીતી નહી, અને એ ખરડો તથા તેહેને લગતી અરજી એ બંધે દસતાવેજો તા૦ ૨૧ મી નવેમબર ૧૮૩૮ ને દીને મુંબઈની સરકાર ઊપર કલકતા ખાતે રવાંને કરવાને સારૂં મોકલીઆમાં આવીઆ હતા, તોપણ તે મધે શું લખેલુંછે, અને અકાબરોએ પંચને નામની અરજી શી પરકારે કરેલીછે તે બાબે એક હરૂફ પણ અકાબરોની તરફથી સતા સાથે છપાઈને બાહેર પડીઓતો નહી. એ ખરડો તથા અરજી કલકતા ખાતે જઈ પોહોંચીઆ પછી ધારા બાંધનારી સભાએ તે ઊપર કસું ધેઆંન પોહોંચાડીઊં નહી, અને તેથી એ ખરડો રદ ગએઓ તેહનાં કેટલાંએક કારણો જોવામાં આવેછે. એ મધે પરથમ કારણ એ હતું કે આપણા અકાબર સાહેબોએ તેઓના

કેટલાએક દોસતોની ચેતવણી છતાં ધારાના ખરડા મધે શેઠ વીકાજીનીજ માફક કેટલીએક અણઘટતી બાબદો હેવી નાખી હતી કે જેહેને ઈંગરેજી સતાવાલાઓ કધી મંજુર રાખી શકે નહી, એ કારણ ઊપરથી એ ખરડાનું વજન ઘણું કમતી થાઈગિં હતું. બીજું કારણ એ હતું કે અકાબર સાહેબોએ એ ધારાનો ખરડો અમલમાં લાવવાનો અખતીઆર પોતાને કીજે માંગીઓ હતો, અને પારસીઓ ઊપર પોતાની એક અદાલત ઊભી કરવાની પેરવી કીધી હતી, કે જે માંગણી સરકાર કધી કબુલ રાખી શકે નહી હેવી હતી.

અકાબરોએ તઈઆર કરેલા ધારાના ખરડામાં જે અણઘટતી બાબદો નાખી હતી તે બાબે તે વખતના મુંબઈની સુપરીમ કોરટના નેઆએધીસો, સર હરબરટ કામપટન અને સર જાન આડરી, એ ખરડાની તપાસ કરતી વેલાએ નામદાર ગવરનર ઊપર પોતે લખેલા કાગજ મધે નીચે જણાવીઆ પરમાણે વીચાર આપેછે—

“અરજદારો પોતાના દસતાવેજમાં એક ઠેકાંણે કબુલ રાખેછે કે જે માણસ પાસે પોતાની ખુદની મીલકત હોએ તે ગમે તેહેને આપી જવાનો તેહેનો હકછે, તોપણ તેથી ઊલટી રીતે સતરમાં સવાલના જવાબમાં તેઓ લખેછે કે જો કોઈ મરદ પારકી કોમની સ્ત્રી સાથે રેહેતો હોએ અને પોતાની કોમના શીરશતાથી ઊલટી રીતે પોતાના હકદાર વારેસોને બાતલ કરીને બીજી ગનેઆતનાં લોકોને પોતાની પુંજી વશીઅતનામાંથી આપી જાએ તો તે વશીઅતનામું રદ કરવું. અને વલી અરજદારો હેવું માંગેછે કે જો કોઈ પારસી પોતાનો બાપીકો ધરમ મુકીને વટલી જાએ તો તેહેને પોતાના ગુજરનાર ખેશીની મીલકતમાંથી વારસો મલવો જોઈએ નહી.”

સર હરબરટ કામપટન અને સર જાન આડરીએ ઊપલી બાબદો વીશે હેવો વીચાર જણાવીઓ કે એક શખસ પોતાની ખુદની દોલત વશીઅતથી ગમે તેહેને આપી જાએ હેવું ઠરાવીઆથી તે દોલત ઊપર તેહેનો સંગલી પરકારનો હક સાબેત થાએછે, તારે તેમાં કસી પરકારની

હરકત નાખી તેહેનો હક કમતર કરવો વાજામી નથી. એ સાહેબો બીજું એવું લખેછે કે વટલેલા પારસીને તેહેનો બાપીકો વારસો નહી મલે એ પણ માંગવું ઈનસાફથી દુરછે. અરજદારોએ સારી રીતે જાણવું જોઈતું હતું કે હરકોઈ શખસ દોલત મુકીને ગુજરી જાએ અને તે શખસની મરજી પોતાના વટલેલા દીકરાને ઈઆ બેશીને પોતાની દોલતમાંથી હીસો આપવાની નહી હોએ તો વશીઅતનામાંથી તે પરમાણે તે કરી શકેછે. હવે જારે દોલતનો ધણી પોતે તે વટલેલા શખસનો વારસો પોતાનાં વશીઅતનામાંથી રદ નહી કરી જાએ તારે ઈંગરેજી ઈનસાફ જે સરવે કોઈના ધરમને એકસરખા ગણેછે તે ઈનસાફથી વટલેલા માણસનો હક શું કરવા ખોટો થાએ?

અકાબર સાહેબોએ પોતાની અરજીમાં પોતાનો અમલ વધારવા વીશે જે કાંઈ લખીઊં હતું તે બાબદમાં એજ નેઆએધીસો હેવો વીચાર જણાવેછે કે ધરમ સંબંધી તથા લગણ સંબંધી કજીઆ ચુકવવાને સારૂં પારસીની "પંચાએત" ને થોડોએક અખતીઆર સંભાલીને આપીઓ હોએ તો તે દરૂસતછે, પણ બીજી કોઈબી પરકારનો પારસીઓ ઊપર કાબુ ચલાવવાને એ મંડલીને હક આપવો જોઈએ નહી. એ સાહેબો લખેછે કે—"પારસી ટોલાના મોહોટી આબરૂવાલા શખસોએ આ અરજી "ઊપર પોતાની શહીઓ કીધીછે, તેઓએ ઈનસાફથી ઊલટી રીતે જે "માંગણીઓ કીધીછે તે ઊપરથીજ આપણી ખાતરી થાએછે કે એ લોકો "ઈનસાફ બરોબર સમજવાની શકતી ધરાવતા નથી, માટે તેઓને જો "વધારે અખતીઆર આપીને ઈનસાફની ખુરશીએ બેશાડીઆ હોએ તો "આલમનાં લોકો તેઓથી કધી રાજી થાશે નહી."*

---

* ઈ૦ સ૦ ૧૮૩૨ માં મુંબઈની સરકારની કાઊનસીલના એક અધીકારી મી૦ ફરાસીસ વારડને એજ મતલબને મલતું પોતાનું મત લંડન ખાતે કોરટ આવ ડરેકટરસની ઉપર નીચે મુજબ લખી વાલીઉં હતું:—

*Extract of a letter from Francis Warden Esq, formerly Member of Cauncil at Bombay, to the address of the Commissioners for the affairs of India, dated* 30 *April* 1832.

The Court of Directors expressed an anxiety to restore the power formerly exercised by the higher classes of Parsees over their inferiors, by means of their

અકાબર સાહેબોએ પોતાની અરજીમાં "પંચાએત"નો અખતીઆર વધારવા માંગીઓ હતો, અને તે માંગણી તેઓએ આલમન લોકોથી છુપી રીતે કરી હતી, એ કામ અણઘટતું હતું. એ સાહેબો સારીપેઠે જાણતા હતા કે જરતોસતી ટોલાનો મોહોટો ભાગ તેઓના તાબા તલે અને તેઓના ઈનસાફ હેઠલ રેહેવાને રાજી નથી, તોપણ

Punchayets. It was found impracticable. Indirect influence, moral estimation, and long habits of voluntary acquiescence in the will of others, when once interrupted, were not easily restored, and least of all by positive institutions. The difficulty arose out of the increase of the tribe, the numbers now possessed of wealth, their independent turn of mind, and from the want of a good understanding among the leading families. It would be difficult also to enact an unexceptionable body of regulations for the conduct of their Punchayets, and unless that were done there would be food for interminable lawsuits. The second class of rich Parsees wish to live and expend their money as they please, without troubling or being troubled by Punchayets. The Recorder's Court was, on its institution, their favourite Punchayet. The spirit that would have made them submit in preference to their own heads of Caste, when they were a humble body struggling for existence, was gone, and could not be revived. Among a rich and numerous people, who have lost their habits of personal attachment and obedience, law must complete the submission which opinions and habits no longer command.

"મોહોટે વાધેના પારસીઓ પંચાએતની મારફતથી ઉતરતે વાધેના પારસીઓની ઉપર જે સતા અમલ ચલાવતા હતા તે સતા તેઓને (એટલે મોહોટે વાધેના પારસીઓને) પાછી આપવા વીશે કોરટ આવ ડરેકટરોએ પોતાની આતુરતા લખી જણાવી હતી. પણ એ હોકમ અમલમાં લાવી શકાએ તેહેવો નહી હતો. પારસીઓમાંથી પોતાની ખુશીથી હોકમ માનવો, દીલનો ચાહ રાખવો, અને પરભાડા લાગવગને તાબે થવું, એ ચીજો નીકલી ગઈ તે પાછી આવતી નથી, અને એક ખાતું મુકરર કીધાથી પણ તેમ બની શકતું નથી. તેઓમાં લોકોની સંખીઆ વધી, ઘણાએક દોલતવાલા થાએઆ, તેઓ આપએખતીઆર વીચારવાલા થવા લાગા, અને તેઓ વચે મુખીઅ કુટુંબોમાં સારો સંપ નહી રેહેઓ તેથી એ અડચણો નીપજીછે. પંચાએતને વાસતે કાંઈબી વાંધો લઈ નહી શકાએ હેવા કાએદા બાંધવા મુશકેલછે, અને તેહેવા કાએદા વીના અંત વગરના મુકદમાં ઉભા થાએઆ વના રેહે નહી. માતબર પારસીઓનો જે વરગ બીજો (એટલે પેહલાથી ઉતરતો) છે તે લોકો પોતાની મરજી માફક રેહવા અને પોતાની મરજી માફક પોતાનો પઈસો ખરચવા ચાહેછે, તેઓ હેવું ચાહેછે કે તેઓ પંચાએતને તજદી નહી આપે અને પંચાએત તેઓને તજદી નહી આપે. રીકારડર કોરટ જારે ઉભી થાઈ તારે લોકોને તે અદાલત પસંદ પડતી પંચાએત જેહેવી હતી. જારે પારસીઓ ગરીબ લોકો હતા અને પોતાની જીંદગીનાં પોશણને ખાતર ટવલતા હતા તારે રીકારડરની કોરટની જગોએ પોતાની કોમનાં મુખીઅ માણસોને તાબે થવાનું તેઓ વધારે પસંદ કરતા હતા, પણ તે વાત હવે જતી રહીછે, અને તેહેવી ઉલટ હવે પાછી આવી શકે હેવું નથી. લોકોની સંખીઆ જારે ઘણી વધે અને પઈસાદાર થાએ, તારે કોઈને તાબે પડી રેહેવું અથવા આસરે વલગી રેહેવું એમ બનતું નથી, હેવી વખતે રીતભાતથી ઇચ્છા મતથી તાબેદારી સચવાઈ શકાતી નથી, પણ એ કામ લાઆ (અદાલતી કાએદા) થીજ બની શકેછે."

[રાસ્ત ગોફતાર, તા૦ ૭ મી આગસટ ૧૮૭૦.]

પોતાની કોમનાં લોકોને પોતાના કબજામાં લાબવાની તેઓએ ગેર રીતની આ ઈશીકતી કરી હતી. એ બાબદમાં હમારી તરફથી વધારે બોલીઆના કરતાં શેઠ માણેકજી ખરશેદજી સરાફે તે વખતના પંચાએતના અકાબરોને એક કાગજ લખીને એ કારણસર જે સખત ઠપકો આપીઓછે તે હમો હેઠલ ઊતારી લઈજીએછે. શેઠ માણેકજી ખરશેદજી "પંચાએત" ના અકાબરોને લખેછે,—

"એ હાલની અરજીથી તમો બીજી એક મતલબ એ ચાહો છેઓ જે પંચાએતને આપઅખતીઆરી મલે તથા કાંઈ પરકારે વધારે અખતીઆર લેવો. એ વીશે એક ચેઆર શુખન કેહેવાની રજા આપો. શેઠજી, પંચાએતની મુખતીઆરી કોઈએ નહી માંગી હોએ, ઈઆ તે ઉપર સરકારે કોઈવાર શખુન નાંખેઓ હોએ, અને તમો એમ લખોતો બેહતરછે, પણ તેમ નથી બનીઉં. પંચ મલી જે કાંઈ ઠરાવ કરે તે ઉપર સરકારથી કદી વાંધો લેવાએ નહી, અને કદી વાંધો લીધો પણ નથી. પણ તે સાથે જારે પંચાતનાં ચુકાદાથી નારાજી થાઈને લોકો હાકેમ દરબાર ગઆછે તે વખતે તેઓની વાત ઉપર કાંઈ ધેઆંન પોંહોંચાડેઉં નહી અને તેહેનાં શાફ કારણ બતાવેઆં કે પંચે કીધું તે ઉપરાંત હાકેમથી ઉલટો હોકમ નહી અપાએ. બીજું એજે જેટલી બીજી કોમની પંચાત પાસે મુખતીઆરીછે તેટલી પારસીની પંચાત પાસે પણછે, અને તેટલીજ બશછે. જો તે મુખતીઆરી વગર ખુશાંમદે તમો અમલ કરો તો બીજી કાંઈ દરકાર નથી. પણ પારસીની પંચાએતના સાહેબો પોતપોતાને ઘેર બેશી મરજી પરમાંણે ઠરાવ કરવા લાગેઆ, તથા એકબીજાની મુરવત ઉપરથી ખુશાંમદો કરવા માંડી, ગરીબોને એક તકશીર ઉપરથી નેઆતબાહાર મુકેઆ અને તેજ તકશીર તાલેવંણોને શરકશીથી કરવા દીધી; નેઆતબારાઓને પોતેજ સાથે લઈને ખાવા માંડેઉં, તથા શઉ કામમો હોકમ આપવા તથા હોકમ તોડવાબી તેજ સાહેબો બેઠા, તારે પંચાતની ગેરત ઉઠી ગઈ, આગલ કાંઈ એમ નહી હતું. કોઈ કોઈની ખુશામદ નહી કરતું. વરશમો ૮—૧૦ વાર નાહાની મોહોટી અંજુમન મલી અપરાધીઓને ઘટતી શજા મલતી હતી, પણ હાલ તેથી સરવે ઉલટુંછે, અને એજ કારણો ઉપરથી તમો સાહેબોમો મોહોટી મોહોટી ચીઠીઓ એકથી વધારેવાર લખાઈછે, અને કેટલાએક સાહેબો દુર બેઠા અને કોઈએક પાછા શામેલ થાએઆ. આજ કેટલાં વરશ થાએઆં કોઈ દાહાડે ઉંઘાડે બારણે પંચાત મલી નથી. એ ઉપરથી આપણામો દનપરદન નરશ કામોનો વધારો થાએછે. બીજું એ ઉપલા ખરા શબબો કે જેથી પંચાતના હોકમને પુરૂં માંન

મલતું નથી તે તમારાં હાલનાં પીટીશનમાં છુપાવીને પંચાતની અખતીઆરીનો વધારો ચાહો છેઓ, પણ તે સાથે તમોએ કોઈ પરકારે જણાવેઉં નથી કે તે શી તરેહની અખતીઆરી તથા અમલ પંચાતને આપે. પંચાત મેલવવી, નેઆત જાતનો તનટો ચુકાવવો, તેતો તમોને અખતીઆરછે. એથી વધારે જો તમો ચાહાતા હોએ કે પારસીઓમો દીવાંની તથા ફોજદારી કામનો ઈનસાફ્બી પંચાત કરે હેવો હોકમ મલે તો તે કેમ બની શકે ? તમારી પંચાતને તેહવો નવાઈનો અખતીઆર આપે તો તેની અગાઉ મુસલમાન તથા હીંદુ કે જેની વશતી તમારાથી ઘણે દરજજે મોહોટીછે તેઓની પંચાતને પેહેલાં ધરે અને તેમ કરે તો પછી અતરે અદાલત કોરટનું કારણ શું ? કાંઈ નહી. તેથી એ શીવાએ તમોને શું અખતીઆર જોઈએ તે ચોકશ ઉંઘાડું કરી નહી લખો, તથા તેમાં માંગવાનાં ખરાં કારણો તથા તેહેની ઉશતવારીમો શખત દાખલાઓ નહી આપો, તાંહાંસુધી હેવી અરજ કે જે દેખઈતી અણઘટતીછે તે ઉપર કોઈ ધેઆંન કેમ પોંહોંચાડે ? ”

સુપરીમ કોરટના નેઆએધીસોએ અકાબરોના ધારાના ખરડામાં લખેલી વારસાની વેંહેંચણી વીશે ખોલાસાથી વીચાર આપીઓતો નહી, પણ તેઓએ હેવી ભલાંમણ કીધી જે ધારા બાંધનારી સભાએ એ બાબેની કલમ મુકરર કરતી વખતે ઘણી ચોકસાઈ રાખવી જરૂરછે. ટુકાંમાં એ નેઆએધીસો જેઓ જરતોસતી અકાબરોને તેઓની કોમને કીજે ધારા બાંધવાની પરથમ ભલાંમણ કરતા હતા તે નેઆએધીસો એ ગરહસથોનાં કામથી શકમંદ થાએઆ હતા, અને પોતાનો અભીપરાએ હેવી રીતે આપીઓ હતો કે તેથી એ કામ મુતલક આગલ વધી શકે નહી. અકાબરોનો ખરડો, તેઓની અરજી તથા સુપરીમ કોરટના નેઆએધીસોના ઊપર જણાવેલા અભીપરાએ સાથે, મુંબઈની સરકારની મારફતે હીંદુસથાંનના તે વખતનાં ગવરનર જેનરલ લારડ આકલાંડ ઊપર ગએઓ હતો. એ ઊમરાવે એ કાગજીઆં “લાઆ કમીશન” ના અધીકારીઓને હવાલે કીધાં. એ અધીકારીઓએ તે ઊપર કસું ધેઆંન પોંહોંચાડીઊં નહી, અને આપણા અકાબરોની સંગલી મેહેનત દેખઈતી રદ ગેઈ.

એ વખત પછી પારસીઓને કીજે ધારા બાંધવા બાબે થોડીએક તજવીજ ફરીને ઈશવી સને ૧૮૪૩ નાં વરશમાં થાઈ હતી. એ વખતે

સુપરીમ કોરટના તે વખતના પીઉની જડજ સર અરસકીન પેરીએ એ કામ પોતાને માંથે લેવા ધારીઉં હતું, અને તે ઉપરથી તેણે આપણા અકાબરો સાથે કાગજ પતરોનો કેટલોએક સંધેશો ચલાવીઓ હતો, તથા દસતાવેજો એકઠા કીધા હતા, પણ કમ ફુરસતને લીધે, ઈઆ એ કામમાં ઘણો ગુંચવારો જોએઆથી, એ ચંચલ નેઆએધીસે એ કામ જુજ મુદતમાં પડતું મુકીઉં.

સર અરસકીન પેરીના વખત પછી બાર વરશ તુલીક એ બાબદમાં જરતોસતીઓએ ફરીને કાંઈબી કોશેશ કરી હોએ હેવું જોવામાં આવતું નથી. તોપણ એ અગતની બાબદ એ મુદતમાં જરતોસતીઓ ભુલી ગએઆતા નહી. તેઓ વારેવાર એ વીશે ફરીઆદ કરતા હતા, કે જે ઉપરથી ઈશવી સને ૧૮૫૫ ના આગસટ મહીનાની ૨૦ મી તારીખે મુંબઈની જરતોસતી અંજુમનની એક મોહોટી મજલસ શેઠ કાવશજી બેહરાંમજી વાલાં આતશબેહેરામ મધે ભેગી મલી હતી, અને તેઓએ એ કામ પાર પાડવા સારૂં "જરતોસતીઓને વાસતે ધારા બંધાવી મંગાવવા સારૂં ઉભી થાએલી સભા" હેવાં નામથી એક મંડલી અસથાપી હતી, અને તેઓના અસતેકમાં વારસા હીસ્સા, લગન, તલાક, ઈતીઆદી, બાબદોના ધારા પારસીઓને સારૂં હીંદુસથાંનની ધારા બાંધનારી સભાની મારફતે બંધાવી મંગાવવાનું કામ સોંફીઉં હતું. એ મંડલીએ પોતાનાં કામનો થોડોએક ભાગ હવડાં સમાપત કીધોછે, અને વારસા હીસ્સા તથા તેહેને લગતી બીજી કેટલીક બાબદોના ધારાના ખરડાનું એક ચોપાંનોઉં બાહેર પાડીઉંછે, કે જે ઉપર હાલમાં જરતોસતી ટોલાનાં લોકોનું ધેઆંન લાગેલુંછે. પારસીઓના ધારા બાબે આગલા દાહાડાઓ ઉપર જે કાંઈ કોશેશ થાઈ હતી તે કરતાં આ સભાએ પોતાનું કામ વધારે મુસતકીમ પાએઆથી ચલાવીઉંછે, તથા આગલા વખતમાં થાએલી ભુલોનો અનુભવ મેલવીને તે ભુલો ફરીને નહી થાએ તે બાબે કેટલોએક સંભાલ કરીઓછે. આગલા દાહાડાઓ ઉપર એ બાબદને લગતા જે કાંઈ દસતાવેજો પારસીઓની તરફથી સરકાર ઉપર મોકલીઆમાં આવીઆછે

તે સંભાલ રાખીને લખેલા નથી, અને એ દસતાવેજો જો આપણા સતાવાલાઓ હવડાંના ધારાના ખરડાની સંગાથે સરખાવી જોશે તો તેથી તેઓનાં દીલમાં શક ઊતપન થાએઆ વગર રેહેવાનો નથી. એ શક દુર કરવા અને એ કામ મનમાનતી રીતે પાર પાડવાને સારૂં જરતોસતીઓએ એકદીલ થવાની ઘણી જરૂરછે. એકદીલી તથા વધારે મેહેનત કીધાથી એ કામમાં જો કાંઈ સારૂં ફલ નીપજીશે તો તેથી જરતોસતી ટોલાના લોકોને શએદોછે, અને જે અકાબરોના અમલમાં અને જેઓના હાથથી એ કામ પાર પડે તેઓને માનછે.*

[રાસ્ત ગોફતાર, તા૦ ૧૧ મી તથા ૧૮ મી આપરેલ ૧૮૫૮.]

---

# શીઆવશ નામું.

સર જમશેદજી જીજીભાઈ મદરેસાના એક વીદીઆરથી એરવદ તેહમુરસ દીનશાહ અંકલેશવરીઆએ હમણાં ઊપલાં નામવાલું પુસતક જે પરસીધ કીધુંછે તે પુસતકને હરએક સાધારણ "નામાં" સાથે ગુંચવી નહી નાખવાની હમારા વાંચનારાઓને હમો વીનંતી કરીએછે. એ પુસતકની મકસદ પારસીઓમાં આજ આસરે ૨૦૦) વરશની ઊપર થાઈ ગએલા એક લાએક ગરંથ કરતા અથવા કવેશર જેહના વીશે આજ થોડાજ લોકો વાકેફછે, તેહેની ઈઆદગારી તાજી કરવાની છે, અને હાલના જમાનાનો એક વીદીઆરથી પોતાની કોમમાં બે સદીની વાત ઊપર થાઈ ગએલા એક એલમદાર પણ ભુલાઈ ગએલા શખસનું નામ પાછું

* એ અગતનું કામ શેવટે પાર પડીઊં હતું, અને ઇશવી સને ૧૮૬૫ નાં વરશમાં હીંદુસથાંનની ધારા બાંધનારી સભાએ પારસીઓના ફાએદાને સારૂં બે ધારા બાંધી આપીઆ હતા. એ માહેલો પેહેલો "પારસીઓનાં લગન તથા તલાકનો ધારો, સને ૧૮૬૫ નો આકટ નંબર ૧૫ મો" એ નામથી ઓલખાએછે—અને બીજો "પારસીઓના વારસા હીસ્સા બાબેનો ધારો, સને ૧૮૬૫ નો આકટ નંબર ૨૧ મો" એ નામથી ઓલખાએછે. એ બંને ધારા તથા તેઓને લગતા અગતના દસતાવેજોના સંગરહનું એક પુસતક "જરતોસતીઓને વાસતે ધારા બંધાવી મંગાવનારી સભા" ના ખરચથી, એ સભાના એક હાનરેરી સેકરેટરી તરીકે સને ૧૮૬૮ નાં વરશમાં મેં પરગટ કીધું હતું.

મશહુર કરવાનો કસદ કરે એ વાત સંતોશકારકછે. આએ "શીઆવશ નામું" બનાવનાર પારસીઓની જાહોજલાલી જારે સુરત શેહેરમાં સારી ચાલતી હતી તે વખતમાં થાઈ ગએલોછે. તે જાતે મોબેદ હતો, અને તેહેનું નામ રૂસતમ એરવદ પેશુતન હમજીઆર કરીને હતું. તેણે શીઆવશ નામું, જરતોસત નામું, વીરાફ નામું, અને અસપંદીઆર નામું, એટલાં પુસતકો રચેઆંછે, કે જે સરવે તે વખત પરમાણે હાથની લખેલી નકલોથી પરસીધ થાએઆં હતાં, અને તેઓ માહેલું આએ શીઆવશ નામું હમણાં પેહલવેહલુંજ છપાઈને બાહેર પડીઊંછે. તેહેને બનાવવાનો વખત સંવત ૧૭૩૬ નો જણાવેલોછે, કે જે ઈશવી સને ૧૬૮૦ ને મલતો આવેછે. આપણાં સરકારી કેલવણી ખાતાંનો ગુજરાતી ચોપડીઓની તપાસ લેનાર ગહરસથ રાવ સાહેબ મહીપતરાંમ રૂપરાંમ એ પુસતકના નમુના વાંચી તે વીશે પોતાનો વીચાર આપેછે કે તે "વાંચી હું ઘણો આનંદ પાંમેઓછું, અને હું એ આસરે બસો "વરશ ઊપર લખાએલાં એક મોબેદનાં લખાણને ઘણું કીમતી ગણુંછું, "અને હેના લખનારને સવભાશાનું ઘણું સારૂં ગનેઆન હતું હેવું હું "માનુંછું. એ મોબેદે એ કવીતામાં વાપરેલી ભાશા હાલના સઘલા "પારસી લખનારાઓને શરમમાં નાખે એવી છે." હાવું પુસતક જાહેરમાં લાવવાથી એરવદ તેહમુરસ દીનશાહ અંકલેશવરીઆએ પોતાના જાતભાઈઓ તરફ એક ઘટતી ફરજ બજાવીછે. કદાપી સાધારણ લોકોને એ પુસતકનો ઊપીઓગ તથા તેહની કીમત સમજ પડશે નહી, તોપણ ગુજરાતી વાંચનારાઓમાં જે વીદીઆરથી ભાગછે તેઓ એ કામનેસર એ પુસતકને નવેસરથી હસતીમાં લાવનારને શાબાશી આપેઆ વીના રેહેશે નહી.

હમોએ જણાવવું જોઈએછે કે એરવદ તેહમુરસે જુદી જુદી હાથની લખેલી નકલો મેલવી તથા તપાસીને આએ ચોપડી છપાવીછે, એટલુંજ નથી, પણ તે સાથે પોતાની તરફથી ઠેકાણે ઠેકાણે કીમતી અને વીદીઆ અભીઆસ બતલાવનારી અને કોઈ કોઈ જગોએ લાંબી "નોટસ" આપીછે, તથા એ દફતરની શેવટે એક "શબદ કોશ" છાપેઓછે.

શીઆવશ ઈરાનના કએઆની પાદશાહ કએખસરૂનો બાપ થાતો હતો, તેહેના જનમારાની હકીકતથી શાહનામાંનો કોઈબી વાંચનાર અંજાણો નથી. લેકીન મોબેદ રૂસતમ એરવદ પેશુતને તેહને ગુજરાતી કવીતાના આકારમાં રચેઓછે, અને કવી દલપતરામ ધારેછે કે તે નલાખયાનના રાગમાં અથવા લાવણીના રાગમાં ગાઈ શકાએ હેવો છે. હમોને એ પુસતક તેહના રાગના કરતાં તેહના બનાવનારના ખાલેસ ખેઆલ અને નીરમલ નીતીમાન મંછા ઊપરથી ઘણું વધારે માન આપવા જોગ લાગેછે. હેવી મંછાવાલી કવીતા કુટુંબ અને મંડલીઓમાં દાખલ થવાથી અને વંચાએઆથી ગોએઆ માણસોનું દીલ વધારે સવછ થાએછે. જે જમાનામાં એ ચોપડીનો કરતા મોબેદ રૂસતમ થાઈ ગએઓછે તે જમાનામાં પારસીઓની ઊપર હીંદુ ધરમ હમણાના કરતાં ઘણી વધારે જોરાવર ગાલેબી રાખતો હતો, તે ગાલેબીની અસર જોકે મોબેદ રૂસતમ ઊપર થાએલી આએ ચોપડીમાંથી દેખાઈ આવેછે, અને "ગુરૂ અને ગાએ"ની નીત રોજ પુંજા કરવા જેહેવી ભલામણ તેહેનાં લખાણમાંથી નીકલેછે, તોપણ તે વાત એ સાચાં મનના મોબેદની કીરતીને કસી રીતે જાંહાંખ લગાડે હેવી નથી. માતરે તેહેના વખતમાં પારસી ધરમ સુરત મધે હીંદુ રીતભાંત સાથે મજબુત આમેજ થાઈને ચાલતો હતો તેહેની હકીકત હેવા મીસરાઓ ઊપરથી આપણને દેખાએછે, અને તેટલા માટે હમો જોવાથી ખુશી છઈએ કે એરવદ તેહમુરસે હેવા મીસરા નહી છાપી પડતા મુકવા જેહેવું કસું કામ કીધું નથી.

નમુના તરીકે મોબેદ રૂસતમની ચોપડી મધેથી બે તરણ ફકરા હમો નીચે આપીએછે. સંગલા ઊમદા મનના ગરંથકારોની માફક મોબેદ રૂસતમ સ્ત્રીઓની ખુબસુરતીને તેઓને લાએકનું માન આપનાર હતો, કે જે મુજબ શીઆવશની માએની ખુબસુરતીની તારીફ તે નીચે પરમાણે કરેછે—

તમ સીશ ફુલ પૂનંમ ચંદને અમાશી સૂર,
એ વેરાંન રાંણુમાં એથી ઘણું વરશેછે નૂર.

તંમ નીડાળ ટીક બુધ વહરેસ્પત ,શુકર જડી,
તમ નાશકા નથ તે સબચેરાગ કોણે ઘડી.
તમ કાંન કૂંડલ જડેઆ જાણે માંણકને મોતે,
કોટ અભરણ પેહેરાવેઆં આપ ધણીએ પોતે.
કર ચૂડ પોહોંચી જાંણે વીજ ચમક ચમકીને જાએ,
પાએ પેજણ તે નેવરનો જહ્નકારજ થાએ.
કહો સૂંદરી તમો કોણ છો ને આંહાં તહ્મારૂ શું છે નાંમ,
એ વેરાંન રાંણમાં આંહાં બેઠાં શું છે તહ્મારૂ કાંમ.
એ સૂંદરી તમ દરશણથી અમ ઘણું પાંમૂચ સૂખ,
તંમ દીઠે અમ બહનેની આંહાં ભાગીછે ભૂખ.
એ સતવંતી અમોને તપ કાંએ કરાવોચ આજ,
તમો મનની ખોલી કહો એ સૂંછે તખત ને તાજ.
તંમને એ રંગ રૂપ તપ તે આપ કેરતારે દીધું,
પણ એ અભરણ તાજ તખત તે આંહાં કોણે કીધું.
એ તપ્તરવાં રચનાછે જાંણે શાહ જમશેદ,
એ સતવંતી તમ તપનો અમને સરવ સહ્મજાવો ભેદ.

શીઆવશ પોતાના દોસતો સાથે ચોગાન રમતો હતો તેટલામાં તેહની દડી તેહની મતરાઈ માએ સોદાબેહના મેહલમાં જાઈ પડી, તે દડી શેઆવશ મેહલ મધે લેવા ગએઓ તારે તે બુરી ઓરતે શીઆવશની નીતી બગાડવાનો ખેઆલ કીધો, પણ શીઆવશ તે ફુસલાવવાની સાંમણે થાએઓ, તે ભાગ મોબેદ રૂસતમે ઘણો અસરકારક રીતે લખેઓછે, તેમાંથી થોડીએક સતરો હમો નીચે ઊતારીએછે. શીઆ વશ જારે સોદાબેહને પોતાની માતા કરીને કેહેછે તારે સોદાબેહ તેહેને ઊતર આપેછે—

એ શેઆવખસજી હં આશક તાહારી તૂં માશૂક માહારો શારો,
હૂં તાહારી કાંહાંની માએ તૂં માહારો કાંહાંનો પૂત પેઆરો.
તાહારી માતા તો ગેબી આવીને વાલી ગેબજ થાઈ,
હૂંતો હ્માવરાંન શાહાજાદી કાંહાંથી થાઈ તાહારી માઈ.
એ શેઆવખસજી હૂં તમપર કૂરબાંન કૂરબાંનજ થાઉં,
તમ એકવાર આંખ ઉઘાડી જોએઆ બગર તાહારો પલો મૂકી નહી જાઉં.

સોદાબેહે જારે ઊભલી રીતના સુખનો કહેઆ તીઆરે ખોદાતાલાની હજુર બંદગી કરી શીઆવશ પોતાની મતરાઈને તે સાહેબ પાસે નેક હેદાએત માંગવાની ધરમની રૂહે ભલામણ કરેછે—

તમ સોદાબેહ જાઓ જલ લેઈ કર મૂખ પાએ પંખાલી,
સૂરજ સંનમૂખ રહી કંમર કુસતી બાંધો વાલી.
"મનેશ ગવેશ કુનેશથી" તમ આપ ધરમ શાહંભાલી,
"કુસમતે કુજૂખતે કુજૂઅરેસતથી" તહમારૂં તન મન થાએ ખાલી.

વલી શીઆવશ બોલેછે—

હૂં તાહરો અંતલગ પેઆરો પૂત તૂં માહરી અંગની માએ,
એ એહેવું શેહેશારમાં નથી સરજીઉં અમથી એ કેમ બોલાએ.
તમ માહરો કર લેઈ આંખ હોટસૂ લગાડો ખાસ,
માહારા કર પોહોચને તંમ ચૂમાં દેઓ સોહો પંચાશ.
એ તૂં માએ માહારી આપણુ બેહુ આંહાં શાચવીએ ધરમ,
શ્રી એક પાક પરવરદેગાર આપણુ બેહુની આંહાં રાખે સરમ.
એ માએજી માહારી એ વાત નરધાર નરધાર તંમ મનને લાવો,
એ કોણે નથી દીઠૂં નથા શાંભલેઉં તંમ મનને મેલ મો લાવો.
એ માએજી તમ તહ્મારા મંનને એમ શાહમજાવો,
હવે તંમ મન વાલીને શેહેતાંન નાપાકને તે એમ કરવો દાવો.

પાદશાહ કાઊશની દરબારના પેહલવાનોનું વરણુન મોબેદ રૂસતમે નીચે મુજબ કીધુંછે—

તાંહાં બેજન ગેવ ગોદરજ કેશવાદગાં,
વેહેરાંમ ગુરગીન ગહસતમ એ આજાદગાં.
તાંહાં જહવારે તોખારે મરજબાંન એ પેહેલવાંન,
તાંહાં રહાંમ હજીર શરવે ઈરાંની જુવાંન.
તાંહાં તુશ નોદર એ સુબેશાલાર,
તાંહાં હોમાં વજીર તે એમ થાએઆ અસવાર.
ફરેબરૂજ કએકાઉશ એ અસવારજ થાએઆ,
હમાં ઈરાંની શરવે રાજ દરબારજ આએઆ.

મોબેદ રૂસતમે પોતાની ચોપડીના દીબાચામાં પોતાના વખતનાં સુરતનાં બે નામીચાં જરતોસતી ખાનદાનોને અમરગ કીધાંછે. એ મધે

એક કુટુંબ કુવરજી નાનાભાઈ પુંજીઆને નામે ઓલખીઊંછે અને બીજું ગાંધી હીરજી વાછાનુંછે. છેલું જણાવેલું કુટુંબ મુંબઈ મધે વાછા ગાંધીને નામે જાણીતુંછે, અને હમો ધારીએછે કે એ કુટુંબ આજ મુંબઈની પારસી વસતીમાં સરવેથી જુનાં માહેલું એક છે. કેહેછે કે "શેઠખાનદાન" વાલાઓએ મુંબઈ મધે પેહલવેહલું દોખમું બંધાવીઊં તેહેની પણ આગમજ મુંબઈમાં એક દોખમું હતું અને તે દોખમું હીરજી વાછા ગાંધીએ આસરે ઈશવી સને ૧૬૭૦ નાં વરશમાં પોતાના પઈસાથી બંધાવીઊં હતું. મોબેદ રૂસતમે તે હીરજી વાછાગાંધીની તારીફની લખેલી શરૂઆતની સતરો નીચે પરમાણેછે—

એ ઉત્તમ કુલ ઉપન્યો ગાંધી હીરજી વાછા રામ,
ધન કુખ કહું માતા જે એ સપુત જનમ ધરયું નામ.
એ શુભ ગરહે સનખેતર ધન માતા જે એ પુતર જાયો,
.. .. .. .. .. .. *
તે દન યજદ અમેશાસ્પંદે ઘણું કીધો નાદ,
ધન વાછા રામ તમને પ્રભુએ એ પુતર દીધો સહાદ.

વલી આગલ ચાલતાં મોબેદ રૂસતમ બોલેછે અને તેમાં દોખમું તેમજ અગીઆરી બંધે બંધાવવાનું માન હીરજી વાછાને આપેછે—

એ પુણે પ્રભુએ તમને અત અતિ પિયારો કીધો,
જે મુંબઈ બંદર પંથક બુલંદ મરતબજ દીધો.
એ સાચ જંદ અવસ્તા અર્થે એરવદ એમજ બોલે,
આંહાં દુખમું દરેમેહેર કીધે તું થયો ધનીજનને તોલે.
એ આદ પુરબ પુણ્યથી તમ અત અતિ મોટો મરતબજ પાયો,
ધન હીરજી વાછા તું આંહાં બેબાહ નર ગરોથમાની થાયો.
એ પુણે જીંદગાંને નેઆગાન ગરોથમાની વાસ,
તારી હફત કુરસીના એ પુણ્યથી થયાં ખલાસ.
એ મહા મોટુ પુન તાહારા વંશને આગલ આવસે કામ,
આંહાં ચંદ્રોકાલી તાહારૂં રહેઉં નેક રોશન નામ.

* એનો એક કાફયો નથી.

કુવરજી નાનાભાઈ પુંજીઆની મોબેદ રૂસતમે તારીફ કીધીછે તેવણ "પઈઆ ગાંધી" ની અટકથી ઓલખાતા હતા, અને તેવણે પણ સુરત મધે એક દોખમું ઊપલાજ સમેમાં બાંધીઊં હતું. એ કુટુંબનું વંઊશ આજ કાએમછે કે નહી તે વીશે બરોબર ખબર પડતી નથી.*

[રાસ્ત ગોફતાર, તા૦ ૧૬ મી મારચ ૧૮૭૩.]

# "કારનામે અરદેસર બાબેકાન" કેતાબ વીશે.

"કારનામે અરદેસર બાબેકાન" હેવે નામનાં એક પેહલવી પુસતકનો દસતુર પેશુતનજી બેહેરામજી સંજાંણાએ કરેલો તરજુમો જુન તથા જુલાઈ ૧૮૫૩ ના મહીનાનાં જગત પરેમી ચોપાંનીઆં મધે પરગટ થાએઓ હતો.

"કારનામે અરદેસર બાબેકાન" એ કેતાબ મુંબઈ મધે મરહુમ દસતુરજી સાહેબ એદલજી દારાબજી સંજાંણાનાં દફતરખાનાંમાંછે; તે આસરે ૬૬ સફાનીછે, અને કોઈ બીજી નકલ ઊપરથી થોડીએક મુદત ઊપર ઊતારી લીધેલી જોવામાં આવેછે. તેહેની સાથે એ પુસતકનો દીબાચો તથા તેહેના બનાવનાર વીશેનો કાંઈ હેવાલ જોવામાં આવતો નથી, પણ તેહેનાં મથાલાંપર પેહલવી હરૂફે ફકત આ રીતે લખેલુંછે—"આ હેવાલ 'કારનામે અરદેસર બાબેકાન' મધે લખેલોછે."

ઊગમણ પરાંતની લાંબી મુદતપર લખાએલી કેતાબો જેહેવી અવસથામાં આપણા હાથમાં આવેછે તે ઊપરથી આ કારનામાંની ઊતપંતીની હકીકત મેલવવાની આપણને ઘણીજ થોડી આશાછે. પણ એ કેતાબ જે પુરાંની ભાશામાં લખેલીછે, અને જે વખતની હકીકત તે મધે

* "પારસી પ્રકાશ" માં સફે ૪૫ મે જણાવીઆ મુજબ એ કુવરજી નાનાભાઈ પુંજીઆ સુરતના મોદીજીનાં કુટુંબના એક વડવા થાએછે.

જણાવેલીછે, તે ઊપરથી ઊગમણ પરાંતની તવારીખનાં દફતરખાનાંમાં તે એક જાણવાજોગ અને કીમતી દાગીનોછે.

એ કેતાબ કીઆ જમાનામાં બનેલીછે તે બાબે આપણ કાંઈ ચોકસ કહી શકતા નથી. પણ ધારીઆમેલે તે સાસાનીઆંન પાદશાહોના વખતનીછે. સારેસતાને ચેઆર ચમન મધે અરદેસર બાબેકાનની હકીક તમાં તેહેનો બનાવનાર ફરજાંને બેહેરામ બીન ફરહાદ લખી જાએછે કે, "હેની (ઈઆને) અરદેસરની બનાવેલી સંગલી કેતાબો મધે 'કારનામે' "હેવે નામનો એક નુસખોછે, કે જે મધે એણે પોતે દુનીઆંની સરહદો "ઊપર લડાઈઓ મારીછે તથા ગેરદેશ કીધીછે તેહેનું બેઆન લખેલુંછે." એજ માફક સર જાન માલકમ પોતાના બનાવેલા ઈરાનની તવારીખના ગરંથમાં જણાવેછે કે—"કારનામું કે જેમાં અરદેસરની મુસાફરી તથા "લડાઈઓનો હેવાલ લખેલોછે, તે પુસતક તથા બીજું એક પુસતક જે દુની "આંની ચાલચલણ વીશેછે અને જેમાં સંગલે વાધેના લોકોને કીજે "અજમાએસ તથા વીચાર ઊપરથી કેટલાએક કાએદા બાંધી આપી "આમાં આવીઆછે, તે વીશે કેહેછે કે પાદશાહ અરદેસરે પોતે તે બંધે "પુસતકો બનાવીઆં હતાં." [જુવો માલકમસ પરશીઆ, પુસતક ૧ લું સફે ૯૪ મે.] પાદશાહ અરદેસર જેહેવો લડાએક હતો તેજ માફક તે એલમ ધરાવતો હતો હેવું સંગલા ફારસી ગરંથકારો એકમતથી લખી જાએછે, તે ઊપરાંત ઇઊટીચીસ નામના એક રોમન ગરંથકારના આધાર ઊપરથી રોમની તવારીખનો નામીચો લખનાર મી૦ ગીબન એ પાદશા હની પુસતક બનાવવાની કાબેલીઅત વીશે આપણને જાણીતા કરેછે. તોપણ આ કારનામું અરદેસરે પોતે બનાવીઊં હોએ તે બાબે આપણને ઘણો શક પડેછે. સારેસતાન કેતાબના ઊપર ટાંકેલા ફકરામાં તે વીશે ખોલાસાથી લખેલું છે; પણ માલકમ કારનામાંના બનાવનારની હકીકત વીશે શકથી લખી જાએછે, અને એ નામાંની ઢપ ઊપરથી હાલ આપણે જોઈએછે કે અરદેસરે પોતે તે લખેલું નથી, પણ તેહેની એબારત ઊપ રથી હેવું માલમ પડેછે કે કોઈ પરભાડા શખસે અરદેસર બાબેકાનની

જીંદગાંનીનો એ હેવાલ લખી કાહાડીઓછે. એ પુસતક અરદેસરની હઈ આતીમાં કદાચ લખાઈઈશં હોએ તે વીશે આપણને એટલોજ દાખલો મલી આવેછે કે કારનામાં મધે અરદેસરનાં મરણનો હેવાલ આવેલો નથી, અને એ લખનારે અરદેસરની હકુમત મજબુત પાએઆપર આવીઆ સુધી વીગત આપીને એ પાદશાહની જીંદગાંનીનો હેવાલ ખતમ કીધોછે.

એ કેતાબનો તરજુમો અસલ પેહલવી ઊપરથી ગુજરાતીમાં બોલે બોલ કીધેલોછે; તેહેની લધણ ઘણી સાદીછે. એ કેતાબના બનાવનારે અરદેસરના હેવાલના છુટા બાબ કીધેલા નથી તેથી વાંચનારને કોઈ વાર તે મધેની બીનાં ઈઆદ રાખવાની ગુછ્વણ પડેછે.

આ કેતાબમાં જણાવેલી અરદેસરની તવારીખનો મોહોટો ભાગ ફીરદોસીનાં શાહનામાંને મલતો આવેછે, અને ફીરદોસી પોતાના ગરંથમાં જણાવી ગએઓછે કે તેણે પોતાનો નામીચો ગરંથ જોડતી વખતે ઈરાનનાં આગલાં પુસતકોપર ઘણો આધાર રાખીઓ હતો, તેહેની સાબેતીના બીજા દાખલાઓમાં આ એક વધતો દાખલોછે. અરદેસરે પોતાના દુશમન આશકાનીઆંન ટોલાના છેલ્લા પાદશાહ અરદવાનને મારીઓ તેહેની હકીકત શાહનામાં સાથે ફરક ધરાવેછે, પણ એ બાબદમાં બનાકતી, મીરખુંદ, શાદક ઈસફાંની, બખતાવરખાન, અને બીજા લખનારાઓ આ કારનામાંને મલતા આવેછે. [જુવો આઊસલીસ પરશીઆ, પુસતક ૩ સફે ૧૮૯.] એજ પરમાણે આ કારનામાંની કેટલીએક વીગતો બીજી તવારીખોથી જુજ ફરક ધરાવેછે. પણ અરદેસરે ઈરાનનાં તખત ઊપર ફતેમંદી મેલવી, અને તે તખત ઊપર પોતાની તોખમનો હક પોંહોંચાડીઓ તેમાં તેહેને જે કાંઈ ખલલ ઊપજી હતી, અને આસપાસના સરદારો સાથે લડાઈઓ કરવી પડી હતી, તે હકીકત હરકોઈ પાદશાહને એક નવું રાજ અસથાપતાં જે અડચણો નડેછે તેજ માફક આ કેતાબ મધે બેઆન કીધેલી જોવામાં આવેછે. અરદેસરની પીઠથી શાપુર નામનો એક બેટો થાએઓ હતો તે વાત કેટલાંએક વરશ સુધી પાદશાહથી છુપી

હતી, અને તે જાહેર થાએઆથી તેહેની ખુશાલીમાં અરદેસરે એક શેહર વસાવીને તેહેનું નામ "શાહપુર" કરી રાખીઊં હતું, હેવું દાસતાન એ કેતાબ મધે આવેલું છે, પણ બીજા સંગલા ગરંથકારો એકસરખી રીતે લખી જાએછે કે શાપુર જેઆરે રોમનોનાં લશકરપર ફતેમંદ થાએઓ, તેઆરે તે ફતેમંદીની ઈઆદગારી રાખવાને કીજે તેણે એક શેહેર વસાવીને તે શેહેરનું નામ "શાહપુર" કરી રાખીઊં હતું.

અરદેસર બાબેકાન ઈરાનની તવારીખમાં ઘણો નામીચો પાદશાહ થાઈ ગએઓછે. ઈરાનની કએઆનીઆંન હકુમત તારાજ થાએઆ પછી જરતોસતી મજહબ જે ઘણી પડતી હાલતમાં આવી પડીઓ હતો, તે મજહબને એ પાદશાહે ફરીને તાજો કીધો હતો. એ ઊપરથી જરતોસતી દીનનો તે એક મોહોટો રફીક કેહેવાએછે. હવે આ કારનામાં મધે એક ઠેકાંણે હેવું જણાવેલુંછે કે અરદેસર પોતે પાદશાહી મરતબો મેલવી આની આગમજ ઈરાનના આશકાનીઆન ટોલાના છેલ્લા પાદશાહ અરદવાનની ઓરતને લઈને નીકલી ગએઓ હતો, અને તે ઓરત સાથે દોસતી પડીઆ પછી અરદેસરનાં દીલમાં પોતાના મજહબવાલાઓનું રાજ પાછું અસથાપવાની ઊલટ થાઈ હતી. કોઈ પારકા મરદની સ્ત્રીને પોતાનાં ઓરતપણામાં રાખવી, અથવા તેહેને ઓરતપણાંનો હક આપવો તેહેને જનાકારીનો અનીઆવ કરી કેહેછે, અને જરતોસતી દીનમાં એ જનાકારીના ગુનાહ વીશે મજબુતીથી મનાઈ કીધીછે, તથા સજા ઠેડવીછે, તે છતાં અરદેસર બાબેકાન જેહેવો માન પાંમેલો પાદશાહ જેણે માજદી અસની દીન તાજી કીધી હતી, અને જે ધણી પોતાના વખતમાં એ દીનનો પેશવા ગણાતો હતો, તે પાદશાહ હેવું કામ કરે એ ઘણું અચરત સરખું લાગેછે; અને એજ કારણ ઊપરથી આ કારનામાંના તરજુમાનો પેહેલો ભાગ પરગટ થાએઆ પછી, અને તે મધે અરદવાનની ઓરતને અરદેસર સાથે દોસતી પડીઆનો હેવાલ વાંચીઆ પછી, (અરદેસરની દીનદોસતી સાથે એ બીનાં સરખાવી જોતાં) તેહેની તવારીખના એ ભાગ વીશે કેટલાએક લોકો શકમંદ થાએલા માલમ પડેછે. પણ એ બીનાં

એક કરતાં વધારે પુસતકોમાં આવેલીછે, અને તે બાબે જેમ હાલ આપણે અચરતી પાંમીએછે તેમજ આપણી આગલના જમાનાના બીજા લોકો પણ અચરતી પાંમેલા જોવામાં આવેછે, અને તે બાબે તેઓ પોતાની તરફનાં કેટલાંએક કારણો બતલાવેછે, તેહેની વીગત સારેસતાને ચેઆર ચમન કેતાબ માહેલા ઊતારી લીધેલા એક ફકરા ઊપરથી આગલ ચાલતાં વાંચીઆમાં આવશે.

કોઈબી દાનેશમંદ શખસ એમ નહી કહી શકશે કે કારનામાંની કેતાબમાં અરદેસર બાબેકાનની આબરૂને નુકસાંની પોંહોંચાડે હેવો જે ફકરો આવેલોછે તે ફકરો એ કેતાબનો ગુજરાતી તરજુમો કરનારે પોતાનાં ભાશાનતર મધેથી કાહાડી નાખવો જોઈતો હતો. જો કોઈ શખસ હરકોઈ કેતાબનો તરજુમો આપવાનો દાવો કરે અને પછી તેમાંથી પોતાને, ઈઆ પોતાના ટોલાને, મનગમતી બીનાં દાખલ કરે અને તેજ પરમાણે અનગમતી બીનાં કાહાડી નાખે તો તે તરજુમો કરનાર મોહોટા ટપકાને લાએકછે; તેહેની ફરજ એજછે કે પોતાની તરફથી કાંઈબી વધારીઆ ઈઆ ઘટારીઆ વગર તે કેતાબનો સુધ અને સહી તરજુમો પોતાના વાંચનારાઓની નજદીક મુકવો, અને તે કેતાબની કીમત ગણવાનું કામ તેઓનેજ સોંફવું. અરદવાનની ઓરત સાથે અરદેસર બાબેકાનને દોસતી પડી હતી તે બીનાં આ કારનામાં મધે આવી આથી એ પુસતકની કીમત કાંઈબી રીતે ઓછી થાતી નથી. ફીરદોસીનું શાહનામું જરતોસતી લોકોમાં અને તેજ પરમાણે બીજાઓમાં જેહેવી બોજોરગી ધરાવેછે તેહેવી બોજોરગી બીજી થોડીજ કેતાબો ધરાવતી હશે. એજ શાહાનામાં મધે અરદેસરને અરદવાનની ઓરત સાથે મોહબત પડીઆની હકીકત આ કારનામાં મધેની બીનાંનીજ માફક આવેલીછે, તેહેનાં અસલ બેત માએની સાથે અતરે પરગટ કરીઆંછે, તે વાંચીઆથી એ બાબદ વીશે વધારે ખોલાસો થાશેઃ—

## અરદેસર બાબેકાનને અરદવાંનની ઓરત સાથે દોસતી થાએઆ વીશેનાં અસલ બેત શાહનામાં ઊપરથી, તથા તેહેનો ગુજરાતી તરજુમો.

બેત.

ઈકી કાખ બોદ અરદવાંનરા બુલંદ,
બકાખ અનદરૂન બંદઈ અરજમંદ.
કે ગોલનાર બોદ નાંમે આન માહરૂએ,
નેગારી પુરજ ગોહરો રંગો બુએ.
બરે અરદવાંન હંમચુ દસતુર બુદ,
અબરખાસતે નીજ ગનજુર બુદ.
બરે ઉ ગેરાંમી તરજ જાંન બુદી,
બ દીદારે ઉ શાદો ખનદાં બુદી.

માએની.

અરદવાંનના એક બુલંદ મેહેલમાં તેહેની એક ખાસ કનીજક હતી. (અને) તે રંગ તથા ખુશબો અને ગોહરથી સીનગાર પાંમેલી માહરોએનું નામ "ગોલનાર" હતું. (અને તે ઓરત) અરદવાંનની આગલ તેહેનો કારભાર ચલાવનારી તથા તેહેના ખજાંના ઉપર ઉપરી હતી. તે તેને જીવ સરીખી પેઆરી હતી અને તેહેનો ચેહેરો જોવાથી (અરદવાંન) ઘણો ખુશ રેહતો હતો.

બેત.

ચનાંન બોદ કે રૂજી બર આમદ પએઆંમ,
દેલશ ગશત અજાંન ખેરરમી શાદકાંમ.
નેગેહ કરદ ખનદાંન લબે અરદશીર,
જવાંન દર દેલે માહ શોદ જાએગીર.
હમી બુદ તા રૂજ તારીક શોદ,
હોમાના બશબ રૂજ નજદીક શોદ.
કમનદી બરાંન કંગરએ દર બેબસત,
ગેરેહ જદ બરૂ ચંદો બેસુદ દસત.
બ ગોશતાખી અજ બારે આમદ ફરૂદ,
હમી દાદ નેકી દેહશરા દરૂદ.
ચુ આમદ ખેરામાન બરે અરદશીર,
પોરજ ગોહરો બુએઓ મોશકો અબીર.
જે બાલીને દીબા સરશ બર ગેરફત,
ચુ બીદાર શોદ તંગ દરબર ગેરફત.

નેગેહ કરદ બોરના બરાન ખુબ રૂએ,
બદાંન મુઇઓ આંન રૂઈઓ આંન રંગો બુએ.
બદાંન માહ ગોફ્ત અજ્ કુજાખાસતી,
કે પોરગંમ દેલમરા બીઆરાસતી.
ચનીનદાદ પાસોખ કે મન બંદેઅમ,
દેલોજાંન બમેહેરેતો આગંદેઅંમ.
દેલારામો ગનજુરે શાહ અરદવાંન,
કે અજ્ મન બુઅદ શાદો રોશંન રવાંન.
કનુનગર પેજીરી મરા બંદેઅમ,
બ ગેતી બદીદારે તો જનદેઅમ.
બીઆએઅંમ ચુખાહી બનજદીકેતો,
દરફ્શાંન કોનમ રૂજે તારીકેતો.

## માએની.

હેવો એતેફાક બનેઓ કે એક દાહાડે (અરદેસર બાબેકાન) પેગાંમ તરીકે (પેલી ઓરતની નજદીક) આએઓ તેહેને (જોવાથી) તેણીનું દેલ ઘણું ખુશ થાઇઉં હતું. (અને) અરદેસરના હસતા હોત ઉપર નજર કરવાથી તે માહરૂએનાં દેલમાં તે જવાંનની અસર થાઈ હતી. તે (અસર પેલી ઓરતના દેલમો) અંધારૂં થાઇઉં તેહાંસુધી રેહી. જેવારે રાતનો વખત થાએઓ તેવારે (તેણીએ) તે (મેહેલ) ના દરવાજાના એક કંગરા સાથે કમંદ બાંધીને તેહેને કેટલાએક ગાંઠ મારેઆ અને તે (કમંદ) પકડી દેલેરી સાથે મેહેલની દેવાર ઉપરથી નીચે ઉતરી, અને નેકીના બખશનાર (ખોદાતાલા) ની સેતાએશ કરી અંબર તથા કસતુરીની ખુશબો તથા ગોહરનાં (સીનગાર) સાથે લટક ચાલથી અરદેસરની નજદીક આવી, (અને) દીબાના તકીઆ ઉપરથી તેહેનાં સરને ઉઠાવીઉં. (અને) જેવારે તે બેદાર થાએઓ તેવારે તેહેને ખુબ બગલગીરી કીધી. જવાન (અરદેસરે) એ રવેસના જોલફ તથા ચેહેરા અને રંગ તથા ખુશબો સાથેની ખુબસુરત ઓર તને જોઈને તે માહાતાબને કેહેવા લાગો કે તેં એકદમ માહારાં ગમગીન દેલને તાજું કરવાની કેમ ખાહેસ કીધી. (તેવારે તે ઓરતે) હેવો જવાબ દીધો કે હું તાહારી ખેદમતગાર છેઉં, અને મેં પોતાના જાંન જેગરને તાહારી મોહબતમો પુર કીધેલું છે. હું પાદશાહ અરદવાંનની ખજાંનચી તથા દેલારાંમ છેઉં, અને તે માહારીથી ઘણો ખુશ તથા મગન રેહેછે; પણ દુનીઆંનાં દરમીઆંનમાં હું પોતાની જીંદગી તાહારો દીદાર (જોવાથી) જાંણુંછું, માટે જો તું મહને કબુલ રાખેતો હું તાહારે તાબે છેઉં. જે વખત તું (મહને) બોલાવશે તે વખત હું

તાહારી નજદીક આવી તાહારા સીહા રોજને રોશન કરશ (એટલે કે તાહારાં ગમગીન દેલને ખુશી આપશ.)

બેત.

વજાંન પસ ચનાંન બોદકે શાહ અરદવાંન,
જે અખતર શનાસાંને રોશંન રવાંન.
બીઆવોરદ ચંનદી બદરગાહે ખીશ,
હમી બાજ જોસત અખતરો રાહે બીશ.
હોમાંન નીજ તા ગેરદેશે રૂજગાર,
અજીન પસ કેરા બાશદ આમુજગાર.
ફરેસતાદે શાંન નેજદે ગોલનાર શાહ,
બદાંનતા કોનદ અખતરાંનરા નેગાહ.
સે રૂજ અંદર આં કાર શોદ રૂજગાર,
નેગેહ કરદે શોદ તાલએ શેહરીઆર.
ચુ ગનજુર બેશનીદ આવાજે શાંન,
સોખન ગોફતન અજ તાલેઓ રાજે શાંન.
બસે રૂજ તા શબ ગોજશતે સેપાસ,
કનીજક બેપરદાખત જે અખતર શનાસ.
પોરઅજ આરજુ દેલ લબાંન પોરજે બાદ,
હમીદાશત ગોફતારે ઈશાંન બઈઆદ.
ચેહારોમ બેશોદ મરદે રોશન રવાંન,
કે બોગશાએદ આંન રાજ બા અરદવાંન.
બેરફતંદ બાજી ચેહા દર કેનાર,
જે કાખે કનીજક બરે શેહરીઆર.
બે ગોફતંદ રાજે સપેહરે બોલંદ,
હોમાંન ગશત ઉ બર ચેઓ ચુનોચંદ.
કજીન પસ કનુન તા નબસ રોજગાર,
જે ચીજી બેપીચદ દેલે શેહેરીઆર.
કે બુગરીજદ અજ મેહતરી કેહતરી,
સપેહેબોદ નેજાદીઓ કંનદ આવરી.
વજાન પસ શવદ શેહરીઆરી બોલંદ,
જેહાંનદારો નેક અખતરો સુદમંદ.
દેલે નાંમવર મેહેતરે નીક બખત,
જે ગોફતારે ઈશાંન ગમી ગશત સખત.

## માએની.

તેવારપછી હેવો બનાવ બનેઓ કે પાદશાહ અરદવાંને કેટલાએક સેતારે શનાસોને પોતાની દરગાહમો બોલાવી (તે લોકોથી) પોતાનાં ગરેહોની ચાલનો હેવાલ તથા તેહેની પછી જમાંનાંની ગેરદેશ કોણને બુજોરગીએ પોંહોંચાડશે તેહેની કેફીઅત જાંણુવા માંગી. અને તે સેતારેશનાસીનાં કામને સારૂં ગોલ નારની નજદીક તેવોને મોકલેઆ. તે કામમો (નજુમીઓએ) તરણ દાહાડા ગુજારી પાદશાહનું તાલે વરતીઉં અને તરીજા દાહાડાની તરણ પોહોર રાત ગુજરી તેવારે સેતારેશનાસોની નજદીકથી પેલી ઓરત ફારેગ થાઈ, અને તે નજુમીઓએ તેહેના સરદાર (અરદવાંનનાં બવીસ વીશે) જે કાંઈ કહીઉં હતું તેહેને ખુબ તરેહેથી પોતાનાં દેલમો ઈઆદ રાખીઉં હતું.

એ હેવાલથી અરદવાંનને વાકેફ કરવા સારૂં ચોથે દાહાડે જોશીઓ પોતાની બગલમો પોથાઓ મારી પેલી ઓરતના મેહેલમાંથી તેહેની નજદીક ગએઆ, અને આશમાંનનો દોર શી રીતે ફરેઓછે તથા કેમ ફરશે તે સંગલો ભેદ પાદશાહને જાહેર કરી (તેહેને) કેહેવા લાગા કે હવેપછી થોડી મુદતમો એક સપેહસાલારની બુનીઆદનો પેહેલવાંન પોતાના સરદારથી નાહાસી જશે, અને તેવારપછી તે એક નામીચો તથા બખતાવર અને ફાએદેમંદ પાદશાહ બનશે, તેહેનેથી તાહારૂં દેલ કાંઈએક દુખી થાશે. તે (નજુમીઓ) ની વાત (શાંભ લવા) થી તે નાંમવર સરદારનું દેલ ગમગીન થાઈઉં.

બેત.

ચુશોદ રૂએ કેશવર બકેરદારે કીર,
કનીજક બીઆમદ બરે અરદશીર.
ચુ દરીઆ બર આશોફત મરદે જવાંન,
કે એક રૂજ નશકીબી અજ અરદવાંત.
કનીજક બે ગોફત અંગેહ રોશન રવાંન,
હમી ગોફત બા નાંમદાર અરદવાંન.
સોખન ચુન જે ગોલનાર અજાંશાંન શનીદ,
શકીબાઈઓ ખામોશી બર ગોજીદ.
દેલેમરદે બોરના શોદ અજ ગોફતે તીજ,
વજાંન પસ હમી જોસત રાહે ગોરીજ.
બદુ ગોફત ગરમન બ ઈરાંન શવમ,
જે રૂએ સુએ શોહરે દલીરાંન શવમ.
તો બામન સેગાલી કે આઈ બરાહ,
ગર અએ દર બેબાશી બનજદીકે શાહ.

અગર બામન આઈ તવંગર શવી,
હોમાન બર સરે કેશવર અફસર શવી.
ચનીનદાદ પાસોખ કેમન બંદેઅંમ,
નબાશમ જોદા અજતો તા જનદેઅમ.
હમી ગોફ્ત બાલબ પોરજ બાદે સરદ,
ફરૂ રીખ્ત અજ દીદેગાંન આબેજરદ.
ચનીન ગોફ્ત બામાહરૂએ અરદશીર,
કે ફરદા બેબાએઅદ શોદન નાંગોજીર.

મા એ ની.

જેવારે અંધારી રાત થાઈ તેવારે પેલી કનીજક અરદેસરની નજદીક આવી. તે વેલા જવાંમરદ (અરદેસરે) દરીઆવની મીસાલે જોશમો આવી (તે ઓરતને) કહીઉં કે શું તુહુને અરદવાંન વગર એક દાહાડોબી ચાલતું નથી ? તે ઉપરથી પેલી કનીજકે નામદાર અરદવાંન વીશે નજુમીઓએ જે કાંઈ કહીઉં હતું તે સંગલો હેવાલ અરદેસરને કેહી સંભલાવેઓ. જેવારે ગોલનારની જબાંનથી (અરદેસરે) એ પરમાણેના સોખનો સાંભલેઆ તેવારે તેણે સબર તથા ખામુશી પકડી, પણ તે વાતથી જવાંન (અરદેસર) નું દેલ ઉલટમો આવીઉં તેથી તે નાહાસી જાવાની પેરવી કરવા લાગો. (અને હેવાજ વીચારથી તેણે) પેલી ઓરતને કહીઉં કે કદાચ હું "રએ" શેહેરથી દલેર લોકોનાં ઈરાનની તરફ જાઉંતો તું માહારી સાથે આવશે ઈઆ ઈહાં પાદશાહનીજ નજદીક રેહેશે ? જો તું માહારી સાથે આવશે તો તવંગર થાશે અને સંગલા મોલકનાં સરનું તાજ મલશે. (તેવારે તે ઓરતે) સરદ હાએ મારતાં પોતાની આંખમાંથી જરદ આંસુ વરસાવી (અરદેસરને) જવાબ દીધો કે હું તાહારી તાબેદાર છેઉં, માટે હું માહારી હએઆતી સુધી તાહારેથી જુદી નહી પડશ; તેથી અરદેસરે તે માહરો એને કહીઉં કે આપણુ આવતી કાલે (એ જગોએથી) ખચીત જાઈશું.

બે ત.

કનીજક બીઆમદ બએવાંને ખીશ,
બ કફ બર નેહાદે તનો જાંને ખીશ.
ચુશોદ રૂએ ગેતી જે ખોરશીદ જરદ,
બ ખમ અંદર આમદ શબે લાજવરદ.
કનીજક દરે ગનજહા બાજ કરદ,
જે હર ગોહરી જોસતન આગાજ કરદ.
જે ઈઆકુત વજ ગોહરે શાહવાર,
જે દીનાર ચનદાં કે બુદશ બકાર.

બીઆંમદ બજાઈકે બુદશ નેશસત,
બદાંન ખાંને બેનેહાદ ગોહર બદસત.
હમી બુદ તા શબ બરઆમદ જે કુહ,
બે ખોફત અરદવાંન જાએ શોદ બીગરૂહ.
અજ એવાંન બીઆમદ બ કેરદારે તીર,
બીઆવોરદ ગોહર બરે અરદશીર.
જેહાંન જોએરા દીદ જાંમી બદસત,
નેગેહબાંને અસપાંન હમે ખોફતે મસત.
દો અસપે ગેરાંનમાએ કરદે ગોજીન,
બર આખુર ચરાંત હમચનાંન જીરેજીન.
જેહાંનજોએ ચુન રૂએ ગોલનાર દીદ,
હોમાંન ગોહરે સોરખો દીનાર દીદ.
હમ અનદર જમાંન પીશ બેનેહાદ જાંમ,
બેજદ બર સરે તાજી અસબાન લજાંમ.
બે પોશીદ ખોફતાંનો ખુદ બર નેશસ્ત,
એકી તીગ જેહરાબ દાદે બદસ્ત.
હમઆંન માહરોખ બરદેગર બારગી,
નશસ્તો બેરફતંદ એકબારગી.
અજ એવાંન સુએ પારસ બેનેહાદ રૂએ,
હમી રફત શાદાંન દેલો રાહ જુએ.

**માએની.**

(એ પછી) પેલી ઓરત પોતાનાં એવાંનની તરફ પાછી આવી, અને પોતાનાં તન તથા જાનને હથેલી ઉપર રાખીને બીજે દાહાડે સહુવારનાં (અરદવાંનના) ખજાંનાં મધેથી ઈઆકુત તથા પાદશાહી લાએક જહવેરાત ચુંટી કાહાડેઆં, અને પોતાનાં કામજોગ અશરફીઓ લેઈને પોતાની બેઠકની જગો ઉપર આવી, અને તે સંગલી ચીજો પોતાની પાસે રાખી—જેવારે રાત પડી અને અરદવાંને ખોઆબ કીધો તથા વસતી કંમ થાઈ તેવારે તે ઓરત પેલાં ગોહરો લેઈને તીરની મીસાલે અરદેસરની નજદીક આવી—(તે જગો તેણીએ) અરદેસરને હાથમો જાંમ પકડીને બેઠેલો જોએઓ, તથા તમાંમ ઘોડાના નેગેહબાંનોને મસત સુતેલા તથા બેએ ચુનનદા ઘોડાવોને તઈઆર જીન સાથે ચારીઆનમાં ચરતા દીઠા. જેહાંનને સોધનાર અરદેસરે ગોલનારનો ચેહરો તથા પેલાં શોરખ ગોહર અને અશરફી જોતાંવાર પોતાના હાથમાંની જાંમ હેઠે મુકી. તેજ વખત પેલા અરબી ઘોડાવો ઉપર લગાંમ બાંધી, અને પોતાનાં તનમો બખતર પેહેરીને

એક તેજ તલવાર હાથમાં પકડી, અને એક ઘોડા ઉપર પોતે સવાર થાએઓ, અને બીજા ઘોડા ઉપર પેલી ઓરત સવાર થાઈ; હેવી રીતે તે બંધે જણાંએ પારસની તરફ કુચ કીધી, અને (રસતામો) મારગ સોધતાં ખુશી ભરેલાં દેલ સાથે જાતાં હતાં.

ઊપલાં બેત તથા તેહેની માએની વાંચીઆથી આપણા જોવામાં આવેછે કે અરદેસર બાબેકાનને પાદશાહ અરદવાંનની ઓરત સાથે દોસતી પડીઆની બીનાં જે રીતે કારનામાં મધે આવીછે, તેજ માફક ફીરદોસી તુસીનાં શાહનામાં મધે પણ આવેલીછે.

હવે એજ સબબ ઊપરથી જો કોઈ શખસ કારનામાંની કીમત ઓછી કરવા ચાહે તો તેજ માફક તેણે શાહનામાંની કીમત પણ ઓછી કરવી ઘટેછે. પણ વાજબીની રીતે વીચાર કરતાં એ બાબદ વીશે શાહ નામાં ઈઆ કારનામાં એ બંધેમાંથી, અથવા એજ બીના એ ઊપરાંત બીજા કેતાબવાલાઓએ લખીછે તેઓમાંથી, કોઈબી કેતાબના બનાવનારની તકસીર નજર આવતી નથી. તવારીખમાં તેઓને જેમ એ બીનાં મલીછે તેમ તેઓએ બેશક વગર તરફદારીએ લખીછે. પાછલના લખનારાઓ અરદેસર બાબેકાન જેહેવા નામીચા પાદશાહ વીશે હેવી હકીકત વાંચીઆથી આપણીજ માફક તાજુબ થાએઆછે, અને તેઓ અરદેસરને એ અનીઆવમાંથી મોકલો કરવાને કીજે પોતાના વીચાર તથા પોતાના જાણીઆમાં આવેલી હકીકત આપી જાએછે, તેહેનો (ઊપર કબુલ કીધેલો) એક દાખલો સારેસતાન કેતાબ ઊપરથી અતરે ઊતારી લીધોછે:—

"અગરજો કોઈ શખસ કેહેશે કે અરદેસર 'ગોલનાર' ને તેહેના
" સાહેબની વગર રજાએ લેઈ ગએઓ અને તેહેના માલેકના હોકમ વગર
" લેઈ જાવું જાએજ નથી? માટે જે લોકો તે (ઓરત) ને લેઈ જાવા
" વીશે ઊપર લખેઆ પરમાણે બોલેછે તેઓને હું જવાબ વાલુંછું કે
" 'નેહાદે પારસ' નામની કેતાબમો (આએ રીતે) લખેછે કે 'ગોલનાર'
" નો બાપ શારસના પાદશાહો મધેના એક પાદશાહની બુનીઆદનો હતો,
" અને તેહેનું નામ 'આજર ફરોજ' કરી હતું. તે શખસ કેટલીએક

" મરતબે સફરનાં દરમીઆંનમો તેહેના દુશમનોના હાથ ઊપર કેદ પક
" ડાએઓ હતો તેથી તેહેને 'અરજ' ને તાએબેના એક કીલ્લા મધે કેદ
" રાખેઓ હતો. તે કેદખાનાંમાંથી ખલાસ થાએઆ પછી તેણે ઈસફ
" હાંનને તાએબેનાં એક ગામડાંમાં પોતાનું મકાંન કરી, તે જગો તેહેની
" ઓલાદ થાવાનાં કારણસર એક ઓરત સાથે નેકા કીધા, તેથી તે
" નેકામાં પરથમ એક ઘણીજ ખુબસુરત રોશન આફતાબની સાથે બરો
" બરી કરનારી બેટી પેદા થાઈ, તેહેની ખુબસુરતીનો અવાજો તોરકસ
" તાંન તથા આરબસતાંન વગેરે સંગલી તરફનાં લોકોમો ફેલાએઓ
" હતો, એ ઊપરથી 'અરદવાંને' તે 'આજર ફરોજ' ની બેટીની
" સાથે નેકા કરવાનો શોખ કરી એક દાહાડે શેકારનાં બાંહાંનાંથી
" આજર ફરોજનાં મકાંનમો (જાઈ) ઊતારો કીધો, અને તેહેની
" બેટીની માંગણી કીધી તેથી 'ગોલનાર' ના બાપે પાદશાહનું ફરમાંન
" કબુલ કીધું."

"હવે ગોલનારને 'હોરમજ' નામના એક નજુમીએ હેવી ખબર
" આપી હતી કે તેણીને તેહેની મરજી માફકના એક પાદશાહ સાથે એતે
" ફાક બનશે, અને તેજ મુજબનો હેવાલ તેણીએ ખોઆબમાંબી જોએલો
" હતો, તેથી કોલકરાર થાએઆ પછો અરદવાંન પાદશાહે તે ઓરત
" સાથે દખલ કરવાની ખાહેસ જણાવી. તે વેલા તેણીએ અરદવાંનને
" પેલો હેવાલ કહી સંભલાવીને ના પાડી, અને આતશખાંનાઓના કસમ
" લેઈને તેહેને કહેઊં કે જો તેહેની સાથે પાદશાહ દસતદરાજી કરશે
" તો તે પોતાને કતલ કરશે. એ ઊપરથી અરદવાંને તે ઓરતનાં માંગ
" વાને કબુલ રાખીને તેહેની સાથે મેલાપ કરવાના ખેઆલને પોતાથી
" દુર કરી તેહેને હોકમ ફરમાવેઓ હતો કે તે હરરોજ બાંમદાદના વખત
" ઊપર તેહેને (અરદવાંનને) ખોઆબથી બેદાર કરે. એ પછી તે ઓરત
" જે શખસને ખોઆબમાં જોએઓ હતો તેહેની સોધ રાખતી હતી, તેથી
" જેવારે અરદેસરને તેણીએ જોએઓ તેવારે તેહેને પીછાંણીને તેહેની
" સાથે મેલાપ કીધો હતો."

સારેસતાંન અને નેહાદે પારસ એ કેતાબોના ઊપલા દાખલા ઊપર આપણે ગમે હેવો એતબાર રાખીએ, તોપણ તે ઊપરથી આપણી ખાતરી થાએછે કે અરદવાનની ઓરતને લઈને અરદેસર નીકલી ગએઓ તે વાત ઈરાનની તવારીખ લખનારાઓને સારીપેઠે જાણીતીછે. અરદેસર જનાકારીની તકસીરમાં પડે હેવું તેણે કામ કીધુંતું નહી તે સાબેત કરવાને કીજે સારેસતાનનો લખનાર જે કાંઈ કોશેશ કરેછે તે બાબે ઊપલા ફકરા ઊપરથી આપણે જાણીતા થાએઆ છઈએ.

આ પાદશાહની તવારીખની બીજી એક વીગત ઊપર આપણે ધેઆંન આપવું જોઈએછે. અરદેસર બાબેકાનને પોતાની હકુમત મજબુત કરવાને કીજે કેરમાનના હાકેમ સાથે તથા તે પરાંતના લોકો સાથે લડાઈ કરવી પડી હતી, તે બેઆન મધે હેવું લખેલુંછે કે એ કેરમાનના લોકો બુતપરસત હતા અને "કેરંમ" નામનાં એક જાનવરને માનતા હતા. એ પરાંત ઈરાનના મુલકમાં આવેલુંછે, અને તાંહાંના લોકો જાનવરોની પરસતેશનો હેવો મજહબ ધરાવતા હોએ તે એકદમ અચરત સરીખું લાગેછે. પણ એબન હઊકલ નામનો એક મુસલમાન ગરંથકાર જેણે આજ લગભગ ૯૦૦ વરશની વાતપર ઊગમણ પરાંતનાં ઘણાંએક મુલકોમાં મુસાફરી કરીને આરબી ભાશામાં એક ગરંથ બનાવીઓ હતો તે પોતાના વખતના કેરમાનના લોકો વીશે આ રીતે લખી જાએછે:—
"કેરમાનના દરએક ઊંચા મુકામ ઊપર એક સરદાર રેહેછે, તેઓને સુલ
"તાનની તરફથી મુકરર કીધેલા લવાજમા મલેછે, તોપણ ફારસ અને
"સીસતાનની હદ સુધી તેઓ લુટનો ધંધો કરેછે. તેઓ આરબી તોખ
"મનાછે, અને દોલત ઘણી જમાવ કરેછે." [જુવો ઓરીએનટલ જીઓગરાફી સફે ૧૪૦] એજ મુસાફર આગલ ચાલતાં કેરમાન વીશે બોલેછે કે:—"કેરમાન મધે મરનના મજબુત અને ફલવાન ઊંચા મુકામોપર
"જે લોકો રેહેતા હતા તે લોકો ગબર (પારસી) લોકોના વખતમાં ઘણી
"લુટ કરતા હતા, પણ આબાશી પાદશાહોના અમલમાં તેઓ રાસત
"ઈમાંનપર આવીઆ હતા, (ઈઆને મુસલમાન થાએઆ હતા) અને

“તેઆરે તેઓએ પોતાની બુરી ચાલ છોડી હતી.” પણ ઊપર જણા વીઆ પરમાણે એબન હોકલના વખતમાં તેઓએ પોતાની આગલી ચાલ પાછી જારી રાખી હતી.

ભુગોલ વીદીઆથી આપણે જાણીએછે કે કેરમાનનો પરાંત ઈરાનની હદમાં આવેલોછે, તોપણ બસરાની નાલ મધે હોરમજદ નામના ટાપુને તે લગતો આવેલોછે, તેહની સાંમણેના કીનારાપર આરબસતાનનો મુલક આવેલોછે, તેથી એબન હૂઊકલના જણાવીઆ પરમાણે એ પરગણાના રેહેવાસીઓની તોખમ આરબી હતી તેમાં શક નથી. મહમદનાં આવીઆની અગાઊ આરબ લોકો બુતપરસત હતા તે આધાર ઊપરથી કેરમાનના લોકોની બુતપરસતીની હકીકત ખરી ઠડેછે. ફીરદોસીના લખીઆ મુજબ એ લોકો જે “કેરંમ” જાનવરની પરસતેશ કરતા હતા તે એક નાધલો કીડો હતો, તેહને પાલીને તેઓએ મોહોટો કીધો હતો, અને તેહને ખોદાઈ માન આપતા હતા. મીસરના આગલા લોકો પણ એજ માફક તરેહેવાર જાનવરોને માનતા હતા, તથા તેઓની ભકતી કરતા હતા, હેવું તવારીખ ઊપરથી આપણા જોવામાં આવીઊં છે.

[જગત પરેમી, જુલાઈ ૧૮૫૩.]

---

# જરતાસતીઓનો ધરમ અને ફીલસુફી.

## સર વીલીઅમ આઊસલીના ઊગમણુ પરાંતનાં દેશોની મુસાફરીના ગરંથનાં પુસતક પેહેલાંના બાબ તરીજાનો તરજુમો.

હું મુંબઈમાં ઘણા જુજ દાહડા રહેઓ, તે ટુક મુદતમાં તાંહાંના પારસી રેહવાસીઓ વીશે મેં [આગલા બાબમાં] જે તારીફ કીધીછે, તે તારીફ અણઘટતી અથવા એ લોકોપર માહરો પેઆર થાએઆથી તરફ દારી ભરેલી હોએ, અને તેઓની ચાલચલણ તથા ગુણો પોતે તપાસીઆ વગર હું બોલેઓ હોઊં, હેવી કોઈ ધારણા લાવે, એટલા વાસતે એ લોકો વીશે હું ઊપલા બાબમાં જે કાંઈ બોલી ગએઓ છેઊં તે વીશે મી૦ ઓવીંગટન તથા મેજર મુર અને મીસટરીસ ગરેમ તથા લારડ વાલનશીઆ, એ સંગલા ગરંથકારોની હું શાખશી આપુંછું.

એ રીતે એ લોકોની હવડેની હાલત જણાવીઆ પછી, પારસી લોકોના આગલા વડવા અને તેઓનો ધરમ જેહેની હાલત આજ લાંબી મુદતપર થાઈ ગએલા જમાનાથી કહી રીતે ચાલતી આવીછે તેહેનું આ બાબદમાં હું બેઆન કરૂં છેઊં.

આગલા ઈરાની લોકો જેઓ વીશે હીરોડોટસ ગરંથકાર લખી ગએઓછે કે તેઓ "નાલાએક દેવોની પુંજા કરવાને કીજે પુતલાં બનાવતાતા નહી" તથા ઈઊનાની લોકોની માફક "પરમેશ્વરને માણસનો આકાર આપતાતા નહી" તે લોકો આ પારસીઓછે. ઈસાઈ ધરમપુસતકોમાં લખેછે કે સાએરસની હકુમત હેઠલ મીડ અને ઈલામીટ લોકોએ બાબલમાં દેહડાંઓનાં પુતલાં ભાંજી નાખીઆં, અને જરજીસ પાદશાહના હોકમથી ઈઊનાંનનાં દેવલોમાં જાંહાં આદમીઓએ દેવોને બંધ કીધા હતા તે દેવલો તારાજ કીધાં, અને "જે લોકોએ હેવું ચાહીઊં કે સંગલી

ચીજ ખોલ્લી અને આજાદ જોઈએ અને આખી દુનીઆં તેઓનું રેહ ઠાણ અને દેવલ જોઈએ" તે લોકો આ પારસીઓછે.

પારસના આગલા રેહેવાસીઓ, જેઓને હીંદુસથાનમાં હવડે પારસી કરીને કેહેછે, તે લોકોના વડવાઓ એ રીતના હતા. એ લોકો પર જુલમ કરનાર ઈરાનના મુસલમાનો ધીકારની રીતે તેઓને "ગબર" કરીને કેહેછે, તેહેનો અરથ મુસલમાનોની સમજ પરમાણે "ખોદાને નહી માનનાર" ઈઆને દરવંદ કરીને થાએછે, પણ એ બોલની અસલ માએની હેવી ગેરવાજબી નથી, કાંએકે સર આઈસાક નીઊટને "કરો નાલોજી આવ ધી પરશીઅનસ" નામનાં પુસતકમાં જણાવીઆ પરમાણે "જે ધરમમાં માતર એકજ ખોદાને માને અને પુતલાં પુંજે નહી" તેહેવો ધરમ માનનારને તથા તેઓના ઊપાધીઆઓને "ગબર" નો ખેતાબ મલેછે; અને બીજા જુદદીનના ધરમોમાં જે વેહેમ બેશી ગએઆછે તે સાથે સરખાવતાં આ ધરમને "ફીલસુફી ધરમ" નું નામ આપણે આપવું જોઈએછે. હીઊએટ નામનો ખરીસટીઆનોનો મોહોટો પાદરી કેહેછે કે જેમ આપણા મજહબની [ઈઆને ખરીસટીઆંનોના મજહબની] લીવી શીઆની ચોથી પોથીના ૧૨ મા અને ૧૩ મા પરવમાં ફરમાવેછે કે "આપણી ધરમની જગાનાં તખતપર આતશ સદા રોશન રાખવો, અને તે આતશને પોતાની મેલે બુજવા દેવો નહી" તેજ પરમાણે એ પારસી લોકોના મોબેદો પોતાની ધરમની જગાઓમાં સદા આતશ બલતો રાખેછે.* એજ રીતે ડાકટર હાઈડ વગર અડચણે પોતાનો વીચાર આપેછે

* ઇસાઈ ધરમપુસતકોમાં આતશનાં નામને ઘણી વખતે પરમેશ્વરની જગોએ વાપરીઊંછે, તથા પરમેશ્વરની મોહોટાઈ બતલાવવા આતશને એક મોતેબર નીશાંન ગણીછે, તે બાબે સર ઉલીઅમ આઉસલી પોતાના ગરંથનાં ૨ જાં દફતરના પાછલા ભાગમાં ખરીસટીઆનોની પોથીઓમાંથી કેટલાએક દાખલા પરગટ કરેછે. દેવલોમાં આતશને સદા રોશન રાખવાનો ખરીસટીઆંનોને મુસાની પોથી માહે ફરમાનછે, તે ઉપર જણાવીઓછે, તે મુજબ આજ સુધી યહુદીઓ પોતાનાં દેવલોમાં ચેરાગ અથવા બીજી રોશની સદા બલતી રાખેછે. પણ ખરીસટીઆંનોએ પોતાના મજહબના એ હોકમપર ધેઆન પોહોંચાડીઊં હોએ હેવું લાગતું નથી. એજ તોરાતની પોથીના એક ભાગમાં પરમેશ્વરને "બલતો આતશ" તથા "રોશન આતશ" નો લકબ આપી ઓછે. વલી કેહેછે કે મુસા સાથે પરમેશ્વરને હમપુરશી થાઈ તે વેલાએ "આતશનાં એક બલતાં" માંથી તેહેની સાથે વાત થાતી હતી. ખરીસટીઆંન લોકોનાં ધરમની દાઉદ

કે આગલા મીડ અને ઈરાની લોકો એક "ખરા પરમેશ્વર" ને માનનાર તથા દીનદાર કોમવાલા અને બુતપરસતીને ધીકારનાર હતા.

એ પારસી લોકોના પુરાતમ ધરમ વીશે આ જગોએ હું થોડા એક સબ્દ કામે લગાડું છું, અને તેહેનું કારણ એમછે કે બીજી વેલાએ હું એ બાબદસર વધારે લખશ.† હું એ ધરમ વીશે જે કાંઈ લખવાનો છેઊં તે ડાકટર હાઈડના વીચારથી ઊલટું નથી, પણ એ કાબેલ હાકમાએ આગલા ઈરાનના મજહબને જે માન આપીઊં છે તે વીચાર સાથે માહરાં ખરાં એકીનથી હું એકમલતો થાઊં છેઊં, અને એ ધરમ જે નીચ જુલમાતથી પડી ભાગો તે બાબે એજ ગરંથકાર સાથે મલીને હું માહારી દલગીરી જણાઊં છેઊં. એ ઊપરાંત માહારી ધારણાં હેવીછે કે હવડે એશીઆખંડ સાથે આપણો વેહેવાર વધીઓછે તેથી જે કાંઈ નવાં પુસતકો આપણે હાથ લાગાંછે, અને જે પુસતકો ડાકટર હાઈડના જોવામાં આવીઆંતાં નહી, તથા જે ખબર તેહેને મલીતી નહી, તે ખાંચ આ જગોએ આપણે પુરી લઈજીએ.

આ બાબદસર પરથમ હું માહરો મુસતકીમ વીચાર આ જગોએ જાહેર કરૂં છું કે, આગલાં ઈરાનમાં જે ધરમ ચાલતો હતો, અને જે ધરમ હમણાંના ઈરાન અને હીંદુસથાનના જરતોસતી લોકો માનેછે, તે ધરમ માતરે એક ખોદાનેજ માનવાનોછે; અને એ લોકો આતશને પોતાનો કેબલો કરી માન આપેછે તે વેલાએ એક ખોદાની ભકતી કરીઆ સવાએ

પેગમબરનાં ગાએનની પોથીમાં એક ઠેકાંણે હેવું જણાવેલું છે કે "ખોદાનો રેહેવાનો મુકાંમ સુરજની અંદરછે" પણ કોઈ શખસે જેઆરે એ ફકરાનો ઈંગરેજી તરજુમો કીધો તીઆરે તેણે ફેરવીને એમ લખીઊં કે "પરમેશ્વરે આકાશમાં સુરજનો મુકાંમ કીધો." પણ એ બોલો અસલ હીબરૂમાં તથા તેહેના ઇઊનાની તરજુમામાં નથી. અસલ હીબરૂપરથી બાએબલના એ ફકરાનો જે આરબી ભાશામાં તરજુમો કીધોછે તેમાં સાફ લખેછે કે "પરમેશ્વરે પોતાનું રેહેઠાણ સુરજની અંદર કીધું છે." જુવો સર ઊલીઅમ આઊસલીનો ગરંથ—પુસતક ૨ જું સફે ૪૬૭—૮.

† સર આઊસલીએ પારસીઓની બાબદમાં એક પુસતક બનાવવાની આ કબુલાત આપીછે, પણ તે કબુલાત પાર પાડવાની એ વીદીઆવાન શખસને ફરીને જોગવાઈ મલી હોએ હેવું નજર આવતું નથી.

તેઓની બીજી કાંઈજ મતલબ છે નહી. પણ એ પારસી લોકોના ધરમની અસલ સફાઈમાં હવડે કાંઈએક ખામી થાઈછે; તેહેનું કારણ એમછે કે પાછલના જમાનામાં એ લોકો વચ્ચે માહોમાહે તરાં પડીઆથી અને તેઓ પોતાના અસલ રેવાજોથી ઊલટા ચાલીઆથી હેવું જોવામાં આવેછે. તે રેવાજો જુદાં જુદાં પરગણાંઓમાં પડીઆ હતા અને તેઓની કાએમી ટુક મુદતની હતી. એ ઊપરથી અથવા બીજાં કારણોપરથી ઈઊનાન અને રોમના ઘણાએક ગરંથકારો તથા બીજાઓ એ લોકોપર બદનામી મુકેછે, કે તેઓ સેતારાઓ તથા તતવોને પુંજેછે, અને વલી એક ગરંથકાર લખી જાએછે કે આરબોને જોઈને આગલા ઈરાનીઓ શુકરની મુરતી પુંજવા શીખીઆ હતા. પારસીઓ પોતાના ધરમની ખરી મતલબથી અંજાણા રહીને હેવી ગફલતો કોઈ કોઈ વાર ચાલવા દેતા હતા એ વાત તેઓનો મેહેનતુ હીમાએતી, ડાકટર હાઈડ, નાં કહી શકતો નથી, પણ તેહેનું કારણ તે હેવું બતલાવેછે કે ઈરાનના પાદશાહો જુલમગાર હતા, અને તેઓ જે અનઘટતે મારગે ચાલતા હતા તેહેનો અટકાવ દીનના મોબેદોથી થાઈ શકતો હતો નહી, તેથી હેવી ગફલત વારેવાર રેવાજ પાંમી હતી. આ જગોએ આપણે કબુલ કરવું જોઈએછે કે ડાકટર હાઈડે પોતાનો નામીચો ગરંથ દુનીઆંમાં જાહેર કીધો તીઆર પછી ૯૦ વરશે બંગાલામાં દબેસતાન કેતાબ માલમ પડી હતી, તે કેતાબમાં આગલા ઈરાનીઓ પોતાનાં દેવલોમાં સેતારાઓની મુરતી પુંજતા હતા હેવું જાહેર કરીને તે બાબેનું વીગતવાર બેઆન આપીઊંછે. એ દબેસતાન કેતાબના બનાવનાર મોહસન ફાનીએ પોતાનાં દફતર માહેલી બીના શું આધારપરથી લખીછે તે વીશે તે કેહેછે કે તેણે આગલા વખતમાં હાથથી લખેલી પોથીઓ તપાસી હતી. મોહસન ફાની જે પુસતકો વીશે બોલેછે તે પુસતકોની આજ છત નથી, પણ હીંદુસથાનમાં કદાચ સોધ કીધાથી મલી પણ આવે. મોહસન ફાની દબેસતાનમાં "અખતરસતાન" ઈઆને સબાની ધરમવાલાઓની સેતારાઓની પરસતેશનાં બેઆનની એક કેતાબ વીશે લખી ગએઓછે, તે કેતાબ મેલવ

•વાને મેં ઈસફ્હાન તથા શીરાજમાં ઘણી તજવીજ કીધી પણ તે •મહને મલી નહી.

દબેસતાન વતરોગે બીજી કેટલીએક કેતાબો કે જે હાલ મલવાને કઠણ પડેછે, તે કેતાબોમાં પણ આગલા ઈરાનીઓ વીશે કાંઈએક હકીકત લખી જાએછે, તે ઊપરથી જોવામાં આવેછે કે સબાની ધરમ, કે જેહમાં પુતલાં પુંજવાનું પણ હતું તે ધરમ, એશીઆખંડમાં એકવાર બોહોલો ફેલાવો પાંમેલો હતો, અને તે ધરમ ઈરાનીઓમાં પણ દાખલ થાએઓ હતો. એ બાબદના કેટલીએક ઊગમણ પરાંતની કેતાબોના દાખલા જે આજસુધી કોઈ ઈઊરોપીઆને જાહેર પાડીઆ નથી તે વીશે કોઈવાર હું ખોલાસો કરશ, પણ તે કેતાબોથી હેવું માલમ પડશે કે, સબાની ધરમના રેવાજ છતાં, તેથી પારસી લોકોના ધરમને કસી અડચણ પોંહોંચી નથી. બીજું એકે મુસલમાન ગરંથકારોમાં બેએ તરણ ગરંથકારોની કેતાબોથી મેં હેવી અજમાએસ લીધીછે કે તે ગરંથકારો ઘણા વાજબીના બોલનાર અને ખોલ્લા વીચારની કીમતને પીછાણનારા હતા, અને તેઓ મહમદના ધરમપર પોતાનો એતબાર શક ભરેલો રાખતા હતા, તેહેવા સચ્ચાઈને ચાહનાર ગરંથકારો સવાએ બાકીના બીજા મુસલમાન લખનારાઓની શાખશી આપણે ઘણીજ ચોકસાઈ વગર કબુલ રાખવી જોઈએ નહી, કાંએકે તેઓ બીજા સંગલા ધરમોનો ધીકાર કરીને અને તે ધરમો તપાસીઆ વગર, માતરે પોતાનાજ ધરમપર મગરૂરી પકડી ગએલાછે. એ રીતે ઘણા મુસલમાન ગરંથકારોએ જરતોસતનો ધરમ તપાસીઓ નથી તેથી વગર સમજવે જરતોસતી ધરમની કીરીઆ શું છે અને પુતલાં પુંજવાનો ધરમ શું છે એ બંધેને તેઓ ભેલી નાખેછે. એ મુસલમાન ગરંથકારો જો ફકત ફીરદોસીનોજ ગરંથ તપાસતે તો તેઓના જોવામાં આવતે કે જરતોસતી ધરમની સરીઅતથી સબાની ધરમની કીરીઆઓ તદન ઊલટીછે. એ મુસલમાન ગરંથકારો જો વધારે તપાસ કરતે તો તેઓના જોવામાં આવતે, કે કદાચ જો ઈરાનમાં સેતારાઓની મુરતી પુંજવાનું હતે તો જરતોસતના આવીઆથી

તે સંગલાનો નાશ થાએઓ હતો, અને હીંદુસથાન અને તેહેની હદ આગલનાં દેશોમાં જે બુતપરસતી ધરમ ચાલતો હતો તે કાહડી નાખવાને ઈરાનીઓએ મોહોટી મેહેનત લીધી હતી.

આગલા જમાનાઓમાં જરતોસતનાં નામથી કેટલાએક ફીલસુફો થાઈ ગએઆછે, તે વીશે આ ઠેકાણે લંબાણ બોલવાની કાંઈ જરૂર નથી. મી૦ ઈસટાનલેએ ખાલડીઆ દેશની ફીલસુફીનો એક ગરંથ બનાવી આછે તેમાં એ કાબેલ લખનાર જણાવેછે કે જે શખસો ઘણા દાનાવ અને કાબેલ હતા તેઓને "જરતોસત" નું નામ આપીઆમાં આવતું હતું. એક જરતોસત વીશે કેહેછે કે તે શામના મુલકમાં થાઈ ગએઓ હતો, એક જરતોસત અરમાની હતો, એક પરોકાનોશીઆન હતો, એક પામફીલીઅન હતો, અને એક જરતોસત ઈરાની અથવા આજરબેજા નનો રેહેવાસી હતો. એ સંગલામાં પેહેલો કએઓ હતો તે ચોકસ થાઈ શકતું નથી. ઈઊડોસસની પોથીમાં લખી જાએછે કે અફલાતુનની ૬૦૦૦ વરશ આગમજ જરતોસત થાઈ ગએઓછે; પણ ઈરાની પુસ તકોમાં આપણે જે જરતોસત વીશે વાંચીએછે, અને જે પેગમબર અથવા ધારા બાંધનાર હતો, તે જરતોસતને ઈઊનાંની ગરંથકાર આગઠીઆસ "જોરોઆદોસ" નું નામ આપી લખી જાએછે, અને તેહેનો જમાનો હાઈસતાસપ (ગોસતાસપ) ના વખતમાં ઠેડવેછે, તે જમાનો ઈશુ ખરી સટની આસરે ૫૦૦ વરશ આગમજ હતો.

આગલાં ઈરાનમાં બુતપરસતી (કે જે બોલ વાપરવાને મહને ઘણો આચકો લાગેછે તે) વીશે કોઈ બીજા ગરંથમાં હું ટીકા કરશ. બુતપરસતીનો અરથ માહારી સમજ પરમાણે હેવો થાએછે કે હરકોઈ તરેહેનાં પુતલાંની અથવા રંગેલા આકારની પુંજા કરવી. તે મધે પાર સીઓ આતશને જે માન આપેછે તે હું સાંમેલ રાખતો નથી. આપણો બોજોરગ ગરંથકાર ઈસટીલીંગફલીટ લખી જાએછે કે આતશ અથવા સુરજની ભંકતી કરવી એ કામ બુતપરસતીની મોહોટી નીશાનછે, પણ મી૦ બલાકવાલ જેણે દુનીઆંના જુદા જુદા જુદદીન ધરમો બાબે એક

ગરંથ બનાવીઓછે તેમાં તે ધણી એ વાતને ખોટી પાડેછે, અને કેહેછે કે "આગલા જમાનાના ઈરાનીઓ બુતપરસત હતા નહી, તેઓ એક "ખોદાને માનતા હતા, અને તેહેને સંગલી ચીજોનો પેદા કરનાર કરી "ગણતા હતા, અને પરમેશ્વરની ભકતીની વખતે આતશને માતર એક "નીશાન તરીકે રાખતા હતા, એ વાત તેઓની તવારીખ લખનાર "સંગલા ગરંથકારોથી પુરવારી પાંમેછે." પાછલા વખતમાં પારસીઓ પોતાના અસલ મજહબની સરીઅતથી લગાર વેગલા થાએઆ હોએ, તોપણ વાસીઅસે પોતાના ગરંથનાં બીજાં દફતરમાં ઘણીજ ચાલાકી અને મેહેનત ભરેલી સોધ કીધીછે, તેમાં તે સાફ જણાવેછે કે એ લોકો આગલા જમાનામાં આતશને માતર પરમેશ્વરની ભકતીનો કેબલો ગણતા હતા, અને હવડેના પારસી અને ગબર લોકો, અથવા તેઓના પોતાના બોલીઆ મુજબ, બેહેદીન અને માજદીઅશનાંનો, તેજ પરમાણે ચાલેછે. "બેહદીન" એ શબ્દ જોડણીનોછે, "બેહ" એટલે સારૂં, નેક, અને "દીન" એટલે ધરમ; બેહદીન એટલે બરહક ધરમને માનનારો. જરતોસત ઈરાનમાં ધરમ લાવીઓ અને આગલો ધરમ સુધારીઓ તેહેને "દીનીબેહ" ઈઆને સાચ્ચો ધરમ કરીને કેહેછે. "બેહ" એ શબ્દ જરતોસતીજ ધરમને લાગેછે તે ઘણે ઠેકાણેથી પુરવાર થાએછે. ફીરદોસીનાં શાહનામામાં પેહલવેહલાં જાંહાં એ શબદ આવેલોછે તે હું હેઠલ બતલાઊંછું. ફીરદોસી ઈરાનની આગલી હકીકત તથા નીશાનોથી સારીપેઠે વાકેફ હતો, અને જે વખતે ફીરદોસી જીવતો હતો તે વખતે (ઈશવી અગીઆરમી સદીની શરૂઆતમાં) ઈરાનમાં બેહદીન લોકો ઘણા હતા, તેઓના ધરમ સંબંધી વીચારોથી ફીરદોસી પુરતી રીતે વાકેફ હતો; અને વલી બીજા લોકો શક લાવેછે, અને તે શક માહરી નજરમાં વાજબી લાગેછે, કે ફીરદોસી છુપી રીતે જરતોસતી મજહબ પાલતો હતો. ફીરદોસીનું જે બેત મેં હેઠલ ઊતારીઊંછે તે જરતોસત અને ગોસતાસપ વચ્ચેની મોલાકાતની હકીકતમાં આવેલુંછે. પરથમ જરતોસતે હક તાલાની તરફથી પોતાની પેગમબરી ગોસતાસપને જાહેર કીધી, અને

પછી એ નવો મજહબ કબુલ કરવાની ભલામણ કીધી, તે ભલામણ મુજબ જરતોસતની વાત ગોસતાસપનાં દીલમાં ગોએઆ એકદમ ઊતરી ગઈ અથવા તેહને મોનેજા તરીકે છુપી બસારત થાઈ, તેમ એ પાદશાહે જર તોસતી મજહબ કબુલ કીધો. એ બાબદમાં શાહાનામાં મધે હેઠલ જણા વેલાં બેતો આવેલાંછે—

બેત.

બીઆમુજ્ આઈને દીને બેહી,
કે બી દીન નબાશદ સજા એ શેહી.
ચુ બેશનીદ અજુ શાહે મેહ દીને બેહ,
પજીરફ્ત અજુ રાહઓ આઈને બેહ.

માએની.

ભલી દીનનો મજહબ શીખ, કાંએકે મજહબ વગરનો આદમી પાદશાહીને લાએકનો નથી. જેઆરે એ બોજોરગ પાદશાહે ભલી દીન વીશે આ સુખનો સાંભલીઆ તેઆરે તેણે તે નેક ફરમાનો અને નેક મજહબ કબુલ કીધો.

ઊપલાં બેતોમાં બેહ અને બેહી એ બંધે શબદો જોવામાં આવેછે. હું જેઆરે તખતે જમશેદ જોવા ગએઓ હતો તેઆરે જમશેદના મેહ લમાં એક તખતીપર પેહલવી હરૂફેથી [illegible] "બેહ" એ શબદો માહરા જોવામાં આવીઆ હતા.* ઈશવી સને ૨૨૯ થીતે ૬૩૨ સુધી સાસાની પાદશાહોએ ઈરાનમાં રાજ ચલાવીઊં, તેઓના સીક્કાઓપર પણ "બેહ" એ બોલ પાદશાહનાં નામની આગલ આવેલોછે. એજ હરૂફો આશકાં નીઆંન પાદશાહોના સીક્કાઓપર પણ મેં જોએલાછે, તે જેઆરે હું ઈસ ફહાન અને તેહેરાનમાં હતો તેઆરે માહરે હાથ લાગા હતા. હીંદુસથાન અને ઈરાનના જરતોસતીઓ પોતાને "માજદીઅશનાંન" કરીને પણ કેહેછે. "માજદીઅશનાન" નો અરથ "હોરમજદને માનનાર" અથવા "હોરમજદની બંદગી કરનાર" નો થાએછે. મ. આંકુટીલે જંદ અવસ

* જાણવું કે આ પેહલવી અખશરો તખતે જમશેદના મેહલમાં આવેલાછે, તોપણ એ તખતીપર જે પાદશાહોનાં નામ કોતરેલાંછે, તે ઉપરથી જોવામાં આવેછે કે સાસાની તોખમના પાદશાહો પાછલથી એ જગામાં રેહતા હતા, તીઆરે તેઓએ પેહલ વીમાં એ તખતી કોતરાવી હતી.

તાનો ફરેંચ ભાશામાં તરજુમો કીધોછે, તેમાં હોરમજદની પદવી ગોએઆ ઊતરતી હોએ હેવું કેટલેએક ઠેકાણે નજર આવેછે, પણ એજ તરજુમાના બીજા ભાગોમાં હોરમજદને શક વગર પરમેશ્વરનું નામ આપેલુંછે, તેમાં લખેછે કે હોરમજદ સરવે અમસાસપંદોમાં વડોછે, અને ભલી ચીજનો બનાવનારછે, અને તે સાહેબને આરાસતગી જોઈતી નથી, તે સઊનો ઈનસાફ કરનારછે, અને સંગલી ચીજોનો પેદા કરનારછે. ઈઊનાની ગરંથકારો હોરમજદને "ઓરમાસદીસ" અથવા "ઓરોમાજીસ" કરીને લખેછે, અને પલુટારક કેહેછે કે જરતોસત અને બીજા ઘણાએકો હોરમજદને પરમેશ્વરનાં નામથી ઓલખતા હતા, તેહેને નેકીનો સાહેબ તથા ઈજદોને પેદા કરનાર ગણતા હતા, અને તેણે આસમાંનના સેતારા પેદા કીધા હતા. કેટલીએક પેહલવી તખતીઓપર "હોરમજદને માનનાર" હેવો અરથ બતલાવવાને કીજે "માજદીઅશના" કરી લખેલુંછે. માહરી પાસે વંદીદાદ સાદેની નકલમાં એ શબદને કેટલાએક અખશર લગાડીઆથી તેહેનો અનેક વચન કીધોછે. એ શબદનો પરથમ પરૂસ એક વચન "માજદીઅશનુ" કરીનેછે, તેહેને મ. આંકુટીલે પોતાના તરજુમા મધે "માજદીઅશનાન" કરી લખેલું છે.

જરતોસતના લાવેલા ધરમને ફીરદોસી મજબુતીથી તથા નેમ રાખીને "દીનીબેહ" અથવા બેહેતર દીન કરીને કેહેછે. તે ધરમ પાલનારાઓ પોતાને ઊપલી રીતે "માજદીઅશનાન" અને "બેહેદીન" નાં નામ આપેછે. ફીરદોસીએ શાહનામામાં ૬૦૦૦૦ બેતની ઓલ લખી રહેઆ પછી જરતોસતના ધરમનું દાસતાન આવીઊંછે તે મધે એ શાએર જરતોસતી ધરમને "બેહતર દીન" નું નામ આપેછે, પણ હેવો તારીફ લાએક ખેતાબ તેણે મુસલમાની ધરમને એજ બેતોમાં કધી આપીઓ નથી. જરતોસતી દીન ઈરાનમાં ચાલુ થાઈ તે અગાઊ નેક પાદશાહો અને પેહલવાનો જે ધરમ પાલતા હતા, તે ધરમને "પાક દીન," "ખોદા પરસત," "ઈઅજદ પરસત," અથવા "ઈઅજદાં પરસત," એ રીતે ફીરદોસી નામ આપેછે. એ સંગલાંનો અરથ પરમે

શ્વરને માનનારનો થાએછે. એ બાબેનો શાહનામામાં આએ એક દાખ લોછે કે બોઝોરગ મરતબાનો પાદશાહ મીનોચેહર (જે જરતોસતની ૨૦૦ કરતાં વધારે વરશ આગમજ થાઈ ગએઓ હતો તે પાદશાહ) જેઆરે પોતાનાં મોતનાં બીછાંનાંપર પડીઓ હતો તેઆરે તેણે પોતાના દીકરા નોદરને આ રીતે નશીહત દીધી હતી—

**નશીહત.**

નબાએદ કે બાશી જોઝ્ અઝ્ પાક દીન,

(અને)

નીગર તા નતાબી જે દીને ખુદાઈ.

**માએની.**

"પાક દીન" વગર તુંને કધી બીજો ધરમ પાલવો નહી જોઈએ; અને ખોદાઈ દીનથી તું ફરે નહી તે બાબે તું તજવીજ રાખજે.

ઊપલી બીનાં આવીઆ પછી બીજાં વીસ હજાર બેત મુકીને શાહનામાં મધે ગોસતાસપ પાદશાહનો હેવાલ આવેછે, તેમાં પણ લખેછે કે જેઆરે ગોસતાસપ તખતપર બેઠો તેઆરે તે "પાક દીન" ને માનતો હતો. એ બાબે ફીરદોસી જે હકીકત આપેછે તેમાં ગોસતાસપ ખોદાને તરણ નામથી પીછાણેછે, તેમાં ગોસતાસપ આ રીતે બોલેછે:—"હું "પાદશાહ છઊં, હું ઈઅજદાંને માંનુંછું, પાક ઈઅજદે મહને આ તાજ "બખશીઊંછે, તેણે મહને તાજ આપીઊંછે તેહેનું કારણ એમછે કે "મેંઢાંઓનાં ટોલાંમાંથી વરૂને હું નાબુદ કરૂં. જેઆરે માહરાં તખત "પર બેશવાની સંગલી કીરીઆ પુરી થાશે તેઆરે હું સંગલાં બદ "આદમીઓને ખોદાઈ દીનની રાહપર લાવશ." એ પછી ગોસતાસપ હવી રીતે અદલ ઈનસાફ કરવા લાગો કે તેથી "વરૂ અને બકરાં એક ઓવારે પાંણી પીવા લાગાં." એજ પરમાણે આપણા જાણીઆમાં આવેછે કે આગલા પાદશાહો અને પેહલવાંનોનો ધરમ "પાક દીન" નો હતો, તેઓ બુતપરસતીને તજીને એકજ ખોદાને માનતા હતા. પેશ દાદીઆન તબક્કાના બીજા પાદશાહ હોશંગના વખતમાં પથથરના ઘશા

રાથી આતશ નીકલી આવીઓ, અને તે વાત એક મોજેજા તરીકે ગણીને લોકો પરમેશ્વરની ભકતી કરતી વખતે આતશને તે સાહેબનાં નુરની એક નીશાન ગણવા લાગા, એ રીતે ફીરદોસી બોલેછે. આપણી તરફનો (ઈઊરોપનો) કાબેલ ગરંથકાર ડોન પરીડીઓ પણ એજ રીતે વીચાર જણાવી જાએછે. એ બાબદને લગતાં શાહનામાં માહેલાં બેત હું હેઠલ લખી જણાઊંછું; તેઓનો તરજુમો સર ઊલીઅમ જોનસે એશીઆટીક રીસરચીસનાં બીજાં દફતરમાં પરગટ કીધોછે.

**બેત.**

એકી હફતે દર પીશે ઇઅજદાં બુદંદ,
મ પીનદાર કે આતશ પરસતાન બુદંદ.
કે આતશ બુદ આંનગાહ મેહરાબ બુદ,
પરસતંદેરા દીદેહ પોર આબ બુદ.
અગર ચંદત અંદીશેહ બાશદ દરાજ,
હમ અજ પાકે ઇઅજદાન નેહ બેનીઆજ.

**માએની.**

તું એમ નો ધારતો કે તેઓ આતશપરસત હતા; પણ તે તતવને તેઓ માન આપીને તેહેનાં નુરની સાંમણે પોતાની નજર રાખતા હતા, અને એ રીતે આખું અઠવાડીઉં ઇશ્વરની ભકતી કરતા હતા. જો તાહરી સમજવાની શકતી ગમે એટલી ઓછી ચાલે, તોપણ તું તે સરવેથી મોહોટા અને પાક સાહેબપર આસરો રાખજે.

એ રીતે (ઈઆને આતશની સનમુખ ઊભા રહીને) ઈશ્વરની ભકતી કરવાનું વાજબીછે અને તે ભકતી ખરીછે હેની તરફેણમાં બીજો એક ગરંથકાર—તબરી—જોકે તે મુસલમાન હતો તોપણ આ રીતે લખી જાએછે*:—"કએખસરૂ પોતાના બાપનાં ખુનનું વેર લેવાને "[પેહેલાં] અફરાસીઆબની સોધમાં નીશફલ થાએઓ તેઆરે પાછો "ઈરાનમાં આવીને પોતાની સતા ચોકસ કીધી, અને તેઆરપછી પરવર "દેગારની બંદગી કરવાને કીજે તેણે આદરબેજાનનાં આતશખાનાં "તરફ પોતાનું મોહોડું ફેરવીઉં (અથવા ગએઓ)."

* તબરી ફીરદોસીની આગમજ થાઈ ગએઓ હતો.

ફીરદોસી પણ એજ માફકની હકીકત આપી જાએછે, અને કેહેછે કે તે આતશખાનાંનું નામ "આજર ગોશસપ" કરી હતું. ફરહંગે બુરહાને કાતેમાં જણાવીઆ પરમાણે એ જગા હાલનાં તબરીજ શેહેર આગલ હતી. બુરહાને કાતેવાલો બીજું હેવું લખી જાએછે કે ફારસનાં પરગણામાં કએખસરૂએ એક આતશખાનું બનાવીઊં હતું તેહેનું નામ "આજર બરજીન" કરી આપીઊં હતું. દબેસતાનનો બનાવનાર મોહસન ફાની કેહેછે કે કએખસરૂએ અરદબીલમાં એક આતશકદેહ બંધાવીઊં હતું અને ફરેદુને તુસમાં એક આતશકદેહ બંધાવીઊં હતું. એજ રીતે સારેસતાન કેતાબનો લખનાર કેહેછે કે જરતોસતના આવીઆ આગમજ સજસતાંન, ફારસ, ઈસફહાન, રુમ અને બીજાં ઘણાંએક મુકામોપર આતશખાનાં હતાં.

જરતોસતની આગમજનાં આતશકદેહોમાં સઊથી મોહોટું આતશખાનું બલખ શેહેરમાં હતું, તેહેને ખુબસુરતી ઊપરથી "નોબાહાર" ઈઆને નવો બાહાર કરીને નામ આપીઊં હતું. કએખસરૂ પછી લોહોરાસપના વખતમાં એ આતશખાનાંને કેહેવો મરતબો મલતો હતો તે વીશે શાહાનામામાં બોલેછે કે "જેઆરે લોહોરાસપે પોતાનું તાજ પોતાના "દીકરા ગોસતાસપને હવાલે કીધું તેઆરે તેણે બલખ મધે 'નોબાહાર' "માં એક ખુને રેહેવાને કમર કસી. હવડે જેમ આરબ લોકો મક્કા શેહે "રને માન આપેછે તેમ તે વખતના આતશની આરાધના કરનારાઓ "એ નોબાહારને માન આપતા હતા. જે કોઈ નેક મરદ ઈઅજદાંપર "સત અથવા ખોદાને માનનાર હોએ તેહેને એ આતશખાનાંમાં જવાની "છુટ હતી." લોહોરાસપે એ જગોપર ૩૦ વરશ કાહડીઆં હતાં.

આ ઠેકાણે "ખાનું" અથવા ઘેર કરી લખેલું છે તે ઊપરથી ધરમ શાસતરની ઈઊનાની તવારીખના બનાવનાર સોકરેટીસના વાપરેલા શબદો મહને ઈઆદ આવેછે. એ ગરંથકાર લખેછે કે ઈરાનના પાદશાહો એક મુકરર કીધેલાં ઘેરમાં આતશ રાખીને તેહેની એબાદત કરતા હતા. બીજો ઈઊનાની ગરંથકાર આગાઠીઆસ લખેછે કે પારસીઓ પાક આતશને નાધલાં ઘેરોમાં રાખતા હતા, તે ઘેરો લોકોની ગીચ

આવવા જવાની જગોથી દુર હતાં. બીજો ઈઊનાની ગરંથકાર, સોઓ, જે વીગત જણાવેછે તે વીગત ઊપલા બેએ ગરંથકારો સાથે મેલવી આપવાને કીજે આપણે ધારવું જોઈએ કે તે આતશખાનાંઓની ઈમારતો નાધલી હતી, અને તેહેની આસપાસ ઘેરી લીધેલી બોહોલી અને પાકીજે જગો હતી. એ ગરંથકારના ટાંકેલા બોલોપરથી જોવામાં આવશે કે એ જગાઓની આસપાસ દેવાલો હતી, અને તેહેની વચમાં આતશનું તખત રેહેતું હતું, અને જરતોસતી મોબેદો તે તખતપર ઘણી એક રાખ રાખીને તે ઊપર આતશ રોશન રાખતા હતા. રોમનોના શેહેનશાહ હીરાકલીઅસે ઈરાન દેશપર હોમલો કીધો તે વીશે જોનારસ નામનો લખનાર બોલી જાએછે કે તેણે કેટલાંએક શેહેર અને મુકામો લીધાં કે જેહેના રેહેવાસીઓ આતશને માનતા હતા. આતશખાનાંની સમજને કીજે ઊપલી બીનાઓમાં ઈઊનાની ગરંથકારોએ જે કાંઈ બોલો વાપરેઆછે તે ઊપરાંત તેઓએ બીજા શબદો પણ કામે લગાડી આછે, તે વીશે આ જગોએ હું એટલુંજ કેહુંછું કે તેમનો અરથ હરકોઈ મોહોટી અને ઘેરી લીધેલી પાકીજે જગો કરીને થાએછે, તે વીગત ઊગમણ પરાંતનાં પુસતકો સાથે મલતી આવેછે, અને આપણને જાણવાનું કારણછે કે હેવા પાકીજે મુકામો સાથે વાડી અને વજીશ લગતા આવતા હતા

જરતોસતના આવીઆ પછી આતશખાનાં ઘણાં વધી પડીઆં તે વાત ઘણીએક સતાઓથી પુરવારી પાંમેછે. એ વખતે ધરમનાં નામથી જે ઈમારતો ઊભી કરીઆમાં આવી હતી તેઓને, અને તેમાં અગત કરીને મુખીઅ મુકામોને, ગોસતાસપે અને તેહેની પછીના પાદશાહોએ ઘણીજ કીમતી રીતે સીંગાર આપીઓ હતો, અને તેહેની જાલવણીને કીજે ખરચનો બંદોબસત કીધો હતો. એજ રીતે ખાનગી અને ધરમાતુ પુરસો પણ ધરમનાં કામો ઊઠાવતા હતા, અને વલી તે ઊપરાંત બીજાઓએ એ ધરમનો ફેલાવો કરવાની ઊલટ કીધી હતી, તે વીશે આપણે વાંચીએછે કે અરજાસપ તુરકી જે જરતોસતી દીનનો અને ઈરાનનાં તાજનો મોહોટો દુશમન હતો તેહેને અસફંદીઆરે કતલ કીધો હતો,

અને તે આગમજ ફતેમંદીને કીજે અસફંદીઆરે માનતા કીધી હતી કે જો તેહેની મુરાદ બર આવે તો તે એકસો નવાં આતશખાનાં તથા રખડતા મુસાફરોને કીજે એકસો ધરમશાલા બંધાવે અને એક લાખ કુવા ખનાવે. ઊગમણુ પરાંતનાં જંગલોની ગરમી તથા પાણીની તંગીથી જે લોકો વાકેફછે તેઓ કુવા અને ધરમશાલા બાંધવાનો ધરમ જે જરતોસતી દીનમાંછે તેહેની ખુબી આ બીનાપરથી સમજીઆ વગર રેહેશે નહી.

એજ રીતે કેટલીએક સદી પછી ઈઆને ઈશવી સને ૨૨૯ નાં વરશમાં અરદેસર (બાબેકાન) કે જેહેને ઈગ્રિનાની અને લાટીન ગંરથકારો "આરટાઝેરસ" અથવા "આરટાજરજીસ" કરીને કેહેછે, તે લડા એક સરદાર, જેણે અસફંદીઆરની ઓલાદથી ઊતરી આવીઆનો દાવો કીધો હતો, અને સાસાનીઆન તબક્કાના પાદશાહોને નામે કરી પેહેલો પાદશાહ થાએઓ હતો, તેહેની બાબદમાં એબન હઊકલ લખી જાએછે કે "અરદેસરે ખોદાની નજદીક હેવી માનતા કીધી હતી કે જે "જે જગોપર તે ફતેમંદ થાએ તે તે જગોપર પોતાના મજહબને સર "ફરાજી આપવાને કીજે તે એક શેહેર વસાવે તથા આતશકદેહ બાંધે." અરદેસરે અલબત પોતાની કબુલાત મુજબ ચાલીઆથી તેહેના વખતમાં ઈઆને ઈશવી તરીજી સદીની શરૂઆતમાં આતશકદેહો ઘણાં વધી ગએઆં હશે, કાંએકે તેણે આશકાનીઆન ટોલાના છેલ્લા પાદશાહ અરદવાન (આરટાબેનસ) ને જીતી લીધો અને કતલ કીધો, એટલુંજ નહી, પણ બીજા કેટલાએક સરદારો જેઓ આશકાનીઆન રાજની પરતી હાલત જોઈને પોતાની હકુમતપર મુસતાક થાઈ બેઠા હતા તેઓનો નાશ કરીને ઈરાનનું રાજ અરદેસરે ફરીને મજબુત કીધું.

અરદેસર પછીના સાસાનીઆન તબક્કાનાના બીજા પાદશાહોની તવારીખમાં એ આતશખાનાંઓ વીશે ઘણે ઠેકાંણે લખેલુંછે. ખુસરૂ પરવેજપર જેઆરે તેહેના બાપ હોરમજે ઘણો જુલમ કીધો તેઆરે તે આજર ગોશસપનાં આતશકદેહમાં છુપાએઓ હતો. બેજોરગ અને ઊમરે પોંહોંચેલાં માણસો આ દુનીઆંનું સંગલું કામકાજ તજીને પોતાની

બાકીની હઈઆતીના દોહાડા એક ખુને કાહડવાનો એરાદો રાખતા હતા, તેઆરે તેઓ એ આતશકદેહોમાં જાઈને પોતાનો મુકામ કરતા હતા. હેવા દાખલા કેતાબોપરથી કેટલાએક જોવામાં આવેછે, તે માહેલો એક દાખલો તારીખે તબરી ઊપરથી હું હેઠલ લખી જણાઊં છેઊં. એ તારીખમાં લખેછે કે પાદશાહ બેહરામનો એક વડો વજીર હતો તેહેનું નામ મેહેર નારસી કરીને હતું "તેણે પોતાનો ઓધો છોડવાની પાદશા "હને અરજ કીધી, અને બોલીઓ કે માહરી ઊમર ઘણી વધીછે અને "હું હવડે જઈફીની હાલતમાં આવીઓ છઊં, તેથી હવે મહને એબાદત "કરવાનું કામ સોંપ, કે હું પેલી જેહાનને કીજે અસબાબ તઈઆર કરૂં. "મેહર નારસીએ પોતાની જગાપર પોતાના દીકરાને રાખીઓ અને "બેહરામે તેહેને જાવાની રજા આપી, પછી તે પોતાનાં અસલ વતન "અરદેશીરખોરહ તરફ ગએઓ, અને તાંહાં રહીને તે બંદગીમાં પોતાનો "વખત ગુજારતો હતો. તેણે ચેઆર ગામડાં વસાવેઆં, અને તે દર "એકમાં એક એક આતશખાનું બંધાવીઊં, અને દરએક ગામડાંને લગતો "એક મોહોટો બાગ બનાવીઓ, તેમાં બેએ હજાર સરવનાં ઝાડ તથા "એક હજાર જીતુન અને એક હજાર ખુરમાનાં ઝાડ રોપાવીઆં, અને "આતશખાનાંના ખરચની આમદરફતીને કીજે તે બાગો અથવા વજીફા "ધરમ ખાતે આપીઆ."

એજ અરદેશીરખોરહનો પરાંત જાંહાં હવડે ફીરૂજાબાદ શેહેર આવેલુંછે, તાંહાં અરદેસર બાબેકાને એક મોહોટું આતશખાનું બંધાવીઊં હતું. આશકાનીઆન હકુમતમાં જોકે ઈરાનીઓ જરતોસતી ધરમ પાલતા હતા તોપણ તે વખતમાં એ ધરમ નબલો પડી ગએઓ હતો તે અરદેસરે પાછો તાજો કીધો હતો. અરદેસરે બંધાવેલી ઊપલી ઈમારત આજ થોડાં વરશની વાતપર મુસાફરો જોઈ આવીઆ હતા. આગલા પાદશાહોની માફક સાસાનીઆનો પણ એ ધરમની જગાઓને માતબર કરવાની ઘણી ખુશી રાખતા હતા. તેઓ મોબેદ અને હેરબદ લોકોને અને આતશકદેહમાં બીજા કામ કરનારાઓને નાણું અને બેકી

મત જહવેરાત આપતા હતા, તેહેનો એકજ દાખલો શાહનામાંપરથી હું હેઠલ ઊતારૂં છેઉ.

**બેત.**

નવાન પીશે આતશ સેતાએશ ગેરફ્ત,
જેહાન આફરીંરા નીઆએશ ગેરફ્ત.
હમેહ જર વ ગોહર ફજુની કે બોરદ,
સરાસર બ ગનજુરે આતશ સેપોરદ.
પરાગંદેહ બર મોબદાંન સીમો જર,
હમાં જામે બખશીદ શાંન બા ગોહર.
હમેહ મોબદાં જુ તવંગર શુદંદ,
નીઆએશ કુનાન પીશે આજર શુદંદ.

**માએની.**

(નોશીરવાંન અદલ આતશકદેહ તરફ ગએઓ અને) ધીરા કદમથી આતશની સનમુખ આવીને જે સાહેબે સંગલી દુનીઆં પેદા કીધીછે તેહેની બંદગી કરવા લાગો. (પાદશાહ) પોતાની સાથે તરેહેવાર જહવેરાત અને ખજાનો લાવીઓ હતો તે સંગલું આતશકદેહના ખજાનચીને હવાલે કીધું, પછી મોબેદોને સુનું રૂપું બખશેશ કીધું અને તેઓને પોશાગ તથા જહવેરાત આપીઆં, તેથી તેઓ માતબર થાઈ ગએઆ, અને તેઓ આવીને આતશની સનમુખ નીઆએશ પઢવા લાગા.

દુશમન પાસેથી લડાઈઓમાં જે જહવેરાત તથા ખજાનો હાથ લાગતો હતો તે, અગતકરીને પરમેશ્વરે તેઓને દુશમનોપર ફ્તેમંદ કીધા તેહેની ઈઆદગારી દાખલ, સાસાનીઆન પાદશાહો આતશકદેહોમાં ધરમખાતે આપતા હતા. તેહેનો એક દાખલો આપણા જાણીઆમાં આવીઓછે કે જેઆરે ઊપર કહેલો પાદશાહ બેહરામ ચીનના ખાકાન પર ફ્તેમંદ થાએઓ, અને તે ખાકાનને પોતાના બંધવા દાખલ પકડી લાવીઓ તેઆરે તે આજરબેજાન આગલ જાઈ પોંહોંચીઓ, અને પોતાના સંગલા ઊમરાવ અને સરદારો સાથે આજર (નાં એબાદતખાનામાં) બંદગી કીધી અને સંગલા મોબેદોએ તવાજો કીધો. પછી જે મોબેદો આતશખાનાનાં કામમાં ગુંતેલા હતા તેઓને બખશીશ આપીને બાહેર નીકલીઓ, અને શેહેનશાહી બોજોરગીવાલાં ઈસતખર શેહેર તરફ કુચ કીધી. તે આગમજ પાદશાહે ચીનના ખાકાનનું તાજ

પોતાની પાસે મંગાવીઊં, અને તે માહેલું જહવેરાત કાહડીને આતશખા નાંની દેવાલપર જડવાનો હોકમ કીધો. એ હેવાલ શાહનામાં મધે તથા તારીખે તબરી મધે આવેલોછે; અને તબરી વલી બીજું એમ કેહેછે કે "બેહરામ ફતે પાંમીને પોતાના મુલક તરફ પાછો ફરીઓ, અને તખત "પર બેઠો, અને ખાકાન પાસેથી તેહેને જે લુટ મલી હતી, અને જે "ખજાનો જહવેરાત અને મોતી તેહેને હાથ લાગાં હતાં, તે સંગલું "બેહરામે આજરબેજાનનાં આતશકદેહમાં લઈ જાવાને ફરમાવીઊં, "કાંએકે બીજાં આતશખાનાંઓ કરતાં એ આતશખાનાંને તે વધારે માન "આપતો હતો." વલી એ પાદશાહો પોતાનાં આતશકદેહોપર તથા ધરમપર કેહેવા ચુસત હતા તેહેની એક જાણવાજોગ ઈઆદદાસત આપ ણને મલી આવીછે. તબરી કેહેછે કે અરદેસર બાબેકાને અરદવાન સાથે લડાઈ કરીને તેહેનું રાજ તારાજ કીધું, અને જરતોસતી મજહબ પાછો તાજો કીધો તે આગમજ તેહેને અરદવાનની તરફથી એક પતર મલીઓ હતો તેમાં અરદવાને ઘણી ધમકી આપી હતી, તેહેનો અરદે સરે આ રીતે જવાબ વાલીઓ હતોઃ—"પરવરદેગારે મહને આ તાજ "અને તખત બખશીઊછે, તેહેની મેહેરબાનગીથી હું પાદશાહોપર ફતે "મંદ થાએઓછું, અને એજ સાહેબથી મહને ઊમેદછે કે હું તાહારીપર "પણ ફતેમંદ થાઊં, અને હું તાહારૂં સર માહારા તાબામાં લેઊં અને "તાહરો ખજાનો આતશખાનાંઓમાં ધરમ ખાતે આપું." એજ રીતે એ પાદશાહ જેઆરે કેટલાએક સરદારોપર ફતેમંદ થાએઓ તેઆરે તેઓની તથા મરવનાં લોકો અરદેસરની સાંમણે થાતા હતા તેઓની દસતદરાજીની સજા કરવાને કીજે તેઓને કતલ કરાવીને ઈસતખરનાં આતશકદેહના દરવાજાપર તેઓનાં મસતક લાકડીઓપર ટાંગવાનો હોકમ આપીઓ હતો.

ઓરતોને એ આતશકદેહોમાં જાવાની છુટ હતી તે બાબે ઊગ મણ પરાંતની કેટલીએક કેતાબોથી આપણે વાકેફ થાએઆ છઈએ. એજ આધારથી ઈઊનાની અને રોમન ગરંથકારોની લખેલી કેટલીએક બીના જેમાં હેવું લખીઊંછે કે પાદશાહ આરટાજરજીસ મેનમની માશુક આસ

પાસીઆને સુરજ તથા અનાહીડ અને અનીતીસની કીરીઆ કરવા મુકરર કીધી હતી તે બાબે ખોલાસો થાએછે. પણ એ બાબદસર ઈસત ખરના હેવાલમાં હું વધારે બોલશ, તે ઊપરથી જોવામાં આવશે કે જેઆરે શાહજાદી હોમાએ ઈરાનનું તખત પોતાના દીકરા દારાબને હવાલે કીધું તીઆરે પોતાની જીંદગાંનીના બાકીના દાહાડા તેણીએ ઈસતખરનાં આતશખાનાંમા કાહડીઆ હતા. કેતાબે કીપકખાની અને બીજા ગરંથ કારો કેહેછે કે એ સ્ત્રી આજરબેજાનનાં આતશખાનાંમા જાઈ રહી હતી. સ્ત્રીઓ એ આતશખાનાંઓમાં રેહેતી હતીઓ તે વીશે તબરી એક બીજો દાખલો આપેછે:—કેહેછે કે "તુરકસતાનના પાદશાહની વડી સ્ત્રી ખાતુન "બોજોરગ પાદશાહ બેહરામના હાથમાં બંદીવાન પડી હતી, તેહેને "આજરબેજાનનાં આતશખાનાંની ચાકરીમાં રાખવાને પાદશાહે ફરમા "વીઊં હતું." બીજી એક સ્ત્રી આજરગોશસપનાં આતશકદેહમાં રહેઆ વીશે તવારીખમાં લખેલુંછે, તે સ્ત્રી આગલ બુતપરસતી ધરમ પાલતી હતી, પણ પછવાડેથી પોતાની ખુશીથી જરતોસતી મજહબ કબુલ કીધો હતો. એ જુવાન સ્ત્રીનું નામ સપીનદ હતું, અને તે હીંદુસથાનના એક રાજાની ઘણીજ સુંદર દીકરી હતી, તેહેને પાદશાહ બેહરામગોરે પોતાની ઓરત કીધી હતી. બેહરામ પોતાની બાનુંને પાક આતશ આગલ લઈ ગએઓ અને તેહેને જરતોસતી ધરમની કેફીઅતથી વાકેફ કીધી. ઈરાનના કેટલાએક સીક્કાઓપર એક બાજુએ પાદશાહ બેહરામગોર તથા તેની બાનું એકબીજાની પાસે ઊભેલાં હોએ હેવો ચીતાર પાડેલોછે, અને બીજી બાજુએ પાદશાહ અને તેહેની સ્ત્રી આતશનાં તખતની બંધે બોરદુ પર ઊભેલાંછે, તે એ સ્ત્રી સપીનદજછે કે કોઈ બીજીછે, તે વીશે કાંઈ ચોકસ કેહેવાઈ શકાતું નથી. બીજા સીક્કાઓપર આતશનાં તખતની બંધે બોરદુપર એક એક મરદ ઊભેલો દેખાએછે, પણ બેહરામગોરના સીક્કાપર એક બાજુ સ્ત્રી અને તેહની બાજુ મરદ ઊભેલાં માલમ પડેછે.

પારસીઓ વીશે મેં જે આ ટુક હેવાલ ઊતાવલેથી લખી કાહડીઓછે તેમાં અગત કરીને તારીખે તબરી અને ફીરદોસીના ગરંથપર

મેં આધાર રાખીઓછે. જે વખતે એ બંધે ગરંથો લખાએઆ હતા તે વખતે ઈરાનમાં બેશુમાર પારસીઓની વસતી હતી, તથા તેઓ પાસે સાંભલેલી વાતો તથા લખેલી કેતાબો સાબુદ હતી, અને ઈરાનના ઘણાએક ભાગોમાં આતશખાનાં કાએમ હતાં. પણ એ સવાએ માહારી પાસે બીજા કેટલાએક ઊગમણ પરાંતના ગરંથોછે, તેઓ લગભગ ઊપલી બેએ કેતાબોનાં જેટલુંજ પુરાતમપણું ધરાવેછે, તે કેતાબોમાં એ લોકો વીશે ઘણીએક જાણવાજોગ વારતાઓછે તે કોઈ બીજીવાર હું જાહેર કરશ.

આગલા ઈરાનીઓમાં પુતલાં પુંજવાનો ધરમ હતો નહી, તે વીશે હીરોડોટસ ગરંથકારના આધાર ઊપરથી હું આગલ કાંઈએક બોલેલો છેઊં. પણ બીજા ગરંથકારો, તેમાં પલુટારક, ડીઆન, શરીસોસટમ અને લુસીઅન, એ સંગલા હીરોડોટસની વાતને ખોટી પાડેછે. હીરોડોટસ કેહેછે કે પારસીઓ દેહેડાં અથવા દેવલો રાખતાતા નહી, એ વાતને સાબો એક દેકાંણે મલનો આવેછે, અને બીજે ઠેકાંણે પોતાને મોહોડે પોતે ખોટો પડેછે. એ બાબદમાં આપણા કાબેલ (ઈઊરોપીઆન) લખનારાઓ જેવાકે સટાનલે, હાનકરવીલ, હાઈડ અને બીજાઓનું મત લેવું જોઈએછે. તેઓ કેહેછે કે ઈરાનમાં કોઈવાર બીજી જુદી જુદી કોમવાલાઓ મુરતી પુંજનાર હતા તેથી ગરંથકારો જરતોસતીઓને તેમાં સાંમેલ કરી આ માફક ભુલ કરી ગએઆછે. એ હકીકતથી ઊગમણ પરાંતના ગરંથોમાં જરતોસતની આગમજ આતશકદેહો વીશે જે કાંઈ લખીઊંછે તે વાતને સતા મલેછે.

જરતોસતના આવીઆ પછી ઈરાનમાં ઘણાંએક આતશખાનાં ઊભાં થાએઆં તે વીશે સઊ કોઈ જાણેછે, તે એટલાવેર કે તે વખતનાં આતશખાનાં કાંહાં કાંહાં હતાં તે પણ આપણે કહી શકીએછે; પણ તે વીશે અતરે બોલવાની અગત નથી. જેઆરે મુસલમાનો પેહલવેહલાં ઈરાનમાં આવીઆ તીઆરે તેઓએ જરતોસતી મજહબપર સેતમ ગુજારીને ઈરાનની રઈએત તેઓ સાથે લડવા નીકલે હેવો પરથમ હોમલો કીધોતો નહી, કાંએકે આપણા જોવામાં આવેછે કે આજ ૯૦૦ વરશની વાતપર જેઆરે એબન હઊકલ ફારસમાં ફરવા નીકલીઓ હતો તીઆરે

એ પરગણામાં દરએક ગામડું આતશકદેહ વગર ખાલી હતું નહી. એ શબદો એબન હઉકલની જે ચોપડીમાંથી ઊતારીઆછે, અને સને ૧૮૦૦ માં મેં તેહેનો તરજુમો કીધોછે તેમાં કેટલીએક ગલતીછે, પણ તે કરતાં જે સરસ નકલ પાછલથી માહરા હાથમાં આવીછે, અને જે પુસતકને મેં "સુરઅલ બલદાન" નું નામ આપીઊંછે, તેમાં એ કરતાં વધારે ખોલાસાથી લખેલુંછે, તે એમછે કે "ફારસનાં આતશખાનાં આપણે ગણી શકીએ "તે કરતાં વધતાંછે, કાંએકે તાંહાં એક ગામડું તો શું પણ તે કરતાંબી "નાધલી વસતીના કોઈબી મુકામો આતશકદેહોથી ખાલી નથી." એ વીશે એ ધરમી મુસલમાન ગોએઆ નીરાસ થાઈને લખેછે કે "જેમ ખોદાની ખુશી." વલી એજ ગરંથકાર બીજે ઠેકાંણે બોલેછે કે "આ પરાં "તમાં ગબર લોકો ઘણાછે તેઓનાં આતશખાનાં એકબીજાથી ચહડતો "તથા ઊતરતો દરજજો ધરાવેછે."

એજ વખતમાં [ઈશવી ૧૦ મી સદીમાં] ઈરાન મધે પારસી લોકો પર જુલમ પડવાનું કામ શરૂ થાઈઊં હતું, તેથી તેઓ પોતાનું વતન છોડીને હીંદુસથાન તરફ નીકલી આવીઆ હતા, તાંહાં તેઓ મુસલમાનોના જુલમમાંથી છુટા થાઈને પોતાના વડાવાઓના કાએદા મુજબ પરમેશ્વરને માનવા લાગા, અને હેવી આબરૂ ભરેલી ચાલ ચલાવી કે તેહેનું માન તેઓનાં બચ્ચાંઓને આજ સુધી મલેછે. આંકુટીલ ડુ. પેરોંના લખીઆપરથી હેવું જોવામાં આવેછે કે ઈરાનનાં હોરમજ બંદરમાં કેટલાએક પારસીઓ રેહેતા હતા, તેઓપર ૧૫૦ વરશ સુધી ઘાટકી આરબોએ ઘણો સેતમ ગુજારીઓ હતો, તેથી ઈશવી સને ૭૬૬ નાં વરશમાં [આજ ૧૦૮૯ વરશની વાતપર] તેઓ હીંદુસથાન તરફ નીકલી આવીઆ, અને પેહેલાં દીવ મધે રહેઆ, પછી સંજાણ, ખંબાત, ભરૂચ, નોસારી, દમણ, સુરત અને તેહેની આસપાસનાં ગામડાંઓમાં અને પછી મુંબઈ તરફ તેઓએ પોતાનો ફેલાવો કીધો.

બેહદીન અથવા પારસી લોકોની ચાલચલણ તથા ધરમ વીશેનું ચોકસ પુરતું બેઆન એક ગરંથકારની કલમથી થાઈઊંછે, તેહેની હું

હમેશાં ઘટતો તારીફ કરશ. એ ગરંથકારનું નામ મોંશીઓ આંકુટીલ ડુ. પેરોં કરીનેછે, તેણે સર ઊલીઅમ જોનસના કહ્યા પરમાણે, "પોતાની જુવાનીના વખતમાં ફકત જરતોસતી કેતાબોથી વાકેફ થાવાને કીજે હીંદુસથાન સુધીની સફર કીધી હતી,* અને એ ગરંથકારે જો બેહદ મગરૂરી રાખી નહી હતે તો તેહેની ઘણીજ નામદારી થાતે." પણ પેરોંના સવભાવની વાત આપણે છોડી દઈને જોઈએ છઇએ તો તેણે આગલા ઈરાનીઓનો ધરમ અને ભાશાની બનાવટની સમજ આપવાને કીજે જંદ અવસતાના તરજુમાપર જે મેહેનત લીધીછે તે તેહેની કાબેલીઅત અને કોશેશની એક મોતેબર ઈઆદગારીછે.

માહરી મુસાફરીના ગરંથમાં મહને પસંદ પડતી આ બીના મે દાખલ કીધીછે તે હવે માહરે વધારે લંબાણ કરવી જોઈએ નહી. આજ ૧૧૦૦ વરશમાં જરતોસતી લોકોની હાલત શું હતી, અને શાહ તેમુર તથા શાહ હુશેન જેહેવા ઘાટકી પાદશાહોના વખતમાં એ પારસીઓપર શું શું જુલમ પડીઓ હતો, તે વખતથી તે સને ૧૮૧૧ નાં વરશમાં મેં એ ગરીબ અને જાણવાજોગ લોકો સાથે વાતચીત કીધી હતી તાંહાં સુધીનો હેવાલ હું કોઈ બીજીવાર લખી કાહડશ.†

[જગત પરેમી, જુલાઈ ૧૮૫૨.]

---

* પેરોંએ એ કામ પછવાડે ૧૮ વરશ વેર લાગત મેહેનત લીધી હતી.

† આ ઠેકાંણે, અને તેજ પરમાણે પોતાના ગરંથમાં બીજી ઘણીએક જગોએ, પારસીઓનો ધરમ તથા તેઓની તવારીખની બાબદમાં એક એલાહેદું પુસતક બનાવવાને સર ઉલીઅમ આઉસલીએ કબુલાત આપીછે, અને એ ધણી પાસે ઉગમણ પરાંતની કેતાબોનું જે નામીચું દફતરખાનું હતું, અને એ ધણી પોતે લાટીન, ગરીક, હીબરૂ, આરબી, ફારસી, પેહલવી અને એ વતરોગે પોતાના દેશને લગતી બીજી ભાશાઓથી વાકેફ હતો તેથી એ ગરંથકારનું ધારેલું પુસતક ઘણુંજ કીમતી અને રસીલું થાઇ પડતે; પણ આજ સુધી તે પુસતક કંઈ બાહેર પડેલું માલમ પડીઉં નથી, તે વીશે આપણે નીશચે દુખી થાવું જોઇએછે. જે કોઈ શખસ સર આઉસલીનો ગરંથ વાંચશે તે તેહેની બેહદ કાબેલીઅતથી વાકેફ થાશે. હમો ધારીએછે કે એ ધણી હાલ મરણ પાંમી ઓછે, પણ હેના જેહેવા ઉગમણ પરાંતની કેતાબોની માહીતગારીવાલા પુરસો દુનીઆંમાં થોડાજ થાઈ ગએઆ હશે.

# પારસીઓ ખોદાપરસતછે કે નહી ?

દસતુર પેશુતનજી બેહરાંમજી સંજાંણાએ "રાહાનુમાએ માજદી અસના" સભાની ફરમાસથી જરતોસતી લોકોની ઈઅજદાંપરસતી વીશે આજ થોડુંએકની વાત ઊપર જે વાઆજ કરી હતી, તે બાબદમાં "બામદાદ" ચોપાનીઆંના ગએઆ બે તરણ આંકોમાં કેટલીએક બીનાં પરગટ કરેઆમાં આવીછે. ધરમ સંબંધી તકરાર હમેશાં કરોધ ઊત પન કરેછે, અને તેનો ફાએદો થોડોજ હોએછે, એટલા માટે "બામદાદ" નાં લખવા ઊપર પરથમમાં હમોએ ધેઆન પોહોંચાડીઊંતું નહી. પણ ચાલતા મહીનાના આંકમાં હમારા ભાઈબંધને ફરીને એ બાબદમાં લખતો જોઈને તેહેની તકરાર વીશે થોડાએક સુખનો બોલવાની હમોને ફરજ થાઈછે.

દસતુર પેશુતનજીની વાઆજની સાંમણે બામદાદનો બનાવનાર "પારસીઓ ખોદાપરસતછે કે નહી" હેવાં નામનું એક ચોપાંનીઊં જે પેહેલવેહેલાં ઈશવી સને ૧૮૫૧ નાં વરશમાં પરગટ થાઈઊં હતું, અને જે હમણાં બીજીવાર છપાઈઊંછે, તે ઊપર પોતાના વાંચનારાઓનું ધેઆન પોહોંચાડેછે. એ ચોપાંનીઊં જે વેલાએ પરથમ પરગટ થાઈઊં તે વેલાએ રાસત ગોફતાર મધે તેહેની તપાસ લીધામાં આવી હતી, તોપણ બામદાદનો બનાવનાર હમણાં સરવે કોઈને જાહેર કરેછે કે એ ચોપાનીઆંનો પારસીઓની તરફથી કધી જવાબ આપેઆમાં આવીઓ નથી.

એ ચોપાનીઆંનો કોઈબી પારસીએ તુલોતવીલ જવાબ આપવાની કસી અગત નથી, કારણ કે તે મધે જે કાંઈ બીના આવીછે, અને જે કાંઈ અવસતાના ફકરાઓ દાખલ કરવામાં આવીઆછે, તે સંગલાંને એકજ જવાબ લાગુ પડેછે. જરતોસતીઓની બંદગીના જુદા જુદા ભાગોમાં ફરેસતાઓ તથા ઝાડ, પાણી, જમીન, આતશ, ઈતીઆદી ચીજોની વારેવાર સતુતી કરેઆમાં આવેછે. જંદ અવસતાની બંદગીમાં જેમ ખોદા (હોરમજદ) ને આરાધવામાં આવેછે તેવાજ બોલોમાં ફરેસતાઓ (અમશાશપંદો) ની આરાધના થાએછે, એ ઊપરથી બામ

દાદ કેહેછે કે પારસીઓ ખોદાને તથા ફરેસતાઓને એકસરખી રીતે માનેછે. અગર બામદાદનો બનાવનાર સંગલા મીશનરીઓની માફક ધરમ સંબંધી બાબદોમાં હમેશ પોતાની મતલબ ધરાવતો નહી હતે, અને એ કામમાં તેહેનાથી અપખશપાતપણે બોલાઈ શકાતે, તો અલબત તે કેહેતે કે પારસીઓનાં ધરમ પુસતકોમાં ફરેસતાઓને પેદાનો કરનાર હોરમજદને ઠેડવેલોછે, તેથી પારસીઓનાં ઈમાન પરમાણે ફરેસતાઓના તથા હોરમજદના દરજજા વચ્ચે ઘણો ફરક હોવો જોઈએ. એજ માફક ખોદા તાલાએ આતશ, પાણી, સુરીઅ, ઈતીઆદી ચીજોને પેદા કરીને તેઓનો લાભ આએ દુનીઆં મધે વશનારા લોકોને આપેઓછે, તે ચીજોની જર તોસતી લોકો પોતાની બંદગીમાં સતુતી ગાએતો પારસીઓ તે ચીજો વચ્ચે અને ખોદા વચ્ચે કસો તફાવત રાખતા નથી હેવું બોલવું સરફ બેહું દુંછે. પારસીઓનાં ધરમ પુસતકોમાં ખોદાતાલાને શું દરજજો આપે લોછે અને ફરેસતાઓ તથા આતશ તથા પાણી વીગરેને શું પદવી આપેલીછે તે વાત અગર કોઈબી શખસ તપાસી જુવેતો તેહેની ખાતરી થાશે કે એ ધરમની કેતાબોમાં ખોદાતાલાને "પેદાના કરનાર" નો દરજજો આપીઓછે, કે જે દરજજો બીજા કોઈનેબી મલેલો નથી, અને એજ કારણ ઊપરથી કોઈબી પારસી હરએક શખસને કહી શકશે કે "ખોદાતાલા પોતે 'પેદાનો કરનાર' છે અને તેહેના સવાએ બીજી સંગલી ચીજો તે સાહેબની પેદા કરેલીછે—તે પેદા કરેલી ચીજોની હમારી બંદગીમાં હમો બોજોરગી ગાઈએછે, તેઓને માન આપીએછે, તેઓની આરાધના કરીએછે, તોપણ ખોદાતાલાનો દરજજો તેઓથી વેગલોછે—કાંએકે તે સાહેબ પોતે તે સરવે ચીજોનો પરવરતાવનારછે." અપખશપાત લખનારાઓ પારસીઓનાં ધરમ પુસતકો તપાસવા બેશેછે તો તેઓ વગર અડચણે કેહેછે કે પારસીઓના ધરમનો તાતપરીઅ "ખોદા પરસતી" છે, પણ બામદાદના બનાવનાર જેહેવા પુરસોથી અલબત તે પરમાણે કબુલ થાઈ શકતું નથી.

---

પારસીઓ એક કરતાં વધારે ખોદાને માનેછે હેવો જે ઠપકો "બામદાદ" ચોપાનીઆંનાં બનાવનારે પારસીઓની ઊપર મુકીઓ હતો તેહેનો કાંઈએક ટુક જવાબ થોડાંએક અઠવાડીઆંની વાત ઊપર રાસત ગોફતાર મધે હમોએ પરગટ કરીઓ હતો તે વાત હમારા વાંચનારાઓ ભુલી ગએઆ નહી હશે. હમારા ઊતર સંબંધી ઘટતી તજવીજ કરીને હમારા ભાઈબંધે પોતાનો અભીપરાએ ખોલાસાથી આપવાની પોતાના ગએઆ આગસટ મહીનાના આંકમાં કબુલાત આપી હતી, અને તે પછી સપટેમબર મહીનાનો "બામદાદ" નો આંક જે હમણાં પરગટ થાએઓછે તે મધે તેણે પોતાની એ કબુલાત પુરી પાડીછે. જે રીતે એ ભાઈબંધે આ તકરાર ચલાવીછે તે તેહેને માન આપે હેવીછે. "બામદાદ" નો બનાવનાર કદાચ પોતાની જીદને ખાતર જરતોસતી મોબેદોએ કરેલા જંદ અવસતાના અશુધ તરજુમાઓને વલગી રેહેતે, અથવા તે તરજુમાઓના આધાર ઊપરથી ડાકટર વીલસન અને બીજાઓએ પારસીઓની પરસતેશ વીશે ઊઠાડેલા અરથ ઊપર ટેકો રાખતે, તો હમો કબુલ કરીએછે કે ઘણાએક નાવાકેફ પુરસોને તે હેવું બતલાવી શકતે કે પારસીઓનો મજહબ ફકત એકજ ખોદાને માનવાનો નથી. પણ "બામદાદ" ના બનાવનાર રેવરેંડ મી૦ ધનજીભાઈ નવરોજજીએ હેવો અણઘટતો મારગ પકડીઓ નથી. તેણે પોતાની તરફથી થોડીએક તજવીજ કરીને પોતાની તકરારને સેજસાજ ટેકો આપનારા દાખલા જરતોસતીઓનાં ધરમ પુસતકો મધેથી ચુંટી કાહાડીઆને બદલે પોતાની જીકર તથા તેહેનો હમોએ આપેલો ઊતર એ બંધેની મુનસફી ડાકટર હાઊગ (જે ગરહસથની જંદ અવસતાની કેતાબો સંબંધી તારીફ લાએક માહીતગારી વીશે ગએઆંજ પતર મધે હમોએ કાંઈએક લખીઊં હતું) તેહેના અપખશપાત આધાર ઊપર સોંફી હતી. એ મુનસફીના ચુકાદા તરીકે ડાકટર હાઊગે રેવરેંડ ધનજીભાઈ ઊપર લખી મોકલેલો કાગજ હમારા જરતોસતી વાંચનારાઓને કીજે અગતનો જાણીને અસલ ઈંગરેજીમાં તેહના ગુજરાતી તરજુમા સાથે હમો નીચે ઊતારી લઈજીએછે. એ કાગજ

ઊપરથી "બામદાદ" ના બનાવનારને પોતાનાં ચોપાનીઆં મધે આ રીતનો એકરાર કરવાની ફરજ પડીછે. "હમો તારે એટલું કેહેવાની "રજા લઈએછે કે પારસીઓનો અસલ ધરમ ખોદાપરસતીનો હતો, "પણ હાલ જે ધરમ તેઓ પાલેછે તે અસલ માફકનો નથી." પારસીઓનો મજહબ અવલમાં ખોદાપરસતીનો હતો પણ તે માફકનો ધરમ પારસીઓ હમણાં પાલતા નથી, હેવા હમારા ભાઈબંધના વીચાર સંગાથે હમો એકમલતા થાતા નથી, તોપણ એ વાત એકબારગી ખરી હોએ તોબી તે મધે ખાંમી પારસીઓની પોતાની હોવી જોઈએ, તેમાં કાંઈ તેઓના કદીમ મજહબની ખાંમી નથી, અને હમણાંના જમાનાનો દર એક સમજુ જરતોસતી પોતાનો મજહબ તેહેની અસલ ખાલેસી મુજબ પાલવાને કેટલો ખંતીછે તે વાત કોઈથી અંજાણી નથી.

---

## Dr. HAUG to the Revd. DHANJIBHAI NOWROJI.

*Poona, 9th September* 1861.

Dear Sir,

In reply to your letter which reached me yesterday evening concerning the question whether the Pársee religion is founded upon Monotheism or Polytheism, I beg to state that according to my researches, carried on for many years, the Zoroastrian religion, having arisen out of a deadly struggle against the Polytheistic and idolatrous Brahmanic tribes in very ancient times, (more than 3,000 years ago,) is to be considered as monotheistic. The perusal of some prayers of the younger *Yasna* (chapts. 1—27, 55—72) may lead the reader easily to the opinion that the Pársees worship besides Ahuramazd other divine beings. But that is not the original doctrine of the great Zoroaster. It is to a certain extent the reaction of the anti-Zoroastrian polytheism against the high and pure principles he introduced. The true teaching and the undoubted sayings of the great Pársee prophet himself, who was so famous with the ancient Greeks and Romans, are contained only in the so called 5 *Gâthas* (they form in the present state of the *Yasna* the chapts. 28—53), which are distinguished from other pieces by a peculiar dialect besides. In these ancient songs Ahurmazd is the only God.

The Amshaçpentas are nothing but his *qualities and gifts.* There he is the creator of *Vohu-manô,* Armait is his daughter, Haurvatât and Ameretât ( Khordád and Amerdád ) are gifts in his hand to be given to the *aghava* or pious men. In him are two powers opposed to each other united, by means of which the whole world was created. These two powers or spirits united in the supreme Being are called: *çpentômainays,* *i. e.* the white holy spirit; and *angrômainyas,* *i. e.* the black evil spirit. Afterwards *çpentômainays* was taken for a name of Hormazd; but that is erroneous, as I can prove from the original texts. These two spirits are according to the Zoroastrian philosophy the *thwôrestârâ* or creators of the whole world. One of these produces the *Vohûmanô* or the good principle in all beings; the other one the *Akômanô* or bad principle. All this which I can only touch here is fully treated in the fourth chapter of my Essays on the sacred language, writings, and religion of the Parsees, to be published shortly, from which book you will get the full information. You will find there a translation of the most important pieces of the *Gâthas,* which were up to my researches a sealed book to every one.

If in the prayers of the younger *Yasna urwarâo* trees or *âpô* water etc., are invoked, it is not to be understood that they share equal honours with Hormazd. They share it only as so far as they are products of the good creative power which is in Hormazd. *Vohu-manô,* the good spirit, the son of Hormazd, is in all good and useful animals, especially in cows, sheep. If they are invoked, the divine power which is believed to be in them is meant. Haurvatât and Amertât are in the trees, waters, and give them splendour and beauty. If they are invoked, Hormazd's creative power manifested in these products is understood. Although these pieces are much younger than the *Gâthas,* yet they are not forged by priestcraft, but are products of the ancient Zoroastrian literature. It is my firm opinion that in the whole Zendavastâ no piece is younger than 400 B. C. In the Zendavastâ itself only the *Gâthas* are traced to the master himself; the other pieces never pretend to have been composed by him. Zoroasaer's abstract doctrines were from the very beginning misunderstood by his disciples; and his philosophical ideas made divine beings by his successors. But Párseeism is with the same sight to be called a monotheistic religion, as the ( Roman ) catholicism, though both pay reverence to other beings than God alone.

Yours very truly,

**M. HAUG.**

# ડાકટર હાગેગે રેવરેંડ ધનજીભાઈ નવરોજજી જોગ લખેલો પતર.

પુણાની તા૦ ૯ મી સપટેમબર ૧૮૬૧.

પેઆરા સાહેબ,

પારસી ધરમનો પાએઓ એકલા એક ખોદાને અથવા ઘણા ખોદાઓને માનવાનોછે તે બાબેના સવાલ સંબંધી તમારો લખેલો કાગજ મહને ગઈ કાલે સાંહાંજનાં મલીઓછે, તેહેનાં જવાબમાં હું જણાવવાની રજા લેઉંછું કે માહારી સોધ જે ઘણાંએક વરશ થાએઆં ચાલુ રહેલીછે તે મુજબ આજ તરણ હજારથી વધારે વરશની વાત ઉપર પુતલાં પુંજનારા અને ઘણા પરમેશ્વરોને કબુલ રાખ નારા બરાંમણ લોકોની વીરૂધ અને તેઓના ધરમના સતરૂ તરીકે જરતોસતી મજહબ ઉભો થાએઓ હતો, અને એ (જરતોસતી) મજહબ એકજ ખોદાને માનવાનોછે. પાછલા જમાનાની ઈજશને મધેની કેટલીએક બંદગીઓ (૧ થી તે ૨૭ અને ૫૫ થી તે ૭૨ મો હા) વાંચીઆ ઉપરથી વાંચનારનાં મતમાં સેહેલી રીતે હેવું આવી શકેછે કે તે મધે અહુરમજદ વતરોગ બીજી ઈશ્વરી હઈ આતીઓ કબુલ રાખેલીછે, પણ માહા પુરસ જરતોસતનો અવલ કોલ એ નથી. જરતોસતે જે કાંઈ મોહોટાઈ પાંમેલા અને સફાઈ ભરેલા મુલ તતવો દાખલ કરીઆ હતા તેહેની વીરૂધના વીચારો કેટલેએક દરજજે પાછા પરસીધ થાએઆની એ નીશાનછે. પારસીઓનો નામીચો પેગમબર જે પુરાણાં ઈઉનાની અને રોમન લોકોમાં વખણાઈ ગએઓછે તેહેનાં વગર શકનાં ફરમાંનો અને ખરો બોધ માતરે પાંચ ગાથા (હમણાંની ઈજશનેનો ૨૮ થી તે ૫૩ સુધીના હા) મધે મલી આવેછે, અને તેઓની ભાશા ઈજશનેના બીજા ભાગોથી કાંઈએક જુદીજ રીતનીછે. એ પુરાણાં ગાથા મધે અહુરમજદને એકલો એકજ ખોદા કરીને માંનેલોછે. અમશાસપંદો કાંઈ નથી, પણ માતરે અહુરમજદના ગુણ અને બખ શેશોછે. એ ગાથા મધે અહુરમજદ પોતે વોહુમેનોને પેદા કરનારછે, અરમેત તેહેની બેટીછે, ઓરવતાત અને અમરતાત (ખોરદાદ અને અમરદાદ) તેહેના હાથમો બખશેશોછે, જે અધવ ઈઆને અશો માણસોને આપવાનીછે. અહુર મજદની અંદર બે શકતીછે, જે એકબીજાથી ઉલટીછે, અને એ શકતીઓથી આખી દુનીઆં પેદા થાઈછે. એ મોહોટા સાહેબની એ બે શકતીઓ માંહેલી એકને સપેંનતેમેનીઓશ ઈઆને ધોલા રંગનું પવીતર રૂહ, અને બીજાને અંગ

રોમેનીઓશ ઈઆને કાલા રંગનું બુરૂં રૂહુ, એ રીતે નામ આપેલાંછે. એ પછી અહુરમજદનાં નામને ઠેકાંણે સપેંનતેમેનીઓશ નામ વપરાવા લાગું, પણ પરથમના મુલ ગરંથો ઉપરથી હું પુરવાર કરવાને શકતીવાન છેઉં કે તે ખોટુંછે. જરતોસતી ધરમની ફીલસુફી મુજબ એ બંધે શકતીઓ આખી દુનીઆંની થવો રેસતેરે ઈઆને પેદા કરનારછે. એક શકતીએ વોહુમનો ઈઆને સંગલા જીવ જંતમાં નેકીનું મુલ પેદા કરીઉં, અને બીજીએ અકોમનો ઈઆને બદીનું મુલ પેદા કરીઉં. આ સંગલી બાબદો વીશે મેં માતરે એસારો કીધોછે, પણ પારસીઓનો મજહબ, તેહેની ભાશા, અને કેતાબો વીશે માહારા નીબંધના ચોથા બાબ મધે એ વીશે પુરતું વરણન કરેલુંછે, અને તે કેતાબ થોડી મુદતમાં પરસીધ થાશે, અને તે મધેથી તમોને પુરતો ખોલાસો મલી આવશે. એ માહારી કેતાબમાં ગાથાના સઉથી અગતના ભાગોનો તરજુમો મેં આપેલોછે, કે જે હમણાં સુધી કોઇએ પરગટ કરીઓ નથી.

અગરજો પાછલા વખતની ઈજશને મધે ઓરવરાવ (ઝાડપાન) અથવા આપો (પાણી) ઈતીઆદી ચીજોની આરાધણા કરીછે તો તે ઉપરથી એમ નહી સમજવું કે એ ચીજોને અહુરમજદની બરોબરનું માંન મલેછે. એ માંન તેઓને એટલાજ સારૂં મલેછે કે તેઓ અહુરમજદની અંદરની નેકીને પેદાની કરનારી શકતીથી પેદા થાએલી ચીજોછે. અહુરમજદનો બેટો વોહુમનો, ઈઆને તેની નેક શકતી, સંગલાં કાંમ લાએક અને ભલાં પરાંણીઓ, જેવાંકે ગાએ, બકરાં, મધેછે. તેઓની આરાધણા કીધીતો તેઓની અંદર આવેલી ઈશ્વરી શકતીની આરાધણા થાએછે. ઝાડ અને પાંણીની અંદર ઓરવતાત અને અમરતાતછે, જેથી એ ચીજોને ઝલકાટ અને ખુબસુરતી મલેછે. અગરજો એ ચીજોની આરાધણા કીધી તો અહુરમજદની પેદા કરનારી શકતી જે એ ચીજોની હસતીથી દેખાઈ આવેછે તે શકતીની આરાધણા થાએછે. ઈજશનેનો એ ભાગ ગાથા કરતાં પાછલા વખતમાં બનેલોછે તોપણ તે કાંઈ મોબેદ લોકોએ બનાવટથી જોડી કાહાડેલો નથી, પણ જરતોસતી મજહબનાં પુરાણાં પુસતકોનો તે એક ભાગછે. માહારો વીચાર મજબુતછે કે જંદ અવસતાની કેતાબોનો કોઈબી ભાગ ઈશુની આગમજ ૪૦૦ વરશની મુદત કરતાં નજદીકના જમાનામાં બનેલો નથી. જંદ અવસતાની અંદર ગાથા તેના પરવરતાવનારનાજ જણાવેલાછે, પણ જંદ અવસતાનો બાકીનો ભાગ તેણે પરવરતાવીઓ હોએ હેવો દાવો કરીઆમાં આવીઓ નથી. શરૂઆતથીજ જરતોસતનો મજહબ પાલનારાઓ તેહેનો મત તતવ સમજીઆતા નહી, અને તેહેના જમાનાની પછીના લોકોએ તેહેની ફીલ

સુફીથી જાહેર થાએલી શકતીઓને ઈશ્વરી આતમાંઓનો આકાર આપેઓ હતો. મગર જે માફક રોમન કાઠલીક લોકો ખોદા સવાએ બીજી ચીજોને માંન આપેઆ છતાં એકજ પરમેશ્વરને માંનનારા કેહેવાએછે તેજ માફક પારસીઓનો મજહબ પણ એકજ ખોદાને માંનવાનોછે.

તમારો આધીન શેવક,
**એમ. હાઊગ.**

હમો ફરીથી કહીજીએછે કે "બામદાદ" ના બનાવનારે જે રીતે આ તકરાર ચલાવીછે તે રીત તેહેને માન આપે હેવીછે.

[રાસ્ત ગોફતાર, તા૦ ૧૧ મી આગસ્ટ તથા ૬ થી અકટોબર ૧૮૬૧.]

---

## જરતોસતી ધરમમાં નીતીની સાથે કીરીઆના સંબંધ વીશે.

માણસોનાં મનને સીધે મારગે ચલાવવા અને સફાઈ ભરેલું રાખવાને કીજે ધરમ એક ઓસતવારી ભરેલું હથીઆરછે. ધરમ મન સાથે જેટલો એલાકો રાખેછે તેથી કાંઈએક ઓછો એલાકો તન સાથે પણ રાખેછે. એક માણસમાં સારા ગુણો હોએ અને બદસુરત હોએ તોપણ તેહેને આપણે ચાહીએછે. એ ચાહાવું તેહેના ગુણોને ખાતરછે, તોપણ જો તે માણસ સારા ગુણો ધરાવેઆ સાથે ખુબસુરત હોએ, તો આપણે તેહેને વધારે ચાહેઆ વગર રેહેતા નથી. એ ઠેકાંણે તે માણસના ગુણ સાથે બાહેરની દીશતી તેહેની ખુબસુરતીની અસર આપણી ઊપર ગાલેબ થાએછે. બાહેરનો ભપકો મારેઆ વગર રેહેતો નથી. ગમે એ કરો, તોપણ બાહેરનાં સારા માઠા દેખાવથી આપણી ઊપર થોડીઘણી સારી માઠી અસર થાએઆ વગર રેહેતી નથી, તે વાત કોઈથી નાકબુલ કરાશે નહી. એ બાહેરના દેખાવ ઊપર નજર પોહોંચાડીને ધરમના ઊપાધીઆઓએ ધરમની સાથે બાહેરના દેખાવને સારૂં કીરીઆ ભેલી

નાખીછે. કીરીઆ ગોએઆ એક બદામનું બાહેરનું કોટલુંછે, અને તે કોટલાંની અંદરનું મીઠું બીજ એ ધરમ નીતીછે. એ બીજ આપણે ઘણુંકરીને કોટલાંની બાહેરની સફાઈ જોઈને તે ઊપરથી ચુંટી કાહાડી એછે, તેમજ કીરીઆના દેખાવ ઊપરથી માણસો ધરમ નીતી સોધવા જાએછે. ઘણી વેલાએ હેવુંબી બનેછે કે સોજાં કોટલાંની બદામ મધેથી હમેશાં સોજું બીજ નીકલતું નથી, તે મધેથી કોઈવાર સડેલું બીજ પણ નીકલેછે, અને કોઈવાર તો બીજ મુદલ મલતું નથી, તેમ કીરીઆની અંદર નીતી તપાસતાં કીરીઆનું કોટલું ફકત આપણા હાથમાં આવેછે, અને નીતી તે માહેથી ગુમ થાઈ ગએલી માલમ પડેછે. તેમજ ધરમ કીરીઆ ઊપર ચુસત થાએલો માણસ ઘણી વખતે સચાઈ અને ઈમાન દારી સંબંધી ખાંમી ભરેલો આપણને દેખાએછે. હમો એમ નહી કેહેવા માંગતા કે કીરીઆ એક બીનઅગતની ચીજછે. હમો કહીએછે કે નીતીનાં મીઠાં બીજનો સંભાલ કરવાને સારૂં કીરીઆનું કોટલું અગ તનુંછે, પણ જો તે કોટલાંની અંદર મીઠું બીજ નહી હોએ, ઈઆને કીરીઆ માતરે બાહેરથી દેખાવવાનીજ હોએ અને તેમાં નીતી મુતલક હોએજ નહી તો પછી તે કીરીઆની કીમત પોશાએ નહી. નીતી એક વગર સુરતની ચીજછે. એ ચીજ આપણે નજરે જોઈ શકતા નથી, પણ તે અમલમાં આવેઆથી તેહેના ગુણો આપણને દેખાઈ આવેછે. એ દેખાવને ખાતર, ઈઆને નીતીના ગુણો દીશતા કરવાને કીજે કીરી આની મદદ ધરમ લીએછે. કીરીઆ નીતીને જેબ આપવા, ખુલ્લી કરવા, તે નીતી વીશે સેહેલાઈથી સમજવાને સારૂં જરૂરનીછે, પણ નીતીને ભુલીને કીરીઆ માતરે કરવી તે ખરી ચીજને છોડી દઈને તેહેના છાંએઆને વલગેઆ બરાબરછે. એક દોસત બીજા દોસતને નજરાંણું આપેછે; નજરાંણું આપવું એ કીરીઆછે, પણ નજરાંણાંની અંદરની નીતી—દોસતોનો એકબીજા ઊપરનો ચાહાછે. પણ જો નજરાંણું આપનાર દોસત નજરાંણું લેનારને ચાહાતો નહી હોએ તો નજરાંણાંની કીરીઆ તેહેની ખરી મતલબ વગરની બનેલી કેહેવાએ.

હરેક ચીજ જે કારણને ખાતર ઊભી થાઈ હોએ તે ચીજ તેહેનાં કારણને સારી લાગેછે. કીરીઆ નીતોને ખાતર ઊભી થાઈછે, તેટલા માટે નીતીને પડતી મુકીને ફકત કીરીઆને પકડી રેહેવું વાજબી નથી. કીરીઆ વગર નીતી એખલી રહી શકેછે, પણ નીતી વગર કીરીઆ અકલના પાએઆ ઊપર ટકી શકતી નથી. જરતોસતી મજહબમાં હમણાં ઘણીએક કીરીઆઓ ચાલેછે, જે અવલમાં નીતીને ખાતર ઊભી થાએલીછે, પણ જરતોસતી ટોલાના લોકોમાં પાછલથી ચાલેલી ધરમ સંબંધી ગુમરાહીને લીધે, તેઓ માંહેથી ઘણાખરા લોકો હાલમાં નીતીને એક કોરે રાખીને ફકત કીરીઆને વલગી રહેઆછે.

[રાસ્ત ગોફતાર, તા૦ ૨૦ મી ફેબરવારી ૧૮૫૯.]

---

# પારસીઓએ જુદદીન લોકોને હાથનું ખાનું ખાવાની છીટ વીશે.

માણસોનાં મન અને બુધી ઊપર વસવસો અને રેવાજ કેટલી અસર કરેછે તે વાત પારસીઓએ જુદદીનને હાથનું બનાવેલું ખાનું ખાવું ઘટારટછે ઈઆ નથી તેની ફીકર ઊપરથી સાફ દેખાઈ આવેછે. એક ફીરંગી પોતાને હાથે આટો મસલી તેનું પાંઊ બનાવે, ઈઆ એક હીંદુ હલવાઈ તરેહવાર જાતની મીઠાઈ તઈઆર કરે, તે ખાવાને આજ થોડાજ જરતોસતીઓ અડચણ ભરેલું સમજેછે. હીંદુ મજુર લોકો કુવા માંહેથી પાણી કાહાડીને તે પાણી હાંડે હાંડે મોવરાંના દારૂની ભઠીમાં નાંખેછે, ભઠીમાંથી તે પાણીનો બાફ થાઈને પાછું જલદ પાણી થાએછે, જેને દારૂ કરીને કેહીજીએછે, તે દારૂ તેજ હીંદુ મજુરો ભઠીમાંથી કાહાડીને પીપમાં નાંખેછે, અને તે દારૂ પારસોના દસતુરો અને મોબેદો વગર હરકતે પીએછે. સોડાવાટર અને લેમનેડ પીવાને જરતોસતીઓ અડચણ જોતા નથી. હીંદુ ઈઆ મુસલમાનને હાથનું બનાવેલું માંખણ પાર

સીઓ દરરોજ ખાએછે, તથા તેઓને હાથનું પંકાવેલું ઘી દરરોજ કામમાં લાવેછે. એટલું છતાં અગર હમો એક જરતોસતી થાઈને હીંદુ ઈઆ ફીરંગી નોકરની પાસે એક ગલાસ સોજું પાણી મંગાવીને પીજીએ તો ઘણા પારસીઓ પોતાના વસવસાને લીધે તે કામ અણઘટતું સમજશે, પણ તેઓ પોતે પરગણેઆતને હાથનું બનાવેલું પાંઉ ઈઆ હલવો ઈઆ માંખણ ઈઆ ઘી ખાએછે તથા દારૂ પીએછે તે વીશે તેઓ કશો વીચાર કરવાના નથી. જે "દીનદારો" જુદદીનને હાથનું ખાનું ખાવાની મનાઈ આપણને બતલાવેછે, તેઓ હેવું પણ મત ધરાવેછે કે જરતોસતીઓ જે કાંઈ ગોસત પોતાના ખોરાકમાં લીએછે તે ઘટતી કીરીઆ સાથે જરતોસતીને હાથનું હલાલ કરેલું જોઈએ. પણ એકબી પારસી અથોરનાન ઈઆ બેહદીન તે પરમાણે આજ ચાલતો નથી, અને "પવીતરાઈ ભરેલા" દસતુરો વટીક મુસલમાનને હાથનું કાપેલું હલવાન ખાવાને એક રતીભાર અડચણ કરતા નથી. તેઓનું હેવી બાબદમાં બોલવું જુદું અને કરવું જુદું છે તે વીશે જારે કોઈ ઠપકો દીએછે તારે તેઓ પોતાના બચાવમાં "લાચારી" નું બાંહાંનું લાવેછે. તેઓ કેહેછે કે "લાચારી" ને લીધે કેટલીએક ચીજો ખાવા પીવાની તેઓને ફરજ પડેછે. પણ એ "લાચારી" નું બાંહાંનું સદનતર મત લબી અને ખોટુંછે. અગરજો પારસીના દસતુરો અને મોબેદો પોતાના મજહબમાં મનાઈ સમજતા હોએ તો દારૂ પીવો એ કાંઈ "લાચારી" નું કામ નથી, માણસને દારૂ પીધા વગર પણ ચાલેછે. ગોસત ખાવું એ કાંઈ "લાચારી" નું કામ નથી. જે દાહાડે પારસીને હાથનું હલાલ કરેલું ગોસત મલી આવે તોજ તે ખોરાકમાં લેવું અને જે દાહાડે મલી નહી આવે તે દાહાડે ભાજી તરકારી અને ચાવલ ઊપર આધાર રાખવો, એ રીતે આપણા દસતુરો અને મોબેદો કરવા ચાહે તો તે મુશકેલ પડનાર નથી. પણ આપણા "દીનદાર" દસતુરો અને મોબેદો જુદદીનને હાથનો ગાલેલો દારૂ પીશે, જુદદીનને હાથનું પકાવેલું ઘી ખાશે, જુદદીનના હાથનું હલાલ કરેલું ગોસત જમશે, અને વલી તે છતાં કોઈ ગરીબ

પારસી જે પોતાનાં રેહેવાનાં ઘેરથી દુર મુકામે રોજગારે લાગો હોએ, અને તે બીચારો પોતાનું બપોરનું ખાનું એક ઘાટીની પાસે ઊંચકાવીને પોતાને ઘેરથી મંગાવતો હોએ, તો તે વાતને આપણા એકીનદાર દસતુરો તથા મોબેદો તથા બીજા પરહેજગારો અણઘટતી કેહેશે તથા ઠપકા ભરેલી ઠેરવશે.

ઊપલી સંગલી બીના ઊપરથી તાતપરીઅ એટલોજ માલમ પડેછે કે પારસીઓમાં જુદદીનને હાથની બનાવેલી ચીજો ખાધા ઈઆ પીધા વગર કોઈબી બાકી રેહેતું નથી. તેઓ વચ્ચે માતરે કેટલાએક લોકો કેટલીએક ચીજો ખાએછે અને કેટલીએક ચીજો ખાતા નથી, પણ થોડી ઈઆ ઘણી ખાધા વગર કોઈ બાકી રેહેતું નથી. દસતુરો વટીક બાકી રેહેતા નથી. જે ચીજો ખાધાની ટેવ પડી ગઈછે તે ચીજો ખાવામાં "લાચારી" નું બાંહાંનું આવતું નથી, તોપણ તે ખાધા વગર કોઈ પાછા રેહેતા નથી. તે ચીજો ખાતી વખતે "દીનદારી" નો દાવો કરનાર પારસીઓ "ધરમનાં ફરમાંન" ને એક કોરે મુકેછે, અને તેઓના હેવા ઢોંગને જે શખસો ઊંઘાડો પાડીને સંગલી ચીજો ખાવા વીશે હીમતથી બોલેછે તેઓને "દીન દુશમન" કરીને કેહેછે. પારસીઓમાં જુદદીનને હાથનું ખાનું ખાવા સંબંધી કાએદો કાંઈજ નથી, માતરે એ વીશે તેઓમાં હસવા સરીખો વસવસોછે.

[રાસ્ત ગોફતાર, તા૦ ૫ મી અકટોબર ૧૮૬૨.]

## સુલતાંની નોરોજ.

સુલતાંની નોરોજ કે જેહેને નોરોજે જમશેદ કરીને પણ કેહેછે તે દીવસને હીંદુ જોતીશીએ મેખ સંકરાનતી અને ઈઊરોપીઆનોએ વરનલ ઈકુવીનાકસ કરીને નામ આપેલુંછે. જેવારે આફતાબ મેસના બુરજમાં આવેછે ઈઆને પરૂથવી જે સુરજની આસપાસ ફરેછે તે પોતાની

મધીમાં આવેછે તે દાહાડાને સુલતાંની નોરોજ કરીને કેહેછે. એ દાહાડે પરૂથવીના સંગલા ભાગોપર વસનાર લોકોને રાત તથા દાહાડો બરાબર ૧૨—૧૨ કલાકનો એકસરખો દીશેછે. પરૂથવીની ચાલથી નોરોજની આગમજ તુલ સંકરાનતીથી છ મહીના સુધી સુરજ રાત કરતાં ઓછો વાર માલમ પડેછે, એટલે કે રાત મોહોટી અને દાહાડો નાધલો હોએછે, અને તેઆરપછી એ દીવસે બંધે બરોબર થાએછે, અને પછી દાહાડો બીજા છ મહીના સુધી વધતો જાએછે. એ દીને હીંદુસથાનના જોતીશોના વરતારા પરમાણે આએનનો મેખનો સુરજ બેશેછે અને તેહેને બાહારની મોસમ જારી થાએલી કેહેછે, અને એ દીને ઈરાની જોતીશોના વરતારા પરમાણે જલાલી ફ્રરવરદીન મહીનો શરૂ થાએછે. ઈરાનના ઊપલા ભાગમાં તથા બીજાં સરદીનાં મુલકોમાં શીઆલાથી ઝાડપાન તથા લીલોતરીનો તદન નાશ થાઈ જાએછે, તે આએ દાહાડાપર વસંત રૂતુ આવેછે તેવારે ફ્રરીને ખીલવા માંડેછે, અને તે દેશ પાછો મેહેમારપર આવેછે, એટલા ઊપરથી એ દીવસને મોહોટો ગણેછે. એ નોરોજનો વખત આફ્રતાબી ચાલથી ગણાએછે, અને તેહેનાં વરશ એકના ૩૬૫ દાહાડા ૫ કલાક ૪૮ મીનીટ અને ૪૯ સેકંડ લાગેછે. એ દીવસથી ઈરાની, તુરકી અને આરબી નજુમીઓ આફ્રતાબી ચાલનું નવું વરશ શરૂ કરેછે.*

---

* જરતોસતીઓનાં ધરમ પુસતકો પરમાણે તેઓનું શાલ હમેશાં સુલતાની નોરોજથી શરૂ થવું જોઇએ તે બાબદમાં ઈ૦ સ૦ ૧૮૬૯ નાં વરશમાં શેઠ ખુરશેદજી રૂસતમજી કામાજીએ મુંબઈ મધે તથા દેશાવરો ખાતે કેટલાંએક કીમતી બાશાણો કરીને એ બાબદ ઉપર પોતાના જાતભાઇઓનું ધેઆન એંચીઉં હતું. તેવણનાં એ તથા દીનની બાબદો સંબંધી બીજાં બાશાણોના સંગરહની એક ચોપડી જે એજ વરશમાં છપાઈ હતી તેહેને સફે ૧૦૮—૧૦ મધેથી નીચલો ફકરો હમો ઉતારી લઇજીએછે:—

"જમશેદી નોરોજ માતર જરતોસતીઓનો નહી, પણ તમામ ખલકતનો નવો દાહાડોછે. દુનીઆંઈ કુદરત ઉપરથી એ દાહાડો વરશનો નવો લાગેછે તે તો ખરૂં, પણ હવે આપણે જોવું જોઇએછે કે તેજ પરમાણેની શાહાદત કાંઈ આપણી કીતાબો ઉપરથી મલેછે કે નહી. કેટલાક ફારસી કીતાબ લખનારાઓ એવું લખી જાએછે કે આગલા ઈરાનીઓ જમશેદી નોરોજથી વરશ શરૂ કરતા હતા—પણ આ ફારસી કીતાબોનેબી આપણે એક કોરે મેલીએ, ને આગલ વધી તજવીજ કરીએ કે કાંઈ આપણી પોતાની કીતાબોમાં તે વીશેનો ઈસારોછે કે નહી—તો એ વાતનો ઓલાસો આપણા ધંબારો

સુલતાંની નોંરોજની ઊતપંતી ઈરાનના પાદશાહ જમશેદથી થાએલીછે હેવું તમામ ફારસી ગરંથકારો લખી ગએઆછે, અને એ તેહેવારં આજ રૂ થીતે ૪૦૦૦ વરશની વાતથી ચાલતો આવેલોછે તે વીશે શક લાવવાને કોઈબી ઈઊરોપીઆન ગરંથકારને કારણ મલીઊં નથી. પાદશાહ જમશેદ જે ઈરાનમાં નામીચો અને બુલંદ દરજજાનો પાદશાહ થાઈ ગએઓછે, કે જે પેગમબરીનો મરતબો ધરાવતો હતો, અને આદમીઓને તરેહેવાર હુનરો શીખવીઆ હતા, તે પાદશાહે આફતાબી ચાલથી વરશોની ચોકસ ગણતરી કરવાને કીજે તથા શીઆલાની રૂત પછી વસંતની ખુશાલી કાએમ રાખવા તથા રાજદરબારી બીજાં કારણોસર એ પુરાતમ તેહેવારને જારી કીધોછે હેવું સરવે ઊગમણ પરાંતના ગરંથકારોનું મતછે. નીજામ-અલ-તવારીખમાં બોલેછે કે પુરાતમ ઈસતખર શેહેરમાં એક ઘણોજ ઊમદા મુકામ એ પાદશાહે બાંધીઓ હતો, અને "જેવારે તેણે એ મુકામ પુરો કીધો તેવારે જુદાં જુદાં મુલ

ઊપરથી મલી આવેછે. જરતોસતી ધરમ પુસતકો પરમાણે મેદીઓજરેમ પેહેલો ઘંબાર છે, અને તે વરશની શરૂઆત પછી ૪૫ મે દાહાડે પડેછે. જો આ ઘંબાર વરશની શરૂઆત પછી ૪૫ મે દાહાડે પડેછે તો એ ઘંબારની ૪૫ દાહાડા અગાઊ વરશની શરૂઆત થવી જોઇએ, એમ આપણને આપણી પોતાની કીતાબો ઊપરથી મલેછે. વલી મેદીઓજરેમ ઘંબાર કાહારે પડવો જોઇએ, તેની તપાસ લઇએ છઇએ તો તેનાં નામના અરથ ઊપરથી માલમ પડેછે. મેદીઓજરેમનો અરથ મધ વસંત થાએછે, ને વરશની શરૂઆતથી વસંત રૂતુ ૪૫ દાહાડે મધમાં આવે તો તે મધમાં આવીઆ પછીના બીજા ૪૫ દાહાડે આખર થવી જોઇએ જેથી વસંત રૂતુ ૯૦ દાહાડાની ગણાઈ; અને વરશના ૩૬૦ દાહાડા ગણી તેના ૪ ભાગ કરતાં પણ એકક રૂતુના ૯૦ દાહાડા આવેછે. હવે ભર વસંતનો વખત મેએની શરૂઆતમાં આવેછે, અને તેની અગાઊ ૪૫ દાહાડા ગણીએ તો મારચ માસ અથવા જમશેદી નોરોજનો હીંગામ આવેછે, અને તેથી એવો સાર નીકલેછે કે આપણું વરશ જમશેદી નોરોજથી શરૂ થવું જોઇએછે. વલી એજ પરમાણે મઇધીઓશેમ એ ઘંબારનાં નામનો અરથ ભર હુનાલો થાએછે; અને તે ઇરાનમાં સાત મહીનાની હામીનની અધવચમાં ભર હુનાલામાં પડતો હતો. વરશના પાછલથી ૩૬૫ દાહાડા ગણવામાં આવતા હતા ખરા, પણ વરશના ૧૨ મહીના અને મહીનાના ૩૦ દીવસ ગણી પાછલથી ૫ દીવસ હુમેરવામાં આવતા હતા. એ હીસાબે સાત મહીનાના ૨૧૦ દાહાડા થાએછે, અને તેનો વચમાનો ભાગ અથવા ૨૧૦ નું અરધું ૧૦૫ થાએછે. વલી આપણે આપણાં પોતાનાં પુસતકો ઊપરથી જોઇએ કે એ ઘંબાર વરશની શરૂઆત પછી ૧૦૫ મે દાહાડે પડતો હતો તો તે ઊપરથીબી જોતાં એવુંજ પરીણામ નીકલેછે કે આપણું નવું વરશ બાહારની ફસલથી ઇઆને આફતાબ જાહારે મેશ રાશીમાં આવે તાહારથી શરૂ થવું જોઇએછે."

કોના પાદશાહઓ તથા સરદારોને બોલાવીઆ, અને જે વખતે મેખ સંક્રાનતી થાઈ ઈઆને રોશન આફતાબ મેશના બોરોજમાં દાખલ થાએઓ તે વેલાએ જમશેદ મેહલમાં પોતાનાં તખતપર બેઠો, અને તે દાહાડે જે કીરીઆ તથા દમદમામ કરીઆમાં આવીઓ હતો તેહેનું નામ "નોરોજ" અથવા નવો રોજ કરીને રાખીઊં હતું."

શાહનામાં મધે અને તેજ પરમાંણે બીજી ફારસી કેતાબોમાં એ તેહેવારની શરૂઆત હેવીજ રીતથી જણાવીછે—

વરશ બેશતાંનોછે પેહેલો જે રોજ,
તેને શાહ જમશેદે કરીઓ નોરોજ.
મોબારક ઈએ નોરોજ આવતો જારે,
શેહનશાહ એક જશન કરતો તારે.
તહીં સઉ ખોશહાલીનો પીતા શરાબ,
મઘન થાઈ ખોશબોનો લેતા ગોલાબ.
ગવઈઆ ખોશ આવાજે ગાતા બસંત,
કરે એશ શેહ સાથ જગને શીમંત.†

એ સવાએ તખતે જમશેદમાં સંગેમરમરપર કોતરી કાહાડેલા નકશોમાં ઈરાન મધે નોરોજને દીને પાદશાહોને જુદાં જુદાં દેશોથી જે ખંડણી આવતી હતી તે બાબેના ચીતારો આપેલાછે, તે ઊપરથી એ તેહેવાર ઘણી લાંબી મુદતથી રેવાજ પામેલો માલમ પડેછે.

સુલતાંની નોરોજ જે દીવસે થાએછે તેજ દીવસે હીંદુઓ મેખ સંકરાનતીનો તેહેવાર કરેછે તે આપણે જાણીએ છઈએ. એજ સમેમાં ઈઆઊદી લોકોનો મીસર દેશના રાજાથી છુટકારો પામીઆનો "પાસ ઓવર" નામનો તેહેવાર આવેછે કે જે વખતે તેઓ મેવાના માંદવા બાંધી મોહોટી ખુશાલી કરેછે, તથા ખરીસટીઆંનોનો "ઈસટર" નો તેહેવાર આવેછે તે ઊપરથી હેવું ધારીઆમાં આવેછે કે એ બંધે કોમવાલાઓએ આગલા વખતમાં ખુશાલી ભરેલા નોરોજ સાથે પોતાના તેહેવારો

† મરહુમ મોબેદ ફરદુનજી મરજબાંનજીનો બનાવેલો ગુજરાતી કવેતામાં ઇરાની થોડાએક પાદશાહોનો હેવાલ સફે ૧૮ મે.

લગતા કીધા હોએ. કેટલાએક લોકો હેવું ગુમાન લાવેછે કે મુસાની પોથીમાં જગતની મોહોટી રેલ અથવા નુહુનાં તોફાન વીશે જે લખીઊંછે તે તોફાન પુરૂં થાએઆ પછી દુનીઆં ફરીને તાજી થાઈ તેહેની ઈઆદગારીનો એ તેહેવાર શરૂ કીધેલોછે, પણ એ વીચાર સાબેત કેહેવાઈ શકાતો નથી, કાંએકે જગતની રેલ અથવા નુહુનાં તોફાન વીશે સોધ કાહાડતાં તે વીશેની કસી ખાતરીદાર પુરવારી મલી નથી, અને આજ ઘણા એક માહ વીદીઆવાન ઈઊરોપીઆનો એ રેલની સચાઈ વીશે ઈનકાર કરેછે.

કેહેછે કે કેઆંની અને પેશદાદીઆંન પાદશાહોના વખતમાં એ નોરોજની ખુશાલી તથા દબદબો છ દાહાડા સુધી ચાલતો હતો. તેહેને પેહેલે દાહાડે પાદશાહ મોહોટી ધામધુમથી પોતાનાં તખતપર આવી બેશતો હતો, તથા તે વખતે સંગલા તેહેના સરદારો તથા અમીરો મીજલસમાં હાજર થાતા હતા, અને રઈએતની ઠઠ પણ એકથી મલતી હતી. તે વેલાએ પાદશાહ એક ટુક ભાશાણ કહી સંભલાવતો હતો, તેમાં સંગલી રઈએતને એકદીલથી રેહેવાને તથા પોતાના પાદશાહ સાથે સંબંધ મજબુત તથા લાએકી ભરેલો રાખવાને ફરમાવતો હતો, તેઆરપછી પોતાની રઈએતનાં નેક પણ ગરીબ આદમીઓને મોહોટું માન તથા બખશેશ, આપતો હતો. બીજે દીવસ પાદશાહ પોતાના વજીર તથા ઊમરાવોની ભેટ લઈને તેઓને આગલાં વરશની ચાકરીનાં ઈનામો આપતો હતો અને તરીજે દાહાડે દાનાવ તથા અકલમંદ આદમીઓ તથા ચંચલ લોકોને તરેહેવાર જીનસો બખશેશ કરતો હતો. તેઆરપછી ચોથે દાહાડે પોતાનાં ખેશ કુટુંબ તથા બીજા કીરકુલ ઊમરાવોની ભેટ લેતો હતો. બાકીના બેએ દાહાડા પાદશાહ સરવે કોઈને છુટ આપતો હતો, અને તે વખત ખુશી ખુશાલી તથા તરેહેવાર ગમતોમાં લોકો ગુજારતા હતા. એજ તેહેવારના (ધારીઆમેલે) ચોથે દીવસે પાદશાહ પોતાના મુલકનાં જુદાં જુદાં પરગણાંઓના હાકેમો પાસેથી ખંડણી લેતો હતો, અને જે મુલકોના પાદશાહો પોતાને માંથે ઈરાનની સાહેબી કબુલ રાખતા હતા

તેઓ નોરોજને દીને પાદશાહની મીજલસમાં મુરગનાં જેહવાં ઈડાં સુંનાનાં બનાવીને મોકલતા હતા. એ સુંનાનાં ઈડાં મોકલવાનો કાએદો જોએઆમેલે લાંબી મુદતથી ઊતરતો આવીઓછે, અને તે આજ સુધી ઊગમણુ પરાંતનાં દેશોમાં રેવાજ પામેલોછે. ઈઊનાનમાં તથા ઈંગલંડ દેશનાં કેટલાંએક પરગણાંઓમાં ખરીસટીઆન લોકો "ઈસટર" તેહેવારને દાહાડે રંગીન અથવા સુંનેરી ઈડાં પોતાના મીતરોને કીજે ભેટ મોકલેછે, તે કાએદો આ નોરોજના રેવાજને અજાએબ રીતે મલતો આવેછે.

ઈરાન, આરબસતાન, તરકી, તાતાર અને એજ લતા તરફના બીજા લોકો તથા હીંદુસથાનના પારસીઓ "સુલતાંની નોરોજ" ને નામે એ તેહેવાર આજ સુધી પાલતા આવીઆછે, તેમાં ઈરાન મધે તે ઘણોજ દમામ સાથે તથા મોતેબરીથી ચાલેછે, અને આલમના લોકો પોતાનું કામકાજ છોડી દઈ તે દાહાડો ખુશી તથા રંગમાં ગુજારેછે, તથા ઘણાંએક સારાં કામો માથે લીએછે. એ દીવસે નવું વરશ બેઠેલું કેહેવાએછે, તથા ખેતીવાડી તથા ધંધા રોજગારનું કામ નવેસરથી શરૂ થાએછે. એ નોરોજને દાહાડે ઈરાનના પાદશાહની દરબાર કેહેવી દબદબા ભરેલી થાએછે તથા તાંહાં શું શું કામો ચાલેછે તેહેનું વીગતવાર બેઆન એક ઈઊરોપીઆન મુસાફરની બનાવેલી કેતાબ ઊપરથી હમોને મલી આવી ઊંછે. એ મુસાફરનું નામ સર રાબરટ કે. પોરટર કરીનેછે, અને તે ઈશવી સને ૧૮૧૮ નાં વરશમાં પાદશાહ ફતેઅલીશાહના વખતમાં ઈરાન મધે મુસાફરી કરવાને રૂશીઆ દેશથી ગએઓ હતો. એ મુસાફર ઘણો નામીચો અને ચંચલ ગણાએછે, અને રૂશીઆની સરકારની તરફથી તે જે કાંઈ ભલામણ લઈ ગએઓ હતો તે ઊપરથી તેહેને ઈરાનમાં મોહોટું માન મલીઊં હતું, તથા સરવે ચીજો સારી રીતે જોવાની જોગવાઈ મલી હતી. એ ગરંથકારે સુલતાંની નોરોજ વીશે પોતાની નજરે જોએલું જે કાંઈ બેઆન કીધુંછે તે બોલેબોલ હમોએ હુબહુ પરગટ કીધુંછે.

## ઈરાન મધે પાદશાહ ફ્તેઅલીશાહના વખતમાં સુલતાંની નોરોજ વીશે સર આર. કે. પોરટરે લખેલો હેવાલ.

---

તા૦ ૨૧ મી મારચ (૧૮૧૮) ને દીને ઈરાનમાં સંગલાથી ખુશાલી ભરેલા નોરોજના તેહેવારનો દાહાડો હતો. એ નોરોજની એક દીવસ આગમજ સાંહાંજનાં પાદશાહે પોતાના નામીચા ઊમરાવોને તથા બીજા લાગતા વલગતાઓને કીજે ખેલાતો મોકલીઆ હતા. તેજ પરમાણે બરીટીશ સરકારની તરફના આડતીઆને કીજે તથા માહારે કીજે ખેલાતો મોકલી પાદશાહે હમોને માન આપીઊં હતું. બીજે દાહાડે એટલે કે નોરોજને દીને બામદાદની વખતે હમારાં કપડાંની ઊપર પાદશાહી ખેલાતનાં કપડાં પેહેરી તથા શીઆલો વીતારીને પાદશાહનાં આદમીની હમો રાહા જોતા બેઠા. એટલાંમાં દરબારનો જલાદ હમોને બોલાવવા આવીઓ, અને એ દેશના કાએદા પરમાણે જલાદ જો કોઈને બોલાવવા આવે તો તે બોલાવેલા ધણીને મોહોટું માનછે.

એ બાંમદાદ ઘણી ખુશનુમા હતી, અને આઠ કલાકનો અંમલ થાએઓ એટલે હમો સવાર થાઈ (તેહેરાન શેહેરના) સાંકલા મોહોલાઓ માંથી પસાર થાઈને બજાર તરફ ગએઆ, અને તાંહાંથી બજાર તથા ચોક આગલ થાઈને એક નાંધલા કીલા આગલ આવી પોંહોંચીઆ અને તેહેની અંદર દાખલ થાએઆ, પછી ગોલ આકારનું લાકડાંથી બાંધેલું એક ઘેર હમારા જોવામાં આવીઊં, તેહેનાં છાપરાં હેઠલ ઈસફહાંનથી લાવેલી મોહોટી પીતલની એક ટોપ પડેલી હતી, અને તેહેને હેવી ગોઠવી હતી કે તે કધી ખીસી શકે નહી, અને તેહેની આસપાસ પુરાંની અને વગર કામની બીજી કેટલીએક ટોપો હતી, તથા તાંહાં થોડીએક નવી ટોપો પણ હતી. એ છાપરૂં છોડીને આગલ ચાલતાં આસરે ૨૦૦ જંબુરા જમીનપર હારબંધ પડેલા હતા, કે જે ફોડીને પાદશાહ આવીઆની વખતે તેહેને માન આપવાને કીજે કામમાં આવતા હતા. એ જગાપર બેશુમાર ઈરાની લોકોની ઠઠ મલેલી હતી. તાંહાં ઘણાએક

સારાં કપડાં પેહેરીને ઈરાનીઓ તથા ચીથરેહાલ ફકીરો તથા ખેલાતો પેહેરેલા તથા સુંના રૂપાંના પેહેરવાસમાં ગરકાવ થાએલા ખાનો, તથા રંગબેરંગી કપડાં પેહેરેલા ચાકરો, તથા લશકરી કપડાં પેહેરેલા સીપાહીઓ, એ સંગલાઓ એકમેક સાથે ભેગા થાઈ ગએલા હતા, અને એક મોહોટી ભીડ થાએલી હતી. એ લોકો એટલાતો ગીચ ઊભેલા હતા કે ઘોડાઓ સાથે હમારીથી અંદર દાખલ થવાઈ શકાઈઊં નહી તેથી હમો પાદશાહી તખત તરફ જવાને હેઠલ ઊતરીઆ. તાંહાં આદમીઓની ભીડ એટલીતો હતી કે મોહોટા સરદારોની ધમકીથી અથવા બરીટીશ આડતીઆનાં આદમીઓના જપેટાથી એક તસુ જેટલી જગા થાઈ શકતીતી નહી, તોપણ હમો કચડાતા કચડાતા અંદર પેઠા, અને અંતે તે ઠઠ પસાર કીધી, પણ તેથી હમારા ખેલાતનાં કપડાં ઘણાં ખરાબ થાએઆં અને શીઆલોનાં ચીથરાં ઊડી ગએઆં. તાંહાંથી આગલ ચાલતાં એક સાંકલો આરકાં મારેલો રસતો આવીઓ, તાંહાંથી હમો પાદશાહી મેહેલ તરફ ગએઆ. તે મેહેલની આસપાસ હારબંદ ઝાડો હતાં તથા વચમાં પાણીના ફુઆરા હતા, અને તેહેની વચમાં એક તેજદાર સીંગારેલી જગા હતી કે જાંહાં બેશીને પાદશાહ પોતાની રઈએતની મોલાકાત લેનાર હતો. હમોને તાંહાંથી થોડાએક દુર લઈ જાઈને પાદશાહનાં તખતની એક બારહુપર જાંહાંથી સંગલો મેહેમાર હમો સારીપેઠે જોઈ શકીએ તાંહાં ઊભા રાખીઆ. પાદશાહને આવવાનો થોડોએક વીલમ હતો એટલાંમાં તાંહાં આસપાસ નેગાહ પોંહોંચાડવાને મહને બની આવીઊં. એ તખતની બાહેરનો બાગ તમામ ખુબસુરત ઝાડોથી તથા પાણીના ચશમાઓથી ભરેલો હતો. તેઓની વચમાંથી ફુઆરા ઊડતા હતા, અને ચશમાઓની બાજુપરની સંગેમરમરની દેવાલોપર મોહોટા ખુમચાઓમાં હારબંધ તરેહવાર જાતની નારંગી, પેર, દરાખ, સુકો મેવો અને હેવીજ બીજી ચીજોના ટેકડા ગોઠવેલા હતા, તથા મીનનાં બનાવેલાં બેશુમાર વાસણો તેજ કારીગીરીથી બનાવેલાં ફુલથી મજાહ આપતાં હતાં, અને વલી તેહેની બાજુપર ઘણાંજ ઊમદા ચીનીકામનાં વાસણો

શરબતથી ભરીને ગોઠવેલાં હતાં. તખતની બંધે બાજુઓપર નામીચા ઈરાનીઓ તથા બીજા સરદારો હારબંધ ઊભેલા હતા, તેઓનાં કપડાં જરીથી ભરેલાં હતાં અને સઊ કોઈએ પોતાના દરજજા પરમાણે જગો લીધી હતી. પાદશાહનો વડો છોકરો આબાશ મીરજાં તખતની જમની બાજુપર આવીને ઊભેલો હતો, અને તેહેની પછવાડે તેહેના બીજા (આસરે વીસ) ભાઈઓ પોતાની ઊમર પરમાણે ચહડતા ઊતરતી ઊભેલા હતા તેમાં એક પાંચ વરશનો નાહ્નલો શાહજાદો સઊથી છેલ્લો હતો. એ શાહજાદાઓએ ઘણાંજ ઊંચી જાતનાં કપડાં પેહેરેલાં હતાં તથા પોતાની બાજુઓપર જહવેર તથા મોતીનાં બાજુબંદો બાંધેલાં હતાં. તખતની સાંમણી બાજુપર થોડીએક વેગલાઈએ ઈરાનના મુલકના સંગલા કાબેલ તથા બોજોરગ આદમીઓ તથા મુલ્લાંઓ તથા નજુમીઓ હાર બંધ ઊભા હતા, અને એજ પરમાણે બીજાં ઘણાંએક આદમીઓની હાર હતી. સઊ કોઈ પોતાના દરજજા પરમાણે ઊભેલા હતા, અને તાંહાં કાંઈ ગડબડ ચાલતીતી નહી. હેવામાં પેલા જંબુરા શેડીઆનો અવાજ થાએઓ, તથા કરનાએ વાગવા લાગાં તથા હેવાંજ કારણસર ફેરવેલા હાથીઓનો પોકાર ઊઠવા લાગો, તેથી સરવે કોઈએ જાણી લીધું કે પાદશાહ કીલ્લાના દરવાજામાં દાખલ થાએઓછે. પાદશાહ ડાબી બાજુ પરથી તખતની તરફ ચાલતો આવીઓ, તેહેનો દબદબા ભરેલો કદમ હેવોતો હતો કે પાદશાહ સવાએ કોઈથી તેમ કદમ ભરતાં આવડે નહી. ખરેખરા ઊગમણ પરાંતના પાદશાહનો દરજજો વાપરનાર હેવો દેખાવ મેં કધી આગલ જોએઓ હતો નહી. એ પછી પાદશાહ તખતપર આવીને બેઠો તે બેશવાની બોજોરગી તથા અદા જોઈ હું હેરાન રહેઓ. એ પાદશાહ માતરે પોતાની મોહોટાઈ બતલાવવાને કીજે હેવા દમામથી ચાલતોતો નહી, પણ તેહેના દીલમાંજ હેવું હતું કે તે મોહોટો પાદશાહછે તે ઊપરથી આપોઆપ તેહેનાં બદન ઊપર ખુદરતી દબદબો દીશતો હતો. પાદશાહ પગથી તે માથાં સુધી તમામ જહવેરાતમાં ગરકાવ હતો. તેહેનાં માથાંપર તરણ કદમનું એક ઊંચું તાજ હતું તે ઊપર હીરા,

માણક, મોતી, ઈઆકુત મોહોટી કારીગીરીથી અને ઘણો ચલકાટ આપે હેવી રીતે જડેલાં હતાં, અને તેહેની ઊપર પીછની કલગીર હતી તે સાથે મોહોટાં મોતી ઝુલતાં હતાં. તેહેનો ડગલો જરીનો હતો, અને તે ઊપર પણ તમામ જહવેરાત જડી કાહાડેલું હતું, અને ગલાંમાં ઘણાંજ મોહોટાં મોતીની બેએ સેરની માલા હતી. એ પોશાગ પાદશાહે તંગ પેહેરેલો હતો. તેહનાં બાજુબંદ તથા કમરબંદ ઘણી જલેહ આપતાં હતાં, અને તે ઊપર સુરજની રોશની પડતી હતી તેથી તે જલેહ દસગણી વધી પડી હતી. નાદરશાહ પાદશાહ હીંદુસથાનથી જડાવનું બનાવેલું મોરપરની સવારીનું જે તખત ઈરાન લઈ આવીઓ હતો તે તખત આ વખતે બાહેર કાહાડીઊં હતું નહી, અને ફતેઅલીશાહ જે તખત ઊપર બીરાજેલો હતો તે રઈએત સંગાથેની મેહેરબાનગી ભરેલી મોલાકાતને લાએકનું હતું. એ તખત સોજા સફેદ સંગેમરમરનું બનાવેલું હતું, કે જેથી સુલેહની નીશાન માલમ પડતી હતી. એ તખત જમીનથી થોડુંજ ઊંચું હતું, અને તેહેની ઊપર સુંનેરી કપડાં તથા શીઆલોની ગાદીઓ બનાવેલી હતી. એ તખતપર પાદશાહ બેઠેલો હતો, અને પછવાડેથી મોતીની જાલીથી ગુંઠી લીધેલા એક તકીઆપર આસરો લીધેલો હતો. પાદશાહીનાં તખતની પછવાડેની જગા આએનાઓ તથા સુંનેરી રંગવાલા ચીતારો તથા ફુલના શીશાઓથી સમારેલી હતી.

પાદશાહ જેવારે તખતની તરફ આવવા લાગો તે વેલાએ મીજલસનાં સરવે કોઈ આદમીઓ પોતાનું સર જમીન સાથે મેલવીને નમવા લાગા. પછી પાદશાહ તખતપર બેઠો એટલે સઊ કોઈ ચુપ થાઈ ગએઆ, તે સંગલું દબદબા ભરેલું લાગતું હતું. સઊ કોઈ હેવાતો ચુપકીદા થાઈ ગએઆ હતા કે એ મોહોટી મીજલસની બાજુપરનાં કોઈ ઝાડોનું કાંઈ પાતરૂં જો હીલે અથવા ચશમાઓનાં પાણી ખરખરેતો તેહેનો આવાજ માલમ પડતો હતો. એ રીતે હાથ પગ હીલાવીઆ વગર આસરે એક મીનીટ કરતાં વધારેવાર મીજલસ થંભ રહી તે વેલાએ હું શાહપર નેગાહ કરી જોતો હતો.

એ પરમાણે થોડોએકવાર મીજલસ ચુપકીદી રહેલી હતી, અને સઊ કોઈ પાદશાહની તરફ નેગાહ પોંહોંચાડતા હતા એટલાંમાં તખતની સાંમણેંના મુલ્લાં તથા નજુમીઓની સંફ માંહેથી એકાએક એક આવા જથી પોકાર નીકલવા લાગો. એ નજુમી તથા મુલ્લાંઓ પાદશાહની ઓલાદની મોતેબરી તથા તારીફ કરતા હતા, અને પાદશાહની પોતાની તારીફ પણ તેહેનાં મોહોડાં સાંમણે ઘણીજ કીધી હતી. એ રીતે તે લોકો પાદશાહની સરફરાજી તથા બાધુરી તથા સખાવત જણાવી રહેઆ તેઆરપછી વલી સઊ કોઈ ચુપ થાઈ ગએઆ. પછી આસરે અરધી મીનીટ રહીને તખતપરથી ગુંગસ અને ઘોરમાંથી નીકલતો હોએ હવો પણ કઊવતદાર આવાજ નીકલીઓ કે જેથી હમો અજાએબ થાએઆ. તે આવાજ પાદશાહનો હતો. પાદશાહે થોડાએક શબદોમાં પોતાની રઈએતની હજુરમાં એક ભાશાણ કહી સંભલાવીઊં, તેઆરપછી માહારા સોબતી કપટાન વીલાક સંગાથે તે કેટલાએક સુખનો બોલીઓ, પછી હમો તખતની સાંમણે જાઈ ઊભા રહેઆ. આગલનીજ માફક મજબુત આવાજે પાદશાહે મહને ખુશઆમદી જણાવી, અને ખેર આફીઅત પુછી, પછી તખતની હજુરમાંથી હમો હટી ગએઆ એટલે પછવાડેથી આદમીઓએ હમોને લઈ જાઈને શરબતનાં જાંમો હાજર કીધાં. એ કામ થાઈ રહેઆ બાદ એક આદમી ખુમચામાં હમારે કીજે તરાંબાં તથા સુંનાના ભેલેલા સીક્કા લઈ આવીઓ, અને હમારા બંધે ખોભાઓમાં સમાઈ શકે એટલું નાણું પાદશાહની તરફથી હમોને બખશેશ આપીઊં. એજ દીને પાદ શાહે પોતાના જુદા જુદા અમીરો તથા સરદારોની મોલાકાત લીધી, પછી મીજલસ બરખાસત થાઈ.

એ તેહેવારની ખુશાલી છ દાહાડા સુધી ચાલનાર હતી તે વેલાએ સાંહાંજનાં આતશબાજી થાતી હતી. બીજે તથા તરીજે દાહાડે ઈરાનના દુરના ભાગના હાકેમો પાદશાહને કીજે ખજાંનો તથા ઊમદા કાપડ તથા શીઆલ તથા ઊંટ તથા ઘોડા ભેટ લાવીઆ હતા તે નજર કરીઆમાં આવીઊં હતું. એ તેહેવારને એક દીવસે ઘોડાઓની સરત થાએછે.

ઈરાનીઓ ઘોડાની સરતમાં તે જાનવરોની થોડીએક જલદીની ઝડપ તપાસતા નથી, પણ કેટલીએક ફરસંગનો ઘેરાવો બાંધીને કીઊં જાનવર વધારે જોરમંદ અને શકતીવાલું હોએછે તે તપાસી જુવેછે.

સર આર. કે. પોરટરનો લખેલો જે હેવાલ હમોએ આ ઊપર ટાંકી બતલાવીઓછે તે ઊપરથી નોરોજે જમશેદની ઈરાન દેશ મધે થાતી રચના વીશે અડસટો થાઈ શકેછે, અને સર પોરટરે જે કાંઈ વીગત જણાવીછે તેજ પરમાંણે ધુમધામથી આજ સુધી એ તેહેવાર પાલેઆમાં આવેછે. પાદશાહ અને સરદારો તથા બીજા મોહોટે વાઘેના શખસોજ નહી, પણ ઈરાનમાં સઊથી હલકે વાઘેની રઈઅતનાં આદમીઓ પણ એ તેહેવાર મોહોટી ખુશાલી સાથે પાલેછે, અને વલી થોડાએક લોકો એ નોરોજની મોજમાં ૪૦ દાહાડા તુલીક કામ ધંધાથી દુર રેહેછે.

[જગત પરેમી, અકટોબર ૧૮૫૧.]

---

## રાહે પારસા કેતાબ.*

"તોફે જમશીદ" અને "તકવીઅતે દીને માજદીઅસના" કેતાબોના બનાવનાર શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઈએ હવડે એક નવું પુસતક બાહેર પાડીઊંછે જેહેનું નામ હમોએ આ બાબદને મથાલે મુકીઊંછે. એ કેતાબ મધે બેએ બાબદો ઊપર ધેઆંન પોંહોંચાડીઆમાં આવીઊંછે. તેમાં પેહેલું એકે માણસે પોતાના ખોરાકને કીજે પશુઓની પરાણ

* રાહે પારસા ઇઆને પરેહેજગાર લોકોનો મારગ. જંદ, પેહલવી, આરબી, ફારસી, ઈંગરેજી, લાટીન, તથા સંસકરૂત ભાશાઓની જુદી જુદી કેતાબો મધેથી, પરાણ હંતીઆ કરવી આપણને સજાવાર નથી તે વીશેના, તથા તે સાથે બીચારાં પશુ જાંનવરો ઉપર જે ઘાટકી કરમથી જુલમ જે આએ દેશમાં ગુજરેચ તેહેનો અટકાવ કરવા સારૂં, શેરાબજી જમશેદજી જીજીભાઇતે તોફે જમશીદ તથા તકવીઅતે દીને માજદીઅસનાંનાં બનાવનારે કેટલાએક દાખલાઓનો કીધેલો તરજુમો તથા તે ઉપર પોતાની તરફથી આપેલી દલીલો. સર જમશેદજી જીજીભાઇ નાઇટના ખરચથી, મુંબઇ મધે જામે જમશેદનાં છાપાખાંનાંમાં છપાએઓછે. સને ૧૮૫૩ ઇશવી, સને ૧૨૨૩ ઇઅજદજરદી.

હંતીઆ કરવી સજાંવાર નથી; અને બીજું એકે આ દેશમાં પશુઓ ઊપર જે ઘાટકીપણું ગુજરેછે તેહેનો આપણે અટકાવ કરવો જોઈએછે. એ બંને બાબદો પરેહેજગારીની નજરથી જોતાં ઘણી વાજબો દીશેછે, અને એ કેતાબના બનાવનારનાં દએઆલુ દીલને ઘણું માન આપેછે. ગોસતનું ખાનું માણસે ખાવું નહી જોઈએ, અને પશુઓનો જાંન માણસે પોતાની બરોબર પેઆરથી પાલવો જોઈએ, એ બાબદમાં એ કેતાબના બનાવનારનો વીચાર ખોલ્લો અને એકજ અરથથી જાહેર કીધેલોછે. એ કેતાબ મધેની બીજી હકીકત જે મધે આ દેશમાં પશુઓ ઊપર જે જુલમ ગુજરેછે તે બાબદ ઊપર શેઠ શોરાબજીએ ધેઆંન પોંહાંચાડીઊંછે, તે બીનાં તેવણનાં દએઆલુ દીલ સાથે એકમલતી આવતી નથી. "રાહે પારસા" ના બનાવનારનો વીચાર હેવો નજર આવેછે કે આપણને પેદા કરનાર સાહેબે માણસની ચાકરી ઈઆ ફરમાબરદારીને વાસતે પશુઓને મુકરર કીધાંછે, કાંએકે આ દેશ મધે ઘોડા, બેલ, અને બીજાં મેહેનતુ જાંનવરો ઊપર માણસની તરફથી જે જુલમ ગુજરેછે તે જુલમની બદી વીશે વાજબી ટીકા કરતી વખતે, એ લખનાર એમ નહી ઠેડવતો કે માણસે પશુઓ પાસેથી ફરમાંબરદારી લેવી એ ગેરવાજબી ઈઆ નાલાએકછે, પણ જાનવર જો હતીલું નીકલીઊં હોએ ઈઆ બરોબર માણસની ચાકરી કરતું નહી હોએ તો તેહેને ઘાટકીપણે જોરથી મારીઆના કરતાં "ચાબક વડે એશારો" કરવાની ભલામણ કરેછે, હમારો વીચાર હેવોછે કે જે ધણી ખાલેસ પરેહેજગારીનો દાવો કરતો હોએ, ઈઆ જે ધણી હેવું મત ધરાવતો હોએ કે પશુઓને ઈજા પોંહાંચાડીઆથી તે બીચારાંઓને ઈનસાંનની બરોબરનું દુખ પોંહાંચેછે, તો તેહેવાં માણસોએ પોતાના ખોરાકને કીજે જે રીતે પશુઓનો જીવ લેવાનો હક નથી, તેજ માફક તેઓએ પશુઓ પાસેથી ચાકરી ઈઆ ફરમાંબરદારી મેલવવાનો પણ હક નથી. બલદીઓ જેહેવી રીતે પોતાની ચરાહી ઊપર ખુશી રેહેછે, ઈઆ ઘોડો જેમ પોતાનાં વતની જંગલોમાં છુટાપણેથી ફરવા ચાહેછે, તેમ તેઓને માણસની ચાકરી પસંદ પડતી નથી. વાસતે માણ

સને તેહેની સમજ પરમાણે પરેહેજગારી હેવું ફરમાવેછે કે જાનવરોનો ખોરાક કરવો ઈઆ તેઓ પાસેથી ચાકરી લેવી એ બંધે રીત એકસરખી રીતે ઠપકા ભરેલીછે.

હમો ઊપલી ફરજ પરેહેજગારીનો દાવો કરનારની સમજીએ છઈએ. બીજા હાથ ઊપર ખુદરત આપણને એ કરતાં જુદો વીચાર આપેછે. આપણા જગત કરતા સાહેબે પોતાની બેહદ ખુદરતમાં માસ અને વનસપતી ખાનાર હેવાં બેએ તરેહેનાં જાંનદારો પેદા કીધાંછે; તે દરએક જાતનાં જાનવરોને માસ અને વનપસતી ખાવાને કીજે જુદી જુદી રીતના દાંત આપીઆછે, અને માસ ખાનાર અને વનપસતી ખાનાર જાનવરોનાં શરીરની બાંધણી જુદી જુદી રાખીછે. માસ ખાનાર જાનવરોનાં મોહોડાંઓમાં જે અનીદાર દાંત આવેછે તે દાંત વન પસતી ખાનાર જાનવરોનાં મોહોડાંમાં આવતા નથી; એજ માફક ભાજી તરકારીનો ખોરાક, જેમાં કસ થોડો હોએછે, અને જેહેનો માસ કરતાં વધારે જથો ખાવો પડેછે, તે ખોરાકનો સમાસ થવાને કીજે, અને ભાજી તરકારીનો જે ખોરાક ગોસતની માફક જલદીથી જરપત થાઈ શકતો નથી તે ધીરજથી જેરવવાને કીજે વનપસતી ખાનાર જાનવરોનાં માદા માંહેલી નલી ખુદરતથી ઘણી મોહોટી આપેલી હોએછે; તેજ પરમાણે જે જાનવરો માસનો ખોરાક લીએછે તેઓને થોડો ખોરાક બસ થાએછે, એટલા માટે તે જાનવરોની આંતરડી નાધલી હોએછે. બકરો ઈઆ મેનડું જેહેને વનપસતી સવાએ બીજો ખોરાક જોઈતો નથી તેહેનાં પેટમાં ૪૦ ફીટ લાંબી આંતરડી રેહેછે; બીજા હાથ ઊપર માસ ખાનાર જાનવરો જેહેવો કે વાઘ ઈઆ બીલાડો એ જાનવરોનાં પેટમાં ખોરાક પચવાને કીજે એક નાધલી નલી બસ થાએછે.

ખુદરતનો એ કાએદો માણસને પણ લાગુ પડેછે. ખુદરતે માણસને માસ અને વનપસતી એ બેએ જાતના ખોરાક ઊપર રાખવાનું ઠેહરાવીઊંછે. માણસનાં મોહોડાંમાં બેએ તરેહેના દાંત રેહેછે, અને તેહેનાં પેટની અંદરની બાંધણી હેવું બતલાવેછે કે તેહેની આંતરડી જે રીતે

એક મેનડાંનાં જેટલી લાંબી નથી તેમજ વાઘના જેટલી ટુકી નથી. માણસની તંદરોસતીને બંધે જાતના ખોરાક મલતા આવેછે. શેઠ શોરાબજી જમશેદજી એક ઠેકાંણે લખેછે કે "ઈનસાનને વાસતે પરવરદેગારે પેહલે થીજ ભાજી તરકારીનો ખોરાક ધારેલોછે" એ વાત તે ખાલેકે આ દુનીઆંમાં જે રીતે પોતાની પેદાએશ પાંથરીછે તેહુને મલતી આવતી નથી. પરવરદેગારે જો ઈનસાનને ભાજી તરકારીનો ખોરાક સોંપીઓ હતે તો લાપલાંડ, ગરીનલાંડ, નોવાજેમબલા, કામસચાટકા, અને એકસકુવીમાકસના દેશોમાં તે સાહેબ ઈનસાનની વસતી કરતે નહી. એ મુલકો ઓતર દરીની હદ આગલ આવેલાંછે, અને તાંહાં માણસની વસતીછે; પણ સખત અને સદાની થંડીને લીધે એ મુલકોમાં ખોરાક લાએક વનપસતી પેદા થાતી નથી. એ મુલકોમાં સીલ, રેનડીઅર, અને બીજાં જાનવરોના ખોરાક ઊપર માણસ ગુજરાણ કરેછે, અને વનપસતીમાં માતરે એક જાતનાં ઝાડનાં ઠરમાંથી ગર કાહાડીને તેહેને માછલીનાં હાડકાંના આટા સાથે મેલવીને આપણી રોટીની માફક કામે લગાડેછે. ખોદાતાલાએ માણસને જો વનપસતીના ખોરાક ઊપરજ પોશન કરવાનું સરજીઊં હતે તો જે જગો ઊપર વનપસતી નહી મલે તાંહાં તે સાહેબ માણસને પેદા કરતે નહી, અથવા તાંહાં રેહેવાને શકતીવાંન કરતે નહી.

હમો આ વીચારોથી માણસોને તેઓના ખેઆલ પરમાણેની પોતાની પરેહેજગારી દુર કરવાની ભલામણ કરતા નથી. કોઈ માણસ જો પોતાની ખાતરીથી હેવુંજ સમજે કે માસનો ખોરાક હરામછે તો તેહેની ચાલ અણઘટતી નથી. ભાજી તરકારીના ખોરાક વીશે કોઈ સાંમણે બોલી શકતું નથી. પણ આ તકરાર આપણને એક નવાઈ જેહવી વાત બતલાવેછે કે ખોદાએ આપણા દીલમાં જે દએઆ બખશીછે તે આપણને હેવું દેખાડેછે કે ખોરાકને કીજે માણસે બીજાં જાનવરોનો જીવ લેવો એ કામ દરૂસત નથી, બીજી તરફથી તે સાહેબની ખુદરત આપણને હેવું સમજાવેછે કે માણસે જાનવરોનો ખોરાક કરવો તેમાં ખુદરતનો કોઈ કાએદો તુટતો નથી. તે સાહેબે હેવુંજ સરજેલુંછે, કે

મોહોટું જાનવર નાધલાંને મારે, મોહોટી માહી નાધલી માહીનો ખોરાક કરે, મોહોટું પખશી જીનાં જાનવરોનો ખોરાક કરે. દુનીઆંમાં એ ઈશ્વરી કાએદો ચાલુછે, અને જાનવરો તથા માણસોનાં શરીરની બાંધણી તે કાએદાને ટેકો આપેછે, એટલુંજ નહી, પણ તેજ પરમાણે આપણા પેદા કરનારે જાનવરોની પેદાશની ગોઠવણ કીધીછે. વાઘ ઈઆ સંહીને મારીને તેઓનો કોઈ બીજાં જાનવરોથી ખોરાક થાઈ શકતો નથી, તે મુજબ વાઘ અને સંહીની પેદાશ દુનીઆંમાં ઘણી થોડી થાએછે. સસલો જેહેના દુશમન ઘણાછે, અને જંગલનાં લગભગ સંગલાં જાનવરો તેહેનો ખોરાક કરેછે, તેહેની માદા દર ૩૦ દાહાડે બચાં જણેછે, અને પોતાની જાતનો વંશ પુરતો કાએમ રાખેછે. એજ પરમાણે ગીદ જે સંગલાં પખશીઓમાં સરદાર ગણાએછે તેહેની પેદાશ ઘણી થોડી થાએછે; અને બીચારૂં તીતર જેહેને ઘણાં જાનવરો શેકાર કરેછે તેહેની પેદાશ દુનીઆંમાં ઊભાઈ જાએછે. એ કાએદો સંગલી તરેહેનાં ઝીનાં જાનવરો તથા બીજાં જીવજંતોને લાગુ પડેછે; તે આપણા પેદા કરનાર સાહેબની ખુબી બતલાવેછે; અને જે લોકો હેવું સમજેછે કે આ દુનીઆં એક ખેલછે તેઓ જેઆરે તે સાહેબનો આપણી દુનીઆંનો સંભાલ કરવાનો અને તેહેને જેમની તેમ ચલાવવાનો આ એક કાએદો જુવેછે તેઆરે તેઓને તે સાહેબની સતુતી કરવાનું એક મોહોટં કારણ મલેછે.

શેઠ શેરાબજી જમશેદજીની કેતાબ પરેહેજગાર લોકોને વાસતેછે. જે સંપ્રનાં માણસો આ દુનીઆંની મોહબતની નાપાએદારી સમજીને તે મુજબ ચાલતા હોએ, જેઓ દરજનો, દોલત, ફરજંદ, ખુશી, અને ગમ ગીનીને એક સપના બરોબર ગણતા હોએ, તેઓની પરેહેજગારી સાથે ગોસત ખાવાની આ મનાઈ વાજબીછે. પણ આ દુનીઆંનો માણસ, જે પોતાની હઈઆતીની ફરજ સમજીને જગના વેહેવારમાં ગુંતેછે, તે ધણી ગોસત ખાએ ઈઆ નહી ખાએ એ બંધે સરખુંછે. સાવકનો પુજ હાથમાં ઊનનો દુચો રાખીને જમીન સાફ કરીને બેશેછે કે રખેને તે અંજાણપણાથી કોઈ જીવનો ઘાટ કરે; તેજ ધણી જેઆરે પાણી પીએછે

તેઆરે લાખ અનદીઠ જાનવરોને પોતાનાં પેટમાં હોમાવી દીએછે, અને બરામણ જેઆરે ફુલ સુંઘેછે તેઆરે સેંકડો જાનવરોને પોતાનાં નાખનાં પાંજરાંમાં કેદ કરેછે. વાંણીઓ પઈસાની બાબદમાં ઘણો ઘાટકી હોએછે, તોપણ તે કોઈ જીવડાને દુખ દેવા ચાહાતો નથી; તેહુના ઢોલીઆમાં માકર થાએછે તો પોતાને હાથે મારતો નથી, પણ ગરમ સગડીથી તેઓને ભુજી નાંખેછે; એજ ઘણી વાછરડાને ભુખો રાખીને પોતે દુધનું ભોજન જમેછે, અને ઘાંચીના બેલનાં આંજું સાથે પીલાએલું દીવેલ પોતાના ઘેરમાં બાલેછે. આપણો દએઆલુ દોસત જાંનવરોની પરાણ હંતી આથી કંટાલો ખાએછે, તેજ ઘણી મેહેનતુ જાંનવરોને તેઓના જનમ સુધી પોતાની ગોલામગીરીમાં રાખેછે, કે જે ગોલામગીરી તે પશુઓના હકમાં ઘણી વેલાએ અતીશે દુખ ભરેલીછે. જે ઘણી એક મુરગ ઈઆ એક બેડું ખાવાનું હરામ સમજતો હોએછે, અને જીવજંતોનો સંભાલ કરવા માંગતો હોએછે, તેહેવા ઘણીને પોતાના હાથમાં રેસમી રૂમાલ પકડતો આપણે જોઈએછે, અને તેહુની બાએડી છ વાર લાંબી રેસમી સારી પેહેરેછે, કે જે કારણસર લાખો રેસમના કીડાઓના જીવ લીધામાં આવેછે, અને જે કીડાઓ બીચારા ગાએ અને બકરાં કરતાં દસ દરજજે વધતા નીરદોશીછે. હેવો આ દુનીઆંનો ખેલછે. પરેહેજગાર મરદો તેમાં સંગલી તરફથી કમકમાટ જુવેછે; તેઓને ખોદાતાલાએ ફરેસતાઓની પાંખ નથી આપી કે આ દુનીઆં તજીને મીનોઈમાં ગુમ થાઈ જાએ!

[જગત પરેમી, સપટેમબર ૧૮૫૩.]

---

## દોશલાં.

દર વરશે સપંદાદ મહીનો અને અરસેસંગ રોજથી તે ફરવરદીન મહીનો અને અમરદાદ રોજની બામદાદ તુલીક અઢાર દાહાડા આપણાં ઘણાંખરાં લોકો પોતાનાં ઘેરો મધે 'દોશલાં' માડેછે, કે જેહુને

'મુકતાત' માંડવાં કરીને પણ કેહેછે. એ દોશલાં અથવા મુકતાત માંડ વાની કીરીઆ કરવામાં આપણા લોકો લોહોડાંની મારી અથવા આર ણીઓ ઊપર પાણીનાં ભરેલાં વાસણોની ચોર ઈઆ બીલોરકાંમેં ગોઠવી મુકેછે, અને તેહેની અંદર તરેહ તરેહનાં ફુલ ખોશેછે, તથા એક ખુમ ચાની અંદર લીલો તથા સુકો મેવો મુકેછે, અને કોઈ કોઈ લોકો મારીના વચલા ભાગમાં જે લોહોડાંનું તાક બનાવેલું હોએછે તેહેને જાંમો પેહેરા વેછે, તથા તેહેની અંદર સુદરો કુસતી મુકેછે, તથા સેરડીના બે કટકા રવાંનના હાથ તરીકે અને બે સાંહાંટા પગ તરીકે એ મારીની સાથે ગોઠ વેછે; પછી એ આકારને પવીતર કરી ગણેછે, અને તે મધે ગુજરી ગએલાં રવાંનોએ મુકામ કીધો હોએ હેવો તે ઊપર ભરોશો લાવેછે, અને પછી તેહેનો નમસકાર કરેછે, અને તે આકારની સનમુખ ઊભાં રહી ઈઆ બેશીને બંદગી તથા સેતાએશ કરેછે. દોશલાં માંડવાની એ ચાલ ખરે ખર ઘણી શરમ ભરેલી, અણઘટતી, અને જરતોસતી દીનનાં ફરમાંનથી ઊલટીછે. જરતોસતી મજહબમાં હેવું ફરમાવેલુંછે કે માણસનાં હાથથી ઊભા કીધેલા કોઈબી આકારને આપણે નમવું જોઈએ નહી—તોપણ આપણા લોકો પોતાના ધરમની બાબદની નાવાકેફીને લીધે દોશલાંના આકારને સેજદો કરેછે; અને જારે તેઓને એ બાબેની કોઈ મનાઈ કરેછે તારે તેઓ કેહેછે કે 'હમો કાંઈ દોશલાંની મારી ઈઆ બેહેરાંને પગે લાગતાં નથી પણ હમોતો ગુજરેલાં અશોફરોહરોને ઈઆદ કરીને તેઓને નમીએ છેઈએ.' હવે જરતોસતી દીનમાં કાંઈ હેવું ફરમાવેલું નથી કે રવાંનોની આરાધનાં આપણે કરવી હોએ તો બેહેરાં અને મારી માંડીનેજ તેહેની સનમુખ ઊભા રેહીને આરાધનાં કરવી. જરતોસતી દીનમાંતો હેવા આકારનો કબલો કરવાનું કાંમ ગુનાહ ભરેલું ઠેડવીઊંછે. દોશલાંના દાહાડામાં વલી આપણાં લોકો ભાંત ભાંતની તરેહવાર મીઠાઈ કરાવીને ઈજાવેછે, તથા કપડાં, ખરીઓ, કાગલ, વીટી, જોરા, કાંસકી, દાબડી અને એ વગેરે બીજી કેટલીએક ચીજો નવી મંગાવીને તેઓનું 'લોબાંન' મુકેછે—હેવી સમજથી કે રવાંનોને પેલી જેહાંનમાં એ સંગલી

ચીનો મલે! એ વગેરે બીજી ઘણીએક હસવા સરીખી કીરીઆઓ કરેછે, તે સંગલું બેવકુફી ભરેલુંછે.

હવે જાણવું કે જરતોસતી મજહબની શરીએત પરમાંણે મુકતાતનાં દાહાડા જેહેને ફરવરદેગાંનનાં દીવસો કરીને પણ કેહેછે તે માતરે દસછે. એ ફરવરદેગાંનના દસ દાહાડા સપંદાદ મહીનો અને આસતાદ રોજથી શરૂ થાએછે તે પાંચમાં ગાથા તુલીક રેહેછે. એ દાહાડા જરતોસતી દીનના તેહેવારોમાં ઘણા બોજોરગ ગણાએછે, અને તે વીશે દીનમાં હેવો ફરમાંનછે કે જરતોસતીઓએ પોતાથી બની શકે તીઆંસુધી એ દસ દાહાડા દુનીઆંદારીનાં ચાલુ કાંમકાજથી વેગલા રેહેવું, તથા ખોદાતાલાની બંદગી અને સેતાએશ કરવી, અને પોતાનાં ગુજરી ગએલાં રવાંનોને ઈઆદ કરવાં, અને તેઓની નઈએતે ભણવું તથા સવાબનાં બીજાં કામો કરવાં, તથા કપડાં અને ખોરાક નેમીને તે મુફલેસ તથા પરેહેજગાર લોકોને આપવું. આપણાં લોકો પોતાના ધરમની ફરજ સમજીને ખાણાંનું સતુંમ ભણાવેછે, તથા શીઆવ ઈજાવેછે તે બાબે ઘણાએક અંજાંણા લોકો હેવો એતેકાદ રાખેછે કે આપણે જો કોઈ રવાંનની નઈએતે શીઆવ ઈજાવીએતો તે રવાંનને પેલી જેહાંનમાં તેહેના બદલામાં પોશાકની જોડી મલશે, ને ખાણાંનું સતુમ ભણાવીએ તો રવાંનને તે પણ પોંહાંચશે. પણ એ વીચાર જરતોસતી દીનનાં પુસતકો પરમાણેનો નથી, પણ લોકોએ પોતાની કલપણાથી ઊભો કીધેલોછે.

વાસતે, સરવે જરતોસતી ઓરતો તથા મરદોને ઘટેછે કે ખોદાતાલાએ આપણને અકલનું જે ગોહર બખશેઊંછે તે વાજબી મારગે કામે લગાડીને, 'દોશલાં' માંડવાની રસમ તથા તેહેને લગતી બીજી ઊપર કહી જણાવેલી સંગલી અણઘટતી અને બેજા રસમો પોતાનાં ઘેરો મધેથી નાબુદ કરવી, અને ફરવરદેગાંનના દસ દાહાડા આપણી દીનનાં હોકમ મુજબ માતરે પાકી તથા પરેહેજગારીનાં કામો કરવામાં તથા ખોદાતાલાની સેતાએશમાં અને પોતાનાં ગુજરી ગએલાં રવાંનોને ઈઆદ કરીને તેઓની નઈએતે, તેઓની ઈઆદગારીને ખાતર, સવાબ અને

ધરમનાં કામો કરવામાં ગુજારવાં. હેવું કીધાથીજ એ તેહેવારને લગતી આપણી જે ફરજોછે તે અદા થશે—મારી અને બેહેરાં માંડીઆથી એ ફરજ અદા થવાની નથી.

[શ્રી ગનેઆનમાલા, સફે ૫૧ થી ૫૫.]

## આદરનાં તથા આવાં અરદુઈશુરનાં જશનની માંનતા.

આદર તથા આવાં અરદુઈશુરના તેહેવારોને લગતી જરતોસતી ઓની સ્ત્રીઓ કેટલીએક બેહુદી, આપણી દીનનાં ફરમાંનથી ઊલટી, અને બેજા કીરીઆઓ કરેછે, તે બાબે તેઓનું ધેઆન પોંહોંચાડ વાની જરૂરછે.

જાણવું કે આપણા માજદીઅશની ટોલાના લોકો ખોદાતાલાની બંદગી કરતી વખતે આતશને પોતાનો કેબલો કરેછે, ઈઆને આતશની સનમુખ ઊભા રહીને એબાદત કરેછે, તે આતશને સંભાલથી જાલવી રાખવાને સારૂં જરતોસતી મજહબમાં મજબુત હોકમ આપેલાછે. એ સંભાલને સારૂં આતશની ઊપર સુકી કાઠી, સુખડ, અગર, અને એ વગેરે બીજી ખુશબોદાર ચીજો બાલવાનો તથા તેથી આતશને રોશન રાખ વાનો તાકીદનો ફરમાંન જરતોસતી દીનની કેતાબોમાંછે. આતશ રોશન રાખવાને કીજે સુકી કાઠી તથા ઊપર કહેલી બીજી ખુશબોદાર ચીજો આપણી ગુંજાસ મુજબ હાજર કરવા સવાએ આતશખાંનાંઓમાં કોઇબી બીજી ચીજોનો હદીઓ લેઈ જવો જરૂર નથી. હેવું છતાં પણ આપણાં ટોલાની સ્ત્રીઓ, આદરનાં જશનને દાહાડે અને તેજ પરમાણે બીજા દીવસો ઊપર આતશબેહેરામમાં તથા આદરાંનોમાં હરકાંઈ માંનતા અથવા ખુશાલીનાં કારણ ઊપરથી પોલીનાં ફુલારાં ચહડાવેછે, તથા એબાદતગાહનાં એ પવીતર મકાંનો મધે બકરા, મરઘા, સુંનાં રૂપાંની ઢીંગલી, સુંનાં રૂપાંની આંખ, અને એ વગેરે બીજી તરેહવાર ચીજોની

માંનતા કરેછે,* એ સંગલી ચાલ ઘણીજ દલગીરી ઊપજાવા જોગછે, એટલુંજ નહી, પણ જરતોસતી મજહબની સાદાઈ તરફ નેગાહ પોંહોંચા ડતાં એ મજહબનાં ફરમાંનથી ઊલટી અને ગુનાહ ભરેલીછે. જુદદીન લોકો જેમ પોતાનાં દેહેડાં તથા દેવલો તથા કબરગાહોમાં મીઠાઈ અને બીજા પકવાનોની માંનતા કરેછે, તેઓનોજ દાખલો પકડીને આપણા લોકોએ આતશકદેહોમાં પોલીનાં ફુલ્લારાં લેઈ જવાની રસમ અખતી આર કીધેલીછે. એજ માફક આજ મુંબઈ તથા દેશાવરોનાં ઘણાંખરાં આતશબેહેરામ અને આદરાનોમાં બકરા, મરઘા, મેવો, અને એ વગેરે બીજી ચીજો ચહડાવીઆમાં આવેછે. જે લોકો જરતોસતી દીન ઊપર એતેકાદ રાખીને હેવી રસમ ચલાવેછે તેઓને ખરેખર ગુનાહ અને હીનપસતી લાગેછે.

વલી આવાં અરદુઈશુરનાં જશનને દાહાડે, અને તે સવાએ બીજા દીવસો ઊપર કેટલીએક જરતોસતી સ્ત્રીઓ પોલી તથા લાડવા બના વીને આવાં અરદુઈશુર તથા કુવાઓ આગલ પરઠાવવા લેઈ જાએછે, અને તાંહાં રેતીની ઊપર તથા કુવાના વરા ઊપર હલદ અને કંકુનું ખરપતું કરીને તે પોલી તથા લાડવાની માંનતા ચહડાવેછે. એ રસમ પણ જેમ આતશખાંનાંઓમાં પોલીની માંનતા ચહડાવવા વીશે ઊપર લખીઆમાં આવીશ્યુંછે તેમજ નાલાએક અને મુરખાઈ ભરેલીછે. જર તોસતી મજહબમાં હેવી માંનતા ઈઆ કીરીઆ કરવાનો હોકમ ફરમા વેલોજ નથી.

બીજું, આપણા ઘણાખરાં જરતોસતી લોકો આવાં અરદુઈશુરમાં દુધ, ખાંડ, ફુલ, નારીએલ અને હેવીજ બીજી કેટલીએક ચીજો ચહડા વેછે, ઈઆ નાખેછે, તેવું કરવાને પણ આપણી દીનની કેતાબોમાં ફરમા વેલું નથી, બલકે પાણીમાં હેવી ચીજો નાખવાની મજબુત મનાઈછે. આપણી દીનમાં જેમ આતશની સાંમણે ઊભાં રેહીને બંદગી કરવાને ફરમાવેલુંછે તેમજ અરદુઈશુરની સનમુખ ઊભા રેહીને ખોદાતાલાનીજ

* એ રેવાજમાં પાછલથી ઘણો ઘટાડો થાએઓછે.

બંદગી કરવાનો હોકમછે. કાંઈ ઊપર કહેલી રીતે પોલી ઈઆ લાડવા પરઠાવવા, અથવા અરદુઈશુરમાં અથવા ઘેરનાં કુવાઓમાં ફુલ, સાકર, નારીએલ, ઈતીઆદી, નાખવાને, તથા એ ચીજોની માંનતા કરવાને ફર માવેલું નથી. જરતોસતી દીનમાં હેવી માંનતાઓ કરવાનો હોકમ નહી હોવા છતાં પણ ઘણીએક જરતોસતી ઓરતો હેવી માંનતાઓ પાલેછે એ દલગીરી ભરેલુંછે, અને તેથી તેઓ પોતાના ધરમનાં ફરમાંન ટોડ વાની તકસીરમાં આવેછે.

જરતોસતી મરદો તથા ઓરતોને ઘટેછે કે તેઓએ પોલી તથા લાડવાની માંનતા આતશકદેહોમાં અથવા અરદુઈશુરમાં ચહડાવવી નહી, તથા બકરા, મરઘા, સુંનાં રૂપાંનાં ઢીંગલાં, મેવા, સુંનાં રૂપાંની આંખ, અને એ વગેરે બીજી હશવા સરીખી ચીજો આતશબેહેરામ તથા આદ રાંનોમાં લેઈ જાવી નહી, તથા અરદુઈશુરમાં અને કુવાઓમાં દુધ, ફુલ, સાકર, નારીએલ, વગેરે નાખવું નહી, પણ જુદદીનની એ સંગલી રસમો બીલકુલ તરક કરવી, અને હેવી માંનતાઓ કરીને પોતાના ધરમની બોજોરગીને જાંખ લગાડવી નહી. આપણે આપખુદીથી જુદદીનની રાહરસમો ઊપર ચાલીએ તો અલબતાં આપણે પરવરદેગારના ગુનેહ ગાર અને તકસીરવાર થાઈએ.

[જ્ઞો ગનેઆંનમાલા, સફે ૭૭ થી ૮૧.]

---

## લગનનો કોલ તથા આશીરવાદ.

આપણા જરતોસતી લોકોમાં શાદીની વખતે આશીરવાદ સારતી વેલાએ મરદ તથા ઓરતની તરફથી જે કબુલાત આપીઆમાં આવેછે તે ઊપરથી આપણી ખાતરી થાએછે કે આપણો મજહબ પાલનાર લોકોમાં હમણાંની માફક નાંધલાં બાલકોને પરણાવવાની ચાલ હતી નહી. એ

આશીરવાદ જે પેહલવી ભાશામાંછે તે મધે પરણતી વખતે મરદ તથા ઓરત પોતાની સમજથી એકબીજાંને જે કોલ આપેછે તેનો સાર નીચે જણાવીઆ પરમાણેછે.

'(ફલાંનાં) શેહેરમાં સરવે અંજુમન એકઠું થાઈઉં, જેહવી માજ દીઅશની દીનની રાહછે તે રાહ મુજબ, લગન કરી એ બેટી આપી, એ બેટી (ફલાંનાં) નામની કબુલ કીધી—(ફલાંનાં) મરદ સાથે મોહાર બાંધી (તેણીની પાસે) કબુલ કરાવીને એ બેટીને સરવે ખેશ કબીલે એક દીલ થાઈ નેક નઈઅતે, નેક બોલવે, નેક કરવે કરીને સવાબની જીઆદતીને વાસતે જીવવાના છેડા સુધી આપી. (પછી મરદ બોલેછે) આપી કોલ સાથે મનશનીથી જીવવાના છેડા સુધી એ કનેઆને તે મેં પસંદ કીધી (પસંદ કરદમ.)'

હવે જો મરદ તથા ઓરત પોતાની પુર સમજમાં અને પુગતી ઊમરમાં આવેલાં નહી હોએ તાંહાંસુધી તેઓથી એકબીજાંને ઊપલી રીતની કબુલાત અપાઈ શકાએ નહી. એ ઊપરથી ખોલ્લી રીતે સાબેત થાએછે કે જરતોસતીઓનાં અસલ વતન ઈરાનમાં હમણાંના હીંદુસથાંનના જરતોસતીઓની માફક બચાંઓની નાહનપણથી શાદી કરવાનો રવઈઓ હતો નહી.

શાદીની વખતે આશીરવાદમાં મોબેદ જે સુખનો મરદ તથા ઓરતને શીખામણ તરીકે કેહેછે—પણ જે પેહલવી જુબાનમાં હોવાથી આપણા લોકો સમજી શકતા નથી—તે ઘણા ખુબી તથા દાનાઈ ભરેલાછે, તે હમો નીચે ઊતારી લઈજીએછે. મોબેદ પરણતાં જોડાંને કેહેછે,

'હોરમજદનાં નામની મદદથી હમેશ રોશની ભરેલાં રેહો. ખુબ ખુશી સાથે રેહો. વરધીવંત થાઓ. ફતેમંદ થાઓ. અશોઈ શીખવામાં તમો ખુશી રેહો. નેક કામ કરવાને લાએક થાઓ. દીલમાં નેક વમાશો. જુબાનથી નેક બોલો. નેક કરણી કરો. તમામ બદ નઈઅત દુર કરો. તમામ બદ બોલવાનો ગુનાહ ઓછો કરો. તમામ બદ કરણીના ગુનાહનો નાશ કરો. સવાબ વખાણો. પાપને ઊંધું પારો.

ભણજો માજદીઅશની દીનને. નેક મનશનીથી કામ કરજો. નેક રાહથી દોલત મેલવજો. સઊ કોઈ આગલ સાચું બોલજો. હોકમ મુજબ કામ કરજો. દોસતોમાં નેક બોલનાર થાજો. નેક નજરે જોનાર થાંજો. ચાડી ચુગલીનું કામ કરશોમાં. ગોસો કરશોમાં. શરમને ખાતર ગુનાહ કરશોમાં. લોભનું કામ નો કરશો. ઘણી ધાસતી નો કરશો. અદેખાઈ નો કરશો. હંકાર નો કરશો. કોઈનો માલ જબરદસતીથી નો લેશો. પોતાની નેક કોશેશથી ખુશ અને આશાન રેહેજો. ઈઅજદાંનાં નેક લોકોને ફાએદો પોહોંચાડજો. કીનાં ભરેલાં આદમી સાથે લડાઈ નો કરશો. લોભીઆ સાથે પંતીઆલાં નો થાશો. ચાડીઆ સાથે દોસતી નો કરશો. બદકાર સાથે સગાઈ નો કરશો. બદ રાહ આદમી સાથે કામ નો પાડશો. દુશમનો સાથે લડવું પડે તો ઈનસાફની રાહે લડજો. અંજુમન આગલ માનથી ચાલજો. માબાપનાં નામને બુલંદ કરજો. તમારી માતાઓને દુખ નો દેશો. દાદાર હોરમજદને ઓલખજો.' આમીન.

હમણાં થોડુંએક થાઈઊં આપણા કેટલાએક લોકોમાં હવો રવ ઈઓ નીકલીઓછે કે તેઓ પોતાનાં બચાંઓની શાદીની વખતે પાજંદ તથા સંસકરીત આશીરવાદનો ગુજરાતી તરજુમો મોબેદ પાસે કરાવીને તેની સમજ બચાંઓને પાડેછે. શાદીનો કોલ કેહેવોછે અને તેની ફરજ પરણતાં જોડાં ઊપર કેહેવી પરકારે લાગુ પડેછે તે વીશેની તે જોડાંને સમજ આપવી જરૂરછે, બલકે તેમ કરવાની ફરજછે. પણ પાજંદ ઈઆ સંસકરીત આશીરવાદ દીધા પછી ગુજરાતી ભાશામાં તેનો તરજુમો કરીઆમાં આવે તે આગમજ આપણે ઘણીજ સંભાલ રાખવી જોઈએછે કે પરણતું જોડું લગનના કોલકરારની ફરજ પોતે પુરતી રીતે સમજી શકે તથા માથે લઈ શકે, હેવી હાલતમાં અથવા ઊમરમાંછે કે નહી.

[જ્ઞાન ગનેઆંનમાલા, સફે ૧૪૬ થી ૧૫૦.]

# રાહાનુમાએ માજદીઅસના સભાનો બંચાવ.*

સાહેબો,

"રાહાનુમાએ માજદીઅસના" સભા વીશે જરતોસતી આલમના કેટલાએક લોકોમાં જે બદગુમાન ચાલેછે તે બાબદમાં એ સભાની કારોબાર મંડલીની તરફથી જે ખોલાસો હવડાં તમારી નજદીક વાંચેઆમાં આવીઓછે તે અલબત તમો સાહેબોએ ધેઆંનથી સાંભલીઓ હશે, અને એ ખોલાસાનાં ચોપાંનીઆં "રાહાનુમાએ માજદીઅસના" ની તરફથી સરેશતા પરમાણે બાહેર પડશે તેઆરે સંગલા જરતોસતીઓ તે બાબદથી વાકેફ થાશે.

પણ એ બાબદમાં હવડાં તરતના બનેલા એક સંજોગ ઊપરથી માહરી પોતાની તરફથી કાંઈએક બોલવાનું હું વાજબી ધારૂંછું. એ સંજોગ માતરે ગેઈ કાલેજ બનીઓછે; અને ગેઈ કાલે આપણી ટાપુ મધે "રાહે રાસત નોમાએ જરતોસતીઆન" નામની જે મંડલી ઊભી થાઈછે તેહેની પેહલવેહલી સભામાં જે કાંઈ વાતચીત થાઈછે, અને તે સભામાં કેટલાએક જરતોસતીઓએ જે અરસપરસ વીચારો આપીઆછે, અને જેહેની હકીકત માહારા સાંભલવામાં આવીછે તે ઊપરથી મહને આટલું બોલવાની ફરજ પડેછે. હું ઘણો દલગીર છેઊં કે "રાહે રાસત નોમાએ જરતોસતીઆંન" સભાની ગેઈ કાલની બેઠક જેમ જોઈએ તે માફક સંગલા જરતોસતીઓને વાસતે ઊંઘાડી હતી નહી, પણ માતરે ચુંટી કાહાડીને ઈજન કરેલા જરતોસતીઓને તાંહાં આવવાની છુટ હતી, અને મહને એ સભા ઊભી કરનાર સાહેબોની તરફથી નોતરૂં મલીઊંતું

* જરતોસતી લોકો વચે ધરમને નામે ચાલતા અણઘટતા રેવાજોને દુર કરાવવાની મખસદથી ઈશવી સને ૧૮૫૧ નાં વરશમાં મુંબઈ મધે "રાહાનુમાએ માજદીઅસના" સભા ઊભી થાઈ હતી, તેહેની વીરૂધ સને ૧૮૫૫ માં "રાહે રાસત નુમાએ જરતોસતીઆન" નામની સભા કેટલાએક જરતોસતીઓએ ઊભી કીધી હતી. એ છેલી જણાવેલી સભા ઊભી થાઈ તેહેને બીજે દીવસે, ઈઆને તા૦ ૩૧ મી અકટોબર ૧૮૫૫ ને દીને, રાહાનુમાએ માજદીઅસનાની જાહેર સભામાં આએ ભાશણ મેં કીધું હતું. તે વખતે એ સભાના મુનશીનો ઓધો હું ધરાવતો હતો.

નહી, નહીતો બેશક હું તે મીજલસમાં હાજર થાતે, અને જે વાત તમો સાહેબોને હવડાં હું કહી સંભલાઊંછું તે બીનાં ઊંઘાડી રીતે હું તે મીજલસમાં બોલતે, અને તાંહાં હાજર રેહેનાર જરતોસતીઓ મધેથી કેટલાએક જેઓ આએ સભાના આચાર વીશે સરીઆમ ખોટું બોલીઆછે અને બીજાઓ તે સાંભલીને ખુશી થાએઆછે તેઓની સંગલી વાત હું ઊંઘાડી પાડતે.

રાહાનુમાએના મીજલસીઓએ હવડાં એટલું ખુશાલ થાવું જોઈએછે કે જેઆરે ચેઆર વરશની વાત ઊપર આએ સભા ઊભી થાઈ તેઆરે તેહેને થોડાજ લોકો ગણકારતા હતા—અને એ કામ "થોડાએક ચીબાવલા છોકરાઓએ ઊભું કીધુંછે" હેવું કહીને થોડાજ લોકો તેહેને વજન આપતા હતા. પણ એ સભાના કારોબારીઓની મેહેનત અને કોશેશથી એ સભાનું કઊવત દરરોજ વધતું ગએઊંછે, અને થોડી પુંજી તથા જાહેરદારીમાં થોડા દોસતો છતાં ઈમાનદારી અને સચાઈનાં બલથી આપણી સભાનું કામ એટલુંતો મચીઊંછે કે જે શેઠીઆઓ આપણાં કામ વીશે આગલ હશતા હતા તેઓ આપણી સાંમે થાવા સારૂં "રાહે રાસત નોમાએ જરતોસતીઆન" મંડલી ઊભી કરવાને માટે ગેઈ કાલે શેઠ રતનજી ફેરાંવાલાની વાડીમાં એકઠા થાએઆ હતા, અને પોતાના દીલોજાનથી તેહેને આસરો આપવાને કબુલ કીધું હતું, અને પોતાની હાજરીથી તે સભાને માન આપીઊં હતું.

એ "રાહે રાસત નોમાએ જરતોસતીઆન" સભા ઊભી થાએઆથી આપણી સભાને કસું નુકસાંન થાનાર નથી—આપણી સભાનું આર તેથી વજન વધશે. જેહેવી આપણી મતલબછે કે આપણા જરતોસતી લોકોમાં મજહબનાં નામથી જે અણઘટતી અને નાલાએક રસમો ચાલીછે તેહેનો નાશ કરવો, તે બાબદમાં આપણે જો કાંઈ ખોટું લખીએ અથવા ખોટું જાહેર કરીએ તો એ "રાહે રાસત નોમાએ જરતોસતીઆન" સભા આપણી ચુક સુધારશે. તે ચુક જો વાજબીની રીતે સુધારશે તો આપણે તેહેને નમીને ચાલશું, જો ચુક થાએલી નહી હશે અને તેહેને ચુક કહીને સુધારવા માંગશે તો આપણે તેઓ સાથે વાજબીની રાહે તક

રાર કરશું. તેમાં ફાંએદો એ થાશે કે જે ખરૂં હશે તે પોતાની મેલે માલમ પડી આવશે. રાહાનુમાએની મતલબ એ સીવાએ બીજી શું છે? અને તે મતલબ પાર પડવાનો બીજો મોતેબર રસતો કીઓછે? "રાહે રાસત નોમાએ જરતોસતીઆન" સભા સાથે આપણે ધીરજ અને શલુકાઈથી તકરાર કરશું—તેહેને ઊભી કરવાને વાસતે શેઠ બહમનજી હોરમજજી વાડીઆ, શેઠ માંણેકજી નશરવાંનજી પીટી, શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઈ, શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલ, શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઈ અને હેવા બીજા મોભાવાલા સાહેબો ગેઈ કાલે શાંમેલ થાએઆ હતા, તે સાહેબોની આબરૂ તથા દરજજા પરમાંણે આપણે માન આપી બોલશું—પછી આલમનાં લોકો પીછાણી લેશે કે આજ ચેઆર વરશ થાએઆં રાહાનુમાએ સભાએ પોતાનો પાએઓ નાખીઓછે તે સદા સચાઈ અને ઈમાનદારીથી ચલાવેલોછે.

ગેઈ કાલે મલેલી "રાહે રાસત નોમાએ જરતોસતીઆન" સભામાં કેટલાએક જરતોસતીઓએ આપણી સભાની જુઠી બદગોઈ કીધી હતી. કેટલાએક હેવું બોલીઆ હતા કે આપણી સભા જેઆરે ઊભી થાઈ તેઆરે આપણે જે કબુલાતો આપી હતી તે પરમાણે આપણે ચાલેઆ નથી, આપણે મુખતાદને ગણપતી અને ગવરી કરીને કહેઆં, અને જરતોસતીઓને પુતલાં પુંજનારમાં ગણેઆ, આપણે મોબેદોના આખા ટોલાને હાટેનટાટ અને કાફરી કરીને કહેઆ, આપણ મજહબ ચુંથવા લાગાછે, આપણે દીનની રૂશવાઈ કરવા માંડીછે, આપણા સરનશીને પોતાની તરફથી એ સભાને બેએ બાબદની ભલામણ કીધી તે પરમાણે રાહાનુમાએ માજદીઅસના સભાએ પોતેજ કાંએ નહી કરીઊં, અને એ વગેરે એ મજલેસમાં હાજર રેહેનાર દાનાવ સાહેબો પોતાનાં મનમાં જેમ સુજીઊં તેમ છુટથી અને બેમલાહેજાથી બોલીઆ હતા—તેઓને ફાવતું માતરે એટલુંજ હતું કે આએ સભાનો કોઈ હીમતવાંન હીમાએતી તે જગોએ હાજર હતો નહી, અને તેહેવા કોઈને ઈજન કરેઆમાં આવેઊં હતું નહી, તેથી એ સાહેબો જે કાંઈ બોલીઆ તે બાબે તે ઠેકાંણે તેઓને

કોઈ તરત અટકાવ કરનાર તથા જવાબ આપનાર હતું નહી, અને તેહેનો લાભ તેઓએ પુરતી રીતે કામે લગાડેઓ હતો.

આપણી સભાની વીરૂધમાં બોલનારા એ સાહેબો આપણને કેહેછે કે આપણે જેઆરે આએ સભા ઊભી કીધી હતી તેઆરે આપણે જે કબુલાતો આપી હતી તે પરમાણે આપણે ચાલીઆ નથી. આગલ તો આપણે માતરે હીંદુ અને મુસલમાનોની સંગતથી અખતીઆર કીધેલી રસમો વીશે બોલવા કહીઊં હતું, અને હવડાં આપણે દીનઆઈનની વાતો ઊપર પગલાં ભરવા લાગા છેઈએ. એ સાહેબોને એક કરતાં તરણ ઈઆ ચેઆર વખત બતલાવેઆમાં આવીઊંછે કે આપણા લોકોમાં જે કાંઈ રસમો દીનની રાહથી ઊલટી ઈઆ નકામી હોએ, પછી તે હીંદુની હોએ ઈઆ મુસલમાનની હોએ ઈઆ કોઈ બીજાં કારણોથી ઊતપન થાઈ હોએ તો તે બાબે તકરાર કરવાનો અને તે રસમો તરક કરવાની ભલામણ કરવાનો આએ સભાનાં અસલ કાએદા મુજબ આએ સભાનો હકછે. એ ઠપકો શેઠ ડોશાભાઈ મુનશી આપણી ઊપર લઈ આવીઆ હતા તેવણને આપણી સભાએ ખોટા પાડેઆ—એ ઠપકો વલી "બાગે અનો શેહેરવાંન" ચોપાનીઆંનો બનાવનાર આપણી ઊપર લઈ આવીઓ હતો તે ખોટો પડીઓ—પણ તેઓમાંથી કોઈ આપણને પાછો ઊતર આપી શકીઆ નહી—અને હવડાં તેઓની ઈમાનદારી એટલીજછે કે પોતાનાં બોલવાની સાબેતી આપવી નહી—અને એક સરીઆમ જુઠી વાત ફરી ફરીને હરેક જોગવાઈએ બોલીઆ કરવી.

એ સાહેબો કેહેછે કે આપણે મુખતાદને ગવરી અને ગણપતી કરીને કહેઆં, અને આપણે જરતોસતીઓને પુતલાં પુંજનારમાં ગણેઆ. હેવું બોલવું સરીઆમ ખોટુંછે. આપણે કોઈ દાહાડે મુખતાદને ગવરી અને ગણપતીનું નામ આપીઊં નથી. આપણે કહીઊંછે કે ભાઈ સાહેબો, તમો ફરવરદેગાનના દાહાડાઓ ઊપર બંદગી કરો, એબાદત કરો, ધરમદાનનાં કામો કરો, દીનના હોકમ મુજબ પઢવું ગણવું જારી રાખો, પણ એ દાહાડાઓ ઊપર તમો આએ મારી અને બેહે

રાંનો આકાર શું કરવા ઊભો કરોછો? હેવો આકારતો હીંદુઓ ગવરી અને ગણપતીની વખતે કરેછે, પણ જરતોસતી દીનની ઈઅજદાં પરસતીને હેવો આકાર ઊભો કરવો એ લાએક નથી. આપણું બોલવું હેવી રીતનું વાજબીછે, તેહને આપણા શતરૂઓ તરેહવાર રીતે ઊલટાવેછે.

એ લોકો કેહેછે કે આપણે જરતોસતીઓને પુતલાં પુંજનારમાં ગણેઆ. ગેઈ કાલે "રાહે રાસત નોમાએ જરતોસતીઆન" સભામાં હું જો હાજર હતે તો તાંહાં એક દાખલો આપીને કેહેતે કે આજે આએ મુંબઈના ટાપુ મધે હોરમજજી વાડીઆવાલાં આતશબેહેરામમાં કેટલીએક હેવી કીરીઆઓ થાએછે કે જે કીરીઆઓ પુતલાં પુંજનાર લોકોની જછે. એ આતશબેહેરામમાં બકરા, મરઘા અને સુંનાં રૂપાંનાં પુતલાંનાં પતરાંની માનતા ચહડેછે. બકરા અને મરઘાને આતશબેહેરામ સાહેબનાં તખતના ઓરડા સુધી લઈ જાએછે, તાંહાં તેહને ઊંબરનો સાથે નાખઘશણી કરાવેછે, અને સુંનાં રૂપાંનાં પુતલાંનાં પતરાંઓ માંનત દાખલ ચહડેલાં એ આતશબેહેરામના મોબેદો કબુલ રાખેછે અને મોહોટી ખુશીથી લીએછે. એ ચાલ શું જરતોસતી મજહબનીછે? એ વીશે આતશબેહેરામના મુતવલીઓ* તથા દસતુરો તથા મોબેદોની અકલ શું ગુમ થાઈ ગેઈછે? બકરા મરઘાની માનતા કોણ ચહડાવે? જે પુતલાં પુંજનાર હોએ તે અંબાદેવી અને ખંદોબાનાં દેવસથાનમાં હેવી માનતા કરે, અને પીરની કબરોને સુંનાં રૂપાંનાં પુતલાં માની આવે, પણ જેઓ જરતોસતીઓમાં નામ ખપાવી હેવું કરેછે અને આગલ રહીને કરવા દીએછે, કે જેથી આપણા મજહબને અપમાન પોંહોંચેછે, તેહવા શખસો પુતલાં પુંજનાર બરોબર ગુનેહગારછે, અને તેઓને પુતલાં પુંજનારમાં

* પાછલથી જાણવામાં આવીઉં હતું કે શેઠ હોરમજજી બહમનજી વાડીઆનાં આતશબેહરામના મુતવલીઓને આ ઠપકો આપવામાં ભુલ હતી. તેઓએ રાહાનુમાએ માજદીઆસના સભાનાં માંગવા ઉપરથી પોતાનાં એ મકાનમાં આણઘટતી માનતાઓ સંબંધી મનાઈ કરેલી હતી, પણ તે છતાં નાવાકેફ લોકો ઘણીએક હેવી માનતાઓની જીનસો તરેહવાર તદબીરથી આતશબેહરામ ખાતે મુકી જતાં હતાં.

ગણવા એ વાજબીછે, અને એવા લોકોને એવી રીતનો તેઓને લાએકનો ઠપકો આપીઆ સવાએ તેઓ હરગેજ એવાં કામો કરવાથી પાછા હટનાર નથી.

વલી એ સાહેબો કેહેછે કે આપણે મોબેદોને હાટેનટાટ અને કાફરી કરીને કહેઆ. કોણે કહેઆ? ગેઈ રાહાનુમાએની જાહેર સભામાં કેટલાએક મોબેદોની અણઘટતી ચાલ જોઈને ઈંગરેજી પતરનો એક "રીપોરટર" કે જેહેને આએ સભા સાથે કસો ઈલાકો તથા સંબંધછે નહી તેણે તરત બીજે દાહાડે પોતાનાં પતરમાં એવું નાખીઉં કે તે મોબેદોની ચાલ જંગલી હાટેનટાટ અને કાફરી લોકોના જેવી હતી. એ ઠપકો બધા મોબેદોને વાસતે નહી હતો, પણ જે મોબેદોએ ફેસાદ ઊઠાવીઓ હતો તેઓને લાગુ પડતો હતો. તે કરતાં ઊપલાં ઈંગરેજી પતર મધે એ ઠપકો છપાએઓ અને તેહેનો ગુજરાતી પતરવાલાઓએ ઊતારો કીધો તે વેલાએ આએ સભાના એક કરતાં વધારે મીજલસીઓએ કોશેશ કરીને તે સખત ઠપકા વીશે ઈંગરેજી તથા ગુજરાતી પતરોમાં લખીને તેમાં જેટલી બીના વધારીને લખી હતી તે ખોટી પાડી હતી. એ સાહેબો સંગલા ગોએઆ એવુંજ સમજેછે કે ગામમાં રાહાનુમાએનો ડંકો વાગેછે, તેથી જે કાંઈ એ સાહેબોની વીરૂધમાં છપાએછે તે સંગલું રાહાનુમાએ વાલા છપાવેછે, એવું બોલવું બેસમજ લોકોનુંછે. એ સાહેબોનો હીમાએતી ચાબુકવાલો જે આગલ આએ સભાની પખશ ખેંચતો હતો તે ધણી આજે રાહાનુમાએના મીજલસીઓને મજદકી કેહેછે, તેઓને નાપાક કેહેછે, તેઓનું માસ શાંણશી વતે ટુપાવા માંગેછે, તે વીશે હમોતો નહી ફરીઆદ કરતા કે એ સાહેબો ઊશકેરીને એવું લખાવેછે? પણ આપણામાં એક સાદો ગુજરાતી બોલછે તેમ જેઆરે નહી ચાલે તેઆરે ચીઠરાં ફારવાની એ વાતછે.

આપણે દોશલાંનાં બેહેરાં તથા મારી બાબેની તકરાર ઊભી કીધી તે ઊપરથી એ સાહેબો કેહેછે કે આપણે મજહબ ચુંઠવા લાગાછે, અને આપણે દીનની રૂસવાઈ કરવા માંડોછે, પણ તેઓને કોઈ પુછે કે

આંજે આઠ વરશ ઊપર એરવદ અસપંદીઆરજી ફરાંમજીએ મારી બેહેરાં માડવાની ચાલ ખોટી પાડી અને ચેઆર વરશની વાત ઊપર ચાણુકનો અધીપતી તેહેની વીરૂધમાં તકરાર કરતો હતો તેઆરે રાહાનુ માએ સભાએ એ બાબદની તકરાર કાંહાં લીધેલી હતી? અને રાહાનુ માએ જેઆરે એ મુખતાદની તકરાર કાહાડી તેઆરે તેઓને મદદ કર વામાં અને તેઓને લખી આપવામાં તમારા દસતુરો સવાએ બીજા કોણ હતા? એક દસતુરે ચુકથી લખી આપીઊં તેમ શું બધાઓએજ ચુક કીધી? શું દસતુર પેશુતનજીએ ચુક કીધી તેમ ફરદુનજી દસતુરેબી કીધી, તેમ એરવદ અસપંદીઆરજીએબી કીધી? તેમજ અરદેસર દસતુ રેબી ચુક કીધી? તેમજ શું ભરૂચવાલા દસતુર પેશુતનજી અસપંદીઆ રજી ચુકી ગીઆ? * શું બધાજ ચુકી ગીઆ અને રાહાનુમાએવાલાઓ વગર કારણે એ બાબદ લઈ બેઠાછે? દસતુરોની ચાલ વીશે જેટલું બોલીએ એટલું થોડુંછે. હું ખાતરીથી કેહુંછું કે તેઓએ હવડાં સમો જોઈને વાત કીધીછે. કદાચ હવેપછી સમો બીજો આવશે, અને તે સમો જોઈને તેઓ વલી પોતાનું મત ફેરવશે તેથી આપણે અચરત થવું નહી.

ગેઈ કાલે "રાહે રાસત નોમાએ જરતોશતીઆન" ની સભા મલી હતી તે વેલાએ આપણા સરનશીન શેઠ નવરોજજી ફરદુનજીએ એક જરતોસતી દાખલ પોતાની તરફથી એ સભાને બેએ બાબદની ભલામણ લખી મોકલી હતી, તેમાં પેહેલું એ હતું કે આપણાં અવસતાનાં દફત રોનો શહી ગુજરાતી તરજુમો કરાવવાનું કામ તેઓએ માથે લેવું, અને બીજું એકે દસતુરોને મુકરર કરીને તેઓની પાસે મહીનામાં તરણ ચેઆર વેલાએ દીનઆઈનની બાબદો વીશે વાઆજ કરાવવી. આપણા સરનશીનની એ ભલામણ વીશે એ સભામાં બીરાજનાર કેટલાએક સાહે

* જે દસતુરોએ મુખતાદની બાબદમાં પોતાનાં મત રાહાનુમાએ માજદીઅસના સભાના વીચારને મલતી રીતે પરથમમાં ખોલાસાથી જાહેર કીધાં હતાં તે મત રાહાનુમા એનાં ચોપાંનીઆંના આંક ૧૦ માં મધે તથા એરવદ અસપંદીઆરજીનો કાગજ આંક ૧૧ મા મધે પરગટ થાએઆછે.

બોએ હેવો વીચાર જણાવીઓ કે નવરોજજી જેઆરે એ સભાને હેવી ભલામણ કરેછે તેઆરે પોતાની રાહાનુમાએ સભામાં તે પરમાંણે કરતા કેમ નહી ? હેનું કારણ આએ જોગવાઈએ હું તમોને કહી સંભલાઊંછું. "રાહે રાસત નોમાએ જરતોસતીઆન" સભામાં હવડાં જંદ અને પેહલવી જુબાન જાણનાર દસતુરો તથા બેહેદીનોનો જેહેવો જમાવ થાએઓછે તેહેવો આસરો રાહાનુમાએને કધી મલીઓ નથી. એ સભાને દસતુરોએ કોઈ કોઈ વાર છુટી છુટી મદદ કીધીછે, તેથી અવસતાનો શહી તરજુમો બનાવવાનું કામ રાહાનુમાએ માથે લેવાને શકતીવાન નથી, પણ એ "રાહે રાસત નોમાએ જરતોસતીઆન" સભામાં જંદ અને પેહલવીની જાહેર માહીતગારી ધરાવનાર ઓછામાં ઓછા છ શખસો શાંમેલછે, તેઓથી એ કામ સેહેલાઈથી ઊઠાવી લેવાશે, તેઆરે તેઓએ એ કામ પોતાને માથે ઊઠાવી લેવું જોઈએછે.†

દસતુરો પાસે વાઆજ કરાવવા વીશે મેહેનત લેવામાં આપણી સભાએ કાંઈબી કસુર રાખી નથી. હું જોવાને દલગીર છેઊં કે ગેઈ કાલની "રાહે રાસત નોમાએ જરતોસતીઆન" સભામાં દસતુર મનચેરજી એદલજી જામાસપઆશાના તથા દસતુર પેશુતનજી બેહેરાંમજી સંજાણા તથા બેહેદીન પેશતનજી માણેકજી જાંમે જમશેદવાલા એ તરણે જણા હાજર હતા તેઓને સારીપેઠે રોશનછે કે વાઆજ કરવા સારૂં કોઈ ખબરદાર દસતુરને મુકરર કરવાની બાબદમો આએ સભાએ જેટલી બનીછે એટલી કોશેશ કીધીછે અને તેમાં કસી કસુર રાખી નથી. પણ એ તરણ સાહેબો એ વીશે કાંઈ જાણતાજ નહી હોએ તેમ તે મીજલસમાં ચુપકીદા બેશી રહેઆ હતા. એ દસતુર મનચેરજી તથા દસતુર પેશુતનજી તથા મરનાર દસતુર જમશેદજી બરજોરજીને દર મારો બેએ વખત વાઆજ કરવાને સારૂં આએ સભાની તરફથી ૩૪૦) થી ૫૦) સુધીનો પગાર આપવા કબુલ કરેઓ હતો પણ

† રાહે રાસત સભા જોકે ઘણા મજબુત આસરા તલે ઉભી થાઈ હતી, તોપણ તે બાંબા દીવસ ટકી હતી નહી, અને જુજ મુદતમાં તેહેનું કામ બંધ પડીઉં હતું.

કોઈએ હીમતથી એ કામ માથે લીધું નહી, અને એ સંગલી મેહનત ફેકટ ગેઈ.

સાહેબો, હું તમારો વધારે વખત રોકતો નથી, પણ ગેઈ કાલે "રાહે રાસત નોમાએ જરતોસતીઆન" ની પેહેલી સભામાં જે કાંઈ બીના બનીછે તે ઊપરથી મહને આટલું બોલવાની ફરજ પડીછે.

[રાહાનુમાએ માજદીઅસનાં સભાનું પુસતક ૧ લું
આંક ૧૫ મો સને ૧૮૫૫, સફે ૩૦—૩૮.]

**સમાપ્ત—દફતર ૧ લું.**